प्रवर्तक श्रीकान्तिविजयजी-जैनऐतिहासिक ग्रन्थमाला पुष्प-७ मुं.

# જૈન ઐતિહાસિક ગૂર્જર કાવ્ય-સંચય.

સંગ્રાહક અને સંપાદક,

શ્રીમાન્ જિનવિજયજી

( આચાર્ય ગૂજરાત પુરાતત્ત્વ મંદિર. )

પ્રકાશક—

શ્રીજૈન આત્માનંદ સભા, ભાવનગર.

| | | |
|---|---|---|
| વીરસંવત્ ૨૪૫૨ | મૂલ્ય | વિક્રમસંવત્ ૧૯૮૨ |
| આત્મસંવત્ ૩૦ | રૂ. આ. ૨—૧૨ | ઇસ્વી સન્ ૧૯૨૬ |



આ પુસ્તક મણિભાઈ મ. કુરને વડોદરા આર્ય સુધારક
છાપખાનામાં છાપ્યું અને શ્રીજૈન આત્માનંદ સભા,
ભાવનગર, એમણે પ્રસિદ્ધ કર્યું. તા. ૨૦-૧૦-૨૬.



# કિંચિત્ વક્તવ્ય

શ્રીજૈનશાસનની ઉન્નતિ કરનારા આચાર્યો, સાધુઓ, સાધ્વીઓ અને ગૃહસ્થોનાં જીવનચરિત્ર-સૌરભને પ્રસરાવનાર, પ્રાચીન ગૂજરાતી ભાષામાં રચાયેલ, પ્રામાણિક ઐતિહાસિક પ્રબંધસંગ્રહ રૂપ આ ગ્રંથપુષ્પને, પ્રાચીન જૈન ઇતિહાસ પ્રકાશમાં મૂકાવવા પ્રશસ્ત પ્રયત્ન કરનાર પ્રવર્તકજી શ્રીકાન્તિવિજયજી મહારાજના પવિત્ર નામથી અંકિત થયેલી ગ્રંથમાલાના ૭ મા પુષ્પ તરીકે પ્રસિદ્ધ કરતાં અમ્હને અતિ આનંદ થાય છે.

અતિ આનંદ થવાનું અન્ય કારણ એ પણ કહી શકાય કે આ ગ્રંથપુષ્પ પણ અનેક ઐતિહાસિક પરાવર્તનોમાંથી પસાર થઇ અનેક અણધાર્યા સંયોગો, વિઘ્નો અને અનેક વર્ષોની માંદ્યાવસ્થામાંથી વિમુક્ત થઇ, કરમાતું બચી જઇ સાહિત્યપ્રેમી પ્રવર્તકજી શ્રીકાંતિવિજયજી મહારાજ તથા તેમના સુશિષ્યરત્ન વિદ્યાવિલાસી સાક્ષર શ્રીચતુરવિજયજી મહારાજની અવિરત પ્રેરણા-ઔપધિથી ચિરકાલે પણ ચિરંજીવ થઇ સજ્જન સાક્ષરોની દૃષ્ટિસમક્ષ ઉપસ્થિત થઇ શક્યું છે.

આજથી આઠ વર્ષ ઉપર અમ્હે આ ગ્રંથના પ્રકાશનનો પ્રારંભ કરેલો, ત્યારે અમ્હને સ્વપ્ને પણ ખ્યાલ ન હતો કે—' આ પ્રકાશનને લગભગ દસકો વીતાવવો પડશે અને તેના સંપાદનનુ કાર્ય અમ્હારે અનેક સાક્ષરોના હાથમાં મૂકવુ પડશે. ' પરંતુ કાલના ગર્ભમાં રહેલ ભાવિ કોણ જાણી શકે છે ? આ ગ્રંથના મુખ્ય સંપાદક સાક્ષર શ્રીયુત જિનવિજયજી ગૂજરાત પુરાતત્ત્વ મંદિરમાં આચાર્ય તરીકે જોડાયા પછી આ ગ્રંથનું સંપાદનકાર્ય શિથિલ થયું. ત્યાર પછી અમ્હારે અન્ય સાક્ષરોનો આશ્રય શોધવો પડ્યો અને સદ્ભાગ્યે આટલે લાંબે વખતે પણ આજે અમ્હે આ ગ્રંથ-પુષ્પ વાચકોના કરકમલમાં મૂકવા શક્તિમાન્ થઇ શક્યા છીએ.

આ સ્થલે જણાવવું અનુચિત લેખાશે કે-આ 'કાવ્યસંચય' ના મૂલ કાવ્ય-રાસોનું સંશોધન અને કેટલોક રાસ-સાર શ્રીમાન જિનવિજયજીએ કરેલ છે. કેટલોક રાસ-સાર વકીલ મોહનલાલ દલીચંદ દેશાઈ બી. એ. એલ એલ બી. એમણે તથા વકીલ કેશવલાલ પ્રેમચંદ મોદી બી. એ. એલ એલ બી. એઓએ તથા ઉપોદ્ઘાત, પરિશિષ્ટો સાથે કેટલોક રાસ-સાર છોટાલાલ મગનલાલ શાહે અને અંતિમ ભાગ ( પૃ. ૧૧૩ થી ૧૭૬ ) પંડિત લાલચંદ્ર ભગવાનદાસ ગાંધીએ તૈયાર કર્યો છે. અત એવ તેમને ધન્યવાદ ઘટે છે.

પોતાને અનેક કાર્યવ્યવસાય અને ઉપાધિયો છતાં આ કાર્ય પૂર્ણ કરવા તરફ લાગણીથી લક્ષ્ય રાખી, નિઃસ્વાર્થભાવે પોતાના અમૂલ્ય સમયનો ભોગ આપી આ ગ્રંથનો મહત્ત્વપૂર્ણ અવશિષ્ટ ભાગ તૈયાર કરવામાં અને સંશોધનાદિમાં સાહિત્યપ્રેમી પંડિત લાલચંદ્ર ભગવાનદાસ ગાંધીએ જે સ્તુત્ય પરિશ્રમ કરી અમ્હને નિશ્ચિન્ત બનાવ્યા છે, તે બદલ પુનઃ તેમનો અંતઃકરણથી આભાર માનવાની-કૃતજ્ઞતા પ્રદર્શિત કરવાની અમ્હારી ફરજ વિચારીએ છીએ.

ઇતિહાસરસિક સાહિત્યપ્રેમી સજ્જનો આ ગ્રંથનું અવલોકન કરી ગ્રંથકારોના, સંશોધકોના અને પ્રકાશકના પરિશ્રમને સફલ કરે અને આવાં અન્ય કાર્યો પ્રકાશિત કરવામાં તેમને પ્રોત્સાહિત કરે એવી અભ્યર્થના કરી વિરમીએ છીએ.

વીરસં. ૨૪૫૨ }
અક્ષયતૃતીયા. }

—પ્રકાશક

# ઉપોદ્ઘાત.



પ્રસ્તુત **ઐતિહાસિક કાવ્યસંગ્રહમાં** ભિન્ન ભિન્ન એકત્રીસ વ્યક્તિઓ સંબંધી તેત્રીસ કાવ્યોનો સંચય સંપાદક મહાશયે કરેલો છે. આ કાવ્ય-સંચય ચોપાઇ. ભાસ, રાસ, ફાગ, પ્રબંધ, સઝાય, સ્તુતિ અને વિવાહલા આદિ ભિન્ન ભિન્ન પ્રકારોમાં વહેંચાયેલો છે. કાવ્યોનો રચનાકાળ ચૌદમા સૈકાથી પ્રારંભી વીસમા સૈકાના પ્રથમ ચરણ સુધી લંબાયેલ છે. આ ઉપરથી એમ કહી શકાય કે, આપણને આ સંગ્રહથી ચૌદમા સૈકાથી ઓગણીસમા સૈકાના અંતર્ગત સંયોગોનું ભાષાસ્વરૂપ, ધાર્મિક, સમાજ અને રાજકીય વ્યવસ્થા, રીતરિવાજો, આચાર, વિચાર અને તે સમયના લોકોની ગતિનું લક્ષ્યબિંદુ એ દરેકને લગતી સામાન્ય માહિતી પ્રાપ્ત થઇ શકે છે. કાવ્યો વ્યક્તિના વૃત્તાંતથી રંગાયેલ હોવાથી, તેમાંથી 'અદ્ભુત કલ્પના, ચમત્કારિક બનાવો કે વિવિધ રસોના આસ્વાદની આશા રાખવી અનાવશ્યક ગણી શકાય પરંતુ વિશેષ કરીને સાધુઓના ચરિત્રો હોવાથી વૈરાગ્ય, શાંત રસમિશ્રિત વિવિધ નીતિ વિષયક કાવ્યના અંશો હસ્તગત થઇ શકે ખરા.

જૈનસમાજ વ્યાપારપ્રધાન હોઇ, સાહિત્ય પ્રતિ તેની સ્વાભાવિક અભિરુચિની ઉણપ હોય છે, તેથી તે ( જૈનસમાજ ) સાહિત્યનો યથોચિત સત્કાર કરી શકતો નથી. ધનપ્રાપ્તિના વ્યવસાયમાં સમાજના આવશ્યક અંગોની ઉપેક્ષા કરવાથી કેવા કડુ ફળો ભોગવ્યાં છે, ભોગવે છે અને ભાવિમાં કેવાં ભોગવશે તે પ્રાજ્ઞજનથી અજાણ્યું નથી. આમ અનાદર રાખવાથી કેટલુંય સાહિત્ય વિકરાળ કાળના ગર્ભમાં અંતર્ધાન થયેલું જાણી શકાય છે. પરંતુ હમણા હમણાં કેટલીક પુસ્તકપ્રકાશક સંસ્થાઓનું લક્ષ્ય પ્રાચીન ગૂજરાતી સાહિત્ય પ્રકાશન કરવા તરફ દોરાયું છે અને કેટલાક ગ્રંથો પ્રકાશિત પણ થયા છે

**જૈન પ્રાચીન ગૂજરાતી સાહિત્યના પ્રકાશનની શરૂઆત.**

ગૂજરાતી જૈન સાહિત્યનું પ્રથમ દર્શન જૂની **વાંચનમાળામાં વીરવિજય** કૃત હિતશિક્ષાની ગરબીનું થયું. ત્યાર પછી બૃહત્ કાવ્યદોહનમાં કેટલાંક સ્તવનો, સઝાયો, સ્તુતિઓ, પદો વિગેરે કેટલીક ભૂલોથી મિશ્રિત થયેલ વાંચવામાં આવ્યાં. તે પછી પ્રાચીન કાવ્યમાળામાં વૃદ્ધ સાક્ષરવર્ય હર-

ગોવિંદદાસ કાંટાવાળાના આગ્રહથી શીલવતીનો રાસ પ્રસિદ્ધિ પામ્યો. આ રાસની પ્રસિદ્ધિ પછી જૈનેતર વિદ્વાનોનું કંઇક લક્ષ્ય જૈન ગૂજરાતી સાહિત્ય પ્રતિ આકર્ષાયું. તે પછી મુંબાઇમાં ભરાયેલ ગૂજરાતી સાહિત્ય પરિષદ્‌મા રા. મનસુખ કિરતચંદ મ્હેતાનો "ગૂજરાતી ભાષામાં જૈન સાહિત્યનો ફાળો" એ નિબંધ વંચાયાથી ગૂજરાતી સાહિત્યમા જૈનોનો આટલો મોટો અદ્વિતીય ફાળો અસ્તિત્વ ધરાવે છે, તે સાભળી આશ્ચર્ય પામ્યા. પ્રાચીન ગૂજરાતી સાહિત્ય વિષે આટલો પ્રકાશ પડ્યા છતા પણ જૈનેતરોની માફક જૈનોને કોઇ રાજા કે કોઇ સંસ્થા તરફથી મદદની અસંભવતાથી સાહિત્ય કંઇ પ્રકાશમા આવી શક્યું નહીં પહેલા એ તો લખાઇ ચૂક્યું છે કે જૈનસમાજ વ્યાપારપ્રધાન હોઇ તેઓનું તે પ્રતિ દુર્લક્ષ્ય તો હતું જ. તેમ સાધુઓને પણ સંસ્કૃત કે પ્રાકૃત સાહિત્ય જેટલુ ગૃજરાતી સાહિત્ય વિષે અભિમાન ન્હોતુ તેથી જૈનસમાજ ગૂજરાતી સાહિત્યના મોટા ખજાનાની માલેકી ધરાવવા છતા પણ ભાષા કે ઇતિહાસ તત્ત્વોના સશોધકોની આશાઓ તૃપ્ત કરી શક્યો નહી. દિવસે દિવસે માસિકોમા, વર્તમાનપત્રોમા અને સાહિત્ય પરિષદ્‌મા જૈનેતરો દ્વારા પોતાના ગૂજરાતી સાહિત્ય વિષે થતા પ્રયત્નોથી કેટલાક જૈન વિદ્વાનોના હૃદયમા પોતાનુ પ્રાચીન ગૂજરાતી સાહિત્ય પ્રકાશિત કરવા ઉત્કટ ઇચ્છા ઉત્પન્ન થઇ. દરમ્યાન રા. રા. મનસુખલાલ રવજીભાઇ દ્વારા રાયચદ્ર જૈન કાવ્યમાળાના બે ગુચ્છકો પ્રકાશિત થયા. તે પછી વિદ્વાન્ ભગુભાઇ કારભારીના પ્રયત્નથી શ્રીમાન્ શેઠ દેવચંદ લાલભાઇના પુસ્તકોદ્ધારના ફડના-કાર્યવાહકોનુ ધ્યાન ખેચાયુ તે પુસ્તકોદ્ધાર ફડ દ્વારા અત્યાર સુધીમાં છ ભાગો બહાર પડી ચૂક્યા છે, તે પછી તે પણ કંઇ શ્રમિત થઇ આરામ લેતું હોય તેમ જણાય છે.

ઉક્ત રેખા દર્શનાનુસાર સાહિત્ય જેમ જેમ પ્રકાશમા આવતું ગયું. તેમ તેમ વિદ્વાનોના ભાષાસ્વરૂપાદિ સબધી અનેક શકિત પ્રશ્નોનો ઉકેલ આવતો ગયો અને અગાઉ દૃઢ કરી રાખેલ મતવ્યોને ફેરવવા પડ્યા. પહેલા કેટલાક વિદ્વાનો સાહિત્યમા 'જૈન સાહિત્ય' એવું ભિન્ન નામ આપતા ( ટુંક દૃષ્ટિમા ), તેમનું ભાષાસ્વરૂપ પણ ભિન્ન ગણુતા પરતુ જેમ જેમ પ્રકાશિત સાહિત્યનું અધ્યયન–અવલોકન વૃદ્ધિંગત થતું ગયું તેમ તેમ તે વિચારો ફેરવાતા ગયા. આ વિષે રા. રા. મંજુલાલ જમનારામ દવે એમ એ. ગૂજરાતી પાચમી સાહિત્ય પરિષદ્‌મા " પ્રાચીન અને અર્વાચીન કાવ્યો " એ નિબધમા જણાવે છે કે " જૈન સાધુઓ પોતાના ગચ્છથી સંરક્ષિત

હોવાને લીધે શાન્તિથી સાહિત્યોપાસના કરી શકતા અને તે કાળની લોકવાણીમાં પોતાના 'વસ્તુછંદ' અને 'ભાષા છંદ' ના મધુર રાગો રચતા આ સાહિત્યને કેટલાક 'જૈન સાહિત્ય' એવું નોખું નામ આપે છે, પરંતુ વસ્તુત **તે જ પ્રાચીન ગૂર્જર સાહિત્ય છે.** એમાં હવે કોઇ પણ જાતનો સંકોચ રાખવા જેવો નથી અલબત્ત તે કાળની જૈન અને બ્રાહ્મણ શૈલીમા ફેર છે અને તેનું કારણ નથી તેમ નથી. તે કાળની બ્રાહ્મણ શૈલી સંસ્કૃતને વધારે અવલંબતી ત્યારે જૈન શૈલી પ્રાકૃતાદિમાંથી શબ્દભંડોળ ભરતી. પરંતુ ઉભયનો આશય તો એકજ હતો. અને તે ધર્મ નામમાં જ સમાપ્ત થતો." (જુઓ પાંચમી ગૂજરાતી સાહિત્ય પરિષદનો અહેવાલ). આ પ્રમાણે વિદ્વાનોનાં હૃદય વિશાળ બની જૈન કાવ્યોનો આસ્વાદ કરવા લાગ્યાં. હજુ પણ કેટલાક વિદ્વાનોના હૃદયમા જૈન ભાષાસ્વરૂપ ભિન્ન હોવાનો વિચાર દૃઢ મૂળ કરી રહેલ છે, પરંતુ આશા રાખી શકાય છે કે જ્યારે જૈન, જૈનેતર સાહિત્ય વિશ્વસનીય શાસ્ત્રીય અન્વેષણ પદ્ધતિથી પ્રસિદ્ધિ પામશે અને કોઇ નિષ્પક્ષપાત વિદ્વાનના હાથે ભાષાનો ઇતિહાસ સિલસિલેવાર લખાશે ત્યારે જ તે વિચાર કંઇક અસ્થિર થશે. અસ્તુ.

આ કાવ્યસંગ્રહ એક ઐતિહાસિક સામગ્રીના સાધનરૂપે પ્રકાશ પામે છે. એટલે આવાં સાધનો પણ ઇતિહાસમાં કેટલાં મહત્ત્વપૂર્ણ છે, તે પુરાતત્ત્વના શોધકો સારી રીતે સમજી શકે છે ગૂજરાતના ઇતિહાસનાં સાધનો જેટલા જૈન સાહિત્યમાંથી હસ્તગત થશે તેટલાં અન્ય સાહિત્યમાંથી ભાગ્યેજ મળી શકશે. જૈનેતરોમા ગૂજરાતના ઐતિહાસિક સાહિત્યનો ફાળો આપી શકે તેવા ફક્ત કીર્તિકૌમુદી, કાન્હડેપ્રબંધ, અને અન્ય એક બે એ સિવાય ભાગ્યેજ વિશેષ મળી આવશે. ત્યારે જૈનોમા પ્રભાવક ચરિત્ર, પ્રબંધ ચિંતામણિ, ચતુર્વિંશતિ પ્રબંધ, કુમારપાળ સંબંધી ત્રણ મોટા ગ્રંથો. દ્વયાશ્રય, હીરસૌભાગ્ય, સોમસૌભાગ્ય આદિ અનેક સંસ્કૃત, પ્રાકૃત ગ્રંથો તે સિવાય ગૂજરાતી ભાષામા "જૈન ગૂજરાતી ઐતિહાસિક રાસ સંગ્રહ, યશોવિજય ગ્રંથમાળા દ્વારા પ્રકાશિત ઐતિહાસિક રાસ સગ્રહો ૮ ભાગો, અને ગૂજરાતી ગદ્યમા કેટલાક છુટા છવાયા પ્રકાશિત થયેલ ઐતિહાસિક પત્રો આ વિસ્તીર્ણ સાહિત્યનું સૂક્ષ્મતાથી અવલોકન કરવામા આવે તો જૈનોનું જ નહીં પણ ગુજરાતની સામાજિક, રાષ્ટ્રીય, ધાર્મિક સ્થિતિ, લોકોના આચાર-વિચાર, જ્ઞાતિઓની વ્યવસ્થા આદિ અનેક બાબતોનું કેટલુંય વર્ણન મળી આવે છે. જ્યા સૂધી જૈન સાહિત્યનુ સાંગોપાંગ બારીકા-

ઇથી અધ્યયન નહીં કરવામાં આવે ત્યા સુધી ગૂજરાતનો પ્રામાણિક ઇતિહાસ લખી શકવાની આશા રાખવી તે વૃથા છે. જૈન સાધુઓએ પંદરમા સૈકા પહેલાં ઐતિહાસિક આદિ સાહિત્ય જેમ સસ્કૃત ભાષામા રચી સમાજને ઉપકૃત કરેલ છે, તેવીજ રીતે પંદરમા સૈકા પછીના ગૂજરાતી સાહિત્યના મોટા ફાળાથી સમાજ તેમનો ઋણી છે. પદરમા સૈકા પછીનું ઘણું સાહિત્ય (પ્રાચીન) ગૂજરાતી ભાષામા મળી આવે છે. તેથી તે સૈકા પછીનો સાહિત્ય, સમાજ કે રાજ્ય સંબધીનો ઇતિહાસ રચવામા રાસો, સઝાયો, સ્તુતિઓ, પ્રબંધો કે વિવાહલાઓ વિગેરે સાધનો ઘણોજ અગત્યનો ભાગ અર્પણ કરી શકે છે. એટલે પહેલાના ઇતિહાસ માટે જેમ સંસ્કૃત સાહિત્ય અપેક્ષણીય છે, તેવી જ રીતે પદરમા સૈકા પછીનું ગૂજરાતી સાહિત્ય તેટલુ જ આદરણીય છે. આ સમયના પંદરમા સૈકાથી સતરમા સૈકા સુધીના ઇતિહાસ માટે આ સાધનો સિવાય મુસલ્મિન લેખકોના અહેવાલો ઉપર આધાર રાખવો પડે છે. પરંતુ આપણી અને તેમની સંસ્કૃતિ વચ્ચે અનેક ભેદ હોવાને લીધે તેમના ઘણા અહેવાલો ભ્રમમૂલક મળી આવે છે. તેમ આપણા ગૂજરાતી સાહિત્યમા રાજકીય બાબતો સિવાય અન્ય અનેક હકીકતો સંબંધી પ્રબધો મળી આવે છે, જેનો મુસલમાની સાહિત્યમા અભાવ હોય છે એટલે તે ત્રણ–સાડાત્રણ સૈકાના ઇતિહાસ માટે ગૂજરાતમા આ રાસાનું સાધન એક ઉપયોગી અગ લેખી શકાય. આવાં સાધનોની કેટલી જરૂર છે, તેમ તેનુ મૂલ્ય કેવું આકી શકાય તે વિષે છઠ્ઠી ગુજરાતી સાહિત્ય પરિષદ્‌ના ઇતિહાસ વિભાગના પ્રમુખ શ્રીમાન્ પ્રો. બળવંતરાય કે ઠાકોર પોતાના ભાષણમા જણાવે છે કે “મતલબ કે ઉર્દુ, બગાલી, ગુજરાતી આદિ વર્તમાન અને ફારસી, અર્ધમાગધી, અપભ્રંશ, સંસ્કૃત આદિ જુની ભાષાઓનું એ સૈકાઓનું–ચોક્કસ એ સૈકાઓનું ગણી શકાય એવું સર્વ સાહિત્ય, જે જે મળી આવે, તે તે સંશોધીને પ્રગટ કરવું, એ એ સમયના ઇતિહાસનું જ એક અતિ મોટું કાર્ય છે. સાહિત્યની કે બીજી કોઇ દૃષ્ટિએ એ કૃતિઓ ગમે તેટલી ઉતરતી જણાય તથાપિ એ સમયની સંસ્કૃતિનો ઇતિહાસ ઘડાવવાને માટે એ જ સર્વોત્તમ સાધન છે” આ ઉપરથી સમજી શકાશે કે આપણને એ સમયનો શાસ્ત્રીય ઇતિહાસ ઘડવા માટે રાસાઓ, ભજનો, લોકગીતો, ગરબાઓ, સ્ત્રીઓના ગસાઓ, દુહા, સોરઠા, લોકવાર્તાઓ વિગેરે જે જે સાહિત્ય ઉપલબ્ધ થાય, તે તે સર્વે આવશ્યક અંગ પૂર્ણ કરી શકે તેમ છે. સાહિત્યદૃષ્ટિ કરતા

ઐતિહાસિક દષ્ટિ અને ભાષાદષ્ટિ ધ્યાનમા રાખીને જ આ રાસાઓને પ્રકાશમા લાવવા પ્રયત્ન થયો છે, એ ખાસ ધ્યાનમાં રાખવું જોઇએ.

કાવ્યોને ભાષાસ્વરૂપની દષ્ટિએ અવલોકતા સમયયાપન સાથે ભાષામાં કેવું પરિવર્તન થવા પામ્યું છે, મૂળ સસ્કૃત શબ્દો કેવું સ્વરૂપ ધારણ કરતા ગયા અને કયા સ્વરૂપમા રૂઢ થયા એ જ લક્ષ્યમાં રાખવુ ઘટે. એટલે કાવ્યની પરીક્ષા ભાષાની દષ્ટિએ અને સાહિત્યની દષ્ટિએ કરવી ઘટે. કારણ કે ભાષાસ્વરૂપ દરેક જમાનાવાર કવિઓમા એકધારૂ એટલે તેમના સમયમાં જે પ્રમાણે પ્રયોગો વપરાતા હોય ત પ્રમાણે તેઓ પ્રયોગ વાપરી શકે છે. પરતુ કાવ્યના ગુણો વિકસાવવામાં કવિની પ્રતિભા ઉપર આધાર રહે છે. કાવ્યની ઉત્તમતા કે અનુત્તમતા યા ગુણ-દોષો કવિની પ્રતિભાને અવલંબીને રહ્યા હોય છે. તે માટે કાવ્યોની સમાલોચના કરતાં કાવ્યની ઉત્તમતા કે અનુત્તમતા ભાષાસ્વરૂપનું પૃથક્કરણ કરતા મિશ્રિત ન થઈ જાય તે ધ્યાનમા રહેવું જોઇએ. અતએવ કેટલીક વખત આપણે પંદરમા સૈકાનુ પ્રતિભાશાલી કાવ્ય નિહાળી સતરમા સૈકાનુ નિરસ કાવ્ય અવલોકી ભાષાસ્વરૂપનો વિચાર કરતા ઉતાવળથી એવો મત બાંધી લઇએ છીએ કે આ ભાષા, આ પ્રયોગો યા રૂપખ્યાનો તો અમુક સમાજનાં જ ભિન્ન છે પરંતુ વસ્તુતઃ એમ નથી હોતુ તેમાં કવિની શબ્દરચના યા શૈલી જ આપણને ભ્રાંતિમાં નાખે છે. જૈનાના કાવ્યોનુ અવલોકન કરતા એ ખાસ ધ્યાનમાં રાખવું જોઇએ કે જેમ જૈનોના આદિમ આચાર્યોએ પ્રાચીનકાળના સાહિત્યમાં તત્સમયની ભાષાને જ પ્રાધાન્ય આપ્યું હતું, એટલે પોતાનું સાહિત્ય તે સમયની પ્રાકૃતભાષામાં ગુંથ્યુ હતુ. તે જ પ્રમાણે અર્વાચીન (પંદરમા સૈકા પછીના) આચાર્યોએ ગૂજરાતી ભાષાના સાહિત્યમાં પોતાના સમયની, પોતે વિહરતા હોય તે તે પ્રાંતની ગ્રામ્ય ભાષાને જ પ્રાધાન્ય આપેલુ છે. કોઇ કોઇ એમ પણ માને છે કે જૈનેતરોના કાવ્યોમાં સંસ્કૃત ભાષાના શબ્દો યથેષ્ટ વપરાયા છે, તેમ જૈનોના કાવ્યોમાં પ્રાકૃત. પરંતુ જૈનોનાં કાવ્યો બારીકીથી નિહાળવામાં આવે તો જરૂર ખાત્રી થશે કે તેમના કાવ્યોમાં દેખાતા પ્રાકૃત શબ્દો યા રૂપાખ્યાનો શુદ્ધ પ્રાકૃત નથી હોતા, પરતુ તેમના સમયમાં જે રૂપમાં રૂઢ થયેલ તે જ રૂપમા તેમના કાવ્યોમાં સ્થાન પામેલ છે. એનું સબળ કારણ અન્ય એ પણ છે કે કેટલાક સસ્કૃત, પ્રાકૃત ભાષામાં પ્રતિભાશાલી ગ્રંથપ્રણેતા જૈન કવિઓએ ગૂજરાતી ભાષામાં જે ગ્રંથો રચ્યા છે. તેને ધ્યાનપૂર્વક નિહાળતાં તેમાં વપરાયેલ શબ્દો અને કેટલાયે રૂપાખ્યાનો શુદ્ધ

સંસ્કૃત કે શુદ્ધ પ્રાકૃત નથી હોતાં. તો કહો કે શું તેવા પ્રતિભાશાળી ગ્રંથકારોને ગૂજરાતી ભાષામાં તેવા શબ્દોના પ્રયોગો વાપરતાં તેનું વિકૃત સ્વરૂપ ધ્યાનમાં નહીં હોય? પરંતુ તેનું ખરું કારણ એ જ છે કે તેમના સમયમાં ગૂજરાતી ભાષામાં જે શબ્દો યા રૂપાખ્યાનો રૂઢ થયેલ તે જ સ્વરૂપમાં તેમણે પોતાનાં કાવ્યો રચ્યા છે. વળી પ્રાચીન સમયમાં વિહારના યથેષ્ટ સાધનના અભાવે તેઓ લાંબા સમય સુધી જે વિભાગમાં વિહરતા તે પ્રાતની ભાષાનો પટ તેમનાં કાવ્યોમાં જણાઈ આવશે યા તે સાધુઓનું જીવન વિશેષ ભાગે મુસાફરીમાં જ વ્યતીત થાય છે અને તેમાં પણ શહેરો કરતાં ગામડાઓનું સેવન વિશેષ હોય છે એટલે પરિભ્રમણના પ્રદેશોની ભાષાનો પટ તેમના કાવ્યોને લાગેલો હોય ને સ્વાભાવિક છે. વળી ગ્રામ્યજનોને પ્રતિબોધવા માટે જે કાવ્યો યા રાસાઓ કે કંઈ પણ રચના કરવી પડે તે તેમની ભાષાના સ્વરૂપ પ્રમાણે યા ગ્રામ્ય પ્રયોગોમાં રચના કરવી પડે એ તો સમજી શકાય તેમ છે જ. હાલ પણ એ અનુભવાય છે કે કોઈ શિષ્ટ લેખક ગામડામા જઈ કંઈપણ ઉપદેશાત્મક મહત્ત્વપૂર્ણ ભાષણ પોતાની ભાષામાં આપશે તો તે ગ્રામ્યજનો બરાબર નહીં સમજી શકે, તેથી ઉલટું જેને ગામડાનો સંસર્ગ વધારે હશે અને તે ગ્રામ્ય ભાષામાં કંઈ ઉપદેશ આપશે તો તેની અસર તેમના ઉપર આબાદ થશે. તદનુસાર જૈન સાધુઓનું વિહારસ્થળ ગામડા અને ગ્રામ્યજનોને પ્રતિબોધવા એટલે તેમનાં કાવ્યો વિશેષ કરી ગ્રામ્ય ભાષાથી જ ભરેલા હોય છે. અહુના પણ વિચારાય તો જણાશે કે ગુજરાતના જે જે કૈકિક વિભાગો અસ્તિત્વ ધરાવે છે.—જેમ કે ચુંવાલ, વાગડ, વઢીઆર, પાટણવાડો, ઉગમણું, કરકાંઠ, ચારૂતર, કાનમ, સુરતજીલ્લો વિગેરે અનેક વિભાગોની ભાષાના સ્વરૂપમાં, ત્યાંની શૈલીમાં, ઉચ્ચારમાં અનેક પ્રકારની ભિન્નતા જણાશે. જ્યાં કોઈ વિભાગમાં એક શબ્દ વ્યવહારમાં સારી રીતે પ્રચલિત હશે તે જ શબ્દ અન્ય વિભાગમાં નિંદ્ય ગણાશે. આનાં અનેક ઉદાહરણો પણ છે. તે આપવાથી વાચક અધીરા થઈ જાય તેમ સંદેહ રહે છે. જૈન કવિઓ પોતાના કાવ્યના અંતે રચનાસ્થળ જણાવે છે. તો તે કાવ્યોને અવલોકી તે જણાવેલ વિભાગોની ભાષાનું હાલ પણ અધ્યયન કરી, તે કાવ્યોને નિહાળે તો ઘણા અનેક પ્રયોગો હજુ પણ એવા ને એવા સ્વરૂપમાં કાયમ દેખાશે. અને તેથી આપણને જે જૈન પ્રયોગોની સૂગ છે તે દૂર થઈ શકે ખરી. તો એટલું લક્ષ્યમા રાખવું ઘટે કે કાવ્યાવલોકન-સમયે જે જે પ્રયોગો યા શબ્દો આપણે ન સમજી શકીએ યા તે પ્રયોગોનું

સ્વરૂપ પ્રથમ જ વાર આપણને દેખાય તેથી એમ મત ન બાંધી લેવો ઘટે કે આ રૂપાખ્યાનો, આ શબ્દો તો જૈનભાષામા જ વપરાયેલા છે. પરંતુ તેવા પ્રયોગો યા શબ્દોનું વિકૃત રૂપ અદ્યાપિ કોઇ સ્થળે ગામડાઓની ભાષાઓમાં અસ્તિત્વ ધરાવે છે કે નહીં તેમ નિહાળવું જોઇએ. જૈન કાવ્યોમાં કેટલાક એવા પણ શબ્દો મળી આવે છે કે સંસ્કૃત-શબ્દોનું પરિવર્તન તેમનામાં જણાઇ આવે છે. તેવા પરિવર્તનવાળા શબ્દો જૈનેતર કાવ્યોમાં નહીં મળે, પરંતુ હિંદના અન્ય ભાગોમાં તેવા જ પરિવર્તનવાળા તે શબ્દો મળી આવે છે. તેનું કારણ સાધુઓને એક પ્રાંતમાંથી બીજા પ્રાંતમાં વારંવાર કરવી પડતી મુસાફરી પર આધાર રાખે છે. અંતે એમ જણાવવું જોઇએ કે જૈન કાવ્યોના અવલોકન પ્રસંગે હાલની ગ્રામ્યભાષાનું સ્વરૂપ ખાસ ધ્યાનમાં રાખવું જોઇએ. તેમાં પણ અમદાવાદ જીલ્લાના ગામડાઓની ભાષા તથા વઢીઆર, ચુંવાળ, પાટણવાડા આદિ ગ્રામ્ય જનોએ લાબા સમયથી પાડી રાખેલા ગૂજરાતના વિભાગોની ભાષાના સ્વરૂપનું અધ્યયન કરી રાખવું જોઇએ. આથી હું એમ કહેવા નથી માગતો કે તેમનામા પ્રાકૃત શબ્દો નથી. પરંતુ જે શબ્દોનો પ્રયોગ વ્યવહારમા થઇ શકતા તે જ શબ્દો તેમનામાં વપરાતા. વળી ધર્મ-શાસ્ત્રના પારિભાષિક શબ્દો પ્રાકૃત હોવાથી તે શબ્દો નહીં જોયેલા જોવામાં આવે તેથી પણ કંઇક ભાષા જૂદી જણાય.

આ ઐતિહાસિક કાવ્ય સંચયમા કેટલાંક કાવ્યો સાહિત્યની દષ્ટિએ પણ ઉત્તમ છે અને તે વાચવાથી કવિની પ્રતિભા તેમા સ્પષ્ટ તરી આવે છે. આ સંચયમાં વિ. સં. ૧૪૯૯ ની સાલમા રચેલ 'દેવરત્નસૂરિ ફાગ' છે. તેમા દેવરત્નના સંન્યસ્ત પછી કવિએ તેમના બ્રહ્મચર્યની દૃઢતા માટે આલંકારિક વર્ણન ઉત્તમ રીતે કરેલ છે —રતિ પોતાના પ્રિય વલ્લભ પ્રતિ કહે છે કે મહીતલમાં એક દેવરત્ન જ તમારી આજ્ઞાને માન આપતો નથી. તે ઠીક ન કહેવાય માટે તેના માન-ખડન માટે કોઇ ઉપાય અજમાવવો જોઇએ. આ સાંભળી કામદેવ ક્રોધે ભરાઈ પોતાના મિત્ર વસંતને આમંત્રી સાધુને જિતવા માટે પ્રયાણ કરે છે. ત્યાં કવિએ વસતનું વર્ણન કરતાં કથ્યું છે કે:—

( ફાગ )

ફૂલભરિ સહકાર લહકઇ, ટહકઇ કોઇલિ વૃંદ;
પારધિ પાડલ મહિમહ્યા, ગહિગહિઆ મુચકુંદ.-

ચંદન નારંગ કદલી અ લવલીઅ કરઈ આનંદ:
રમતી ભમઈ બહુ ભમિરિ, રંગિરિ મધુકર વૃંદ.
વનિ વનિ ગાયન ગાયઈ, વાયઈ મલય-સમીર;
હસિમસિ નાચઈ રમણીઅ, રમણીય નવ નવ ચીર.
કિંશુક ચંપક કેતકિ, ફલિઅ તરુવર માર;
મયણ મહીપતિ ગાજઈ ગાજઈ રસ શૃંગાર.

( રાસ )

રતિપતિ અબલા-બલ સાગિસિઉ, રીસઈ ચાલઉ વીર રે;
મિત્ર વસંત પ્રમુખ નિજ પરિકરિ, પરિકરિઉ ગતિ ધીર રે.
આવિઉ મુનિવર પાસઈ ટેજસિ, જ્યાં તવ દહઈ ઉવસંતાપ રે;
શીયલ કવચ તસુ દેખી અતિઘણ, ધણુ-ગુણઆ ગમ-ચાપ રે.

આ પછી આગળના વર્ણનમાં મદનની હાર અને યતિના વિજયનું વર્ણન સુંદર રીતે આલેખાયેલું છે. પંદરમા સૈકાનાં કાવ્યોને, તેમાં વપરાયેલ રૂપાખ્યાનોના સ્વરૂપને હાલ વપરાતા સ્વરૂપ પરિવર્તન કરવામાં આવે તો તે કાવ્યની ઉત્તમતા તુરત ધ્યાનમાં આવી શકે. આ પ્રમાણે ગ્રન્થોનું પૃથક્ પૃથક્ સ્પષ્ટીકરણ કરવા જઈએ તો પ્રસ્તાવનાનું પરિમાણ વિસ્તૃત થઈ જાય અને વાચકના ધૈર્યનો અંત પણ આવી જાય એટલે વિવેચન નહીં કરતાં એક આવશ્યક હકીકતનો ઉલ્લેખ કરી વિરમીશ. જૈનધર્મમાં સ્ત્રીઓનું સ્થાન પુરુષના જેટલું જ ઉચ્ચ માનવામાં આવ્યું છે, તેમ પુરુષોની માફક સ્ત્રીઓ પણ સંન્યાસ ગ્રહણ કરી શકે છે તદનુસાર અનેક મહિલાઓ સન્યાસ અંગીકાર કરી સ્વપર કલ્યાણ સાધી ગયેલ છે. જૈનધર્મમાં સ્ત્રીઓને આટલું સ્વાતંત્ર્ય હોવા છતાં પણ કોઈ સ્ત્રી વિદુષી, કવયિત્રી કે પ્રતિભાશાળી ઉત્પન્ન થઈ હોય કે સેવા સમાજમાં પોતાનો ફાળો આપી અમર થઈ હોય તેવો ક્યાંય ઉલ્લેખ મળતો નથી,૧ પરંતુ

૧ વિ. સં. ૧૪૦૭ માં જેસલમેરમાં ગુણસમૃદ્ધિ મહત્તરાએ પ્રાકૃતમાં રચેલ અંજનાસુંદરી ચરિત સં. ૧૬૩૫ માં રતનબાઈએ મેડતામાં રચેલ રેટીઆની સઝાય, સં ૧૬૪૪ માં સાધ્વી હેમશ્રીએ ગુજરાતીમાં રચેલ કનકાવતી આખ્યાન વિગેરે મળી આવે છે. સુપ્રસિદ્ધ કવિ કુંવર સિદ્ધર્ષિની સં. ૯૬૨ માં રચાયેલી ઉપમિતિભવ પ્રપંચા કથાને પ્રથમ દર્શમાં ગણા સાધ્વીએ લખી હતી તેમજ રાજીમતી સોનાઈ વિગેરે અનેક શ્રાવિકાઓએ અનેક ગ્રંથો લખાવ્યાના ઉલ્લેખો મળી આવે છે.

—લા. ભ. ગાંધી.

એક આનંદની વાત છે કે આ કાવ્યસંચયમાં બે વિદુષી સ્ત્રી—સાધ્વીઓના પ્રબંધોનો સંચય કરવામાં આવ્યો છે. તેમાં ખંભાતનો વતની ઓશવાળ સોની સીહગ અને તેની પત્ની રમાદેવીથી ઉત્પન્ન થયેલ 'મેલૂય'નો પ્રબંધ છે. આ પ્રબંધ સાત ઢાલમાં યા ૭૫ શ્લોક પ્રમાણમાં સમાપ્તિ પામે છે. તેનું નામ સંન્યાસ સ્થિતિમાં ધર્મલક્ષ્મી રાખવામાં આવ્યું હતું. તેના વર્ણનમાં કવિ કહે છે કે—

જુગતિ હે ભગાત સવિ સાચવઇ એ, બહૂ વિનય વિવેક વિચારુ એ.
ભણઇ ગુણઇ બહૂ ભાવસૂં, અંગિ આલસ અંસ નિવારુ એ.
વાગદેવિ વર દિન પ્રતિ, સલોક સઇ કુઢ પ્રચ:રુ એ.
લક્ષણ—છંદ—પ્રમાણ—સૂત્ર, આવડઇંતાં ન લાગઇ વારુ એ.
શાસ્ત્ર સવે શ્રીમુખિ કરી, વળી જોઈએ અંગ અગ્યારુ એ.
અક્ષર અરથ એ જૂજૂઆ, વખાણઈ વિવિહ પ્રકારુ એ.
જાણએ સુધી ભાવ પદ્, લિપિ પ્રીછઇ ભેદ અઢારુ એ.
ધારણ કિસ્યું વખાણીઇ એહ, પ્રજ્ઞા ન લાભઇ પારુ એ. ૪. ૪.

કવિના ઉક્ત વર્ણનથી જણાય છે કે તે બહુ વ્યુત્પન્ન હતાં. તેમની ધારણાશક્તિ પણ અદ્વિતીય જણાય છે, જ્ઞાન પણ અત્યુત્કૃષ્ટ સંપાદન કરેલ હોય તેમ અવલોકાય છે. જૈન સમાજે તેમની પ્રતિભાથી આકર્ષાઇ ' મહત્તરા ' નામના પદ પર તેમને નિયુક્ત કર્યાં હતાં, જે પદ જૈનોમાં અત્યુત્તમ મનાય છે. બીજો પ્રબંધ ' ઉદયચૂલા ' નામની સાધ્વી સંબંધી છે. આ એક નાનો ૧૯ કડી પ્રમાણમાં છે. એટલે તેમની સંસારાવસ્થા વિષે આપણે અજાત રહીએ છીએ. કવિએ કેવળ તેમની સાધુ અવસ્થાનું જ વર્ણન કરેલ છે. તેમાં પણ તેમના ગુણાનુવાદ જ ગાયા છે. એટલે તેમના વિષે વિશેષ પ્રકાશ પડી શકતો નથી. શ્રીમતી ઉદયચૂલા પણ પૂર્વોક્ત ધર્મ—લક્ષ્મીની માફક ' મહત્તરા ' પદ પર નિયુક્ત હતાં. કવિ તેમના ગુણોનું કથન કરે છે કે—

( ઢાળ. )

ટાલિઉ વાદિઅ માણ, પરમત કિયા અપ્રમાણ
મહત્તરા સોહતી એ, રૂપિઇં મોહતી એ
નિઅવાણી રંજિઅ જાણ, ભુવન કિઉં હરાણ
તપ તેજિઇં દીપતી એ, રતિપતિ જીપતી એ.

મહિમા મેરૂ સમાણુ, ભવિઅણુ વદઇ તુમ્હ આણુ.
કીરતિ મહિમહઇ એ, ચીલઇ ગહગહઇ એ.
મહત્તરા જામલિ લેઉ, દીસઇ અવર ન કોઇ.
ઇણુપરિ જંપતા એ, કવિયણુ મલપતા એ.
સાજ કરઉ અતિ સિણગાર, મહત્તગ ગુણહ ભંડાર.
આવી વંદઉ એ, જિમ જગિ ચિર નંદઉ એ. ઇત્યાદિ

ફક્ત બે સાધ્વીઓના પ્રબંધથી સ્ત્રી ઇત્યાદિ સમાજનો કંઇક [ખ્યાલ] આવી શકે છે. વિદુષી સ્ત્રીઓનું સ્થાન પુરૂષ વર્ગમાં કેવું મહત્ત્વપૂર્ણ હતું તે સમજાય છે. સ્ત્રીઓ માટે આવા પ્રામાણિક પ્રબંધો મળવા બહુ દુર્લભ છે.

આ સંગ્રહ વિષે ઘણું કહેવા જેવું છે. પરંતુ તેના અધ્યયન પૂરતો સમયાવકાશ નહી હોવાથી મૌન રહેવું પડે છે.

સંપાદક મહાશયે જેવી પ્રતો પ્રાપ્ત થઇ છે. તે જ પ્રમાણે સંપાદન કરેલ છે. કોઇ પણ જાતનો કાવ્યોમાં વધારો ઘટાડો કે રૂપાંતર કરેલ નથી. પ્રતો ક્યા રાસની ક્યાંથી પ્રાપ્ત થઇ અને તે કેવી હતી. આદિ પ્રશ્નોનું સમાધાન તેમણે રાસના સારમાં કરેલું છે. મૂળ મૂળ રાસાઓ આપ્યા પછી છેવટે તે દરેક રાસનો ગદ્યમાં સાર આપેલ છે. જેથી જેમને પદ્યબંધ ભાષા ક્લિષ્ટ લાગે અને સમજ ન પડે વા કંટાળો આવે તેવાઓને માટે તે ઘણો ઉપયોગી થઇ પડશે.

શ્રીમાન્ સંપાદક મહાશયની પ્રતીતિ આપણને, તેમણે સંપાદન કરેલ અનેક ગ્રંથોથી થઇ ચુકેલ છે. તેમનું જીવન—ધ્યેય સાહિત્યને—ઇતિહાસને જ અવલંબેલું છે. તેઓએ પોતાનો શોખ પૂર્ણ કરવા ખાતર જૈન સમાજથી પણ વિશેષ વિસ્તીર્ણ જવાબદારીવાળું કામ સ્વીકારેલું છે. તેમના આ પગલાથી જો કે ગૂજરાતને તો લાભ જ છે, પરંતુ જૈન સમાજમાં તો સાહિત્યની દૃષ્ટિએ એક વિદ્વાન્ વ્યક્તિની ખોટ જ પડેલ છે. છેવટ પ્રભુ પ્રતિ અભ્યર્થના કે તેઓ આરોગ્યપૂર્વક આયુષ્માન થઇ સમાજ-સેવા કરવા શક્તિમાન્ બનો.

યોગ્યતાનુસાર પ્રસ્તાવના લખવા પ્રયત્ન કરેલ છે. તેમાં થયેલ સ્ખલના વિદ્વાન્ વાચકો દરગુજર કરશે.

તા. ૧૧-૧-૨૩.
અમદાવાદ.

છોટાલાલ મગનલાલ શાહ.
ઝુલાસણવાળા.

# અનુક્રમણિકા.

રાસ-સાર-સૂચી.



———

## પરિશિષ્ટ નં. ૧

# કાવ્યાન્તર્ગત સાધુઓની નામાવલિ.

---

રત્નાકર ગચ્છ



---

વિધિપક્ષ ( અંચલ ગચ્છ )

## પરિશિષ્ટ નં. ૨

# કાવ્યાન્તર્ગત ગૃહસ્થોની નામાવલી.



૧-રાજનગર, તેના રાજપુર આદિ પરાંનો સમાવેશ અમદાવાદમાં કરેલ છે,

| | | | |
|---|---|---|---|
| હરજી | ,, | દેવજી | ,, |
| રતનજી | ,, | અખઈ | ,, |
| રાજપાલ | ,, | જેઠા | ,, |
| ભાણુ | ,, | ધરમદાસ | ,, |
| ઓડીદાસ | ,, | ઉદયસંઘ | ,, |
| પ્રતાપસી | ,, | સોમો | ,, |
| સુરજી | ,, | નેમિદાસ | ,, |
| મનજી | ,, | સોમકરણ | ,, |
| ઇદ્રજી | ,, | મેઘ | ,, |
| ધનિ | ,, | આસકરણ | ,, |
| જગશી | ,, | મૂલિઆ | ૫૭ |
| સુરચંદ | ,, | આદિઓ | ,, |
| રૂપચંદ | ,, | સનિઆ | ,, |
| નારાયણ | ,, | દેવરાજ | ,, |
| મંગલ | ,, | થાનસંઘ | ,, |
| છાંછો | ,, | મેઘા | ,, |
| જિનદાસ | ,, | પાસદત્ત | ,, |
| નેમિદાસ | ,, | ધરમદાસ | ,, |
| ડુંગરશી | ,, | વીરચંદ | ,, |
| હીરા | ,, | સુરચંદ | ,, |
| મેઘજી | ,, | વાઘજી | ,, |
| સુંદર | ,, | ટોહાનજી | ,, |
| વીરદાસ | ,, | નાનજી | ,, |
| લાલજી | ,, | ઉદયસંઘ | ,, |
| ઠાકર | ,, | પ્રતાપશી | ,, |
| રવજી | ,, | અમરશી | ,, |
| રૂપાવલી | ,, | ખેતો | ,, |
| ઇંદ્રજી | ,, | સતીદાસ | ,, |
| ધનજી | ,, | તાલણસી | ,, |
| રૂપજી | ,, | તારાચંદ | ,, |

૧-૨-૩ ગૃહસ્થના નામ તરીકે નહીં પણ વિજાતીય જાતિ જણાવ માટે આપેલ છે.

૧ ઉક્ત મંત્રિરાજના વંશજોએ અનેક સ્થળે નિવાસ કરેલ હોવાથી, વળી પુનઃ મૂળ સ્થાને પ્રત્યાગમન કરેલ હોવાથી. નગરવાર સૂચન કરવું ઉચિત નહીં જણાવાથી પ્રબંધાન્તર્ગત નામોનું નિદર્શન કરેલ છે.

## પરિશિષ્ટ નં. ૩

# કાવ્ય સંચયની અંદર આવેલ સ્થળોની સૂચી.



---

૧-૨-૫ અમદાવાદનાં પરાં.

૩-૪ દીવબંદર પાસે આવેલ.

[1]–અમદાવાદવાળો.

૧-૨-૩-૪ અમદાવાદનાં પરાં

---

૧ અમદાવાદનું પરું

---

૧–૨–૩–૪ અમદાવાદનાં પરાં છે.

अर्हम् ।



# जैनऐतिहासिकगूर्जरकाव्यसंचय ।



## ( १ )

## वृद्धतपागच्छीय श्रीरत्नकीर्निसूरि चउपइ ।



દૂહા.

मंगलाचरण ।

સંભવ જિનવર વિનવું, માગું એકજ માન;
દુરગતિ દુખ દુરિ કરી, આપજો નિરમલ જ્ઞાન. १
શ્રીશ્રુતદેવી સાંનિધ કરે, દેજે વચનવિલાસ;
કવિકલા તુ કેલવિ, જો ભગવતી પુરિ આસ. २
માતપિતાથી અધીક વલી, ગુરુ જે જ્ઞાનદાતાર;
ગુણ ગાઉં હું તેહના, સારદનિં આધાર. ३
શ્રીવૃદ્ધતપાગચ્છગણધરૂ, શ્રીરતનકીર્તિસૂરીરાય;
ચરીય ભણું મનહેતસું, આણંદ અંગિ ન માય. ४

ઢાલ પ્રથમ—દશ દષ્ટાંતે દોહલું-એ દેશી.

अहमदनगर वर्णन ।

જંબૂદ્વીપનામિં ભલું, લખજોયણ વિસ્તારો રે;
વિચિ વૈતાઢ વિરાજતુ, દોએ ભરત નિરધારો રે. १
ભવિયણ વંદુ ભાવસું, શ્રીગચ્છપતિ ગુરૂરાજો રે;
નામિ નવનિધિ સંપજિ, દિન દિન અધિક દીવાજો રે. ભ० २

દક્ષણભરતમાહે દીપતુ, ગુજ્જરદેશ ગુણવંતો રે;
અસી સહસ્ર ગ્રામે કરી, અધિક અધિક સોભંતો રે. ભ૦ ૩

સકલનગરસિરોમણી, નગર અલિકા અવતારો રે;
વાવિ કૂઆ સરોવરૂ, વન વાડી મનોહારો રે. ભ૦ ૪

ગઢ મઢ મંદિર સુહુલસું, શ્રીઅહ્મદનગર વિરાજિ રે;
ભૂમંડલમાં એહવું કોટ, નહિ કો દિવાજી રે. ભ૦ ૫

દરવાજા બારે ભલા, ચુહુટાની ચિહું દિસિ ઓલો રે;
વણિક વ્યાપાર કરિ તિહાં, સોહિ સન્મુખિ પોલો રે. ભ૦ ૬

અવર વર્ણ વસિ તિહાં, સુખીઆ સહૂ કો પ્રાણી રે;
સકલનાતિ સિરોમણી, શ્રીશ્રીમાલિની જાંણી રે. ભ૦ ૭

લખમી લીલા ભોગવિં, દાનિં દુલતિ વધારિ રે;
પુન્યમારગમાં પડવડા, શ્રીજિનધર્મ સધારિ રે. ભ૦ ૮

ધર્મરાગી ધોરી ધર્મના, ઉત્તમ કરણી કરતા રે;
ગુણગ્રાહક ગુણે આગલા, પાપમારગ પરીહરતા રે. ભ૦ ૯

ધર્મ અરથ કામ તત્વ જે, આરાધિં વિધિસેતી રે;
ગુરૂવચને કરી ચાલતા, વર્ણના કહું કેતી રે. ભ૦ ૧૦

પ્રથમઢાલ પૂરી થઈ, શ્રીઆદિજિણંદ આધારિ રે;
સુમતિવિજય પંડીત કહિં, ગુરૂચરણ નમું વારવારિ રે ભ૦ ૧૧

દૂહા.

જોજન અર્દ્ધનિ માંનિ તે, વારૂ વિસ્તારિં વાસ;
આપ આપણિ સ્થાનકિં, કરતાં લીલવિલાસ. ૧

વારૂ વસિં વખારીઆ, દોસી દૂલતિવંતિ;
વુહરા નામિં વણિક બહુ, સાહ પણિ તિહાં સોભંતિ. ૨

ફૂડીઆ દીસઇં ફૂટડા, રૂપિં રતિપતિ જાણિ;
ઋદ્ધિસંપૂર્ણ પ્રગટપુન્ય, મુખિ અમૃત સમ વાંણિ. ૩

ઢાલ ૨—રાણીજી હો જાતિરૂ કારણુ માંરિ કો નહિં જી–એ દેશી.

**मातापिता–गुरु आगमन।**

નાતિ ચુરાસીમાં દીપતુ જી, સાહ પુંજુરે પુન્યવંત;
દાનમાનિં કરી પરગડુ જી, જીપતુ મદન બલવંત. ૧
પુન્ય કરૂ તુહ્મે પ્રાંણીઆ જી, પ્રગટ ફ્લ પુન્યનાં જોએ;
પુન્યથકી રે સ પદ મલિ જી, એમ વદઈ સહૂ કોએ. પુ૦ ૨
તાસ ઘરિ ઘરણિ અતી દીપતી જી, પ્રેમલદે પ્રેમની વાંણિ;
શ્રીજિનરાજવચને સદા જી, પાલતી પૂરણ આંણ. પુ૦ ૩
ભગતી ભરતારની ભાવસું જી, ભામની કરતી ભરપૂરિ;
પતીવરતા વરત પાલતી જી, કરતી કલંક સવે દુરિ. પુ૦ ૪
પંચ વિષિ સુખ ભોગવિ જી, કાંમની કંત સંયોગ;
પૂરવ કરમ અનુભાવથી જી, નહિં ઇં સંતાનનું યોગ. પુ૦ ૫
એહવિ પ્રેમલદે તણુ જી, બાંધવ સાધૂનિં વેસિ;
શ્રી ભુવનકીરતિ સૂરીશ્વરૂ જી, આવી આ ઉંણિ જી દેસિ. પુ૦ ૬
પુરપરવેસ કીઉ ભલુ જી, નર નારી ગહિ ગાટ;
ઊચ્છવ કીધા તિહાં અતી ઘણા જી, સણુગારાં સર્વે હાટ. પુ૦ ૭
ચતુર ચોમાસું તિહાં કરૂં જી, બિહિનિ તે ઘરિ બહુ પ્રેમ;
બાન્ધવ ખોટિ પુત્રની અછિ જી, તેહ ભાંજુ કહું એમ. પુ૦ ૮
શ્રીમાણિભદ્ર મહિમા ઘણુ જી, વચન કહું વલી એમ;
ભાણેજ એક મુજ આપજો જી, કુલ કીઉ વલી તેમ. પુ૦ ૯
પુન્ય પ્રગટું પૂરવ ભવ તણું જી, સફ્લ ફ્લું ગરૂવચણ;
ગરભ ધરૂ ગુણવંત સહી જી, હરષ ધરિ સહુ સયણ. પુ૦ ૧૦
વિહાર કરુ વસુધા તલિ જી, શ્રીભુવનકીર્રતિ સૂરીરાય;
વરસ ગયાં વહી કેતલાં જી, બિહિનિ બાંધવગુણ ગાય. પુ૦ ૧૧
પુત્ર પાંચિ દોએ પુત્રીકા જી, સાહ પુંજા વંસિં હોઈ;
સુમતિ કહિ ઢાલ બીજીઇં જી, ગુરૂવચન સાચાં તે જોઇ. પુ૦ ૧૨

દુહા.

વિનયવંત વિચક્ષણા, બાંધવ પંચ સરૂપ;
માતપિતા મન મોહતા, રામતિ રમિ અનુપ. ૧
વૃદ્ધ બાંધવ વારૂ રૂપજી, રામજી લહુઉ હોઈ;
સગુણસનેહી સહોદરા, પ્રેમવંત સહુ કોઈ. ૨
પુજ્ય પધાર્યા તિહાં કણિં, શ્રીભુવનકીરતિ સુરિંદ;
નરનારી નિરખિ ભાવસું, મુખ રાકાકુ ઈંદ. ૩

ઢાલ ત્રીજી—પાણી પાયુ તરસી થઈ રે લાલ-એ દેશી.

ગુરુસાથે વાતચીત ।

વાત સુણુ વારૂ પરિ રે લાલ, છંડી આલસ અંગિ; સુખકારી રે.
સાહ પુંજુ સુત નારિસું રે લાલ, આયા વંદણિ રંગિ. સુ૦ વા૦ ૧
વિધિસું વાંદી ભાવસું રે લાલ, બિસિ સૂરી હજૂરિ; સુ૦
દેસના દીધી નેહસું રે લાલ, પાપપડલ ગયાં દૂરિ. સુ૦ વા૦ ૨
બિહિનિ પ્રતિં કહિ બાંધવો રે લાલ, પાલુ વચન તે આપ; સુ૦
ભાણેજ મુજનિં દીજીઇ રે લાલ, સંતાણ્યાં માઈ બાપ. સુ૦ વા૦ ૩
ભગની વયણ કહિ ભાઇનિ રે લાલ, એ કિમ કીજઇ કાજ; સુ૦
બેટા બાપતણિ વસિઇ રે લાલ, નવિ કો દેઈ ચોગરાજ. સુ૦ વા૦ ૪
માતપિતા સોચી કરિ રે લાલ, કહુ કેમ પુત્ર અપાઇ; સુ૦
વાત વિવિધ પરિં કેલવી રે લાલ, પણિ નવિ બિસિ ઠાઇ. સુ૦ વા૦ ૫
મુલ માગુ તુમ્હનિં દેઉં રે લાલ, અવર માંનુ વલી વાત; સુ૦
પુત્ર ન દેઉં પિંડથી રે લાલ, વાંણી વદિ એમ તાત. સુ૦ વા૦ ૬
સંવત સોલ ઉગણ્યાસીઈ રે લાલ, ભાદરવા વદિ બીજ; સુ૦
ભોમ ભલુ વાર દીપતુ રે લાલ, રેવતી જન્મ હવુ નીજ. સુ૦ વા૦ ૭
મધ્યનિસાનિ માઝનિ રે લાલ, લગ્ન ઉત્તમ તેણી વાર; સુ૦
જન્મ લગિન મન માનીઉં રે લાલ, રામજી નાંમિ કુમાર. સુ૦ વા૦ ૮
ભુવનકીરતિ કહું ભાવસું રે લાલ, લઘુ સુત મુજનિ આપિ; સુ૦

એમ ને માનુ માહરિ રે લાલ, બિહિનિ બહનેવી કરિ થાપ. સુ૦ વા૦ ૯
સપ્ત વરસના સુંપીઆ રે લાલ, શ્રી સંઘની સહુ સાખિ; સુ૦
બાંધવ પ્રતિં બિહિનિ રંગસુ રે લાલ, બોલિ મધૂરી ભાષ. સુ૦ વા૦૧૦
મોહવસિં જીવ માઇનું રે લાલ, નયણે વરસઇ મેહ; સુ૦
એસિંકલ નવિ નિંપજુ રે લાલ, સાચુ સહોદર નેહ. સુ૦ વા૦૧૧
દીધી ભીખ્યા પુત્રની રે લાલ, વાધુ અધીકુ વાંન; સુ૦
ઢાલ ત્રીજી બંધવ બહિનની રે લાલ, સુણુ સુમતિ કરી કાંનિ. સુ૦ વા૦૧૨

દૂહા.

ધર્મ અર્થ દોએ ભેદસું, જનક કીઉ નિજ હાથિ;
સુત સુંપુ સુખ ઉપનુ, વધી તે પુન્યની આથિ. ૧
બોલું પાલું આપણું, અવિહડ રાખુ નેહ;
કીધુ ગુણ વલી જાંણીઉ, સાચું સગપણ એહ. ૨
બે કર જોડી બિહિંનડી, બોલિ એણી પરિં વાણિ;
સગા ભલા પણિ સાધૂજી, નહિં માયા નિરવાંણિ ૩

ઢાલ ૪—ધન ધન્યિ ધના શાલિભદ્ર-એ દેશી.

**मातानो शोक ।**

જનની જાયાનિં એણી પરિં વિનવિ જી, ફરિ ફરિ સન્મુખિ જોઇ;
બાલવિચ્છોહુ દોહલું માયનિં જી, કૂડ મ જાંણુ ઈણુમિં કોઇ. જ૦ ૧
પૂત્રજી દર્શન દોહલું પાંમીઉં જી, કરતાં કોડિ વિષાસ;
આસ પૂરાંણી દેવગરુનામથી જી, સફલ જાણું ગૃહવાસ. જ૦ ૨
પુત્રજી દોહલું પંથ સાધૂતણું જી, દોહલુ વલી મહાવ્રતભાર;
લોહચણા રે દાંતે મીંણને જી, ચાવેઅવા ઊદાર. જ૦ ૩
પુત્રજી ઘરિ ઘરિ કેણી પરિ વિચરસુ જી, ભિક્ષાનિં વ્યવહાર;
ઉષ્ણાં જલ કેણી વિધિં પીઇસુ જી, ન કરેવી સરીરની સાર. જ૦ ૪
પુત્રજી પરવસિ રહિવું પાધરિં જી, નહિં વલી કેહનુ આધાર;
યૌવનવઇ વ્રત પાલવું જી, નિરસ લેણું આહાર. જ૦ ૫

પુત્રજી અણુંઆંણે પાએ ચાલવુંજી, સુણુ સદાઈ ધરસિસેજી;
ધ્યાંન ધરેવું રહિવું રાંનિમિં જી, કાયા સોસેવી રવીતેજી. જા૦ ૬
પુત્રજી સેજી તલાઈ ઢાલીઆ જી, છંડેઅવું સુખવાસ;
સુમતિ–ગુપતિ કાયા રાખવી જી, કરવી નહિં ભોગની આસ. જા૦ ૭
પુત્રજી દોષ સંનધિ નિવારવું જી, કરવુ વલી વિગયનુ ત્યાગ;
સહિણુ સમતાઇં પરીસહ આકરા જી, ધરવું પૂરણુ ધર્મરાગ. જા૦ ૮
પુત્રજી વંસવિભૂષણુ થાઇજો જી, હોજો સંયમનિ વિષિ સીહ;
ઇંદ્રી પૂરણુ પાંચિ જીપજો જી, ક્રોધ પરિહરજો નિસ–દીહ. જા૦ ૯
પુત્રજી માતપિતાઇં સુંપ્યા સાધૂનિં જી, ધરી વલી ધરમસનેહ;
મોહની વસિં માતા દૂખધરિ જી, નયણે વરષણુ લાગુ મેહ. જા૦ ૧૦
પુત્રજી પાર પાંમેજો પાધરૂ જી, હોજો વલી મુગતિનું વાસ;
ઢાલ ચુથીમાં મુકી મોહની જી, સુમતિવિજયની પુગી આસ. જા૦ ૧૧

દૂહા.

સંસાર અનિત્ય જાંણી કરી, તારેઈવા નિજવંસ;
માયા નિવારો મૂલથી, લોક કરિ પરસંસ. ૧
સુજસ રહાવુ જગતમિં, વીસ્તારૂં વલી નાંમ;
ધન્ય ધન્ય પુંજા સાહનિં, સીધાં પ્રેમલદે કાંમ. ૨
આપ તરિ કુલ તારવિ, પુત્ત સપુત્તજ તેહ;
ભુવનકીરતિ હરષીત હવા, જીઉં બાપેડા મેહ ૩

ઢાલ પાંચમી—ઝૂબખડાની ચાલિ.

दीक्षा–ग्रहण ।

વિચરત વસુધા પીઠમિં રે, ભુવનકીરતિ ગુરુરાય; સોભાગો સાધૂજી.
જીવ ઘણાનિં બૂઝવિં રે, દુરગતિ કરિં અંતરાય. સો૦ ૧
રાજનગરનિ પરસરિં રે, રાજપુરૂં મનોહાર; સો૦
સુરીસિરોમણી પુહુતલા રે, સીષ્ય સબલ પરીવાર. સો૦ ૨
નરનારી હરષીત હુયાં રે, આવિ વંદણિ વેગિ; સો૦

કરજોડી કરિ વિંનતી રે, રહુ ઇ ચોમાસું નેગિ. સો૦ ૩
દેખી ભાવ સહૂ સંઘનું રે, જાંણી લાભ વિસેષ; સો૦
દોસી કાંહાંનજી હલવસું રે, રહૂં આપું સીસનિં વેષ સો૦ ૪
જ્ઞાતિ શ્રીમાલીની સોભતી રે, વૃદ્ધસાખા વસાવીસ; સો૦
અનુમતિ માગી ગુરુતણી રે, કરિ ઓછવ નિસિદીસ. સો૦ ૫
**સંવત સોલ છાસી સમિ રે, પંચમી વૈશાખમાસ;** સો૦
સુકલપક્ષિં સોભા ઘણી રે, વાર નક્ષત્ર દિન ખાસ. સો૦ ૬
દોસી તણિ ઘરિ દીપતી રે, ગમતાદે ગુણવંત; સો૦
પંજી પુત્ર સોભાગીઉ રે. લિલાહુ કાંમનો કંત. સો૦ ૭
વીત ખરચી વિસ્તારીઉં રે, નામ જગ ત્રય માંહિ; સો૦
ભુવનકીરતિ રાંમજીભણિં રે, દીધી દીક્ષા તાંહિ. સો૦ ૮
ધવલ મંગલ ધોલાં દીઇ રે, ભાટ ભલાં કરિ ગાંન; સો૦
પંચ મહાવ્રત સુંપીઆં રે, મહામંત્ર સુણાવું કાંનિ. સો૦ ૯
ભગતિ ભલી સાંહામીતણી રે, કાંહાંનજી દોસીઇં કીધ; સો૦
રંગ ઘણું રાજપુરમાંહિ રે, જાચકાં દાંન બહુ દીધ. સો૦ ૧૦
ચારિત્ર પંચમી ઢાલમિં રે, પુત્ર પુંજાસાનિ લીધ; સો૦
સુમતિવિજય કહઇ પામીઇ રે, ચોખઇ ચારિત્રઇં સીધ. સો૦ ૧૧

દૂહા.

રાજકીરતિ ઋષીશ્વર હવિં, ઉત્તમ આદર કીધ;
ભણઇ ગુણિ અતિભાવસું, ગુરુવચ અમૃત પીધ. ૧
વિનયકરિ વૃદ્ધ સાધૂનુ, ગરુઆજ્ઞા પરમાણ;
દેસવિદેસિં વિચરતાં, પૂરણ પામ્યું જ્ઞાન. ૨
સુદ્ધ ક્રીયા સંયમતણી, ધરિ ઉત્કૃષ્ટિ અંગિ;
તપ તપિ વલી આકરા, પુજ્યતણિ પરસંગિ. ૩

ઢાલ છઠી—જી હો મિથલાનયરી સોહામણી-એ દેશી.

**संयम-पालन ।**

જી હો સંયમ સમતા આદરી, જી હો મહીઅલિ કરિઇં વિહાર;

જી હો જીવગણાંનિં બુઝવઇ, જી હો ઊતારઇ ભવપાર. ૧
ભવિક જન સેવું સંયમ સાર, જી હો શિવસુખ જે દાતાર; ભવિ॰
જી હો દિ ઉપદેશ સોહામણા, જી હો છંડુ મોહ વિકાર;
જી હો જિનઆગના પાસુ ખરી, જી હો જાણી અથિર સંસાર ભ૦ ૨
જી હો જીવયતન ત્રિવિધિં કરુ, જી હો આત્મસમ અધીકાર;
જી હો સમતા સહૂસું આણીઇ, જી હો કીજઇ પર ઊપગાર. ભ૦ ૩
જી હો દોષ બિતાલીસ ટાલીઇ, જી હો લીજઇ શુદ્ધ આહાર;
જી હો જિનમારગ જાણું ખરૂ, જી હો દૂરગતિ ન હુઇ લગાર. ભ૦ ૪
જી હો પ્રતિબુદ્ધા પ્રાંણી ઘણા, જી હો જેહનિ અલ્પસંસસાર;
જી હો કેતા સમકીતવંત હુવા, જી હો કેઈ સંયમભાર. ભ૦ ૫
જી હો સાધૂગુણે કરી સોભતુ, જી હો રાજકીરતિ શુભચિત;
જી હો માયામંદિર ભાંજતો, જી હો સંચિ સુકૃત વિત્ત. ભ૦ ૬
જી હો મુંકી મમતા મોહની, જી હો કૂડુ કુટુંબનું વાસ;
જી હો આય અથિરકરી જાંણતુ, જી હો સાચું ધર્માભ્યાસ. ભ૦ ૭
જી હો ભાવન ભાવિ નિરમલી, જી હો ધ્યાઇ શુકલ ધ્યાંન;
જી હો સૂત્રસિદ્ધાંતનું ખપ કરિ, જી હો જેહથી લાભિ ગ્નાન. ભ૦ ૮
જી હો વૃદ્ધતપાગચ્છ રાજીઆ, જી હો ભુવનકીરતિ સૂરીસ;
જી હો સાધૂસિરોમણિ જાંણીઇ, જી હો રાજકીર્ત્તિ શુભ સીસ. ભ૦ ૯
જી હો દોષ ન લાગિ દેહમિ, જી હો સકલસંયમ ગુણસાર;
જી હો પંચાચાર શુદ્ધ પાલતાં, જી હો પ્રગટું પુન્ય નિરધાર. ભ૦ ૧૦
જી હો છઠી ઢાલ સંયમતણી, જી હો સુમતિવિજય કહિ સાર;
જી હો નરનારી જે આદરિ, જી હો જેહનું ચિત હુઇ ઠારિ. ભ૦ ૧૧

દૂહા

વરસ વીશ ગયાં એણી વિધિં, ઉત્કૃષ્ટિ આચારિ;
તપતણિ તેજિં કરી, ચરણ નમઇ નરનારિ. ૧
પૂજ્ય પધાર્યા પ્રેમસું, સંઘસકલપરિવારિ;
ભુવનકીર્તિ ભૂમંડલિ, વર્ત્તાવ્યુ જયકાર. ૨

આદર અહ્મદાવાદમિં, કીધુ નર નિ નારિ;
રહુ ચોમાસું હરખસું, સંઘકરિ મનોહારિ. ૩

ઢાલ સાતમી—સુમતિ સદા દિલમિં ધરૂ—એ દેશી.

अमदावादमां प्रवेश ।

શ્રાદ્ધ સકલ હરષીત થકા, વંદિ પુજ્યના પાય; રંગીલે.
ઉચ્છવ દિન દિન નવ નવા, દર્શનિં પાપ પલાય. રંગીલે. ૧
ભુવનકીર્તિ ગુરુ વંદીઇં, બંધીઇં સુકૃતગંઠિ; રં૦ આં૦
સૂત્રસિદ્ધાંત વખાંણુંતા, આણુંતા અમર વિમાન; રં૦
મનહરણી સુણી દેસના, ફુલતીઆ દેઅ દાંન. રં૦ ભુ૦ ૨
સાહ રતન સોભાગીઉ, ફરવાં નવા નવાડીમિં વાસ; રં૦
ગમતાદે નારી નાંમિ, કંતતણી તે દાસ. રં૦ ભુ૦ ૩
અવસર ઉત્તમ જાંણીનિં, શ્રીપુજ્યનિં કહિ એમ; રં૦
આચારજિ પદ ઉચ્છવિં, આપુ લાભ હુઈ જેમ; રં૦ ભુ૦ ૪
માની વાત વારુ સહી, વાધુ ત્રિવિધ પરિ રંગ; રં૦
લખિ કંકોતરી પાઠવી, મલીઉ સાજનનું સંગ; રં૦ ભુ૦ ૫
ખરચુ દ્રવ્ય ખાંતિ કરીં, મહી માંગત દીયાં દાંન; રં૦
કરી ઉચ્છવ પધરાવોઆ, શ્રીગચ્છપતિ દેઇ માન; રં૦ ભુ૦ ૬
ગાવિ ગીત સોહામણી, ઊચરિ જય જયકાર; રં૦
ચરણકમલ નમિ ભાવસું, દેઈ સષરા આહાર; રં૦ ભુ૦ ૭
સંવત સત્તર સત્તોતરિ, વૈશાખમાસની ત્રીજ; રં૦
સુદિ સઘલિ વખાંણીઇ, સીઝઇ વંછિત નીજ, ર૦ ભુ૦ ૮
પદવી આપી ગણધરતણી, શ્રીભુવનકીરતિ સુરિંદ; રં૦
શ્રીમાલી શાખ લઘુમાંહિ, સાહ રતન જાંણે ઇંદ; રં૦ ભુ૦ ૯
શ્રીફલ આપાં સાહાંમી ભણિં, ભગતિ ભલી પરિં કીધ; રં૦
સકલ કુટુંબ સંતોષીઉ, સુવસ્ત્ર સાચનિ દીધ; રં૦ ભુ૦ ૧૦
સાહ રતન સુત જાંણીઇં, નાગજી નાંમિ પ્રસિદ્ધ; રં૦
સાતમી ઢાલિ પદવી લહી, સુમતિવિજય કાજ સીદ્ધ; રં૦ ભુ૦ ૧૧

દૂહા

આદીશ્વર અરિહંત નમું, પુહુંચિ મનનાં કોડિ;
અલીઇ વિઘન જાઇં વેગલાં, ઠસી ન આવી ખોડિ. ૧
શ્રીભુવનકીરતિ ભાવિં કરી, આપી પદ અધીકાર;
રતનકીરતિ ગચ્છપતિતણું, સવલ સોહિ પરીવાર. ૨
પાસ વાંન પંડિત ભલા, વાચક વધતિ ગ્યાનિ;
સીષ્ય સવે ગુણ આગલા, ધરતા ધર્મનઈ ધ્યાંન. ૩

ઢાલ આઠમી—કાંનનમિં કાઊસગિ રહ્યુઉ રે—એ દેશી.

विहार-गुरुनिर्वाण।

સીખ લહી સહિ ગુરુતણી રે, વિહાર કરુ ગણધાર;
ગામનગરપુરપાટણિ રે, જિહાં જિહાં નિજ પરીવાર.
સોભાગી સુંદર સેવું શ્રીજિનરાજ, જે સારિ હો આતમ કાજ; સો૦ ૧
જે આપિ મુગતિનું રાજ; સો૦ આ૦
વરસ ત્રહુંનિ અંતરિ રે, ભુવનકીરતિ કીણ કાલ;
આચારજ આદિ ગુરુનિ દૂખિ રે, સોચિ બાલગોપાલ. સો૦ ૨
સોક સંતાપ તે પરહરી રે, વરતાવું જયકાર;
સંઘ મલી વિનતી કરી રે, રાખુ ઉત્તમ આચાર. સો૦ ૩
દ્વાદશમાસની અંતરિ રે, દૂખભંજણ દધીગ્રાંમ;
પુન્યવંત હુઉ પ્રાંણીઉ રે, સાહ પ્રેમજી શુભનામ. સો૦ ૪
શ્રીશ્રીમાલી સોહાકરુ રે, દસવસા દીપંત;
ગુણવંત છિ તસુ કામની રે, ફૂલબાઇ નાંમિ સોભંત. સો૦ ૫
કંત ભણિ કાંમની પ્રતિ રે, સાભલિ મોરી વાંણિ;
અવસર જોતાં આજનુ રે, ચઢસિ વાત પરમાંણિ. સો૦ ૬
તે ભણી પુજ્ય પધરાવીનિ રે, લીજઇ લક્ષ્મી લાહ;
પદમહોત્સવ કીજીઇ રે, બોલિ એણી પરિં સાહ. સો૦ ૭
શ્રીરતનકીરતિસૂરી ભણીં રે, પુહુતા તેડણ કાજી;
મહિર કરુ મુજ ઉપરિ રે, દધીપુરિ પુહુંચુ રાજી. સો૦ ૮

પુજ્ય પધાર્યા પ્રેમસું રે, હુઉ અધીકુ રંગ;
સતરસિં અગીઆરોત્તરિ રે, કીધું જી [illegible]હિંતિ રંગ. સો૦ ૯

માસ ચૈત્રવદિ ત્રીજનું રે, દિન દુલતિ દાતાર;
દોષરહીત લહુ નિર્મલુ રે, વદિ પંડીત દિનસાર. સો૦ ૧૦
સકલસંઘ તેડાવીઉ રે, કંકોતરી લખી સલખ્ખિ;
સંઘ સખલ ભેલુ હુઉ રે, લોકતણા વલી લખ્ય. સો૦ ૧૧
વાજિં વાજીત્ર વીવિધ પિરિં રે, માદલના ધોંકાર;
ભેરિ ભુંગલનિ ઝલરી રે, ગાજુ અંબર નિરધાર. સો૦ ૧૨
સજન સવે સંતોષીઆ રે; વસ્ત્ર ઊઢાડાં ખાસ;
સહિ ગુરુચરણુ નમી કહિ રે, સંઘનું હું છું દાસ. સો૦ ૧૩
ઘરિ ઘરિ રંગવધામણા રે, ગાઇ ગીત રસાલ;
પકવાને કરી પોસીઆ રે, સુથરાં સાલિનિ દાલિ. સો૦ ૧૪
સાચવણી સંઘની ઘણી રે, વિવિધ પરિ વિસ્તાર;
જાચકજન તે પાંમીઆ રે, વંછિત દાંન નિ આહાર. સો૦ ૧૫
ધન્ય ધન્ય સાહ તું પ્રેમજી રે, કુલબાઇ ધન ધન્ય;
પાંચ પુત્ર દોએ પુત્રીકા રે, કુખિં વસ્યાં રતન. સો૦ ૧૬
દેવચંદ દૂખ ભંજણુ રે, અમીઇ સમુ અમીચંદ;
પ્રેમ ઘણું પંચ બાંધવાં રે, ભગની કરત આણુંદ. સો૦ ૧૭
આઠમી ઢાલિં સોભા ઘણી રે, અધિક અધિક ઉચ્છાહ;
સુમતિવિજય કહિ સંઘનિ રે, લેજો લખમી લાહ. સો૦ ૧૮

દૂહા.

મુનીવર વિચરિ મહીતલિં, પુર પાટણ નિં ગામિં;
જસ જગતીમાં વિસ્તરૂ, સમરત સદ્ગુરૂ નાંમિ. ૧
માંનિ મોટા મહીપતી, નરપતિ નાંમિ સીસ;
કરજોડી કરિ વિનતી, અરજ સુણુ અધીસ. ૨
ચાર શીષ્ય સ્વહસ્તના, અધીક અધીકિ જ્ઞાંનિ;
વિવિધકલા વિદ્યાનિલા, ધરતા ભગવંત ધ્યાન. ૩

સુરી ગુણે કરી શોભતા, શ્રીરતનકીરતિ સૂરીરાય;
ગચ્છપતિ સવિહુ નિરખતાં, અવર ન આવિ દાય. ૪
સંયમ સુખિં પાલતાં, વીસ સાત વરસેણુ;
પર્યંતસમુ જાણી કરી, દધીપુરિ પુહુતા તેણિ. ૫

ઢાલ નવમી—મન ભમરા રે—એહની જાતિ.

अनशन-स्वर्गमन।

પંચ મહાવ્રત પાલીનિં, સુણુ પ્રાંણી રે, સાધી આતમ કાજ;
સેવું જિન વાંણી રે.
અંત સમઇ અણસણુ કીઉં સુ૦, પાંમેવા અમરનું રાજ સેવું૦ ૧
નરનારી આગમ લહી સુ૦, વંદણિ આવ્યાં તેહ; સુ૦
જીવ સવે સંતોષીનિ સુ૦, થાપ્યુ ધર્મ સનેહ. સે૦ ૨
લખ્ય ચુરાસી યોનિના સુ૦, ખમીઇ ખમાવી જીવ; સે૦
સ્થાનક પાપનાં પરહરી સુ૦, પ્રત્યાખ્યાંન જાવજીવ. સે૦ ૩
સતરસિં ચુત્રીસના સુ૦, પોસતણી વદિ બીજ; સે૦
સીખ લેઇ સવે સંઘની સુ૦, પદવી સુંપિ નિજ. સે૦ ૪
દેહી તજી ભગવંત ભજી સુ૦, સર્ગ સિધાવ્યા સૂરિ; સે૦
પુન્યગાંઠિ પોતિ કરી સુ૦, પાતક કીધાં દૂરિ. સે૦ ૫
રથી રચના કીધી ભલી સુ૦, ખરચી દ્રવ્ય અનેક; સે૦
વાજીત્ર વાજિં નવનવાં સુ૦, ગાઇ ગીત વિવેક. સે૦ ૬
ચિતા રચી ચંદનતણી સુ૦, અગર અબીર સુવાસ; સે૦
કાયા સંસ્કારી વિધિં સુ૦, સુરિં લીધુ સર્ગનું વાસ; સે૦ ૭
વીર વિયોગિં ગૌતમઋષી સુ૦, માયા ન મેહલી જોય; સે૦
માતપિતાના વિરહથી સુ૦, ગુરૂદૂખ અધીકું હોય. સે૦ ૮
વરસ પંચાવન આઊખું સુ૦, અધીક માસ વલી ચાર; સે૦
સર્વાયુ પાલી કરી સુ૦, પુહુતા કર્મનિ પારિ; સે૦ ૯
ચારિ શીષ્ય ચોખિ ચિત્તિં સુ૦, કરતા ઉત્તમ સંગ; સે૦
આર્ત્તિ અંગની પરહરી સુ૦, ધરતા ધર્મસું રંગ. સે૦ ૧૦

પંડીત **રામવિજય** વડા સુ૦, **સુમતિવિજય** સુખકાર; સે૦
હર્ષસુ **હેમવિજય** ભણુંઇ સુ૦ રૂડિ રહિજો વ્યવહાર. સે૦ ૧૧
**ગંગવિજય** વિનયે સદા સુ૦, ચારિ સરખી જોડિ; સે૦
સાચા સહોદર જાંણીઉ સુ૦, કસી ન લાભિ ખોડિ. સે૦ ૧૨
**ગંગવિજય** થિર થાપીઆ સુ૦. પાટપરંપર ઇસ; સે૦
પૂરવ નામ પ્રગટ કીઉં સુ૦, **ગુણસાગર** સુરીસ. સે૦ ૧૩
સંઘ શ્રી **રાજનગર**તણું સુ૦, પધરાવિ બહુ પ્રેમિ; સે૦
પૂજા નિ પરભાવના સુ૦, વધતી સોભા એમ. સે૦ ૧૪
**શ્રી**માલી જ્ઞાતિમાં શોભતા સુ૦, સાહુ ગડુ ગુણવંત; સે૦
નાંમિ પ્રણાંમિ કલ્યાંણજી સુ૦, ધર્મી નિ ધનવંત. સે૦ ૧૫
વારૂ વૃદ્ધ શાલા તણા સુ૦, થંભ કહ્યા સિરદાર; સે૦
વધતિ દુલતી સંઘની સુ૦, દિન દિન જય જય કાર. સે૦ ૧૬
**સંવત સંયમ ભેદતે સુ૦, વર્ષ ભુવનનિધી સાર;** સે૦
આષાઢ સુકલ સપ્તમી સુ૦, હસ્તનક્ષત્ર બુધવાર. સે૦ ૧૭
શ્રીરતનકીર્તિસૂરી સ્તવ્યા સુ૦, ઢાલ નવે મનોહાર; સે૦
સીસ **સુમતિવિજય** સદા સુ૦, પય પ્રણુમિ વારંવાર. સે૦ ૧૮
નૂનાધિક જે ભાષીઉં સુ૦ જીહ્વા તણિ રસિ લીદ્ધ; સે૦
સકલસભા સાખિ કરી સુ૦ મિચ્છામિ દુક્કડ દીધ. સે૦ ૧૯
ગુણ ગાયા ભગતિં કરી સુ૦, સૂરીતણા સુજાંણ; સે૦
ભણિ સુંણિ નરનારિ જે સુ૦, તેહ ઘરિ કુસલ-કલ્યાણ. સે૦ ૨૦

કલસ.

તપગચ્છનાયક સુખદાયક શ્રીભુવનકીર્તિસૂરીશ્વરૂ;
તસુ વંસભૂષણ વિગતદૂષણ શ્રીરત્નકીર્તિસૂરી પટધરૂ.
દિન દિન ગાજી અધિક દિવાજી તાસ શિષ્ય સોહાંમણા;
ઇમ વદિ વાંણી સુમતિ આંણી ઘરિ ઘરિ રંગ વધાંમણાં. ૨૧

**इति श्रीवृद्धशाखायां तपाविरुदे पूज्यपुरंदरश्रीभट्टारकश्री भुवनकीर्त्तिवंसभूषण श्रीभट्टारकश्रीरत्नकीर्तिसूरीस्वर चुपइ संपूर्ण।**

**( सर्व गाथा १४६, ढाल ९, श्लोक १७० )**








# पंडित श्रीवृद्धिविजयगणि निर्वाणभास ।

રાગ ગોડી—જંબૂદ્વીપ મઝારિ—એ દેશી.

मंगल–पाटण वर्णन ।

પ્રેમેં પ્રણમી પ્રાય, ચોવિસ જિનતણા;
જગનાયક જગહિતકરૂ એ. ૧
સિર ધરે જેહની આણ, સકલ સુરાસુરા;
આદર આણી અતિ ઘણો એ. ૨
વલી વલી સરસતિમાય, પાય કમલ નમી,
જેહથી મતિ અતિ પામીઇ એ. ૩
ગાઉં ગુરૂ ગુણ રાસ, આસ ઉમાહલો;
માહરો પૂરણ કરો એ. ૪
તે ધન દિહા જે આજ, કાજ સયલ સીઝઇં;
શ્રી ગુરૂના ગુણ ગાવતાં એ. ૫
સતર સહસ ગુજરાતિ, દેશ તે સોહિઇ;
આરય દેશમાં અતિ ભલો એ. ૬
જિહાં શ્રી સંખેસર પાસ, આસ ભવન તણી;
પૂરણ ચિંતા મણિ સમો એ. ૭
જિહાં અણહિલપુર સાર, ભાવી શ્રાવક;
વ્યવહારી નિવસે ઘણા એ. ૮
શ્રી પંચાસર પાસ, નારિંગપુર;
કોકો ભાભો વંદીઇ એ. ૯

વર્દ્ધમાન વડવીર, શાંતિ જિણેસર;
સુપાસ ચંદ્રપ્રભ વંદીઇ એ. ૧૦
શ્રીચિંતામણિ પાસ, તિમ મનમોહન;
વાડી પાસ જિનેસરૂ એ. ૧૧
નેમીસર નૈં મલ્લી, સામલ પાસજી;
સેરી સેરી જિનવરા એ. ૧૨
જિનવર થંભણ પાસ, વાસવ વંદિયા;
જયવંતા જગિ જિનવરા એ. ૧૩
ઇત્યાદિક બહુ તીર્થ, દેવ દેહરાસરિં;
દીઠઇ પાતિક સવિ ટલૈં એ. ૧૪

ઢાલ ૨—કપુર હોઇ અતિ ઉજલુ—એ દેશી.

जन्मस्थान-मातापितादि।

તે ગુજ્જર ધર દેશમાં રે, દેશ ભલો ધાંણધાર;
પાલણપુરમા સોહીઇ રે, પાલણપાસ વિહાર.
ભવી સુણયો થઇ સાવધાન. ૧
મૂડા અચ્યત આવતા રે, પૂગી જિહાં મણ સોલ;
અહનિસિ ઇંમ જિન ભગતિની રે, હુંતી ચાકમ ચોલ રે. ભ૦ ૨
જિહાં તારણગિરિ રુયડો રે, તારગો ઇતિ નામ;
અજિત જિનેસર રાજીઆ રે, પ્રાસાદ અતિ ઉદ્દામ રે. ભ૦ ૩
છયલ છબીલા જન ઘણા રે, નિવસૈં નાગર લોક;
આદિજિણેસર દેહરૂ રે, પ્રણમૈં પ્રેમૈં થોક રે. ભ૦ ૪
તે વડનગરનૈં ઢૂકડું રે, ડાભલી નામૈં ગામ;
લોક ઘણા સુખીયા તિહાં રે, વસતા વારુ મામ રે. ભ૦ ૫
વડવખતી વિવહારીઆ રે, પ્રગટ મલ્લ પોરવાડ;
આણંદશાહ આણંદ કરુ રે, પૂરૈં કુટુંબનાં લાડ રે. ભ૦ ૬
ઘરણી પરણી તેહની રે, કરણી અતિ સુકુમાલ;
ઉત્તમદે નામૈં ભલી રે, વિલસઇ સુખ અસરાલ રે. ભ૦ ૭

અનુક્રમેં આવી ઉપનો રે, તસ કૂખેં પૂન્યવંત;
પ્રાણી પરમ પ્રમોદશ્યું રે, લહૈં દોહુલા ગુણવંત રે. ભ૦ ૮
વીસલનગર માંહેં અછે રે, મોટઇં કુલ મોસાલ;
ઉત્તમદે તિહાં આવીઆ રે, જાંણી ગર્ભ સુકુમાલ રે. ભ૦ ૯
શુભ સંવચ્છર શુભ દિનેં રે, શુભ દિવસેં શુભ લગ્ન;
જાયો ગાયો ગુણિજનેં રે, નંદન હર્ષ નિમગ્ન રે. ભ૦ ૧૦
જન્મ મહોચ્છવ કરી ઘણો રે, પોષી સખિ પરિવાર;
નામ ઠવ્યું દિન બારમેં રે, બોધો નામિં કુમારો રે. ભ૦ ૧૧
જિમ આરામેં વાધતો રે, શોભેં ચંપક છોડિ;
તિમ કુંયર દિવસઇ વધઇં રે પૂરઇ મનના કોડ રે. ભ૦ ૧૨
માત મનોરથ અતિ ઘણા રે, વાધેં સુતનેં દેખિ;
તાત પ્રમુખ સયણા સવે રે, પરખેં પુન્ય વિશેષ રે. ભ૦ ૧૩
આઠ વરીસો જવ થયો રે, તવ મૂંકે નિસાલિ;
બુદ્ધિ પ્રમાણેં સીખોયાં રે, બહુ વિજ્ઞાન વિસાલ રે. ભ૦ ૧૪
લઘુ વયથી સોભાગીઓ રે, ન કરેં કોઇ અન્યાય;
વિનય બડાનો બહુ કરે રે, સહુનેં આવે દાય રે. ભ૦ ૧૫

ઢાલ ૩—નમો નમો મનક મહામુનિ—એ દેશી

गुरु–उपदेश।

અનુક્રમેં એક દિન વાંદીયા, શ્રીતપગચ્છ મહા ભાગ રે;
કવિ શ્રીસત્યવિજય ગણી, વયરાગી વડભાગ રે. ૧
સુણયો સહુ ચિત્ત આણીનઇં, તસ મુખથી સુણેં વાણી રે;
નરભવ અતિ દોહ્યલો લહ્યો, દસ દ્રષ્ટાંતેં પ્રાણી રે. સુ૦ ૨
એહ અનાદિ સંસારમાં, ધર્મ રયણ તે દોહિલું રે;
લહવું કોઇક પુન્યથી, જેહથી સિવપદ સોહિલું રે. સુ૦ ૩
સુગુરૂ સામગ્રી દોહિલી, દોહિલું શ્રુતતણું સુણવું રે;
સદ્દહણા વલી દોહિલી, તત્ત્વજ્ઞાનનું ભણવું રે. સુ૦ ૪

કર્મ શુભાશુભ જે કરે, ભોગવૈં તસ ફલ એક રે;
પરભવ જાવેં એકલો, જિહાં નહીં કિસ્યોય વિવેક રે. સુ૦ ૫
જિમ મેલૈં તીરથ મિલૈં, વિણુજ કરણુરી ચાહુ રે;
લાભ અલાભ લહી કરી, નિજ નિજ ઠામ તે જાય રે. સુ૦ ૬
જિમ અંગુલી મિલી ભોજનૈં, રસ લેવૈં થઇ ભેલી રે;
તિમ સુખ વિંહચવા સહુ મિલૈં, પણિ દુખના નહીં વેલી રે. સુ૦ ૭
સયણુ કુટંબ સવિ કારમું, કારિમું તન ધન ગેહુ રે;
પ્રેમ સુપન પરિ સર્વનો, અંતિ આપૈં છેહ રે. સુ૦ ૮
સ્વારથ રાગી સહુ અછઇ, અર્થ સર્યૈં છેહ દાખૈં રે;
ધર્મવિના કોઈ જીવનૈં, શરણ ન, ઇમ જિન ભાખૈં રે. સુ૦ ૯
તે ભણી ધર્મ આરાધીઇં, અધિક અધિક સુખ હોવૈં રે;
જેહુ અનાદિનાં સંચીયાં, કર્મ તણાં મલ ધોવૈં રે. સુ૦ ૧૦
ચારિત ભવજલ તરણનું, એ મોટું વડ જિહાજ રે;
ઇહભવિ પરભવિ હિત કરૈં, સીઝૈં સઘલાં કાજ રે. સુ૦ ૧૧
ઇણિ પરિં ઉપદેશ સાંભલ્યો, ભાવ્યો મનમાં તેહ રે;
ચિંતૈં ચૂંપ ધરી ઘણું, ચતુરાઇનો ગેહુ રે. સુ૦ ૧૨
કહૈં ગુરૂનૈં મન ગહ ગહી, ચારિત મુઝનં દીજં રે;
તવ કહૈં શ્રીગુરૂ તેહનેં, કામ વિચારીનેં કીજૈં રે. સુ૦ ૧૩
સયણુ સંબંધની આગન્યા, લેઈ કીજૈં કામ રે;
તો જિનસાસનની હોઇં, વધતી અતી બહુ મામ રે. સુ૦ ૧૪

ઢાલ ૪—જત્તિરી-આનંદરયૂ રાજા આવઈ—એ દેશી.

दीक्षा ग्रहण ।

મનમાં કરી એમ વિચાર, ઘરિ આવી પૂછૈં પરિવાર,
તેહ નિસુણી કહૈં તવ સયણાં, સ્યૂં બોલ્યાં એહવાં વયણાં. ૧
તુહ્મે છો અહ્મનં ઘણું વાહલા, સ્યૂં બોલો છો એહ ઠાલા;
હવણાં છૈં વય તુહ્મ બાલા, છોડી દેઓ યોગના ચાલા. ૨

અમ મનના મનોરથ પૂરે, સંસારે હોઈ સૂરો;
તે સંયમ લેવા ચાહું, લેઇ નઇ જે નિરવાહું. ૩
તવ ભાષે કુંમર ઓઘો, વાહલો મુઝ મુહુપતિ ઓઘો;
સ્યું વિષય નીંદમાં ઉંઘો, તુહ્મે તત્વજ્ઞાનનેં ચૂંઘો. ૪
મેં નિસુણી ગુરૂની વાંણી, મેં સંયમ લેવું જાંણી;
હવેં બોલ ન ટહસ્યો તાણી, ચારિત્ર છે ગુણની ખાણી. ૫
પરિણમેં તો શિવસુખ આપેં, બોધિ બીજના ગુણને થાપેં;
જો ભદ્રકથી રૂચિવંતો, તોહિ સંપ્રતિ પરિગુણવંતો. ૬
ઇમ બહુ પરિયણ સમઝાવી, સંસાર અસાર ઈમ ભાવી;
લેઇ અનુમતિ મનનં હરષેં. ગુરૂ સત્યેંન નયણે નિરખેં. ૭
સીખેં સવિ સાધુ આચાર, જે આવશ્યક વ્યવહાર;
ધારેં વલી જે પટ્કાય, નવકાર અરથ સમુદાય. ૮
શુભ મુહુરતિ આવ્યું જાંણી, **સત્તર પાંત્રીસ** વરિસ ગુણ ખાણી;
ચાણસમેં શ્રી પાસભટ્ટેવો, ભેટીનેં સંયમ લેવો. ૯
પુણ્ય ખેત્ર પાટણનેં પાસેં, તિહાં શ્રાવક આવેં ઉલ્હાસ;
દિખ્યાનો ઓચ્છવ કીધો, તિહાં ચારિત્ર ચૂંપઇ લીધો. ૧૦
**શ્રીસત્યવિજય** કવિરાજ, તસ હાથેં દિખ્યા છાજેં;
**કપુરવિજય** વડા ચેલા, સુંપ્યા કરી તેહનેં પહિલા. ૧૧
વલી **કુસલવિજય** કવિ વારુ, વિનયી નઇ જેહ દીદારુ;
એહ માંએ શોભા ધામ, દીધું **વૃદ્ધિવિજય** તસ નામ. ૧૨
હવેં માંડયો એમ અભ્યાસ, જિમ થાવેં શાસ્ત્ર પ્રકાસ;
ગુરૂ ચરણ કમલ નિત સેવેં; વલી જુહારેં તીરથ દેવ. ૧૩
સિદ્ધાંતના યોગ આરાધેં, દેખી શ્રાવકનાં મન વાધઇ;
ગુરૂજી પણિ દેખી હરખેં, મનમાં વિનતી કરી પરખેં. ૧૪
ગચ્છનાયક પાસેં દિખ્યા, દેવરાવી સીખવે શિખ્યા;
વલી સકલ યોગ વહરાવેં, કર્મ ગ્રંથ વિચાર સિખાવેં. ૧૫

———o———

દૂહા.

પંડિત પદ દેવરાવીઉં, પાસિં રહી ગુરૂરાજિ;
શિષ્યાદિક કરી સુંપીયા, જાણું જિમ યુવરાજ. ૧
ભાવી શ્રાવક શ્રાવિકા, જનનૈં દાખૈં ધર્મ;
ભણૈં ભણાવૈં અતિ ઘણું, સમઝાવેં સવિ મર્મ. ૨

ઢાલ ૫

**गुरुनिर्वाण संयमपालन ।**

સત્યવિજય કવિરાજીયા મનમોહન મેરે, જાણી નિજ વૃદ્ધ ભાવ. મન૦
**પાટણ**સહર પાવન કરૈં મ૦ ધરતા સમતા ભાવ. મ૦ ૧
પાસૈં **વૃદ્ધિવિજય** કવી મ૦, સેવકરૈં નિસદીસ, મ૦
વિનય ભક્તિ બહુ સાચવૈ મ૦, લલી લલી નામૈં સીસ. મ૦ ૨
સંઘ સકલ રાજી રહૈ મ૦, નિસુણૈં ગુરૂની વાંણિ મ૦
અનુક્રમે **સત્તર પંચાવનૈં** મ૦, પામ્યા તે નિરવાણ. મ૦ ૩
સેવા કીધી અતિઘણી મ૦, ગુરૂની તેહ સુસીસ, મ૦
જિણૈં ગુરૂ આરાધ્યા નહીં મ૦, તે અનરથના ઇશ. મ૦ ૪
સુજસ સોભાગ લહૈ ઘણું મ૦; ગુરૂનામૈં સુખ થાય તો મ૦;
**પાટણ** સહર માંહિં ઘણું મ૦, માનૈં જનસમુદાય તો મ૦. ૫
કરૈં વિહાર મનમોહસ્યૂં મ૦, પરિચિત ગામો ગામિતો મ૦;
યથા સકતિ સંયમ વહૈ મ૦, માન લહેં બહુ ઠામ તો મ૦. ૬
સંઘાડો સવિ તેહનો મ૦; કરતા એમ વિહાર તો મ૦;
વલી **પાટણ**માં આવીયા મ૦, કરૈં ચોમાસ બિં-ચ્યાર તો મ૦. ૭
ઇમ બહુ સાધન સાધતા મ૦, કરૈં જનનૈં ઉપગાર તો મ૦;
અનુક્રમૈં **સત્તર-ઉગણોત્તરિં** મ૦, કરૈં ચોમાસ જ સાર મ૦. ૮
કાર્તિક વદિ ચઉદસિ તણો મ૦, કરી ઉપવાસ ચોવીહાર તો મ૦;
પાખી પર્વ આરાધીઓ મ૦, કરી સઝાય ઉદાર તો મ૦. ૯

———o———

ઢાલ ૬.—મનોહર હીરજી રે—એ દેશી.

**स्वर्ग गमन।**

હવિ પ્રભાતિ વિધિ વખાંણુ સવિ સાચવી રે, પોરસી નેં દિનમાન;
નીવીનેં પચખાણેં જાઇ ગોચરી રે; પારણા કાજેં તાંમ.
—સહુઇ સાંભલો રે.......૧
દેવ જુહારી કરતા ખપ આહારનો રે, સવિ સંઘાડા કાજિ;
એષણા સમિતિઇ અશનાદિક નઇ જોવતા રે, શ્રાવક ઘરિઉલ્લહાસ. સ૦૨
તિણિં સમઇ કોઇક કર્મદશાના યોગથી રે, દેહેં આવ્યો ફેર;
શ્રાવકનેં ઘરિ તિહાં ઇજ આયુ પૂરણ થયું રે, નહીં દુઃખ, અવરનું કેર. સ૦૩
શ્રાવક શ્રાવિકા ભાવી સવિ આવી મિલ્યાં રે, દેખી એ ઉત્પાત,
મનમાં ચિંતઇ એહવું સ્યૂં એ નિપનૂં રે, અહો અહો કર્મની વાત. સ૦૪
સુખ સમાધિમાં સુગતિં એહ સિધાવીયા રે, પણિ અમ્હનેં એહ વિયોગ;
ઉપગારી ઉપગાર કરતાં દિન ગયા જી, વિલવૈં ઇણિ પરિ લોગ. સ૦ ૫
ઓચ્છવ અતિ ઘણો પુરજણ મિલી માંડીઓ રે, ચૂયા ચંદનસાર;
સૂકડિ અગર અનેક પ્રકારૈં ધૂપણાં રે, મિલિઓ લોક અપાર. સ૦ ૬
ઓચ્છવ શરીરનાં કીધા તિહાં કણિ પૂજણાં રે, પધરાવૈં તે પુરબાહિ;
નાણાદિક બહુ આગલિ મિલી ઉચ્છાલતાં રે, ખલક મિલૈ જોવાતાંહિ. સ૦ ૭
ગુરૂ ભગતીનેં વિનયી સીસપણેં હુંતા રે, તેહ ભણી ગુરૂ પાસિ;
કર્યો સંસ્કાર અગ્નિનો જાણી તેહ તણો રે, **કાતિવદિ અમાવાસિ.** સ૦૮
**સત્યવિજય** કવિ—ગુરૂની જિહાં છઈ પાદુકા રે, તસ પાસેં વલી કીધ;
પગલાં **વૃદ્ધિવિજય** પંડિતતણાં રે, સંઘ મિલી જસ લીધ. સ૦ ૯
વયરાગી રસત્યાગી ભદ્રક ગુણેં ભર્યા રે, ધર્મરૂચિ મંદકષાય;
ધર્મવચન સુણી મનમાંહિ હરષૈં ઘણું રે, પ્રાયૈં નહીં બહુમાય. સ૦ ૧૦
જ્ઞાની ગુરૂનાં વચણ સુણી ચિત્તમાં ઠરૈ રે, ન કરૈં ગુણ ઉતકર્ષ;
સંઘાડામાંહિ તિલક સમોવડિ જાણીઇ રે, દેખી જન લહૈં હર્ષ,
ન ધરઇ કાંઇ અમર્ષ ( પાઠાંતર ? ) સ૦ ૧૧
ધર્મમિત્ર **સુખસાગર** કવિ ઇણિ પરિ ભણૈ રે, હંસવિ**જય**નેં હેતિ;
તાસ કહણથી ચરિત કહ્યાં એ તેહનાં રે, પ્રીતિ તણૈં સંકેત. સ૦ ૧૨

કલશ,

શ્રી **સત્યવિજય** કવિરાજ કેરા સીસ સુંદર ગુણનિલા,
શ્રી **વૃદ્ધિવિજય** પંન્યાસ પદવી સોહતા ગુણ અતિ ભલા;
ગુણ તાસ ગાવૈં સુખપાવૈં **હંસવિજય** સેવક સદા,
એ ભવિક ભાવ ધરીનૈં ભણુયો જિમ લહો સુખસંપદા.

**इति पं० श्री वृद्धिविजयगणि निर्वाणभासः॥**

**( सर्वगाथा ८४-श्लोक १०१ )**







# श्रीविबुद्धविमलसूरीरास।



દૂહા.

मगल-प्रस्ताव ।

પરણુમું પાસજિણુંદના, ચરણકમલ સુખદાય;
વીરશાસન મુની ગાયસું, વંછીત પુરે માય. ૧
વીરશાસન મુનિ બહુ હૂઆ, કે'તાં ના આવે પાર;
આ કાલે મુનિ જે હુઆ, કે'સુ અલ્પ વિચાર. ૨
શું શું કરણી તેણે કરી, શું શું કર્યા ઉપગાર;
ચિત્ત દેઇને સાંભલો, ધારો હૃદય મઝાર. ૩
તિન કારણ તું સરસતી, દીજે વચન વિલાસ;
લખમીવિમલ ગુરૂ ગાયસું, પૂરે મનની આસ. ૪

ઢાલ ૧.

જીરે માહરે જાગો કુંવર જામ, તવ દેખે દોલત મોલિ જીરે જી—એ દેશી.

जन्मस्थान-गुरूपदेश ।

જીરે મારે સીતપૂર ગામ સુઝાર, કીરતિવિમલ આવીઆ જીરેજી:
જીરે મારે વાંદવા આવે હેવ, શ્રાવક જન બહૂ ભાવીઆ જીરેજી. ૧
જીરે મારે વાજે ઢોલ નીસાણુ, નરનારી ગુણુ ગાવીઆ જીરેજી;
જીરે મારે સુભ દિવસ શુભ વાર, મોટેં મોછવેં લાવીઆ જીરેજી. ૨
જીરે મારે ગુહલી કરવા હેવ, ચેલણુા પેંરિ આવીઆ જીરેજી;
જીરે મારે દેશના અમૃત ધાર, સુણી સર્વે સુખ પાવીઆ જીરેજી. ૩

જીરે મારે લખમીચંદ કુમાર, સુભ વિચાર ચિત આવીઆ જીરેજી;
જીરે મારે વીરતિના ગુણ ગાય, તસ ઘર સર્વે સુખ આવીઆ જીરેજી. ૪

દૂહા.

संयम-मनोरथ ।

સુભ વિચાર કરતો થકો, આવે ઘર મુઝાર;
રોમ રોમ ભીજી ગયો, વૈરાગી શિરદાર. ૧
લુખું સૂકું ભોજન કરી, ઉંઘે એમ કુમાર;
મોહવિકાર મીટી ગયો, કરે મન શુદ્ધ વિચાર. ૨
કુંઅર સુવે એકલો, એકાગ્ર કરી ચીત;
કોણ વચન ગુરૂઇં કહ્યા, પુણ્યે મીલ્યા મુઝ મીત. ૩
માતપિતાનેં બૂઝવિ, લેઉં સંજમ ભાર;
વેષ લેઇ શ્રી વીરંના રે, પામું ભવજલ પાર. ૪

ઢાલ ૨.

સુણ માતા રે સુણમાતા રે, ઉંઘ ન આવી આજ કેં સુણમાતા રે—એ દેશી.

माता आगळ संसार स्वरूप ।

સુણ માતા રે સુણ માતા રે, ઉંઘ ન આવીં આજ કે સુણ માતા રે;
જન્મ પાયો રે વાર વાર રે, ન સિધ્યો કાંઇ કાજ કેં. સુણ૦ ૧
દુખ પામ્યા રે વાર વાર રે, કે'તાં ન આવે પાર કેં સુણ;
પૃથ્વી-અપ-તેઉ-વાઉ-વાર વાર રે, વનસ્પતિ વિસ્તાર કે. સુણ૦ ૨
કીડી કીડા વીછુ વલી વાર વાર રે, વલી થયો તેમ ઢોરકેં; સુ૦
ઊંટપણું મેં પામીઉં વાર વાર રે, ભાર વહ્યા તિહાં ઘોરકે સુ૦ ૩
સુખિણી માતા રે સુખ દીજેં રે, લેઉં સજમ ભારકે; સુ૦
આદેશ દીજેં રે વેણ સુણીને રે, દુઃખ ભીની રે રોતી કહે તેણી વારકે
—સુણ વછ રે. ૪
તુજ પિતા રે હું માતા રે, એવું ને આવ્યું જ્ઞાન કે સુણ વછ રે;
આજ ગયો રે ગુરૂ પાસેં રે, તુરત આવ્યું તુજ ભાન કે સુણ વછરે. ૫

કેમ કહિએં રે કેમ લઇએં રે, એ દુઃખ તેંણે ખમીયેં કેં સુણ વછ રે;
સુખિણી માતારે સુખની દાતારે, એ દુખ કુંણ ચિત લાયકેં સુણ૦ ૬
પરવશ દુખ બહુ સહ્યાં વાર વાર રે, ભાર વહ્યાં રઈ ભુખકે સુ૦
આપ વશેં દુખ જો સહું સુણ માતા રે, સુખ કરી માનું દૂખ કે સુ૦ ૭
ગુરૂ વાણી રે ચિત્ત આણી રે, રંગ લ્યાગો ચિત્ત માંહ્યકે સુણ૦
અનુભવ લાલી રે કોને પ્યારી રે, સર્વ વસ્તુ ગણે ન કાંયકે સુણ૦ ૮

દુહા

કોમલ વચન માતા ભણેં, સુણ તૂં પુત્ર વિચાર;
વિવાહ મેળવો ઘરનેં નહી, કુણ કરસે અમ સાર. ૧
સુણ માતા સુખ ઇચ્છિની, સુખ દીધે સુખ થાય;
પુત્ર પુત્રીકા વહુ સવિ, સુખ તે કરમ પસાય. ૨

ઢાલ ૩

વિનતી અવધાર્યો રે, પુર માંહેં પધાર્યો રે; એ દેશી

दीक्षानी तैयारी ।

પરણાવું નારી રે, આસા પૂર અમારી રે,
લુંણ ઉતરાવી બ્હેની સુખ દીજીઈ રે;
પરણી મેં નારી રે, માતા જોય વિચારી રે,
લુંણ ઉતારી બ્હેની સુખ લીજીઇ રે. ૧
છ ખંડનું રાજ્ય રે, છાંડયું તતકાલ રે,
ભરતચક્રી વર્યો હરખેં કરી રે;
માતા તેવી નારી રે, મારે મન માંની રે,
માતા તેહજ નારી પૂણ્યે કરી મેં વરી રે. ૨
હવે ઘર જાય રે, વરસ સમ થાય રે,
હવે ઢીલ ન કીજેં ધર્મના કામમાં રે;
આવ્યા સહુ કોઇ રે, વિરાગતા જોઇ રે,
હવે આદેશ આપો બોલે સાંનમા રે. ૩

પિતા પણ આવે રે, માતા દુખ પાવે રે,
આદેશ આપે આંસુ પાડતાં રે;
હવે મોચ્છવ માંડે રે, વાજાં ઘણા વાજે રે,
પૂજ્યા જિન છાજે પ્રભુ ગુણ ધારતાં રે. ૪

દૂહા.

ધન રઇઆં બાઈ માંયને, ધન ગોકુલ મ્હેતા તાત;
જેના કુલમાં ઉપનો, ધન ધન પોરવાડ નાત. ૧
બાલ અવસ્થા એહની, સંજમ લેવા જાય;
નારી પણ પરણી નહિં, કુણ આવે એને હાથ. ૨

ઢાલ ૪.

ગિરૂઆ ગુણ વીરજી—એ દેશી.

दीक्षा-महोत्सव ।

સંજમ લેવા સંચરેજી, સણુગારે ગજરાજ;
મોટા મોચ્છવ માંડિઆંજી; જનની હર્ષિત આજ. ૧
ગુણવંતા પૂત્ર! લે સંજમ સુખદાય,
પૂણ્યવંતા પુત્ર! લે સંજમ સુખ થાય—એ આંકણી.
ધનજીવિત છે માહરોજી, ધન ધન મુજ અવતાર,
પુણ્યવંત તૂં આવીઓજી, હું પામી ભવ પાર. ગુણ૦ ૨
બલીહારી જાઉં તેહનીજી, જે લે સંજમ ભાર;
કરૂં તસ ઉંવારણાજી, તનમન દેઉં વાર. ગુણ૦ ૩
ચાર બંધવ હવે આવીઆજી, આંસુ પડતે ધાર;
હીન કમાઇ અમતણીજી, ધન ધન તુજ અવતાર. ગુણ૦ ૪
હવે આવી બ્હેનડીજી, સુણ બંધવ તું વાત;
લુણ ઉતારી તાહરૂંજી, સફલ કરૂં મુઝ હાથ. ગુણ૦ ૫
બંધવ સફલ થજયો તુજ આસરેજી, સંજમ ચઢયો પ્રમાણ;
એમ આસીસ દેઇ કરીજી, કુંઅર ચઢયો ચિત્ત આણ. ગુણ૦ ૬

વાજાં વજ્રાં વન ગાજીઆંજી, સાંબેલા શ્રીકાર;
હય ગય રથને પાલખીજી, ફરકે ધજાની હાર. ગુણ૦ ૭
મોટી સાહે નારીઆંજી, વધાવે કુમાર;
કીરતિવિમલ ગુરૂ જિહાં રહ્યાંજી, તિહાં આવ્યા તેણીવાર. ગુણ૦ ૮
અનુમતિ આપે રેવતીજી. પુત્ર વિહરાવું આજ;
ગુરૂપણ તેને દીએજી, ત્રણ ભુવનનું રાજ. ગુણ૦ ૯
વચ્છ ! વ્રત તે આદર્યુંજી, પાલો વિણ અતિચાર;
ગુરૂ વચન ચિત્તમાં ધરીજી, વીરશાસન વિસ્તાર. ગુણ૦ ૧૦
અપ્રેમેતે વડી કરીજી, વીસ વરસની નાર;
બલીહારી જાઉં એહુનીજી, સીયલ લીએ તેણિવાર. ગુણ૦ ૧૧
ધન ધન મુખે ઉચરેજી, ધન રૂઈઆં બાઈ માય;
એહવા પૂત્ર ઊપનાઇજી, નરનારી ગુણ ગાય. ગુણ૦ ૧૨

દૂહા.

शास्त्राभ्यास ।

ઇમ સીખામણ દઇ ઘણી, માતા ચાલી જામ;
મુનિવર પણ વિચરી ગયા, પાટણ નયર અભિરામ. ૧
અંગ-ઉપાંગ-ન્યાય ભણી, સર્વ શાસ્ત્રના જાંણ;
પૂછે તેને બૂઝવે, જ્ઞાનિ સીરોમણી ખાંણ. ૨
સૂત્ર અર્થ સર્વે સીખવી, ગુરૂ દીઇ આદેશ;
શિષ્ય પણ વિચરે ભલા, આણી હર્ષ વિશેષ. ૩

ઢાલ ૫.

આવો જમાઇ પ્રાહુણા જયવંતાજી—એ દેશી.

अमदावाद-प्रवेश ।

એમ વિચરતાં આવીઆ સુખકંદાજી, અમદાવાદ નગર સુઝાર સુખચંદાજી;
શ્રાવક શ્રાવિકા આવીઆ સુ૦, વાંદે ગુરૂ સુખકાર સુ૦. ૧
મોટે ઓચ્છવે લાવીઆ સુ૦, હરખે હૃદય સુઝાર સુ૦;
ઢોલ નગારાં ગડગડે સુ૦, સરણાઈ મનોહાર સુ૦. ૨

એહવે હરખેં લાવીઆ સુ૦, દાન જાચકનેં સાર સુ૦;
મંગલિક કારણ આવીઆ સુ૦, ગોવલિ કરે મનોહાર સુ૦. ૩
વાંણી વરસે અમી સમી સુ૦, ચમકયા હૃદય મુઝાર સુ૦;
છ પુરૂષ પ્રતિ બોધિયા સુ૦, સંજમ લેવા સુખકાર સુ૦. ૪
મોટા મોચ્છવ માંડીઆ સુ૦, પૂજા રચે મનોહાર સુ૦;
સામી વચ્છલ થયા ઘણા સુ૦, શ્રાવક સુખીઆ સાર સુ૦. ૫
સંજમ લેવા સંચરે સુ૦, જયજય ભણે નરનાર સુ૦;
લખમીવિમલ મુનિ જિહાં રહ્યા સુ૦, તિહાં આવ્યા તેણીવાર સુ૦. ૬
વેષ દીઇં શ્રીવીરનો સુ૦, લેઇ હરખેં હૃદય મુઝાર સુ૦;
પૂરવ પુણ્યે પામીઆં સુ૦, અમે પામ્યા ભવનો પાર સુ૦. ૭
વીરશાસન મુનિ ગાયસી સુ૦, તસ ઘર જયજયકાર સુ૦;
કહે શ્રાવક ચિત્ત આંણીનેં સુ૦, તુંમેં ધરજો હૃદય મુઝાર સુ૦. ૮

દૂહા.

ખિમાવિમલ મુનિ વંદીઇં, કિરપાવિમલ જગસાર;
છ સાધુ વલી વંદીનેં, વલીઆં નરનેં નાર. ૧

ઢાલ ૬.

શ્રી યુગમધર માયરે રે—એ દેશી.

**सूरिपदप्राप्ति अने पूर्वपरपरा ।**

હવે મુનિવર વિહાર કરેં રે, કરેં ભવીક ઉપગાર; ધન ધન એ મુનિ;
યાત્રા કારણ ચાલીયાં રે, શંખેશ્વર મુઝાર. ધન૦ ૧
વામાનંદન નીરખીનેં રે, આણંદ અંગે ન માય; ધન૦
સુમતિસાગર સૂરિ આવીયા રે, વંદે પ્રભુ સુખદાય. ધન૦ ૨
લખમીવિમલ મુનિ પેખીનેં, હરખેં હૃદય મુઝાર; ધન૦
સુમતિ ગુપતિ સાથેં રમેં રે, કરે મન શુભ વિચાર. ધન૦ ૩
એવા મુનિ નિરખીનેં રે, હરખ્યાં નરનેં નાર; ધન૦
સરવગુણ ગુરૂ દેખીનેં રે, પદવી દીધી તેણી વાર. ધન૦ ૪

સંવત સત્તર §અઠ્ઠાવીસેં રે, વૈશાખ સુદિ દિન ત્રીજ; ધન૦
વિબુધવિમલસૂરિ થાપીઆં રે, પ્રેમેં પામ્યા સર્વે રીઝ. ધન૦ ૫
જ્ઞાનવિમલ પાટે હુઆ રે, સૌભાગ્યસાગર સૂરીરાય; ધન૦
સુમતિસાગર સૂરિ હુઆ રે, નરનારી ગુણગાય. ધન૦ ૬
પંચ મહાવ્રત પાલતાં રે, કરે તપસ્યા સાર; ધન૦
વર્ધમાન તપ જેણે કર્યો રે, ચૌદ વરસ એકધાર. ધન૦ ૭
જ્ઞાનવિમલસૂરીઈં કહ્યું રે, સૌભાગ્યસાગરનેં એમ; ધન૦
સૌભાગ્યસાગરસૂરીઈં કહ્યું રે, સુમતિસાગરનેં તેમ. ધન૦ ૮
આ અવસરે કોઇ નથી રે, આચાર્યપદને જોગ; ધન૦
તિણ કારણ તુમનેં દેઉં રે, આવેં અમ ભોગ. ધન૦ ૯
તેમના કહ્યાથી આપીઉં રે, આચાર્યપદ સાર; ધન૦
આણિખો પણ આવીઓ રે, બીજેં દીવસ તેણી વાર. ધન૦૧૦
વિબુધવિમલસૂરી વિચરે રે, કરે જગત પ્રકાશ; ધન૦
એમ વિચરંતા આવીઆ રે, પાલણપૂર ચાર માસ. ધન૦૧૧

દૂહા

पालणपूर चातुर्मास.

પાલનપુરના વાણીઆ, ભલા વિવેકી જાણ;
ગુરૂતણી વાંણી સુણી, પવીત્ર કીધાં કાન. ૧
ચારમાસ પૂરણ થયાં, વિહાર કરે મુનિરાજ;
આવીનેં આડા થયા, અમ તિહાં રહો આજ. ૨
તે દિવસ તીહાં રહ્યા, રાતી જાગરણ થાય
ભલા ભલા તંબોલ દીઇં, વીરતણાં ગુણ ગાય. ૩

---

§ મૂળ પ્રતિમાં " સત્તર અઠાવીસેં " એવોજ પાઠ છે પરંતુ એ અશુદ્ધ લાગે છે કારણ કે સંવત્ ૧૮૧૪ માં એ કાલધર્મ પામ્યા છે તેથી આ ઠેકાણે ઘણા ભાગે " સત્તર અઠયાસી " પાઠ હોવાનો સંભવ છે. પરતુ બીજી કોઇ પ્રત મળેલી ન હોવાથી મૂળમાં એજ પાઠ કાયમ રાખ્યો છે.

ઢાલ ૭.

સકલ ધર્મમાં સારજ કહે રે, રાત્રિ ભોજન ત્રિવીધે' ટાલોરે—એ દેશી.

देशाटन-तीर्थयात्रा

હવે મુનિવરજી વિહાર કરતાં રે, પાટણ નયર શ્રી પાસ પેખતાં રે;
એ જિન નામ સદા સુખદાઇ રે, નરનારી સેવે ચિત્ત લાઇ રે. હવે૦ ૧
અમદાવાદ અનોપમ કહિઇં રે, જિનબિંબ દેખી પરમ સુખ લીજીઇં રે;
દેવલોકમાં પૂજે જિમ દેવ રે, રાજનગરમાં ઇંણી પેરે' કરે સેવ રે. હવે૦ ૨
અનોપમ જાતરા કરી મનમાની રે, દશ ચોમાસાં કર્યાં ગુણ જાણી રે;
કેઈ નરનારી વરતધારી રે, કેઇ ચતુર દીક્ષા લઈ પામ્યા પારી રે. હવે૦ ૩
સાત ચોમાસાં કર્યાં મન જાણી, કેઇ બુઝયા ભવિ પ્રાણી રે;
કેઈ જિનવરનો વેષજ લીઇં રે, આવાગમનથી દૂરે જઇઇં રે. હવે૦ ૪
તારંગે આબુ પણ જાય રે, નવાનગર દીઠે સુખ પાય રે;
શ્રી સિદ્ધાચલ જગમાં સાર રે, નાભિનંદન જગત આધાર રે. હવે૦ ૫
ગિરનારે નેમીસર જોઇ રે; દેખી પ્રભુ મુખ સવી સુખ હોઇ રે;
ઉદેપૂર વલી વીચે ગામ રે, ઉજેણી નગરી છે અભિરામ રે. હવે૦ ૬
એણી પરે જિન યાત્રા બહુ કીધી રે, ઘણા જીવને' દીક્ષા દીધી રે;
ઇંમ વિચરતા બુરાહાનપૂરે આવ્યા રે, શ્રાવક શ્રાવિકા મન ભાવ્યા રે. હવે.
શ્રી મંદર જિન બોલે વાંણી રે, ભરત ક્ષેત્રમાં નહિં કોઇ નાણી રે;
સંશય ટાલી કહે જિન વાંણી રે, સૂત્ર આધારે' રહ્યા છે પ્રાણી રે. હવે.
સાધુ શુદ્ધ વ્રત ધારી રે, કરે તપસ્યા શક્તિ અનુસારી રે;
કૂરગુરૂપરે' જે એ વ્રત પાલે રે, મુગતિ મ્હેલમાં સેજે' માલે રે. હવે. ૯
દોષ રહિત જે આહાર લેવે રે, તે મુનીસર સુખીઆ હોવે રે;
તે જન અત્ર સદા સુખકારી રે, ઘણાં તર્યાં ઘણાને તારી રે. હવે. ૧૦
વિબુધવિમલસૂરિ એણીપરિં આવે રે, શ્રીજિન આણા સદા ચિત્ત લાવે રે;
પંચમહા વ્રત કિરીયા સારી રે, દેખી નમે' નરને' નારી રે. હવે. ૧૧

દૂહા.

સાદરે' સાધુ આવીઆ, વિબુધવિમલસૂરીરાય;
હેમચંદ્ર મુની દેખીને', તે પણ હરખીત થાય. ૧

જ્ઞાનદિવાકર જાણીને, દેખી ચમક્યા લોક;
જ્ઞાન અર્થ જે કોઇ કહે, તે કરી દીએ રોક. ૨

ઢાલ ૮.

દેશ મનોહર માલવો, પરવરીઆ પરીવાર લલના–એ દેશી,

तीर्थाटन चालु ।

વિબુધવિમલસૂરી વંદીએ, વંદતાં પાપ પલાય લલનાં; વિબુધ૦
સાધુ દરિસણે સુખ પામીએ, દુરગત દૂરે જાય લલનાં. વિબુધ૦ ૧
પંચ સુમતિ સુમતાં થકાં, તીન ગુપતિ આધાર લલનાં;
સમતાં રસમાં ઝીલતા, કરે ભવિક ઉપગાર લલનાં. વિબુધ૦ ૨
ખેલ ખેલતાં આવીઓ, મૂલચંદ કુમાર લલનાં;
વાંણી સુણી મન લાગીયો, સંજમસું તેણી વાર લલનાં. વિબુધ૦ ૩
અજ્ઞાન કારણ દુઃખ સહું, કે'તાં ના આવે પાર લલનાં;
અવંતીસુકમાલ હુવા, તેથી અધિક એ સાર લલનાં. વિબુધ૦ ૪
ધન સારાંબાઈ કુંખને, ધન ઓસવાલ ન્યાત લલનાં;
જેના કુલમાં ઉપનો, ધન મૂલચંદ તાત લલનાં. વિબુધ૦ ૫
સકટ પરે ચલ્યો નહિ, લીધો સંજમ ભાર લલનાં;
ભાણુવિમલ મુની વંદીઇં, જેણે છાંડયો કંચન સાર લલના. વિબુધ૦ ૬
ચાર ચોમાસા પૂરણ કરી, ચાલ્યા ગાંદલી મુઝાર લલનાં;
એક વરસ તીહાં રહી, ચાલ્યા તેણીવાર લલનાં. વિબુધ૦ ૭
હવે બાલાપુર આવીયા, જાત્રા કારણ એમ લલનાં;
અંતરીક્ષ પારસનાથ ભેટીઆ, પેખ્યાં બને છે પ્રેમ લલનાં. વિબુધ૦ ૮
જાત્રા કરીને આવીયા, બાલાપુર મુઝાર લલનાં;
એક ચોમાસો તીહાં રહ્યા, રીઝયાં નરનાર લલનાં. ૯

દૂહા.

औरंगावादनी विज्ञप्ति ।

ઓરંગાવાદથી આવીયા, મીઠીબાઇ તેણી વાર;
ગુરૂ દેખી મન ગહગહે, મોતી વધાવે સાર. ૧

ધન કમાઈ એ લોકની, ધન ધન તુમ અવતાર;
કરૂં અરજ તે માનીને, દરિસણ દ્યો એકવાર. ૨
તેનું વચન ચિત્ત આણીને, વિહાર કરે મુનીરાજ;
સુભ સુકન હોએ ભલાં, હોસે મોટું કાજ. ૩

ઢાલ ૯.

ઇણિ અવસર તિહાં હુંબનું રે, આવ્યુ ઢોલુ એક રે, ચતુર નર૦
ઉભા ઓલગડી કરઈ હોલાલ—એ દેશી.

**औरंगाबादमां प्रवेश।**

એમ વિચરંતા આવીયા રે, ઓરંગાવાદ મુઝાર રે; મુનીસર.
શ્રાવક શ્રાવિકા આવીયા હો લાલ.
હવે મુનિવર દીએ દેસના રે, સુણી સર્વે સુખ પાય રે; મુનીસર.
પૂરવ પુણ્યે પાવીઆ હો લાલ. ૧
કિહાં ગુજરાત કિહાં માલવો રે, કિહાં બુરાહનપુર ગામ રે; મુનીસર.
અમ પૂણ્યે તુમે આણીયા હો લાલ.
પહેલો ચોમાસો પૂરણ થયો રે, સુણજો બીજારી વાત રે; મુનીસર.
છ પુરૂષ શુભ પ્રાણીયા હો લાલ. ૨
એ સંસારમાં સાર છે રે, શ્રીજિનવરનો ધર્મ રે; મુનીસર.
એવું જાંણી સંજમ લીએ હો લાલ.
દસ હાથી દોય પાલખી રે, ગય રથ બહુલા લોક રે; મુનીસર.
દાન જાચકને બહુ દીએ હો લાલ. ૩
વિબુધવિમલસૂરિ જિહાં રહ્યા રે, તિહાં આવ્યા તેણી વાર રે; મુનીસર.
વેષ લેઇ સુખીયા થયા હો લાલ.
પૂરવ કમાઇ અમે કરી રે, તુમે આવ્યા અમ પાસ રે, મુનીસર.
તમ દરીસણ દુઃખ દૂરે ગયા હો લાલ. ૪
વિહાર કરતાં આવીયા રે, ઇલોરા ગામ મુઝાર; મુનીસર.
જિન જાત્રાને કારણે હો લાલ.
ખટ દરિસણ તિહાં જાણીએ રે, જાએ વિવેક વંત રે; મુનીસર.
તત્ત્વ ધરી બીજી વારને હો લાલ. ૫

ઓરંગાવાદ વલી આવીઆ રે, આવ્યા બહુ લોક રે; મુનીસર.
મોટે' મોચ્છવે લ્યાવીઆ હો લાલ.
વીરશાસન મુનિ જય ભણે રે, આણી હર્ખ અપાર રે, મુનીસર.
સુણી સર્વે સુખ પાવીયા હો લાલ. ૬

દૂહા.

કહું કવિતા ચિત્ત આણીને, શું શું ર્ક્યા ઉપગાર;
ચિત્ત દઇને સાંભલો, ધારો હૃદય સુઝાર. ૧

ઢાલ ૧૦.

અસત્ય વચન મુખથી નવી બોલીઇ—એ દેશી

प्रतिबोध।

વાંણી સુણીને રે કોણ કોણ બૂઝયા રે, ધારો હૃદય સુઝાર;
વાંણીઆ નાગર ગુણના સાગર, સુણી બૂઝયા તેણિવાર. વાંણી. ૧
જિન પૂજા કિરીયા સારી રે, નીત પૂજવાની ખાત;
મીથ્યાદરસી એણી પરે બૂઝયારે, તુમ સુણો બુદ્ધિવંત. વાણી. ૨
ગાંમ નગરમાં જીહાં જીહાં આવે રે, તીહાં આવે બહુ લોક;
ચરચા કરતાં કેઇ બૂઝયા રે, કેઇ કરિ રહ્યા સોક. વાંણી. ૩
ઉત્તમ નરભવ ઉત્તમ કુલ પાય, તુમ મત કર્યો અભિમાન;
અનંતે ભાગે કોડીઇં વેચાઇએ, કહું વચન ચિત્ત આંણ. વાંણી. ૪
એહવી વાણી સુણીને બુઝયા રે, બે પુરૂષ તેણિ વાર;
ઓરંગાવાદે લાભ થયો ઘણો રે, વલી બુઝયા નરનાર. વાંણી. ૫
ધન તેની બુદ્ધિ મતિ જેની શુદ્ધી રે, પાલે જિનતણી આંણ;
ગુરૂ તણી વાંણી મેં ચિત્ત આણી રે, નવી સુણું કાંઇ કાન. વાંણી. ૬

દૂહા.

ઓરંગાવાદના વાંણીઆ, સારા ચતુર સુજાંણ;
ગુરૂ તણી ભગતિ કરી, પાલે શ્રી જિન આંણ. ૧
**સંવત અઢારસે તેરના**, સુભ દિવસ શુભ વાર;
આચાર્ય પદવી દીએ, આંણી હરખ અપાર. ૨

### ઢાલ ૧૧.

### ચોપાઇની દેશી.

महिमाविमलने सूरिपद ।

**ફાગણ સુદ પંચમી** મન ગમી, **મહિમાવિમલસૂરીસર** રમી;
વિબુધવિમલસૂરી પાયે નમે, શ્રાવક શ્રાવિકા મન ગમે. ૧
ધન ગુરૂ ધન જનની રીત, નર નારી નમે ધરી ચિત્ત;
વિવેકવંત શ્રાવક સુભ જાણુ, મોટો મોહચ્છવ કરે ચિત્ત આંણુ. ૨
જિન પૂજા સાંમી વચ્છલ થાય, કુમતિ દેખી દૂરે જાય;
ધન નગરી ધન તેહજ લોક, જે પ્રભુ વંદે મીલી મીલી થોક. ૩
મહિમાવિમલસૂરી તીહાં રહ્યા, વિબુધવિમલસૂરી જાલણે ગયા;
ઓરંગાવાદના વલી વાંણીઆ, જાલણે થકી ફરો આણીયા. ૪
પૂર્વ પુણ્યે તુમ વાંણી સુણી, ધન કમાઇ તુમ ગુણ અમે થુણી;
બોલે બોલ નેનામાં નીર, કરવા ધરમ થયા છે વીર. ૫
ધન પુરૂષ જે દીક્ષા લીએ, ધન માત જે આદેશ દીએ;
કહે ગુરૂ એ સાચી વાંણુ, નીત નીત જિનગુણ ચિત્તમાં આંણુ. ૬
કાલ અનંત ગયો દુઃખ માંહિ, મૂરખ નર જાણે નહિં કાંઇ;
જે જે ગતિમાં દુઃખ બહુ હોય, તે તે ગતિમાં ગયો તું જોય. ૭
ચતુર નર તે સંવર કરે, મૂર્ખ નર તે આશ્રવ ધરે;
સંવર કરણી સિવ વધુ હોય, આશ્રવ કરણી દુરગતિ જોય. ૮
એહવી વાંણી સુણી બહુ લોક, નર નારી મીલી મીલો થોક;
વ્રત લેઇને સુખીયા થયા, વિબુધવિમલસૂરી પરલોકે ગયા. ૯

### દૂહા

स्वर्गगमन अने अग्निदाह ।

**સંવત અઢારસે ચઉદના, માગસર વદી તીજે જોય;**
વિબુધવિમલસૂરી સુરગે ગયા, નિરવાણ મોચ્છવ હોય. ૧

ઢાલ ૧૨.

થારાં મેહલાં ઉપર મેહ ઝબુકે વીજલી હો લાલ—એ દેશી.

માંડવી બણી બિહુ મ્હેલ, દેખી સુખ પામીયા હો લાલ; દેખી॰
તિહાં બેસાડી મુનિરાજ, પેખી સીસ નામીયા હો લાલ; પેખી॰
ભલી ચાદર જરીયાન કે, જાણે હસતી હો લાલ;
ધન મારા ભાગ્ય કે, ગુરૂ ખાંદે બેસતી હો લાલ. ૧
હાથી આણાવ્યા તેણી વાર કે, ઘંટા ગાજતી હો લાલ;
તુરંગ તણો નહિં પાર કે, ઘુઘરૂ વાજતી હો લાલ;
વાજે નગારાં ઢોલ કે, સરણાઇ તાનસું હો લાલ;
વાગે મરદંગ તાલ ઝાઝ કે, માનસું હો લાલ. ૨
ગોરી ગાય ગુરૂ ગીત કે, તન મન વારીઆ હો લાલ;
વધાવે સોવન ફૂલ કે, મોતીના ઉવારણા હો લાલ,
માંડવી લીએ તેણિ વાર કે, બહુ લોકસું હો લાલ;
ચોહટે ચોહટે લોક મીલ્યો કે, તિહાં થોકસું હો લાલ. ૩
નીસાંણ ઝલકે બેરખ લલકે, અતી ઘણી હો લાલ;
વાજાં વાજે ઘન સાર કે, જય જય સુભ ભણી હો લાલ,
મોટે મોચ્છવે મુનિવર કે, લાવીઆ હો લાલ;
ચંદન લાકડા માહિં કે, મુનિવર થાપીઆ હો લાલ. ૪
અગની તણે સંજોગ કે, કરીને આવીઆ હો લાલ;
અઠાઇ મોચ્છવ થાય કે, જિન ગુણ ગાવીઆ હો લાલ;
ઔરંગાવાદના લોક કે, ધન ધન જાણીએ હો લાલ;
ઘણું ખરચ્યું વીત કે, પ્રશંસા આણીએ હો લાલ. ૫
થૂભ બણાવી મનોહાર કે, કરણપુરે જાંણીએ હો લાલ,
વંદે નર નાર કે, દેખી સુખ પામીએ હો લાલ;
શ્રાવક હરખ ન માય કે, ગાએ તાનસું હો લાલ;
વાજે મૃદંગ તાલ કે, વીણા આણસું હો લાલ. ૬
વંદી આવ્યા તેણિ વાર કે, ગુરૂ પાસે આવીઆ હો લાલ;
મહિમાવિમલસૂરીરાય કે, દેખી સુખ પાવીઆ હો લાલ;

વિહાર કરે મુનિરાજ કે, સિંહ પરે ચાલતા હો લાલ;
ગજઘટા પરે સાધુ કે, સાથે મહાલતાં હો લાલ. ૭
કરે તપસ્યા સાર કે, દિન દિન ચડતી હો લાલ;
દેખી નમે નર નાર કે, ધન ધન કરતી હો લાલ;
વીરશાસન મુનિરાજ ગાય કે, સુખ લીજીએ હો લાલ;
વિબુધ સેવક કહે વાંન કે, શિવ સુખ દીજીએ હો લાલ. ૮

દૂહા.

વિબુધવિમલસૂરી ગાઇઆ, ગાયી રંગ રસાલ;
વીરશાસન મુનિ ગાવસે, તસ ઘર મંગલ માલ. ૧

ઢાલ ૧૩.

ગીરૂઆ રે ગુણ તુમ તણા—એ દેશી.

आचार्यपरंपरा-समाप्ति ।

વિબુધવિમલસૂરી ગાઇઆ, ગુણ ગાતાં સંપત્તિ થાય રે;
રીધ સીધ નવનિધ ઘરૂ, વંદતાં પાપ પલાય રે. વિ૦ ૧
ભવસાગરમાં બુડતાં, મને બાંય સાહિને લાયા રે;
તસ ઉપગારને કારણે, મેં રંગ કરીને ગાયા રે વિ૦ ૨
એહને દેખે મે દેખીઆ, મેં દેખ્યા જંબુકુમારો રે;
થૂલભદ્ર મેં પેખીઆ, મેં દેખ્યા ધના અણગારો રે. વિ૦ ૩
સીયલે સુદરસિણ સારીખા, વિદ્યાએ વયરકુમારો રે;
પાટ પરંપરા હુવે ગાઉં, આણી હરખ અપારો રે. વિ૦ ૪
હેમવિમલસૂરીસર પાટે, આણંદવિમલસૂરી રાયા રે;
નિર્મલ ગંગાજલ પેરે, કરણી કરીને જિનગુણ ગાયા રે. વિ૦ ૫
કિરીઆ સારી તપસ્યા સારી, જિનશાસન દીપાયા રે;
ચાર લાખ ચાર બેઠા ધર્મ, તે શ્રાવક વંદાયા રે. વિ૦ ૬
વિજયદાનસૂરી તસ પાટે, વિજયહીરસૂરી ગાઉં રે;
સાહ અકબરને પ્રતીબોધ્યો, હૃદયકમલમાં લાઉં રે. વિ૦ ૭
વિજયસેનસૂરી તસ પાટે, વિજયદેવસૂરી ગાજે રે;

વિજયપ્રભસૂરી તસ પાટેં, જ્ઞાનવિમલસૂરી રાજે રે. વિ૦ ૮
સૌભાગ્યસાગરસૂરી તસ પાટેં, સૂમતિસાગરસૂરી છાજે રે;
તસ પાટેં હવે ગાઉં, વિબુધવિમલસૂરી રાજે રે. વિ૦ ૯
નિર્મલ કરણી નીર્મલ વાંણી, દેખીને સુખ પાયા રે;
શ્રાવક દાસ તુમારો સામી, તુમ ચરણેં ચિત્ત લાયા રે. વિ૦ ૧૦
**સંવત અઢારસેં વીસના વરષે, મહિમાવિમલસૂરી આયા રે;**
**શ્રાવણ શુદ તેરસને દીનેં, બુરહાંણપુર નગરમાં** ગાયા રે. ૧૧
વીરસાસન મુનિ જે ગાએ, તસ ઘરેં સર્વ સુખ આવેં રે;
મંગલ માલા ઝાક ઝમાલા, અજરામર સુખ થાવેં રે. વિ૦ ૧૨

કલશ.

વીર જિનવર, સયલ સુખકર, ગૌતમ ગણહર ગાઈએ;
તુમ સુણો હો ભવીઆં, ચિત આણી, નામ નવનિધ પાઇએ. ૧
નામ લીજેં, સેવ કીજેં, તન મન દીજેં વારીયાં;
વિબુધવિમલસૂરી, સેવક કહેં, સીવરમણી કરેં ઉવારીઆં. ૨

॥ इति श्रीविबुधविमलसूरि रास ॥







# श्रीविजयरत्नसूरि-रास।



દૂહા.

मंगल-प्रस्ताव।

સુપ્રસન્ન આલ્હાદકર, સદા જાસ મુખચંદ;
વંછિત પૂરણ કલ્પતરૂ, સેવક શ્રીજિનચંદ. ૧
શ્રી વામારાણી તણો, નંદન નિરૂપમ રૂપ;
સૂરતિ મંડણ પાસજી, ત્રિભુવન તણા ભૂપ. ૨
દોલતિ દાઈ તેહના, પ્રણમી પય અરવિંદ;
ગાસ્યું ગિરૂઆ ગચ્છપતિ, શ્રી રત્નવિજયસૂરિંદ. ૩

ઢાળ ૧—મરૂદેવી માતા ઇમ ભણેં—એ દેશી.

मातापिता अने बाल्यावस्था।

ગુજ્જર દેશ સોહામણો, જિહાં નિવસે લચ્છી આગારો જી;
પાલણપુર પુર રૂઅડું, જાણે ભુવનિ તણો હારો જી.
ગુજ્જર દેશ સોહામણો. ૧
ભાર અઢાર વનસ્પતિ, જિહાં બાગ બગીચે ફૂલે જી;
રાજભવન રલિયામણા, જિહાં હય વર હાથીયા ઝૂલે જી. ગુ૦ ૨
સુંદર મંદિર શોભતા, જિહાં લોક વસે રૂપાલા જી;
દિન દિન દોલતિ દીપતિ, તિહાં ઘરિ ઘરિ સુંદર બાલા જી. ગુ૦ ૩
સોભા જાસ વખાણતાં, ગુરૂને પિણ વરસ વિહાયે જી;
જૈન કાંતિપુર એહવું, જેહનું બિરૂદ સદા કહિવાયે જી. ગુ૦ ૪

સાહુ હીરો સંપદ ધણી, તિહાં નિવસે પુણ્ય પવિત્રો જી;
હીરાદે વનિતા સતી, જેહનાં જગ પુણ્ય ચરિત્રો જી. ગુ૦ ૫

અમર કુમર જિમ દીપવા, સુત છે તસ દોય સુકમાલ જી;
ન્યાનજી નેં વલી વીરજી, નામેં તે ભાગ્ય વિશાલ જી. ગુ૦ ૬

સુપન લહે તે અન્યદા, માત હીરાદે સુખ સેજે જી;
ગયવર એક ઘરિ આવીઓ, કરે રયણ લેઇ બહુ હેજેં જી. ગુ૦ ૭

પંડિત કહે સુત ભૂપતિ, કે સૂરિસિરોમણિ થાસ્યૈ જી;
પુત્ર રતન તિણેં જનમીઓ, વલી તદનંતર નવ માસેં જી. ગુ૦ ૮
નામ ગુણે જેઠો હુઓ, તે અંગજ પુન્યેં પૂરો જી;
દિન દિન વાધેં દીપતો, જાંણે સુરતરૂનો અંકુરો જી. ગુ૦ ૯
માત હીરાદે હરખતી, રૂડે હાલરૂઇં હુલરાવેં જી;
સુંદર અંગ સોહામણે, રૂડા ભૂષણડાં પહિરાવેં જી. ગુ૦ ૧૦
આંખડલી અણિઆલીઇં, આંજે અંજન રેષા કાલી જી;
સરસ જિમાડે સુખડી, મુખ બીડી રઢીઆલી જી. ગુ૦ ૧૧
ચાલે રમઝમ ઠમકતો, ઘુંઘરિઆં ઘમકાવેજી;
રૂપે રતિ પતિ સારીખો, તે તો તેજેં તરણી હરાવેં જી. ગુ૦ ૧૨
અ····ય·······બોલતાં, માયતાયનાં મન રીંઝાવે જી;
વિણુ આયાસેં સહૂ ભણ્યો, જવ પાંચ વરસનો થાવેજી. ગુ૦ ૧૩

દૂહા.

तीर्थयात्रा-गुरुदर्शन ।

એહવે સ્વર્ગ સિધાવિઆ, હીરોસા મહાભાગ;
હીરાદે તે દિન થકી, મન આણે વયરાગ. ૧
શ્રી સિદ્ધાચલ આવીનેં, લખમી લાહો લીધ;
તિમ વલી રૈવતગિરિ જઇ, કાયા નિરમલ કીધ. ૨
જૂનેંગઢ ગુરૂ ગચ્છપતી, શ્રી વિજયપ્રભસૂરીશ;
સપરિવાર વંદે વલી, હીરાદે સુ[illegible]ગીસ. ૩

ઢાલ ૨—ધારણી મનાવેં રે મેઘ કુમારને રે—એ દેશી.

स्वप्नमां शासनदेवी ।

મુખડું નીહાલી રે તપગચ્છરાયનું રે, હરખી હીરાદે હો નારિ;
અમિય સમાણી રે વાંણી સંભલી રે, સફલ ગણેં અવતાર. મુખડું નિ૦ ૧

નવ અંગે પૂજા રેં કરેં ગુરૂરાયની રે, સુત સુંદર સુકમાલ;
તેહ માંહિ જેઠો સૂરિ જનિ પરિ રેં, પ્રતપેં ભાગ્ય વિશાલ મુખડું નિ૦ ૨

શ્રી ગુરૂજીનાં દિલમાહિં વસ્યો રે, કહેં એ પુત્ર રતન;
બત્રીસ લક્ષણ પૂરિત અંગ છે રે, કરયો ઘણાં રે યતન્ન. મુખડું નિ. ૩

હરખી હિરાદે ગુરૂનેં વચણડે રે, વંદી થાનક જાય;
તિણહીજ રયણીં રે સુપને ઇમ કહે રે, શાસનદેવી હો આય. મુ. ૪

પુત્ર તુમારા રે હિરાદે આપજો રે, શ્રીવિજયપ્રભસૂરિ હાથ;
સંયમ લેસ્યે રે એ સુત તુમ તણા રે, તુમે પણ લેયો રે સાથ. મુ. ૫

શાસનદીપક જેઠો સુત હોસ્યે રે, પ્રબલિ પ્રતાપી હો સૂરિ;
રાય રાંણા તે બહુ પડિબોહસ્યે રે, જીપસ્યે વાદી હો ભૂરિ. મુ. ૬

શાસન ભાસન દીપક લાભ ઘણા કહ્યા રે, તે તુમ્હ હોસ્યે રે માય;
એ સંસાર અસાર પદારથે રે, મત રહજ્યો લલચાય. મુ. ૭

દૂહા.

दीक्षाग्रहण ।

માતા સુતનેં નેહસ્યું, પૂછે વાત પ્રભાત;
તેહ સુજાત હૂંઆ ઘણું, સાંભલતા રલિયાત. ૧

તવ હિરાદેં ગુરૂ કનેં, માંગે દિખ્યા દાંન;
કહેં સુત મેં તમનેં દિયા, જે મુજ પરમ નિધાન. ૨

શ્રી ગુરૂ તે સુપ્રસન્ન થઈ, સફલ મનોરથ કીધ;
જ્ઞાનવિજયનેં વિમલવિજય, જિતવિજય નાંમ દીધ. ૩

ઢાલ ૩—વાલેસર મુઝ વીનતી, ગોડિચારાય—એ દેશી.

शास्त्राभ्यास—आचार्यपद ।

જિતવિજયને જઇઇ ભાંમણેં હુંવારિલાલ, કુંણ કરે તુમ હોડિ રે હું૦
રૂપ કલા ગુણ આગલો હું૦, એતો વયરકુમરનીં જોડિ રે હું૦
જિતવિજય ન જઇઇ ભાંમણે હું૦,—આંકણિ. ૧
બુદ્ધિ પરિક્ષા કારણે હું૦, એક દિન ગુરૂગચ્છરાય રે હું૦
સીસ સહુને તેડિને હું૦, ભાસે કરીય પસાય રે હું૦ ૨
આ પાઠું મોતીતણું હું૦ લસ્યત સિરવાર રે હું૦;
જે શિષ્ય સો ગાથા ભણેં હું૦, સાંજ પહેલાં આજ રે હું૦ ૩
ચ્યાર ઘડી દિન પાછલેં હું૦, ગાથા ત્રણ્યસેં આઠ રે હું૦;
જિતવિજય ચિત ઉલ્હસ્યા હું૦, સુપરેં આપે પાઠ રેં હું૦ ૪
શ્રીવિજયપ્રભસૂરિ હરખીયા હું૦, ઉદ્યમ કરેં વિશેષ રે હું૦;
ષટદરશનના શાસ્ત્રના હું૦, પામ્યા પાર અશેષ રે હું૦ ૫
**સંવત સત્તર બત્રીસમે** હું૦, નયર **નાગોર** મઝાર રેં હું૦;
મેહાતણો **મોહનદાસ**વાવરે હું૦ **રૂપીઆ બારહજાર** રે હું૦ ૭૦ ૬
કીધા નિજ ગુરૂ પાટવી હું૦, શ્રી વિજયરત્નસૂરિંદ રે હું૦;
સંઘ સકલ હરખે ઘણું હું૦, ધન્ય હીરાદેનો નંદ રે હું૦ ૭

દૂહા.

સોમ ગુણેં ગુરૂસોમ સમ, તેજેં અભિનવ ભાંણ;
શ્રીવિજયપ્રભસૂરી પાટવી, જગ માંહે જસ આંણ. ૧
શ્રી ગુરૂજીના ગુણ ઘણા, કહતાં નાવેં પાર;
શાસન ઉન્નતિ હેતુ જિણેં, કીધા બહુ ઉપગાર. ૨

ઢાલ ૪—ઝવેરી સાચો રે જગમાં જાંણિઇં રે—એ દેશી.

शासन प्रभावना ।

વારી રે સોભાગી ગુરૂ નાંમનીં રે, એ તો તપગચ્છનો સિણગાર રે;
અમિય સમાંણીં જેહનીં દેશના રે, ગુરૂજી તારયા બહુ નરનારિ રે. વા. ૧

પગધારી પાવન કીયો રે, ગુરૂજી માલવને મેવાડ રે;
મરૂધરનેં ગુજ્જરધરા રે, વલી વાગડને ગોઢવાડ રે. વા. ૨
સતરસે વાગડનો ધણી રે, એતો રાઉલ ખુમાંણુસિંહ રે;
તેહની સભાઇં ગુરૂજી જીતિઓ રે, વાદી કાવ્યને વાદી મુનિસિંહ રે. વા. ૩
અષ્ટાભિધાન વલી સાધિઓ રે, મોહ્યો રાઉલ ગુરૂગુણ રાસિ રે;
પૂરે મોતીડે રુડો સાથિઓ રે, તેહનીં રાંણી મન ઉલ્હાસ રે. વા. ૪
રાજનગર માહિં દિઇં રે, ગુરૂને આજમસાહ બહુ માંન રે;
એક સન્યાસી બાલક લેઈ ગયો રે, તેણે તિહાં પ્રગટ્યું તોફાન રે. વા. ૫
પુહર હુકમ રહ્યો સાહનો રે, કોઈ રહણુ ન પાવે ફકીર રે;
ઉપદ્રવ પટ દરિસણુ તણો રે, તે તો વાર્યો ગુરૂ વડબીર રે. વા. ૬
વિમલવિજય બંધવ કર્યા રે, તિહાં આગ્રહ કરી ઉવઝાય રે;
વડા રે વજીર ગુરૂ રાયના રે, જેહના મહિયલેં સુજસ ગવાય રે. વા. ૭

દૂહા.

શ્રી ગુરૂજી ગુજરાતમેં, ચઉદ કરી ચોમાસ;
ઉદયપુરિં પધારીયા, ...............ઉચ્છાહ. ૧

ઢાલ ૫—રાગ મારુ—જગત ગુરૂ હિરજી રે—એ દેશી.

राजा महाराजा तरफथी सन्मान।

દેસ મેવાડ તણો ધણી રે, હિંદુછત્રપતી નરેશ;
ચીત્રોડો રાણો તિહાં, પ્રતિબોધ્યો ગુરૂ ગચ્છેશ. ૧
જગતગુરૂ તૂં જયો રે.—આંકણી.

વાદ કરંતાં જીતિયા રે, જે જે પંડિત લીહ;
જૈનધરમ થાપી કરી, જય વરિઆ શ્રી ગુરૂસીહ. જ૦ ૨
રીઝયો રાણો ઇમ ભણે રે, પુન્ય પ્રબલ જો હોય;
તો તુમ દરિસણુ પામીંઇં, જગિ તુઝ સમ અવર ન કોય. જ૦ ૩
કુમ્માલો કર મુંકીયો રે, સરોવર વારી જાલ;
ચિડીમાર દૂરેં કિયા, ગુરૂને વયણેં તતકાલ. જ૦ ૪

ગરભિણી ગરભ વિદારિઆ રે, મનુષ્ય હણ્યા જે આપ;
રાણે શ્રી ગુરૂ આગલે, તે આલોયાં સહુ પાપ. જ૦ ૫
મરૂધર દેશ તણો ધણી રે, અજિતસિંહ મહારાજ;
જોધપુરિં પધારીયા, તિણેં ચોમાસું ગચ્છરાજ. જ૦ ૬
મેડતા કેરા ઉપાસિરો રે, કીધો હુંતા મસીત;
તે ગુરૂ વચને ઉપાસિરો, ફિરી કીધો જગત વદીત. જ૦ ૭
સંઘ સહિત નિજ મહોલમાં રે, સંગ્રામસિંહ મહીરાણ;
શ્રી ગુરૂને મુખિ સાંભલ્યું, મહાવીર જનમનું વખાંણ. જ૦ ૮
હેમ હીર ગુરૂ પરિં કરે રે, શાસન સોહ સવાય;
તીરથ સયલ જૂહારીયા, ગુરૂ કીધી નિરમલ કાય. જ૦ ૯

દૂહા.

उदयपुर प्रवेश ।

પહિલાં ચોમાસાં કર્યાં, ઉદયપૂરે ગુરૂ ચ્યાર;
તિણે ઉદયપુરના સંઘસ્યું, ધરમ સનેહ અપાર. ૧
વલી ગુરૂજી પધારીઆ, ઉદયપુરે ચોમાસ;
ગયવર આવે મલપતા, સામહિઇં પંચાસ. ૨
ચપલ તુરંગમ તીનસેં, નરનાંરી નહી પાર;
વાજંતે વાજિંત્ર વિવિધ, પધરાવ્યા ગણધાર. ૩
ધન ધન ઉદયા પુરતણો, સંઘ સદા પુણ્યવંત;
શ્રી ગુરૂની સેવા કરે, ધરે ધરમ મન ખંતિ. ૪

ઢાલ ૬ રામ ભણે હરિ ઉઠિઇ—એ દેશી.

स्वर्गगमन ।

ગચ્છપતિ ગુણરયણાયરુ શ્રીવિજયરત્નસૂરિંદ રે,
શ્રીજિનશાસનનો ધણી પરગજગંધગયંદ રે;
સકલ સૂરીસનો ઇંદ રે, તાર્યાં ભવિજન વૃંદ રે,
ધન્ય હીરાદેનો નંદ રે, તે ગુરૂજી કિમ વીસરે રે. ૧

સુંદરરૂપ સોહામણો, હસિત વદન ગુરૂરાય રે,
અમિય સરિસા રે બોલડા વીસાર્યાં નવિ જાય રે,
જે ગુરૂ અમ માય રે, સમરે રાણાંને રાય રે,
નર નારી ગુણ રાય રે. તે૦ ૨
સંવત સતર ત્રિહોતરે જાણી નિજ નિરવાંણ રે,
ભાદ્રવા ઉજલ આઠમેં શ્રીવિજયક્ષમાસૂરિ ભાણ રે,
આચારજ ગુંણ ખાંણ રે, ગુરૂજી ઉલટ આણ રે,
થાપ્યા તે નિજ ઠાંણ રે. તે૦ ૩
....................અણસણ કરે ચોવી હાર રેં;
શ્રાવક શ્રાવિકાગુરૂ મુખે ઉચરે તપ જપ સાર રેં;
છઠ...............ઈ દોઢ હજાર રે, તેડે નિજ પરિવાર રે;
સીખ દીઈ મનોહાર રે, કરચો ધરમ ઉદાર રે. તે૦ ૪
ભાદ્રવા વદિ બીજેં દિનેં શ્રી ગુરૂ વાધતે વાંન રે,
પદમાસન વર પૂરિને ધરતા અરિહંત ધ્યાન રે;
પહુતા સ્વર્ગ વિમાન રે, અંગપૂજા અસમાન રે,
કરે શ્રાવક તેણેં થાન રે, રુપઇયા સાતસેં માન રે. તે૦ ૫
સંઘ કરે રુડી માંડવી, ઇકવીસ ખંડનું માન રે;
પંચ રતન ગુરૂ મુખ ઠવે, વાજે ઢોલ નીંસાણ રે;
ગોરી કરેં બહુ ગાંન રે, હાથી ઝરતા તે દાન રે;
આગેં હય અસમાંન રે, જાંણે દેવ વિમાંન રે;
માંડવી આવે સુવાનરે, રાણે દીધું તિહાં થાંન રે. તે૦ ૬
નવ મણ સૂકડ રુયડી, બે મણ અગર સુ-સાર રે;
કેસર કસ્તૂરી અરગજા કપૂર મીલિ સેર ચ્યાર રે;
અબીર ચૂઓ સેર બાર રે, પરિમલ જાસ અપાર રે,
અગનિ કર્યો સંસકાર રે. તે૦ ૭
તે રયણીઇં સુપન લહે, વિમલવિજય ઉવજઝાય રે,
દેવ વિમાંન એક આવિઓ, તે જેં ઝલહર કાય રે;
તિણ બેઠા ગુરૂ રાય રે, સુરભિ ફૂલેં વધાય રે,

સુરકુમરી ગુણ ગાય રે, વાજિત્ર નાદ ન માય રે;
સ્વર્ગે વિમાન તે જાય રે. તે૦ ૮

દૂહા.

આચારજ પદ ઓચ્છવેં, રુપઈયા વીસ હજાર;
ઉદેપુરનો સંઘ વાવરે, વરત્યો જયજયકાર. ૧
સંપ્રતિ વિચરેં ગુરૂતણા, પટધારી ગુણમણીખાંણ,
શ્રીવિજયક્ષમાસૂરિસરુ, તે કરો સદા કલ્યાણ. ૨

ઢાલ ૭.—રાગ ધન્યાસીરી.

उपसंहार।

શ્રીવિજયપ્રભસૂરી સીસ પુરંદર, સુંદર વાચક રાજા રે;
વિમલવિજય નિરમલ ગુણ આગર, જેહના ચડત દીવાજા રે. શ્રી૦ ૧
મુદ્રા જેહની મોહનગારી, શાસન સોહ વધારી રેં;
કીરતિ જેહની જગમાં સારી, ગુણ ગાવે નર નારી રે. શ્રી૦ ૨
પરંપરા વાચકપદ ધારી, જેહના શિષ્ય ગુણગેહા રે;
શુભવિજય ભવિયણ પડિબોહે, સુવિહિત મુનિ માંહિં રેહારે. શ્રી૦ ૩

કલશ.

વિજયરત્ન સૂરિંદ સુંદર ગચ્છ ગયણ દીવાયરો,
જગ ચિત્ત રંજન કુમતિ ભંજન કુલ પયોજ કલાધરો;
સંપત્તિ દાતા સુખ વિધાતા કુસલ વલ્લિ પયોહરો,
તસ ચરણ સેવક રામવિજયેં ગાયો ગુરૂ ગુરૂ જય કરો. ૧

इतिश्री परमपुरन्दरभट्टारकश्री १०८ श्रीभट्टारक
श्रीविजयरत्नसूरीश्वरनिर्वाणस्वाध्याय
सम्पूर्णम् ॥



    

# श्रीराजसागरसूरि–निर्वाणरास ।



દૂહા.

·मंगल—प्रस्ताव ।

વર્દ્ધમાન જિનવર પ્રવર, વર્દ્ધમાન ગુણગેહ;
સકલ લોક વન સિંચવા, અવલ આસાઢો મેહ. ૧
સિદ્ધારથનૃપકુલતિલો, ત્રિશલામાત મલ્હાર;
ચરમ જિનેસર ચિત ધરી, રચસ્યું રાસ ઉદાર. ૨
શ્રીરાજસાગરસૂરીસરૂ; તપાગચ્છનું રાજ;
રુડી પરિં પાલીં સહી, કરી ધરમનાં કાજ. ૩
સુરવરનિં વંદાવવા, જિમ પહુતા ભગવન્ન;
તિમ સંખેપિં હું કહું, સુણુયો સહૂ સજન્ન ૪

ઢાલ ૧. રાગ—ગોડી.

जन्मस्थानादि-नेमिसागरनिर्वाण ।

મહિ મંડલ માંહિ, અછઇ દેશ અનંત;
તે માંહિં ગાજિં, ગૂજર દેશ મહંત. ૧
તે માંહિં મોટું, સીહપુર નામિં ગામ;
જાણે કરિ સાચું, સુર રમવાનું ઠાંમ. ૨
તિહાં સાહ શિરોમણી, દેવિદાસ ગુણગેહ;
તસ ઘરણી કોડાં, શીલ અલંકિત દેહ. ૩
તિણિં જાયા કુયર, નિરુપમ રુપ સરુપ;
ઊજલ ગુણ ભરિયા, જિમ જલ ભરિયા કૂપ. ૪

અનુક્રમિં તે વાધિં, સાધિં કલા અનેક;
સુખિં મીઠું માણિં, જાણિં વિનય વિવેક. ૫
ઇણઇં અવસરિ કોડાઇં, જાણ્યો અથિર સંસાર;
દુઈ નિજ સુત સાથિં, લીધો સંયમ સાર. ૬
શ્રીલબ્ધિસાગરગુરુ, લબ્ધિ તણો ભંડાર;
નિજ સિષ્યનાં થાપિં, નિરુપમ નામ ઉદાર. ૭
એક **સુગતિસાગર** બીજઓ, **નેમિસાગર** મુનિસીહ;
પંડિત પાઠક પદ, પામ્યા અકલ અબીહ. ૮
માંડવ ગઢ માંહિ, પાતશાહ હજૂર;
જિનશાસન થાપી, દુરજન કીધા દૂર. ૯
તિહાં કરમતણિં વશિ, સોલ તિહુંતરિં સાર;
વાચકજી પામ્યા, ઇંદ્રપુરી અવતાર. ૧૦

દૂહા.

**સુગતિસાગર** પંડિત પ્રવર, સકલ કલા આધાર;
જગ માંહિ જેહના પુણ્યનો, કોઈ ન પામિં પાર. ૧
અંગિ લખ્યણ અતિ ભલાં, ગુણમણિ તણો ભંડાર;
નામ જપંતાં જેહનિં, જગિ હુઇ જયજયકાર. ૨

ઢાલ ૨ રાગ—સોરઠ.

मारवाडमां विहार।

હવિં સાંભલયો સહૂ લોકા, જિમ વાધ્યા પુણ્યસિલોકા;
**સોલિસિં ઓગણ્યાસિઇં વરસિં**, પૂજ્ય વચન સુધારસ વરસિં. ૧
તુમ્હે મરૂધર દેસિ પધારો, જિનશાસનમાંમ વધારો;
શ્રી સદગુરૂનિં આદેસિં, બુધ પહુતા મરૂધર દેસિં. ૨
નડુલાઇ નગરી માહિં, ચોમાસુ ચિતનિ ઉછાહિં;
ઓછવ મહોછવ અતિ ચંગઇં, પંડિતજી પધાર્યા રંગઇં. ૩
ભોજિગ બિરૂદાવલી બોલિં, નહીં કોઈ પંડિતજી તઇં તોલિં;
બુધ **સુગતિસાગર** ભલિં આયા, શ્રી સંઘતણિ મનિ ભાયા. ૪

ઢોલ તવલ દુમામાં વાજિં, સુણી કુમતિનાં મદ ભાજિં;
તિણિં નાદિં અંબર ગાજિં, સુણી દેવ દુંદુહી લાજિં. ૫
ભંભા ભેરી ભાંકાર, વલિ માદલના દોંકાર;
તલ વાલ કંસાલ વિસાલા, વાજિં વાજિત્ર રસાલા. ૬
ગુણવંતી ગોરી ગાઇં, સુણી અપછરા આનંદ થાઇં;
ગુહલી મનરંગિં કીજિં, યાચક જનનિં ધન દીજિં. ૭
પૂજા પરભાવના સારી, ઉપધાન વહિં નરનારી;
વલી માલારોપણ કીજઇં, માનવ ભવ લાહો લીજઇં. ૮
સાંભલતાં વિબુધ વખાણ, ઘણા હૂઆ ચતુર સુજાણ;
સમકિતના ભેદ પિછાણ્યા, ભેદ જીવ અજીવના જાણ્યા. ૯
નરનારી સમજ્યા મરમ, મેલ્હિં મિથ્યતના કરમ;
મનિ જાણિં એ ભલિ આયા, અહ્મ પૂરવ પુણ્યઇં પાયા. ૧૦

દૂહા.

દિન દિન દોલતિ દીપતી, અનઇં નીરોગી આપ;
જસ મહિમા જગતી ઘણો, એ સહૂ પૂણ્યપ્રતાપ. ૧
સુગતિસાગર બુધરાજનિં, પોતિં પુણ્ય અપાર;
લાભ અચિંત્યો આવસિં, તે સાંભલો વિચાર. ૨

ઢાલ ૩. રાગ—રામગિરિ.

उपाध्यायपद—मरुदेशगमन ।

જૂઓ જુઓ પૂરવ પુણ્ય પ્રકટયું, તેજ ઝિલામલ પૂર રે,
ભાવિક લોક અશોક કરતો, ઉદયાચલ જિમ સૂર રે.
જૂઓ જૂઓ પૂરવ પુણ્ય પ્રકટયું—આંકણી. ૧
શ્રીવિજયદેવસૂરિંદ સુંદર, આણી મનિ ઉલ્લાસ રે;
અહિમ્મદાવાદ થકી મોકલિઓ ઉપાધ્યાય પદ—વાસ રે. જૂઓ૦ ૨
સાહ **શાં**તીદાસ સમ્મત, સાહ **અમ**ર સુજાણ રે;
ધન ધાન્ય ભરિઆ બુદ્ધિ વરિઆ, મોકલ્યા મંડાણ રે. જૂઓ૦ ૩

દિન કેતલે તે તિહાં પહુતા, શ્રી સંઘનિ હૂઇં જાણુ રે;
દેહરિં આદિજિણંદ કેરિ, ઘણા રંગ મંડાણુ રે. જૂઓ૦ ૪

સંઘ ચતુરવિધ તિહાં કણિ મિલિઓ, વલિ મિલ્યા તે બહુલા લોક રે;
બુધ મુગતિસાગર વદન સુંદર, જૂઇં રવિ જિમ કોક રે. જૂ૦ ૫

આનંદ પૂરિં સંઘ સૂરિં, વાસ નિજ કરિ લીધ રે;
શ્રી આદિદેવ દયાલ આગલિ, ઉપાધ્યાય-પદ દીધ રે. જૂઓ૦ ૬

**મહોપાધ્યાય શ્રી મુગતિસાગર**, ઇમ કહી વંદન કીધ રે;
પૂરવ પુણ્ય પસાઇ પૂરિં, સંઘ મનોરથ સીધરે. જૂઓ૦ ૭

શ્રી આદિદેવ જૂહારી વલિઆ, વાજતિં નીસાણુરે;
ભાટ ભોજિગ બિરૂદાવલી બોલિં, તુઝ ભાગ્ય ઉગ્યો ભાણુ રે. જૂ૦ ૮

ધવલ મંગલ બાલા બોલિં, ગાયન ગીત રસાલરે;
બાંધ્યા તલિઆ તાર તોરણુ, વંદનમાલ વિસાલરે. જૂ૦ ૯

પરભાવના નાલેર કેરી, રુપઇએ ભરપૂરરે;
યાચક જનનિં દાનજ દેઈ, દરિદ્ર કીધું દૂરરે. જૂ૦ ૧૦

ઘરિ ઘરિ રંગ વધામણુા થાઈ, ઘરિ ઘરિ તલિયાં ત્રાટરે;
ઘરિ ઘરિ વાચકરાય પહુચઈં, પાયઈં ઠવતા પાટરે. જૂ૦ ૧૧

ધરમના બહુ લાભ લેતા, ચઉમાસિ પૂરો કીદ્ધ રે;
મરૂધર દેશિ પધારતા પૂજ્યઈં, લાભ લખપરિ લીધ રે. જૂ૦ ૧૨

આવતઇં ચઉમાસિ આવ્યા, ભિન્નમાલ મઝારિ રે;
લાભ લખ પરિ તિહાઈં લીધા, હુઆ જય જય કાર રે. જૂ૦ ૧૩

દૂહા.

મુગતિસાગર વાચક તણા, પુણ્ય તણિું સંકેત;
જોયો જે કારણુ મિલિં; તે સહુ સંપદ હેત. ૧

ચઉમાસું વીતા પછી, વાચકરાય વિશેષ;
રાજનગર ભણી વિચરવા, ઉદ્યમ કરિં અશેષ. ૨

ઢાલ ૪. રાગ—આશાઉરી.

**अमदावादमां प्रवेश ।**

**રા**જનગરનો રે સંઘ ઉમાહિઓ રે, વાચકજીનિં વાંદવા કાજિ;
સાજ કરિં રે સહૂ ચાલવા તણો રે, બહિલ ઘોડા ગજરાજ.
રાજનગરનો રે સંઘ ઉમાહિઓરે—આંકણી. ૧
ચંગ વિરાજિત રે રંગિં ઉજલારે, ધુરિ ધોરી સુકુમાલ;
તરલ તુરંગારે કુરંગ પરિ ગતિં કરા રે, ઘમ ઘમિ ઘૂઘર માલ. રા૦ ૨
ફુંદિ ફુંદાલારે વેઢ વેઢાલડા રે, ભૂષણ ભૂષિત અંગ;
કેઈ બઈઠારે બહિલ સેજવાલડી રે, કેઇ બઇઠા પવર પાવંગ. રા૦ ૩
કેઇ બઇઠારે ખડસલ ગાડલી રે, કેઇ બઇંઠા ગઇંણીઆ વહિલિ;
કેઈ બઇંઠારે સખર સુખાસને રે, કેઇ બઇંઠા પાલખી પહિલિ. રા૦ ૪
કેઇ બઇંઠા રે સુરંગ તુરંગમે રે, કેઈ બઇંઠા ગજવર ખંધ;
તે માંહિં મુખ્ય રે સાહ **શાંતિદાસજી** રે, જેહના મોટા પ્રબંધ. રા૦ ૫
ફરહર ફરકઇં રે ધજા નેજા ઘણારે, વાજિં વાજિં વાજિત્રની કોડિ;
ગુણિયણ ગાય રે ગુણ ગુરૂજી તણા રે, સંઘ નમઇં કર જોડિ. રા૦ ૬
વાચક રાજા રે **સુગતિસાગરવરુ** રે, **રાયધનપુર** વર ઠામિ;
તિહાંથી જુહારી રે **પાસ સંખેસરો** રે, સંઘ વંદાવ્યો **વીરમગામિ**. રા. ૭
અંગ પૂજા રે સંઘઇં તિહાં આચરી રે, લખ પરિ લાહણિ કીધ;
સંઘ સંઘાતિ રે વાચક રાયજી રે, **અહિમ્મદાવાદિં** આવ્યા રે પ્રસીદ્ધ. રા. ૮

દૂહા.

**साह शांतिदासनु ममत्व ।**

વખત વડું વાચક તણું, કેહી કીજઇ વત્તિ;
તેહિજ કારણ સંપજઇં, જેણિં વાધાઇ સંપત્તિ. ૧
વિજયદેવનિ સાથિ તવ, મિલી રચીઓ પરપંચ;
તે સમજીનિં સાહજી, સૂધો કોધો સંચ. ૨
વાચકનિં કહિં સાંભલો, ઇણિ તિલે નથી તેલ;
આવો મૂલ ઉપાસરિં, હુસિં બહૂ રંગ રેલિ. ૩

તવ બોલ્યા વાચકવરુ, વારુ કીજઇ સિદ્ધિ;
શ્રી લબ્ધિસાગરગુરૂનામથી, હોસ્યઇ બહુલિ ઋદ્ધિ. ૪
વાચકરાય પધારિયા, મૂલ ઉપાસ્રિરા મદ્ધિ,
શાહશ્રી શાંતિદાસજી, બહૂપરિ કીધી બુદ્ધિ. ૫
જતી જુગતિ કરી મેલિઆ, ગીતારથ ગુણવંત;
મેલ્યા શ્રાવિક શ્રાવિકા, ઉપાસ્રિરા અનંત. ૬
ઇહાંતો વાત અનંત છિં, કહિતાં નાવઇ પાર;
આચારિજ પદ પામિઆ, તે સાંભલો વિચાર. ૭

ઢાલ ૫. રાગ—આસાઉરી

राजसागरने आचार्यपद ।

શારદ માત મયા મુઝ દીજઇ, દીજઇ વચન રસાલા રે;
વાચક સુગતિસાગર ગુણ માલા, ગાતાં મંગલ માલા
હાં રે ભાઈ લહીઇ લબ્ધિ વિસાલા રે. દિહાડો આજનો રે. ૧
સહુ સંઘનિં આનંદ કારી; સહુ પાપ તાપ ભયવારી,
સહુ દિવસ માંહિં મનોહારી, એહની હું જાઉં બલીહારી. દિ૦ ૨
રાજનગર મોટું જગમાંહિં, સાહિં કીઓ ઉછાહો રે,
વસ્તુપાલ વ્રધમાનતણો સુત, લિઇ લખમીનો લાહો રે.
હાંરે ભાઇ મનમાં ઘણો ઉમાહો. દિ૦ ૩
સંવત સોલ છયાસીઆ વરષે, હરખેં જેઠહ માસેં રે;
પરષે શનિ અનુરાધા ચોગઇં, સરખે સૂર પ્રકાસઇ. દિ૦ ૪
શ્રી મહાવીર–વિહારિં સારઇં, સારાં વાજિત્ર વાજિં રે;
ધવલ મંગલ બાલા ગુણ માલા, ગાતાં અંબર ગાજિં રે. દિ૦ ૫
પૂજા પ્રભાવના ઘણાએ થાતાં, ગાતાં સોહિગ ભાટે રે;
આચારજ પદ મહોછવ જોવા, લોક મિલ્યા થાટે થાટે રે. દિ૦ ૬
દેવવિજયસૂરીસર મોટા, મોટું કીધું કાંમ રે;
આચારજ પદ દેઇ વાચકનિં, રાજસાગરસૂરી દીધું નાંમ રે. દિ૦ ૭
રાજસાગરસૂરીસર સુંદર, ભાગ્ય તણો ભંડાર રે;

ચઢતી ચઢતી પદવી પામ્યા, ખામ્યા પરિષ્ઠઓ અપાર રે. દિ૦ ૮
**વિવેકહરષ** સરિખા વર વાદી, ઉનમાદીસદમોડઇ;
**શ્રુતસાગર** સરિખા શ્રુતધારી, જસ કોઇ ન આવિં હોડિં. દિ૦ ૯
ગુણ આગર **ગુણસાગર** આગળી, વાદિં કોઇ ન જીપઇ રે;
ષટ દરસનમાં નિજ દરસન કરિં, **દરસનસાગર** દીપઇ રે. દિ૦ ૧૦
મેઘ પરિં ગાજંતો જગ માંહિં, **મેઘસાગર** મન મોહિં રે;
કીરતિ કોડિ ગમે પસરતી, **કીરતિસાગર** સોહિં રે. દિ૦ ૧૧
શ્રી સોભાગ્ય તણો અતુલી બલ, પંચાનન મનોહાર રે;
સત્ય સોભાગ્ય સોભાગ્યિં સુંદર, વિદ્યા તણો ભંડાર રે. દિ૦ ૧૨
મુનિજન માણિક્ય **માણિક્યસાગર, કૃપાસાગર** સુખકાર રે;
બુદ્ધિં સુરગુરૂ જેણિ હરાવ્યો, રુપઇં મદન કુમાર રે. દિ૦ ૧૩
સકલ કુશલ કારી ભવિ જનનિં, **કુશલસાગર** કવિંરાજિં રે;
જસ ભડવાઇં વાદી ભાજિં, બઇંઠો સોહિં સમાજિં રે. દિ૦ ૧૪
ઈત્યાદિક મુનિવર સવિ મલિઆ, મિલિઆ ચતુર ચકોર રે;
**રાજસાગરસૂરીસર** ભાગ્યઇં, જોયો કીધું જોર રે. દિ૦ ૧૫
દિલ્લીપતિ દરબારિં વારંવાર, જેણિ જગિ જસ લીધા રે;
પાતશાહ ખુશાલ થઇનિં, જેહનિ સિરપા દીધા રે.
હાંરે ભાઈ ગજરથ ઘોડા દીધા રે. દિ૦ ૧૬
સાહ જિહાંગીર પાતશાહ પૂરો, પ્રબલ પ્રતાપિં સૂર રે;
ખૂશાલ થઇનિં જેહનિં પોતિં, દીધું પોતાનું નૂર રે. દિ૦ ૧૭
**ચિંતામણિ–પ્રાસાદ** કરાવી, જેણિં કીરતિ વેલડી રોપી રે;
સોનિં રૂપઇં જલધરપરિં વૂઠો, તુણઇ હરી વલી ઘણું ઓપી રે. દિ૦ ૧૮
જૈન ઉધાર ઉધાર વલી દીનનો, જેણિં ધન ખરચી કીધો રે;
પાતશાહ ઉમરાવે માન્યો, તેણિ જગિ હૂઓ પ્રસાધઓ રે. દિ૦ ૧૯
**શાંતીદાસ** સરીખા શ્રાવક જેહનઇં, શ્રીપાતશાહ વદીતા રે;
હયગય રથ પાયકના સ્વામી, સકલ લોકનિં પ્રીતા રે. દિ૦ ૨૦
ભાઈ ભત્રીજા સગા સણીજા, સજ્જન જન સંઘાતિ રે;
જોયો ભાગ્ય શ્રીભગવાનજીનું, જેહનિં એહવા નમઇં પ્રભાતિ રે. દિ૦ ૨૧

પૂરવ દક્ષિણ પશ્ચિમ ઉત્તર, દહ દિશિં દોલતિ વાધી રે;
સહસકિરણ સુતની સાંનિધિં, અક્કો પરિ ભૂ સાધી રે. દિ૦ ૨૨
રાજનગર અનિં અહમદનપુર, વીજાપુર લગઇં સાઇ રે;
દિલ્લી આગરા અંધિલ સિમાણા, તાં લગઇં સૂર સવાઈ રે. દિ૦ ૨૩
સિદ્ધસેનનિં વિક્રમરાજા, હેમનિં કુમરનરિંદા રે;
તિમ શ્રીરાજસાગરસૂરીનિં, સાહ સહસકિરણના નંદા રે. દિ૦ ૨૪
જિમ શ્રીમહાવીરનિં શ્રેણિક, રૂખભનિં ભરતનરિંદા રે;
તિમ શ્રી રાજસાગર સૂરીનિ, સાહ સહસકિરણના નંદા રે. દિ૦ ૨૫
સુહસ્તિસૂરિનિ સંપ્રતિરાજા, અકબ્બર હીરસૂરિનિં રે;
ધરમઘોષનિં વિમલમંત્રીશ્વર, તિમ શાંતી રાજ સૂરિનિં રે. દિ૦ ૨૬
નેમિનાથનિં કૃષ્ણનરેશ્વર, શ્રી બપભટ્ટિનિં આમ રે;
તિમ શ્રી રાજસાગરસૂરીનિં, સાહ શાંતીદાસ સુખ ઠામ રે. દિ૦ ૨૭
શાંતીદાસ અનિં સૂરીની, કીરતિ એઈ ભેલી રે;
ઠામિ ઠામિ ચમકંતી ચાલઈ, જિમિ બે સુગણ સહેલી રે. દિ૦ ૨૮
સાહ વાઘજી શ્રીપાલ તણઈ ઘરઈં, ઓચ્છવ રંગ ઘણેરા રે;
ગુણીજન ગાઇં વાજિત્ર વઈ, ઉંચા દીધા ડેરા રે. દિ૦ ૨૯
ઠામિ ઠામિ થી સંઘ તેડાવી, લિઈં લાહો લિખમીનઓ રે;
આચારિજ પદ મહોછવ માંડયા, ધન દિહાડો વાઘજીનો રે. દિ૦ ૩૦
સંવત સોલ અઠાણુઆ વરષે, પોસ પૂનિમ ગુરૂવારિ રે;
પુષ્ય યોગિ જુગતિ શશિ આવઈ, ચડતિં દિવસ ઉદારઈં રે. દિ૦ ૩૧
શ્રીવૃદ્ધિસાગર સૂરીસરનિં પદ દેઈ, જગિ જસ લીનો રે;
શ્રીવૃદ્ધિસાગર સૂરીસર સુકુલી, ગુરૂ સેવા માહિં લીનો રે. દિ૦ ૩૨
બિંબ પ્રવેશ પ્રતિષ્ઠા યાત્રા, પદ પંડિત વાચકના રે;
માલારોપણ પ્રમુખ ધરમનાં, કીધા કાજ સસકુનાં રે. દિ૦ ૩૩
સમકિત દાન દાન વલી વ્રતનાં, ભાવિક લોકનિં દીધા રે;
શ્રીજિનવરનાં વચન સુણાવી, માનવ ભવ ફલ લીધા રે. દિ૦ ૩૪
વિમલાચલ ઉજલ અર્બુદ ગિરિ, રાણિકપુર વર રંગિ રે;
વરકાણો પ્રભુ પાસ સંખેસર, અંતરીક શુભ સંગિ રે. દિ૦ ૩૫

ઇત્યાદિક તીરથ યાત્રા ફલ, સંઘ ચતુરવિધ સાથિં રે;
લીધાં કીધાં કાંમ ધરમનાં, બીજાંઇં નિજ હાથિં રે. હિં૦ ૩૬
કેવલી ક્રિયાથિકો જીવ વધ હુઇં, ઇમ કહિતાં જેણિ વાર્યાં રે;
સુદ્ધ ધરમ સમઝાવી જગમાં, ઘણા જીવ જેણિં તાર્યાં રે. હિં૦ ૩૭
**ધરમસાગર** તણિં ધીંગડ મલ, વાદીના નાદ ઉતાર્યા રે;
સુદ્ધ પરુપી જગિ જસ લીધો, ઉત્સુત્ર ભાષતા વાર્યા રે. હિં૦ ૩૮
**લબ્ધિસાગર** તણો લીલાપતિ, સકલ કલા ભંડાર રે;
નિરતી ચાર સંયમ પાલીનિં, કીધો આતમ ઉધાર રે. હિં૦ ૩૯
**રાજનગર** પ્રમુખવર ક્ષેત્રે, રહી ચોમાસિં રંગિ રે;
લાભ ઘણા ધરમના લીધા, દીધા ભવિજન રંગ રે. હિં૦ ૪૦
ઇમ વસુધા તલિ વિહાર કરતા, **સંવત સતર એકવાંસિં** રે.
શ્રી**રાજપુરિં** ચઓમાસિ પધાર્યા, શ્રી પૂજ્યજી ઘણી જગીસઇ રે. હિં૦ ૪૧
શ્રી **વૃદ્ધિસાગર** સૂરીસર સમઝુ, શ્રી ગુરૂ સેવાનિં કાજિં રે;
ચોમાસું ગુરૂ પાસિં રહીઆ, વિનય વિવેક વિરાજિં રે. હિં૦ ૪૨
વાચક ચક્ર ચૂડામણિ સરિખો, **રતનસાગર** રુડી રીતિં રે;
નિજ ગુરૂ પાસિં ઉલાસધરી, રહિં સેવા કાજિં પ્રીતિ રે. હિં૦ ૪૩
પંડિત **સૂરસાગર હીરસાગર, માનસાગર** ઉલાસિં રે;
**સુંદરસાગર** રહ્યા જસ લેવા, સેવા કરવા પાસિં રે. હિં૦ ૪૪

ઢાલ ૬. રાગ—સોરી.
વાચકરાય નેમિસાગર ગુરૂ મેરો—એ દેશી.

**राजनगरनो श्रावकसमुदाय।**

શ્રી સંઘ જયો જયો રાજપુરાનો,
પર ઉપગારી સુદ્ધ આચારી, ધોરી ધરમ ધુરાનો;
શ્રી સંઘ જયો જયો રાજપુરાનો—આંકણી. ૧
પરિખ **સંઘજી** કેરો નંદન, પરિખ **અમરચંદ** સુખદાઈ;
સાહ **દેવકરણ** રતન **શાંતીદાસ**, સાહ **નાના** સગા ભાઇ. શ્રી૦ ૨
સાહ **મેઘજી રાયચંદ, અમીપાલ** જેઠા **રામજી** રાજઇ;
**વેણી** દોસી તણો સુત **વાઘો**, તસ પીત્તરાઈ **પારસવીર** છાજિં. શ્રી૦ ૩

સાહ કુંઅરજી વાઘજીનો ભાઈ, પરિખ ભાણુ સુત સોહિં;
સાહ સુંદર સાહ રાજધર ધરમી, સાહ માધવજી મન મોહિં. શ્રી૦ ૪
ગાંધી માધવ અનિં સાહ વાછઓ, સાહ પૂંજીઓ સુખકંદો,
સાહ કીકો દેવકરણનો નંદન મુખ જિસ્યો પૂનિમ ચંદો. શ્રી૦ ૫
સાહ ડૂંગરસી તિલોકસી બિં ભાઇ, સાહ કાંહનજી સુત સોહિં;
સાહ હરદાસ સિવદાસ બિં ભાઇ, મેવાડા મન મોહિં. શ્રી૦ ૬
સાહ રતનજી કાંહાનજી રાજિં, સોની શ્રી રૂષભદાસ;
સાહ આસકરણ તે સાહ મંગલનો, સાહ સંતોષી સુંખ વાસ. શ્રી૦ ૭
સાહ જેઠા સુત હંસરાજ સાહ, સાહ વાલ્હા ગુણભંડારા;
સાહ સુંદર ધરમદાસનો સુત, સકલ વરધમાન કંસારા. શ્રી૦ ૮
સુલતાણપુરના ભાવિં સારા, ભાવસાર સહુ આવઈ;
ભગતિ કરઈં ભગવનજી કેરી, આણંદ અધિકઉ પાવઈં. શ્રી૦ ૯
ઈત્યાદિક શ્રાવક ગુણ ભરિયા, દરિઆ જેમ ગંભીર;
એક મુખઇ કેતા ગુણ કહીઈં, શ્રીસંઘ સાહસધીર. શ્રી૦ ૧૦
શંખ શતક પુકલી આણંદ, વલી અરહદાસ પૂતા;
તે સરીખા રાજપુરના શ્રાવક, ધરમતણી ધુરિ જૂતા. શ્રી૦ ૧૧
પૂજા પ્રભાવના સાહમીવચ્છલ, દાન અવારિ દેવિં;
ભાવ ધરી ભગવનજીના, ચરણકમલ નિત સેવિં. શ્રી૦ ૧૨

ઢાલ ૭. રાગ–ચઉપઇ

**अहमदावाद-वर्णन।**

જે માંહિં વરતિ જયજયકાર, જેમાં સકલ વસ્તુ વિસ્તાર;
જે દીઠઇં ઊપજઇં આલ્હાદ, એહવું નગર શ્રી અહિમ્મદાવાદ. ૧
જેમાં સુજન લોકછિં ઘણા, પહુચાડિં મનની કાંમણા;
જે દીઠિં નાઠઇં વિખવાદ, એહવું નગર શ્રી અહિમ્મદાવાદ. ૨
ચોરાસી ચઉટા જિહાં ભલા, વસ્તુવાનાં જોઇઇં તેતલા;
ઠામિ ઠામિ જિહાં સકલ સંવાદ, એહવું નગર શ્રી અહિમ્મદાવાદ. ૩
જિહાં મદ ગલતા મયગલ ગમઈં, ચઉઘડિઆં નિત્ય નિરય ગડગડિં;

ત્રિપોલીઇં નોબતિનો નાદ, એહવું નગર શ્રી **અહિમ્મદાવાદ.** ૪
ચતુર પુરૂષ વડરાઇં કરિં, જિહાં ઘોડા ધારા ગતિ ધરઇં;
ગાયન ગાઇં સરલઇં સાદ, એહવું નગર શ્રી અહિમ્મદાવાદ. ૫
ધજા તોરણ મંડપ પૂતલી, કોરણીઇં બહુ શોભા મિલિ;
જેહમાં એહવા જિન પ્રાસાદ, એહવું નગર શ્રી અહિમ્મદાવાદ. ૬
આપ રુપથી અધિકાં ઘણાં, નિરખી રુપ જિહાં રામાતણાં;
ઇંદ્રાણી મૂંકઇં ઉનમાદ, એહવું નગર શ્રી અહિમ્મદાવાદ. ૭
જિહાં વાહિની દાહિંની વહઇં, જિહાં લક્ષ્મી નિશ્ચલ થઈ રહિં;
જિહાં ષટ દરિસણના સંવાદ, એહવું નગર શ્રી અહિમ્મદાવાદ. ૮
જિહાં દાની દાન દેતા હસિં, કલાવંત કલા અભ્યસઇં;
પુણ્યવંત પરિહરઇં પ્રમાદ, એહવું નગર શ્રી **અહિમ્મદાવાદ.** ૯

દૂહા.

શ્રી સુત **શાંતીદાસને**, **વરધમાનને** સાર;
વલી વિશેષ **વાઘજી** તણે, સહૂ મિલિ કીઓ વિચાર. ૧
ભગવનજીનઇં ભગતિસ્યું, પધરાવી જઇં અત્ર;
ચઉમાસામાં ચીખલઇં, નિત કિમ જઇઇં તત્ર. ૨
ઇમ સમઝીનિં સંચર્યું, પધરાવ્યા ભગવન્ન;
**મૂલાસેઠ** ઉપાસરિં, મહોચ્છવ કરઇં મહાજન્ન. ૩
નિશિદિન પૂજઇં પાઉલાં, નિશિદિન બઇસિં પાસિ,
ગાઇં ગંધ્રપ ગુણીજના, નિશિદિન મન ઉલાસિં. ૪
સરલઇં સાદિં શ્રાવિકા, સાંઝી દીઇં સુજાણ;
રાત્રિજગ રુડા કરઇં, ઘરિ ઘરિ રંગ મંડાણ. ૫

ઢાલ ૮. કડખાની દેશી—રાગ—અસાઉરી.

**अमदावादना सेठिआओना नामो ।**

સાહ **શાંતીદાસના** સુત સવે સુંદરૂ, રતનપરિં રતનસાહ રાજિં;
સાહ લિખમીચંદ સાહ **માણિકચંદ**, હેમજીસાહ ચઢતિં દવાજિં. ૧

સતર સતશોત્તરિં કાલ દુઃક્કાલમિં, સાહ જગડૂ જિસ્યા એ છાજિં;
અવલ વર દોસીઆં સાવ સોનાતણા, દેઈ જગિ જેહ ભાવઠિ ભાંજઈ. ૨
અભિનવા ઉઠીઆ સાહ શાંતીજિશા, રાઉ ઉમરાઉ પાતશાહ વદીતા;
ધરમ કારિજ કરા દુખ્ખ દારિદ્ર હરા, મનોહરા મનહરા લોકપ્રીતા. ૩
દાન ગુણિ જેહ નૃપ કરણ કાનિં કીઓ, રુપગુણિં જેહ રતિપતિ હરાયો;
સાર ઉપગાર ગુણ જેહ વિક્રમ જિસ્યા, જાંહ ગુણ રાશિ કરિ જગ ભરાયો. ૪
પરતણી દાર પરિહાર કરતા સદા, સાર ભરવા સદા પુણ્ય પોતઇ;
જેહ સુખ કામીઇં જેહનિ ધામીઇ, પામીઇ તેહ સુખ એહ જોતઇ. ૫
સાહ રાયસંઘ શ્રધમાનનો સિંઘસમ, સાહ કલ્યાણમલ દિણિંદ;
સુંદરદાસનો સાહ સૂરચંદ જયો, સાહ લાલચંદનો મલુકચંદ. સા. ૬
સાહ રહીઆ રૂષભદાસ ગુલાલચંદ, સાહ વાઘજીતણા સુત ભલેરા;
દોસીઆં રાય ભડવાય વાધો ઘણું, દોસી સોમા તણા સુત ઘણેરા. ૭
દોસીઆંરાય કપૂરભાઇ સવે, સાહ વીરાતણા ધરમદાસ;
તેજસી સાહ અમરચંદ અતિ ભલા, સાહ ટોકર અનિં પુત્ર તાસ. ૮
સાહ ઉત્તમ નાનાસાહ પોમસી, સાહ સારંગ સમરા સુજાણ;
સાહ હરજી તણો સાહ રતન્નજી, મોદિયાં સાહ રાજપાલ ભાણ. ૯
સાહ ગોડીદાસ પ્રતાપસી સૂરજી, સાહ મનજી પિતા જાસ છાંછા;
ઇંદ્રજી મૂલીઆ સાહ ધનિઆ તણા, પુત્ર એ પૂરતા સકલ વાંછા. ૧૦
સાહ જગસીહ જગિ સીહ સરિખો સદા, સાહ સૂરચંદ રુપચંદ ભાઇ;
સાહ શાંતીદાસ હીરૂ તણા ગુણ ઘણા, સાહ નારાયણ સુખદાઇ. ૧૧
સાહ મંગલતણો છાંછો જયો, સાહ જિણદાસનો નેમિદાસ;
સાહ ડૂંગરસીહ સાહ હીરા મેઘજી, સાહ સુંદર સાહ વીરદાસ. ૧૨
પરિખ વર લાલજી પરિખ ઠાકર તણો, સાહ સખઇ તણો રવજી રાજિં;
સાહ રુપાવલી ભાઇ તસ લાડિકો, સાહ ઇંદ્રજી ધનજી વિરાજિં. ૧૩
રુપજી દેવજી સાહ અખઇ વલી, સાહ જેઠા તણો ધરમદાસ;
સાહ ઉદયસંઘ સાહ પની સુત જયો, સાહ સોમાતણો નેમિદાસ. ૧૪
સાહ સોમકરણનો સાહ સૂરો સદા, સંઘવિ જયચંદનિં સોમકરણ;
જવહરી મેઘનો મેઘ પરિં ગાજતો, આસપૂરણ સદા આસકરણ. ૧૫

સાહ મૂલિઆ તણો સાહ અદિઓ ભલો, સાહ પનિઆ તણો દેવરાજ
સાહ થાનસંઘ મેઘા પાસદત્ત નઈ, પરિખ ધરમદાસ કરિં ધરમકાજ. ૧૬
સાહ વીરચંદ સૂરચંદ દેશાઇ વાઘજી, કાંહાનજી નાનજી દોસિ જીવો;
વોહરો ઉદયસંઘ પ્રતાપસી અમરસી, સાહ ખેતો સતીદાસ જીવો ૧૭
સાહ તાલકુસી તણો તારાચંદ, રતન પના તણા સુત ઉછાહ;
સાહ પાસવીર પરિખ જસૂ જયો, સાહ લહુજી બીજા સકલ સાહ. ૧૮
સાહ લાલજી વાઘા તણા વાઘલા, આઘલા ધરમ કરવા ધસતા;
સાહ રવજી અનિં રુપજી રુઅડાં, ધન્ય જનની જણ્યા એહ સતા. ૧૯
પરિખ સુંદર ભલો વલી જસવીર સાહ, સાહ ગોવાલ સાહ સકલ સોભિં;
એહ પ્રેમાપુરિંમાંહ સોહાસિરિં, ધરમના કામ કરતા ન ખોભિં. ૨૦
રાજપુરવરતણા સાહ નવાપુરા, સાહ અસાવલી સુગુણ ગાડી;
અદલઈ દલપુરા શેખપુર સુખકરા, ફાર ફુરમાન ફુરમાનવાડી. સા૦ ૨૧
અવલ ઉસમાપુરા મીર મીરાંપુરાં, નિજામપુર અહિમ્મદપુરા ધર્મ ધોરી;
વર શકંદરપુરા સાહ બીબીપુરા, નામ કાલૂપરા કિર્તિગોરી. સા૦ ૨૨
રાજનગર તણો અનિં પુરાતણો, સંઘ મિલિઓ ઘણો સુગુરૂપાસિં;
નેહ નિજ મનિ ધરી દેહ તિમ સજ કરી, સીખ ભાખિં સુગુરૂ મન
ઉલાસિં. સા૦ ૨૩

ઢાલ ૯–ભોલીડા હંસા રે વિષય ન રાચીઇ—એ દેશી

**अंतिम उपदेश ।**

સગુણ સનેહારે શ્રી સંઘ સાંભલો, વચન અહ્માૃરૂં રે એહ;
નેહ ધરીનિંરે જિનધરમ કીજીઇ, પીજીઇં અમૃત એહ. ૧
સુગુણ સનેહારે શ્રી સંઘ સાંભલો—આંકણી.
સમકિત પામ્યું રે તુહ્મે ન ચૂકસ્યો, જવ લગિં હુઈ તનુ પ્રાણ;
સમકિત પાખિરે એ જગિ જીવડો, પામિ દુખનિ રે ખાણ. સુ૦ ૨
જિમ સિર હુંતી રે ન તજિં પાઘડી, ઉત્તમ પુરૂષ અપાર;
તિમ તુહ્મે જિનની રે આણા પાઘડી, તજો રખે શિરથી લગાર. સુ૦ ૩

મુહડિં મીઠું રે બહુ પરિ બોલીઇં, કરીઇં પર ઉપગાર;
અરતિ કિહાંઇ રે હીઇ ન કીજીઇ, જીવીઇ જા જગિસાર. સુ૦ ૪
પરનિં દુખીઆરે દેખી બહુપરિં, મન કરયો સુકુમાર;
પોતિ આપદ જવ આવી પડઇ, તવ થઇઇ કઠિન અપાર. સુ૦ ૫
પરસ્ત્રી દેખી રે નીચું ભાલીઇ, ટાલીઇં પરનીરે નિંદ;
પરધન લેવા રે મન કીજઇં નહીં, તો લીજઇ પરમ આનંદ. સુ૦ ૬
સામાયક પોસહરે નિતનિત કરો, પરિહરો પરહો પરમાદ;
મન ઉનમાદ રે કિસ્યો આણો રખે, રાખો રખે વિખવાદ. સુ૦ ૭
જુગતિ જતન કરિ જીવ ઉગારીઇ, વારીઇ વિષય વિકાર;
સાર સંભાલરે કીજીઇ વ્રત તણી, ઉત્તમ એહ આચાર. સુ૦ ૮
**સંવત સતરેસિ વરસ પનરોત્તરિ**, અહ્વારઇ પ્રાણઆધાર;
સાહ **શાંતીદાસ** રે સુરલોકિં ગયો, તિહાં અહ્મો જાવું નિરધાર સુ૦
તિણિ કારણિરે ભાદ્રવ ઊજલી, છઠિં નિશિ નિરવાણ;
**શાંતીદાસ**રે સહોદર ધર્મીના, મિલવા કરસ્યું પ્રયાણ. સુ૦ ૧૦
એમ કહી નઇરે અણસણ ઊચરી, શરણા ચ્યારનારે કીધ;
હાથ ઊંચો કરી તવ શ્રી પૂજ્યજી, સંઘનિં ધરમલાભ દીધ. સુ૦ ૧૧

ઢાલ ૧૦. રાગ—ધન્યાસીરી.

સંભરિઆ ગુણ ગાવા મુઝ મનિ હીરના રે—એ દેશી.

**खंभातना श्रावकोने धर्मलाभ ।**

શ્રી અંભાઇત સુંદર બંદિરમાં વસઇ રે, સાહ સૂરો ગુણજાણ;
જાણો રે, જાણોરે દોસી હરજીનો સુત હેમજી રે. ૧
સાહ અમરસી વાછો ધરમતણો ધણી રે, સાહ પાસવીર જસરાજ;
રાજિં રે, રાજિં રે સાહ પાસવીર કરમચંદનો રે. ૧
સાહ શ્રીકરણ તે સોહિ શ્રીપતિ સાહનો રે, સાહ મેઘજી સોનપાલ,
પાલિં રે, પાલિં રે જે આણા શ્રીજિનરાજની રે. ૩
સાહ દેવજી વલી સોની વિમલસી જાણીઇ રે, વાર ઇંદ્રજી તરંગ રોલ.
ચોલરે, ચોલરે પરિરંગ લાગો જેહનિં ધરમનો રે. ૪

ઇત્યાદિક સહૂ શ્રાવકનિં વલી શ્રાવિકા રે, એહનિ અહ્મારો નેહ;
નેહિં રે, નેહિં રે ભાઇ ધરમલાભ પહુચાડયો રે. ૫

ઢાલ ૧૧. વીંછૂઆની—દેશી.

**सुरतना श्रावकोने धर्मलाभ।**

લાલા સુરતિ સહર સોહમણું, ઘણું ચતુરાઇનું ઠામ રે;
લાલા છયલ્લ છબીલા ધરમના, કરિ રંગ રંગીલા કામ રે. સૂ૦ ૧
લાલા સાહ ઉદયસંઘ સુત સુંદરુ, સાહ કીકો લીલ વિલાસ રે;
લાલા તસ ભાણેજા હેજિ ભર્યા, શાહ શાંતીદાસ વીરદાસ રે. સૂ૦ ૨
લાલા વુહરો નેમિ વખાણીઇં, ઘણો ધરમ નીમનો ધામરે;
લાલા સાહ ધરમદાસ નાગજી ભલા, સાહ પ્રેમા કમલસી નામ રે. સૂ ૩
લાલા પરિખ હંસજી લાલજી, સોની રવજી ઈંદ્રજી આણંદ રે;
લાલા સાહ મેઘા મંગલ અતિભલા, પરિખ વીરદાસ ગોવિંદ રે. સૂ. ૪
લાલા સાહ માણિકચજી રવજી જયો, પરિખ મૂલજી ભાણજી ચંગ રે;
લાલા સાહ વરધમાન વજીઓ વલી, સાહ ધરમદાસ જેસંગ રે સૂ ૫
લાલા સાહ ધનજી સુત સાહ વીરજી, પરિખ તુલસી વિમલ વખાણિ રે;
લાલા સાહ ધનરાજ સાહ માહવજી, સાહ સુમતિ વહઇં જિન આણ રે. ૬
લાલા ઇત્યાદિક સહૂ સંઘનિં, ભલિં લેઇ અહ્મારૂં નામ રે;
લાલા ધરમલાભ પહુચાડયો, કહ્યો કર્યો ધરમનાં કાંમ રે. સૂ. ૭

ઢાલ ૧૨. રાગ—મલ્હાર

નેમિસાગર ઉવઝાય ચઉંમાસું આવીયા રે—એ દેશી

**बर्हानपुरना श्रावकोने धर्मलाभ।**

બરહાંનપુરનો સંઘ સહૂનિં સુખ કરુ રે, કિં સ૦
સાહ સહયવચ્છ મુખ્ય તે ધરમ ધુરંધરુ રે; કિં ધ૦
સાહ ધન્નો ધન ધન્ન લાધાના ગુણ ઘણા રે, કિં ગુ૦
એ ત્રિહું ભાઇ જાણ કુંઅર અમરા તણા રે. કિં કુ૦ ૧

પરિખ શ્રી લાધા રતન જતન કરિં અતિ ઘણું રે, કિં અતિ૦
સમકિત રતન સુજાણ રાખિં નિત આપણું રે; કિં નિ૦
ઇત્યાદિક સહૂ સંઘનિં આદર અતિ વલિં રે. કિ આ૦
ધરમલાભ પહુચાડયો નાંમિ અહ્ય તણિં રે. કિં ના૦ ૨

ઢાલ ૧૩. રાગ—દેશાખ, તથા કાફી.

पाटणना श्रावकोने धर्मलाभ ।

હું બલિહારી સંઘની, પાટણપુર કેરા;
દોસી પ્રેમજી પ્રેમસ્યું, કરઈ ધરમ ઘણેરા. હું૦ આંકણી. ૧
સંઘવી રતન રતન જિસ્યો, ધરમીમાં લીહ;
સાહ જયરાજ જગમાંહિ જ્યો, જીવરાજનો સીહ. હું૦ ૨
સ હ ગણજીનો ગુણ ભર્યો, થાવરજી શોભિં;
મોદી કલ્યાણ વસ્તુપાલનો, શ્રીમાલીમાં શોભિં. હું૦ ૩
સેઠ રાયસંઘ સોહામણો, કુલ મુકુટ માણિક્ય;
પદમ વલિંમ શિવચંદ સાહ, દોસી કપૂર માણિક્ય. હું૦ ૪
વોહરા ધરમદાસ દીપતઓ, પરિખ રહીઓ રાજિં;
પ્રેમજી કમલસી કુલતિલો, ધરણી માંહિં છાજિં. હું૦ ૫
ઇત્યાદિક સહૂ સંઘનિં, અહો કિમ વિસારૂં;
ધરમલાભ પહુચાડયો, લેઈ નામ અહ્યારૂં. હું૦ ૬

ઢાલ ૧૪. રાગ—દેવ ગંધાર, નામાંતરઇં, ગૂજરી, તથા ધન્યાસી.

राधनपुरना संघने धर्मलाभ ।

શ્રી સંઘ રાયધનપુરનો રાજિં,
ધરમ ધુરંધર રુપ પુરંદર, સુંદર વદન વિરાજિં. શ્રી. આં. ૧
થોભણ સેઠ સેઠ શ્રીપતિ ભાલા, અપઈ નરપતિ ગાજિં;
નાનજી સેઠ સેઠ વલી ગોલા, સંઘવી ઈંદ્રજી છાજિં. શ્રી. ૨
ઇત્યાદિક સહૂ સંઘ મનોહર, દુખિઆના દુખ ભાજઇ;
ધરમ લાભ અહ્યારો કહિયો, શ્રી સંઘનિં સુખ કાજિં. શ્રી. ૩

ઇણિ પરિં સકલ નગર પુરગામિં, ઠામો ઠામિ સમાજિં;
ધરમલાભ અહ્મારો કહિયો, દિન દિન ચઢતિં દવાજિં. શ્રી. ૪

દૂહા.

**સ્વર્ગવાસ।**

આચારિજ ગુણ આગલા, પાઠક ગુણે પ્રસિદ્ધ;
જતી ગુણે જુગતાજ મલિ, સીખ તેહાનિં દિદ્ધ. ૧
સંયમ સૂધું પાલયો, પરિહરયો પરમાદ;
વિરહ અહ્મારઇં વાલહા, મમ ધરયો વિખવાદ. ૨
વાસી અનુતર વિમાનના, જેહનાં સુખ વિખ્યાત;
તેહિં સુર તિહાંથી ચવઇં, તો માણસ કુણમાત. ૩
શ્રી રૂખભાદિક જિનવરા, અતિશયતણા ભંડાર;
આઊખિં પૂરિ થઇં, રહિ નવિ સક્યા લગાર. ૪
અહો પરલોકિં પહુચતાં, તુહ્મો મ ધરસ્યો ખેદ;
ધરમ નીમ કરયો ઘણું, સમઝી એહજ ભેદ. ૫
વરસ અઠ્ઠાવીસ જનમથી, પૂરે થયે પ્રસંગ;
પંડિત પદવી ભોગવી, ચઉદ વરસ લગિ ચંગ. ૬
ઉપાધ્યાય પદવી તણી, સાત વરસની સિદ્ધિ;
વરસ પાંત્રીસ લગિં ભોગવી, આચારિજ પદ રિદ્ધિ. ૭
વરસ ચઉરાસી આયુનિં, અંતિં ઘણી પ્રસિદ્ધિ;
લખ ચોરાસી જીવનિં, ખિમતિ ખામણા કિદ્ધ. ૮
શુભ કરણી અનુમોદતાં, સુણતા શ્રી સિદ્ધાંત;
દરિસણ કરતાં દેવનું, સુખિ કહિતાં અરિહંત. ૯
સાવધાન શુભ ધ્યાનમાં, જપતાં શ્રી નવકાર;
રાજસાગરસૂરીસરુ, પામ્યા સુર અધિકાર. ૧૦
રાજસાગરસૂરીસરુ, પહુતા સુરપુર માંહિં;
સુર રમણી રંગિં કરિં, નિત નિત અધિક ઉચ્છાહ. ૧૧

શ્રીરાજસાગરસૂરીસરુ, સાહ શ્રી શાંતીદાસ;
એ સુર મિત્ર મિલી, સુરપુરિ કરિ વિલાસ. ૧૨

ઢાલ. ૧૫ રાગ—ગોડી.

ઝાંઝરીઆ મુનિવર ધન ધન તુહ્મ અવતાર—એ દેશી.

चतुर्विध संघनो विलाप।

ભગવન ભગવનજી ઇણિપરિં, સૂરીસર કરતો રે સાદ;
ભગવનજી ભાખિં નહી રે, તવ ઉપનો વિખવાદ. ૧
ગુણવંતા ગુરૂજી ઇમ કિમ દીજઇં રે છેહ,
ગછ નાયક ગિરૂઆ ઇમ કિમ તોડીઇં નેહ;
સૂરીસર સુંદર ઇમ કિમ છોડીઈં દેહ,
ભગવનજી ભાખો ઇમ કિમ કીજઇં રે એહ—આંકણિ.
તુહ્મો પરલોકિં પધારીઆજી, શ્રી તપગચ્છ કેરા નાથ;
ભગવનજી ભગવનજી ઇણિ પરિં, કોહનિં કહિસ્યું જોડી હાથ. ગુ. ૨
અવિનય અહ્મ જાણી કરીજી, તુહ્મો નથી કરતા અહ્માસ્યું વાત;
અહ્માનિં તુહ્મે ઘણા વાલ્હાજી, એક વાર બોલો અહ્માચા તાત. ગુ૦ ૩
તુહ્મો અબોલો સ્યઇં લીયોજી, જે કહો તે કરૂં અહ્મો કામ;
ભગવન ભાખો ભાખડીજી, રાખો રે અહ્મારી માંમ, ગુ૦ ૪
ગુણ તુહ્મચા કેતા કહુંજી, એકિં રે મુખિં હું આજ;
મયા કરી મુઝ નિં દીઉંજી, તપાગચ્છ કેરૂં રે રાજ. ગુ૦ ૫
ઇમ કહિતાં ધરણી ઢલ્યાજી, મૂરછા આવી અસન્ન;
શીતલ વાઇ જાગીયાજી, મુખિં ભણતા ભગવન્ન. ગુ૦ ૬
હા હા દૈવ અઠારસુંજી, નિરદય માંહિં શીરતાજ;
જન જનનિ દુખ દેઅતાંજી, ન કરિં કેહની લાજ. ગુ૦ ૭
લહુ પણિં અહ્માનિં લાલીઆજી, પાલી પોસી પોઢારે કીધ;
આજ વીસારી મહેલીઆજી, પોતિં રે કીધી પરભવ સીધ. ગુ૦ ૮
પાઠકજી હઠ લેઈ રહ્યાજી, વાતજી કહો મુજ એહ;
વાત એકાંતિં પૂછતાજી, હવિં કુણ પૂછસ્યઇં તેહ ગુ૦ ૯

પંડિત દેતા પુઠપુઠીજી, પોરિસી પભણ્યા પૂંઠિ;
મીઠિં વચનિં બોલાવતાજી, કહિતા તેહનિં હવિં ઉઠિ. ગુ૦ ૧૦
અહ્મ ઉપરથી નેહલોજી, તુહ્મે રે ઉતાર્યો માહરા સ્વામિ;
અહ્મ તુહ્મારા શિષ્ય અછું જી, જાવ જીવ જપસ્યું તુહ્મારૂ નામ. ગુ૦ ૧૧
સાધવી સહૂઇં ઇમ કહિંજી, વિલપંતા ધરી દુઃખ;
ગુણ તુહ્મારા અછિં ઘણાજી, કેતારે કહીઇં હવડા મુખિ. ગુ૦ ૧૨
શ્રાવક સહૂઇં ઇમ કહિંજી, અહ્મારો કિસ્યો અપરાધ;
એક વાર બોલી કરી જી, અહ્મનિં સ્વામી પૂછો સમાધિ. ગુ૦ ૧૩
શાસ્ત્ર સર્વ સંભલાવીઆંજી, ટાલ્યા રે મનના સંદેહ;
મન અહ્મારૂં મોહીઉંજી, તુહ્મારિં સુગુણ સનેહ. ગુ૦ ૧૪
સોવન ફૂલે મુગતા ફલેજી, ચોખા ચંગા લેઇ;
હરખિ અહ્મો વધાવતાજી, ગિરુઇ ગુહલી દેઇ. ગુ૦ ૧૫
દેવિદાસ કુલ ચાંદલીઆજી, વાહલાં રે બાઈના વીરા હોઇં;
કુંઅરિઆ કોડાં તણાજી, એક વાર સાહમું તું જોઇં. ગુ૦ ૧૬
ઉપધાન તુહ્મે વહિવાડીઆંજી, તુહ્મેરે પહેરાવી અહ્મનિં માલ;
આલોઅણ આપી તુહ્મેજી, હવિં કર્યો સાર સંભાલ. ગુ૦ ૧૭
સંઘ ચતુરવિધ ઇમ કહિંજી, નિરમોહી તુહ્મ મન્ન;
સુહણિંઆદો સાહિબાજી, દરિસણ દેયો ભગવન્ન. ગુ૦ ૧૮
સંઘ ચતુર્વિધ ઇમ કહિંજી, તુહ્મરે પામી પામી સુરનો રિદ્ધિ;
સહી કરી 'નઇ સાહિબાજી, સંઘનિ કર્યો સાનિદ્ધિ. ગુ૦ ૧૯

ઢાલ ૧૭. રાગ સારગ
ઈડર આંબા આંબિલી રે—એ દેશી.

गुण स्मरण ।

તિં મન મોહિઉં અહ્મ તણું રે, મન મોહન સૂરિંદ;
જિમ કોઈલનું આંબલિં રે, જિમ ચકવાનૂં દિણંદ. ૧
સૂરીસર ધનધન તુહ્મ અવતાર, તુહ્મ નામિં જય જયકાર. આંકણી.
ઓસવંશ ઉદયાચલઇં રે, ઉગી કરી ઉદ્યોત;

કુમતિ તિમિર દૂરિં કરી રે, જગમાંહિ પ્રસરી જ્યોતિ. સૂ૦ ૨
પાંચ મહાવ્રત નિરમલાં રે, પાલી પાંચ આચાર;
પાંચ સમિતિ ત્રિણ ગુપતિસ્યું રે, કરી વલી ક્રિયા ઉધાર. સૂ૦ ૩
છઠ્ઠ અઠ્ઠમ બાર વરસના રે, દસમ દુવાલસ સાર;
ચઉથ પ્રમુખ તપ ઘણો કરી રે, આંબિલ પાંચ હજાર. સૂ૦ ૪
અભિગ્રહ કીધા ઘણા રે, પાંચ વિગય પરિહાર;
તે તુહ્મો અહ્મનિં ન વીસરો રે, જિણ શાસણ સિણગાર. સૂ૦ ૫

દૂહા.

સંઘ ચતુરવિધ તિહાં મિલી, તજી પર હો પરપંચ,
શ્રી પૂજ્યનિં બોલાવવા, સાચો મેલિં સંચ. ૧
શ્રીઅનુચાન શિરોમણી, થઇ તે સાહસ ધીર;
નિરમલ નીર પખાલાઉં, શ્રી પૂજ્યજી તણું શરીર. ૨
અવલ વિલેપન અતિ ભલિં, ભરી તે કનક કચોલ;
સ્વઇં હાથઇં શ્રી પૂજ્યનું, અંગ કરિં રંગ રોલ. ૩
કસ્તૂરી કરપૂર ભર, કેસરસ્યું કરિ સજ્જ;
મૃદુ કુમાસનિં કલપડિં, પહિરાવ્યા શ્રીપૂજ્ય. ૪
પાવન પાટિ બઇંસારીયા, સૂરિજ સાહમા સૂરિ;
અંગ પૂજા સંઘ સહૂ કરિં, આણી આનંદ પૂર. ૫

ઢાલ ૧૮. રાગ—મારૂણી.

શ્રી પૂજ્યજીનિં પૂજ્યઇં રે, સાહ શાંતીદાસના રે, બેટડા બહુત મંડાણિ;
અગર ઉખેવિં રે અબીર ઉડાડતા રે. અંગ પૂજાઇ સોવન નાણિ. ૧
શ્રી પૂજ્યનિ પૂજઇં રે—આંકણી.
સાહ શ્રધમાનના રે સાહ વાઘજી તણા રે, પૂતડા પાખરીઆ રે સીહ;
દોસી ગોવિંદના રે ગિરૂઆ ગુણ ભર્યા રે, કલિમાંહિ અટલ અબીહ. શ્રી. ૨
ઇત્યાદિક રે સહુ સંઘિં પૂજિઆ રે, સોના રૂપા કેરઇં નાંણિ;
સ્વ પખ્ખી પર પખ્ખી રે તેણિં પૂજીઆ રે, અવસર જાણી રે સુજાણ. શ્રી. ૩

અઢી હજાર રુપઇઆ રે પૂજાણા શ્રી પૂજજી રે, જૂઓ જૂઓ પુણ્ય પ્રમાણ;
સાવધાન થઇ રે હવિં તુહ્મે સાંભલો રે, માંડવી તણો રે મંડાણ શ્રી. ૪

ઢાલ ૧૯. રાગ—સિંધુઓ.

मृत्युमहोत्सव ।

માંડવી કીધી ત્રેવીસ ખંડી, એઅ બલ વંશે કરી મંડી;
ગોમટી થઇ અતિહિં ગાઢી, કસણી વસ્ત્રે વીંટી કાઢી. ૧
ધઓલી પીલી નીલી રાતી, ઝિલમિલતી મિલતી ગાતી;
શ્રી ફૂલના કલશ બનાયા, તે સોવન પાત્રે છાયા. ૨
ધજા પાંચ વરણુની સોહિં, ફરકંતી મનડું મોહિં;
ઝલકંતા કાંમન તારા, જાણે વીજ તણા ઝબૂકારા. ૩
જાણે પાંચ વરણુ ફૂલવાડી, જાણે નવ પરણીતા લાડી;
જાણે કરિ સંધ્યા ફૂલી, જાણે ઈંદ્રાણી નક ફૂલી. ૪
જાણે માસ વંસત વનરાજી, તેહથી પણિ દીસિં તાજી;
અથવા એ દેવ વિમાન, ઊતરિઉં થિકુ અસમાન. ૫
તે માંહિં ઉતર પટ ઘાલી, શ્રી પૂજ્યનિં રૂડિં ઝાલી;
તે માંહિં લેઇ પઉઢાડિં, ગુરૂભગતા પુરૂષ ઊપાડિં. ૬
ઉખેવિં વાટિં અગર, તેણિં વાસિં વાસિઉ નગર;
રુપા થટલોઈ માંહિં, સાથિં વસ દે લીઉ ઉછાહે. ૭
નીપાયાં અતિ બહુ મૂલે, સોના રુપાને ફૂલે;
જવહરીવાડા લગિં વધાવ્યા, પછિં પૂજ્યજી આઘા સિધાવ્યા. ૮
લેઇ ચાલ્યા ચહુટા માંહિં, ઉછલતા પઇસા સાહિં;
લોક થોકલે થોકલે જોઇ, કેઇ રાગ રસીલા રોઈ. ૯
સાથિં માણુસ દોઇ હજાર, જોવા મિલિઆનો નહીં પાર;
પાચ સબદું આગલિ વાજઇં, તેણિં નાદિં અંબર ગાજિં. ૧૦
માદલ તલ તાલ કંસાલા, ગાઈ ભોજિગ ભાટ રસાલા;
કોટપાલતણા સાથિપાલા, સહૂ લોક તણા રખવાલા. ૧૧
સુર અસુર આકાસિં મિલિઆ, વિદ્યાધર જોવા ભિલિઆ;
એણી પરિં ઠામિં પહુતા, શ્રી પૂજ્યજી ઘણું સમહૂતા. ૧૨

ઢાલ ૨૦. રાગ—ધોરણી

अग्निसंस्कार ।

ઠામિ જોઇ તિહાં ઠાવડી રે, પૃથ્વી પાવન કીધ;
પનરહ મણ સૂકડિ તણી રે, ચહિ ખડકી તિહા કીધ રે.
રાજજી ન વીસરઇં, જેહના ગુણ જગિ પ્રસીધરે; ૧
શ્રી પૂજ્યજી ન વીસરઇં—આંકણી.
માંડવી મૂંકી ચહી ઊપરિં રે, રુપઇઆ ખિસઠંનું માલ;
અગર સવામણ તે લીઓ રે, ખડકી લાધઓ રસાલ રે. રા. ૨
અંબરનિં વલી અગરજો રે. ચૂઓ કસતૂરી સાર;
પાંચ સેર ઓઝેરહું રે, માંહિ મેહલિઉં ઘનસાર રે. રા. ૩
સોના નાણું મુખિ ઠવી રે, દેઇ દૂધની ધાર;
નમો અરિહંતાણું કહી રે, શ્રી સંઘ કરિં સતકાર રે. રા. ૪
શ્રી પૂજ્યનિં વોલાવી સંઘ વલ્યો રે, નાહી નદીનિં તીરે;
શ્રાવક આવ્યા ઉપાસિરિં રે, નયણે ઢલકંતિ નીરિં રે. રા. ૫
શ્રીવૃદ્ધિસાગરસૂરીસરુ રે, સાથિં સહુ સમવાય;
દેહરિં દેવ વાંદી કહિં રે, શ્રી ગુરૂ હીઅડાથી ન જાય રે. રા. ૬
અહ્મનિં તુહ્મે ઘણું વાલહા રે, તુહ્મે કાં દીધો છેહ;
એક પખો કીઓ નેહલો રે, જયું મોરા અનિં મેહ રે. રા. ૭
હાંજી હેજ ધરી કહું રે, હીયડા તુઝનિં હું હેવ;
શ્રી પૂજ્ય સુરલોકિં ગઇં રે, વીસારીસ મમ સેવ રે. રા. ૮
ઇણી પરિં કહિતાં શ્રાવકે રે, સહૂ મિલી પ્રણિપતિ કીધ;
સમઝાવી શ્રી સૂરિનિં રે, કરાવી ઉપાસિરિં સીધિ રે. રા. ૯
અખીઆણાં આવ્યાં ઘણાં રે, ઠામો ઠામિ અપાર રે;
તે કહિતાં મુઝ જીભડી રે, કહો કિમ પામઇં પાર રે. રા. ૧૦

ઢાલ ૨૧. રાગ—ધન્યાસી.

શ્રાવક આવ્યા ઉપાસિરિંએ; શ્રી સંઘ ચતુરસુજાણતો;
ઉચ્છવ અતિ કરિંએ,
પટ્ટ પરંપર થાપીઆએ, શ્રી ભટ્ટારક ભાણતો.
જયો જયો સહૂ કહિંએ. આંકણી. ૧

શ્રીવૃદ્ધિસાગરસૂરિસરૂએ, જિમ ઉદયાચલ સૂર તો,
ઉગ્યો અતિ ભલોએ;
તેજ પ્રતાપ તિહાં પ્રકટોયાંએ, પાપ તિમિર ગયાં દૂરતો. જ૦ ૨
વાદી ગૂહઠ નાસી ગ્યા એ, હરખ્યા ભવિજન કોકતો,
શોક નાસી ગયો એ;
હિદય—કમલ વિહસ્યાં ઘણુ એ, પ્રકટયો પુણ્યસિલોક તો. જ૦ ૩
ધરમ કરમ પ્રકટયાં ઘણુ એ, નાઠી કુમતિ રાતતો,
વહિણુડાં વાકઆંએ;
ગાઈ ગુણીઅણ ગોરડીએ, પૂરિં ચોક પ્રભાત તો. જ૦ ૪
વૃદ્ધિસાગરસૂરીસરુરે, પ્રતિપો કોડિ વરીસતો,
શ્રી સંઘ ઈમ કહિંએ,
શ્રીકૃપાસાગરકવિરાજનો એ, શિષ્ય દીઇં આસીસ તો. જ૦ ૫

ઢાલ ૨૨. મંગલ ગાવિં ગુગલીઆ રે—એ દેશી.

શ્રીવૃદ્ધિસાગરસૂરિસરુ રે, વયરસ્વામિ અવતાર;
રુપિં રતિપતિ જીતીઓ રે, ગુણમણિ તણોરે ભંડાર.
સૂરીસર મેરે મનિ વસ્યો રે.—આંકણી. ૧
હાંરે સખી દેખતાં ઊપજઇ આનંદ, હાંરે સખી મુખ જિસ્યો પૂનિમચંદ,
ગચ્છ નાયક મેરે મનિ વસ્યો રે. સૂ૦ ૨
જિસી કમલની પાંખડી રે, આંખડી ઈસી અણીઆલ;
ભાલ સ્થલ ભાસિં ઘણું રે, નાસિકા દીપ સિખાલ. સૂ૦ ૩
દંતપંતિ દાડિમ કલી રે, અધર પ્રવાલો રંગ;
ગ્રીવા શંખ સોહામણી રે, વચન સુધારસ સંગ. સૂ૦ ૪
કુસુમ ધનુષચી ધનુહડી રે, ભમહડાંએ તિમ વંક;
કમલ નાલસી બાહડી રે, કેહરી લંકસ્યો લંક. સૂ૦ ૫
ગજગતિ જીતી નિજ ગતિં રે, ચરણકમલ જુગચંગ;
મૃદુલ મયાલૂ દેહડી રે, તેહ ઘડી કનકાનં રંગ. સૂ૦ ૬
ઇંદુ કુંદ દિલ ઊજલૂં રે, મનિ નહી મયલ લગાર;
તિલકસાગર સુરગિરિ લગિં રે, જીવયો ગણધાર. સૂ૦ ૭

इति श्रीराजसागरसूरीश्वरानिर्वाणरासः सम्पूर्ण : ।

    

# पंडित–श्रीन्यायसागर–निर्वाणरास ।



દૂહા.

मंगल–प्रस्ताव ।

સકલશ્રેયલતાતતી, પ્રભુ પુષ્કર જલધાર;
દુરિત ઘામનેં ટાલવા, સહસ્ર કિરણ અણુકાર. ૧
અશ્વસેન કુલ ધ્વજસમો. વામા કેરો નંદ;
શ્રી સંખેશ્વર પ્રણમતાં, હોવેં નિતિ આણંદ. ૨
હવેં સરસતિનેં પ્રણમીયેં, આપેં વચણ વિલાસ;
મુરખનેં પંડિત કરેં, જ્યું કીયો કાલિદાસ. ૩
ભાવેં ગુરૂનેં વાંદીયેં, ગુરૂવિણ જન નહી કોઇ;
દેવ દાણવ ગુરૂ શિરધરેં, ગુરૂવિણ જ્ઞાન ન હોઇ. ૪
શ્રી ગુરૂના સુપસાયથી, ઉપન્યો જ્ઞાન વિશાલ;
પં૦ શ્રી ન્યાયસાગર તણું, રચું નિર્વાણ રસાલ. ૫
શ્રોતાજન તુમે સાંભલો, મુંકી વિકથા સંગ.
ગુરૂના ગુણ સુણતાં થકાં, ઉપજેં બહુલો રંગ. ૬
શ્રવણ દેઇ નવિ સાંભલેં, વલી વિચ આણેં ઉંધ;
અવર જન જે દેખસ્યેં, તો કહેસ્યેં મહીમુંધ. ૭
એહવું જાણી ભવિજના, એક ચિત્તસ્યું એહ;
કવિયણ કહે તુમે સંભલો, જિમ ઉપજેં સુજ નેહ. ૮
પં૦ શ્રીન્યાયાબ્ધિ તણા, ગુણ ગાતાં દોલત્તિ;
સુખ સંપદ હોઇ અતિઘણી, વાધેં બહુલી મત્તિ. ૯

ઢાલ ૧. દેશી—લલનાંની.

ભિન્નમાલ વર્ણન ।

**મરૂધર દેશ** મનોહરુ, જિહાં નવ કોટી ગાંમ લલનાં;
તેહમાં તિલકની ઓપમા, પુર **ભિન્નમાલ** છે નામ લલનાં. ૧
મરૂધર દેશ મનોહરુ—આંકણી.
**લં**કા શંકા આણિનૈં, જલધિઇં કર્યોં પ્રવેશ લલનાં.
લોક સહુ સુખીઆ વસૈં, એહવો **મરૂસ્થલ** દેશ લલનાં. મ૦ ૨
માર–સબ્દ મનમથ રહ્યો, સુણીયો કુંતલૈં બંધ લલનાં;
**રાઠોડ અજિતસિંઘ**રાયની, રિપુ સેવા સારી કરૈ સંઘ લલનાં મ૦ ૩
દંડ પતાકાંઇ સુણ્યો, છેદ નારીનેં પ્રાણ લલનાં;
રૂદન[1] સુણ્યો વયરી ઘરેં, એહવી ભૂપતિઆણ લલનાં મ૦ ૪
જિનનાં ચૈત્ય તિહાં સુંદરૂં, ચોવીસી પડિમા સાર લલનાં;
ઓછવ કરીનૈં પ્રતિષ્ટિયાં, એ જિન પૂજૈં હોઇ નિસ્તાર લ૦, મ૦ ૫
વસતીસાલા અતિભલી, નિગ્રંથ કરૈ આવાસ લલનાં;
પોસહ પડિકમણાં કરૈ, વલી શ્રાવક ઉલ્હાસ લલનાં. મ૦ ૬
વ્યવહારી બહુલા વસૈ, રિદ્ધિં કરીનેં પૂર લલનાં;
લખેસરી કોટેસરી, દ્રારિદ્રનેં કર્યા દૂર લલનાં. મ૦ ૭
ચોરાસી ચહોટાં ભલાં, હટ્ટ શ્રેણિ નહીપાર લલનાં;
મોતી માણિક હીરા ભલા, જવહેરી કરતા વ્યાપાર લલનાં. મ૦ ૮
ગઢ મઢ મંદિર ગોપુરાં, પરિખા ચિહું દિસિ સાર લલનાં;
વયરી પરાભવ નવિ હોઇ, સુભટનો નહિ કોપાર લલનાં મ૦ ૯
પુર બાહિર વાડી ભલિ, ક્રીડાનાં ઉદ્યાન લલનાં;
છયલ છબીલા જન મલી, આવીનૈં કરૈ તાન લલના. મ૦ ૧૦
એ વર્ણવ નગરી તણો, કીયો પહિલી ઢાલ લલનાં;
કવિયણ કહે શ્રોતાઘરેં, હોયો મંગલ માલ લલના. મ૦ ૧૧

દૂહા

માતા-પિતા ।

ઇણિ પરિ સોભા નગરની, વરતૈ અહનિશિ જાસ;

---

૧. અશોક તરૂજનને ઘરે–પાઠાંતર.

કંત કથા નવિ પાંમીઇ, કોઇ ન રહે ઉદાસ. ૧
તેહ નગર માંહિ વસે, ઓસવંશની જ્ઞાતિ;
સાહ **શ્રીમોટો** દીપતો, પુર જનમાં વિખ્યાત. ૨
ઘરણિ **રુપાં** રૂઅડી, સુભ લક્ષણુ સુવિધાન;
પ્રેયસી પ્રીતિ ચાલૈ ભલી, જિમ રતિ શ્રીનેં કામ. ૩
વ્યાપારી સિર સેહરો, બહુલી ઘરમાં આથિ;
અધિકાર પુરમાં ઘણું, માન ઘણું મહીનાથ. ૪
સાહ **મોટો** ઇણિ પરૈં, જગિ મોટો કહિવાય;
યથા સંપત્તિ દાન દીઇ, ભિક્ષુકને ચિત્તલાય. ૬

ઢાલ. ૨—દેશી હમીરાની.

સાહ શ્રીમોટાનેં ઘરૈં, જિનનું ચૈત્ય વિસાલ સુગુણ જી;
પૂજા કરૈં મન ભાવસ્યું, મુકી મિથ્યા તનુજાલ સુગુણજી,
ગુરૂ ગુણ સાંભલો દિલધરી—આંકણી૦ ૧
અરિહંત દેવને જાણતો, ગુરૂ સુસાધુ પ્રમાણ સુ૦
કેવલી ભાખ્યો ધર્મ જે, તેહની માનૈ આણ સુ૦ ગુ૦ ૨
સાહા શ્રીમોટો ઈણિ પરે, પાલૈ જિનવર ધર્મ સુ૦
જીવવિચાર નવતત્વના, તેહના જાણૈ મર્મ સુ૦ ગુ૦ ૩
ઘરણી રુપાઈં અનુક્રમેં, ગર્ભ ધર્યો અભિરામ સુ૦
દિન દિન તે વર્ધત થકૈ, સફલ કરંતી કામ સુ૦ ગુ૦ ૪
સાર સુપન દેખે તિહાં, ગર્ભ તણે પરભાવ સુ૦
એક દિન તે રજની સમૈ, દીઠું સપન જમાવ સુ૦ ગુ૦ ૫
યામિની પશ્ચિમ ઉપરૈં, દીઠો તરૂ સહકાર સુ૦
તતખિણ જાગી તે સમૈ, ચિંતવૈ ચિત્ત મઝાર સુ૦ ગુ૦ ૬
ગુણ ગાતાં જિનવર તણા, પ્રગટયો તવ પરભાત, સુ૦
જઇનેં પૂછે કંતનૈ, સુપન તણો અવદાત સુ૦ ગુ૦ ૭
સાહા મોટૈં ધારી કરી, જઇ પૂછે ગુરૂપાસ સુ૦

૧—પામસ્યૈં પદવી ખાસ—પાઠાંતર.

ગુરૂ કહે સુત તુમ થાયસ્યે, સહુજન થાસ્યૈ દાસ; સુ૦ ગુ૦ ૮
એ છે ઉત્તમ જીવડો, ગર્ભનાં કરજ્યો યતન સુ૦
વિદ્યા ભણસ્યૈ અતિ ઘણી, કહેસ્યૈ સહુ ધન ધ્યન સુ૦ ગુ૦ ૯
એહવી ગુરૂ વાંણી સુંણી, આવ્યો ઘરણી પાસ સુ૦
ગુરૂઈં વાર્તા જે કહી, ભાખી તે સુપ્રકાસ સુ૦ ગુ૦ ૧૦
ડોહલા ઉપજે અભિનવા, જિન અરચું દેઉં દાન; સુ૦
સાહા મોટો સવિ પૂરતો, ઘરણીને વધે વાન સુ૦ ગુ૦ ૧૧
રાતિ જગો ઓછવ કરૈ, જિનનાં ગાવે ગીત; સુ૦
કવિયણ કહે બીજી ઢાલેં, મુઝ ઉપની બહુ પ્રીતિ સુ૦ ગુ૦ ૧૨

દૂહા.

**जन्म-समय ।**

હવે નવ માસ પૂરે થયે, કરતાં બહુ યતન;
હર્ખ થયો મન અતિ ઘણો, પ્રસવ્યો પુત્ર રતન. ૧
**સંવત સતરસેં ભલો, અઠાવીસો જાણ (૧૭૨૮);**
શાકે સોળસેં ત્રાણુંઇ (૧૬૯૩), જાણો માસ શ્રાવણ. ૨
પખવાડો ઉજલ ભલો, અષ્ટમી ઉપર નુંમિ;
વાર સુધાભોજી ગુરૂ, નખત્ર અનુરાધા ખેમિ. ૩
બ્રહ્મા યોગ તે અતિભલો, સૂર્યોદય તે જન્મ;
એ વિધેં પત્રી જાણીઇ, ગ્રહ સઘલા ઉત્તમ. ૪

ઢાલ. ૩—ઘરિ આવોજી આંબો મોહરીઓ—એ દેશી.

**पितानुं मरण अने वैराग्योत्पत्ति ।**

દસ દિવસ પૂરે થયે ટાલ્યું સૂતકનું ધામ, શ્રોતાજી સાંભલો ગુરૂ કથા;
મુંકી વલી પંચ પ્રમાદ, શ્રોતાજી સાંભલો ગુરૂ કથા;
સજન કુટુંબ મેલી કરી, કરાવ્યાં ભોજન આરામ; શ્રો૦ ૧
ફઈયૈં નામ તે થાપીઉં, હર્ખ ધરીને નેમાદાસ. શ્રો૦
ફઈને સંતોખી ઘણું, સફલી કરી સહુની આસ, શ્રો૦ ૨
ચંદ્ર કલા જિમ વાધતી, તિમ પુદગલેં વધતો બાલ; શ્રો૦

પંચે અંગે પડવડો, દીસંતો અતિ સુકમાલ. શ્રો૦ ૩
ચંચલતા ચિત્તમેં ઘણી, ચતુરાઇનો બહુ ઠાઠ; શ્રો૦
સુણતા વિદ્યા સીખતો, ઇમ વરસ થયાં તે આઠ. શ્રો૦ ૪
એહવે સાહા મોટા ભણી, અંગે તે ઉપનો રોગ; શ્રો૦
જૈનધરમનેં જાણતો, એ સઘલા કર્મના ભોગ. શ્રો૦ ૫
અંત અવસ્થા જાંણીને, ઘરણીનેં ઇમ સમઝાવિ; શ્રો૦
કુલ વ્યવહારિં ચાલજ્યો, ધરજ્યો જિનધર્મનો ભાવ. શ્રો૦ ૬
સાહા મોટૈ સુધૈ મન, ધરી અરિહંત કેરૂં ધ્યાન; શ્રો૦
કાલ કરી સુગતિ લહી, પુંઠે રહ્યો પુત્ર નિધાન. શ્રો૦ ૭
શોકાતુર રૂપા ઘણું, વલી સોકાતુર તે પુત્ર; શ્રો૦
રૂપા મનમાં ધારતી, પુત્ર રાખસ્યૈ ઘરનું સૂત્ર. શ્રો૦ ૮
નેમિદાસ મન ચિંતવે, એ સર્વે છઇ અસાર; શ્રો૦
મન વૈરાગમાહિ ધરૈ, કિમ પામીઇ ભવનો પાર. શ્રો૦ ૯
હવે કાકાનેં ઇમ કહે, મત કરસ્યો મુઝ વિવાહ; શ્રો૦
પંચ વિષયના ભોગથી, જીવ પામૈ દુખ અથાહ. શ્રો૦ ૧૦
વ્રત કરે એકાસણું, પોરસી નવકારસી જાણિ; શ્રો૦
યથા શક્તિ વ્રતનેં કરૈ, ગુરૂપાસે સીખે નાણ. શ્રો૦ ૧૧
પૂજા કરે અરિહંતની, વલી ગુરૂના સેવે પાય; શ્રો૦
કવિ કહે સુણો ત્રીજી ઢાલે, સુણો આગલ જે હવે થાય. શ્રો૦ ૧૨

દૂહા.

विद्याभ्यास।

બાલક નેમિદાસને, વરસ થયાં નવ જામ;
ચતુર ચાણાક્ય શિરોમણી, સકલ કલાનું ધામ. ૧
પ્રાત સમય ઉઠી કરી, જનક બંધવ ઘર જાય;
કામ કાજ સવે કરૈ, મન હરતો ચિત્તલાય. ૨
મુક્યો ભણવા શુભ દિનૈં, અધ્યાપકનેં ગેહ;
મુખથી ભાખૈ જેતલે, તે ઉતારેં દેહ. ૩
આધ્યાપક મન ચિંતવૈ, થોડા દિનમાં ડિંભ;

વિદ્યા સર્વે સીખીયો, થયો સંપૂરણ કુંભ. ૪
માતા તે હરખી ઘણું, હરખ્યો જનકને ભ્રાત;
પણ મન માંહે નવિ લહે, નિસ્પૃહને અવદાત. ૫

ઢાળ ૪—કપૂર હોવે અતિ ઉજલું રે—એ દેશી.

गुरु-दर्शन ।

એક દિન **નેમીદાસજી** રે, કાકા સાથે જાય;
ચૈત્ય જુહારણ નીકલ્યા રે, પ્રણમે જિનવર પાય રે. ૧
ભવિજન એ સંસાર અસાર, પાલો સુદ્ધ આચાર રે,
ભવિકા એ સંસાર અસાર—આંકણી.
શ્રી **ઉત્તમસાગરજી** અનુક્રમે રે, કરે ગ્રામ નગર વિહાર;
ચાતુર્માસિક આવીયા રે, પુર ભિન્નમાલે ઉદાર રે. ભ૦ ૨
ચૈત્ય જુહારીને વલ્યા રે, દીઠો ઉપાશ્રય તામ;
ગુરૂ દીઠા બૈઠા તિહાં રે, આગમના જે ધામ રે. ભ૦ ૩
ગુરૂને વિધિસ્યું વંદીને રે, આગલ બેઠા દોય;
**નેમીદાસ** ગુરૂ દેખીને રે, હરખિત થયો મન સોય રે. ભ૦ ૪
ગુરૂઇં દીધી દેસના રે, મીઠા પીયૂષ સમાન;
બાલક સાંભલી ઇમ કહે રે, સુણિ કાકા સાવધાન રે. ભ૦ ૫
એ સંસાર અસારમાં રે, કૂટંબ મિલ્યું છે કૂડ;
અંત સમે નહી આપણું રે, એ જીવતમાં ધૂડ રે. ભ૦ ૬
ભત્રીજાની વારતા રે, સુણી કાકો કહે એમ;
સ્યું મન તુમ દીક્ષા તણું રે, તુમ હકમેં મુઝ પ્રેમ રે. ભ૦ ૭
કાકો દિલમેં ધારિને રે, સોનું ને સુગંધ;
અવસરને જે ચૂકસ્યે રે, આંખિ છતાં તે અંધ રે ભ૦ ૮
જનક ભ્રાતા ગુરૂને કહે રે, વોહરો રિખિજી પુત્ર;
એહમાં ઢીલ કિસી કરો રે, રાખસ્યે તુમચું સૂત્ર રે. ભ૦ ૯
ધર્મલાભ ગુરૂઇ કહ્યો રે, બાલક ગાન્યું વાન;
આગે પણ વજ્રસામિને રે, દીધા છે સુતનાં દાન રે. ભ૦ ૧૦

બાલક મન હર્ખિત થયો રે, ગુરૂ મુખ દીઠું જાસ;
વય નાન્હી પણ ગુણે વડો રે. એહમાં નહી વિમાસ રે. ભ૦ ૧૧
કાકો ફિરી વિનતી કરે રે, સુણો ગુરૂજી મુજ વાચ;
દીધી આધી જે અમ હતી રે, ગ્રહો હીરો ત્યજો કાચ રે. ભ૦ ૧૨
એહને ઘડીય ન દૂહવસ્યો રે, છે હજી બાલક એહ;
આણા ભંગ જો તુમ કરૈ રે, નવિ ધર જ્યો તુમે એહ રે. ભ૦ ૧૩
ઉદ્યમ કરીને ભણાવજ્યો રે, જિમ આવે જસવાસ;
ચોથી ઢાલે શ્રોતા સુણો રે, દીઠે પુહચી આસ રે. ભ૦ ૧૪

દૂહા.

दीक्षा-ग्रहण।

ભત્રીજો વુહરાવીને, મન પામ્યો આરામ;
ઇણિ પરે સીખ દેઇ કરી, કાકો પુહત્તો ધામ. ૧
શ્રી ઉત્તમસાગર હવે, બાલક નેમીદાસ;
મનમેં જાણ્યૂં ઇણિ પરે, દ્યું દીક્ષા ઉલાસ. ૨
શુભ મુહુર્ત્ત લેઇ કરી, શુભ તિથિને શુભ વાર;
અમૃત ઘટિકા ધારિને, વેસ દીયે સુખકાર. ૩
સંઘ સઘલો ભેલો થઇ, ઓછવ કરતા સાર;
દ્રવ્ય ઘણો તિહાં વ્યય કર્યો, મન ધરી હર્ખ અપાર. ૪
ન્યાયસાગર અભિધાદિકિં, દીક્ષાનું એ નામ;
ચતુર સુલક્ષણ જાણીયા, એ રાખસ્યે આપની મામ. ૫

ઢાળ ૫—માહરી સહી રે સમાણી—એ દેશી

હવે ગુરૂ મનમાં ઉદ્યમ ધારી, ભણાવવાને ઉપગારી રે;
ભણે ઉદ્યમ કરીને—આંકણિ.
પ્રથમ ષડાવશ્યક મન જાણી, પઢતા દિલમાં આણી રે ભ૦. ૧
પ્રાત સમય ગુરૂ પાઠને દેતા, પાછો ઉત્તર શીઘ્ર લેતા રે ભ૦;
જીવાદિક નવતત્ત્વને ભણતા, પાઠને ફિરી વલી ગણતા રે ભ૦. ૨

દ્રવ્ય-ગુણ-પર્યાયના ભેદા, ધારે મનનેં ઉમેદા રે ભ૦;
કર્મગ્રંથનેં વલી કર્મપયડી, તીક્ષ્ણ બુદ્ધિં હુયે તેડી રે ભ૦. ૩
પ્રવચનવાણીજિન મુખે ભાખી, તે ગણધરૈં ગુંથો રાખી રે ભ૦;
**ન્યાયસાગર** શિષ્ય મનમાંધરૈ, એ ભણતાં પારિ ઉતારે રે ભ૦. ૪
**ઉત્તમસાગરને**ં વંદ્યા ચરણે, ગુરૂ વિણ કો નહી સરણે રે ભ૦;
સ્વામી મુઝ ઉપગાર કરીનૈં, વલી વાત કહું દિલ ધરીને રે ભ૦. ૫
ગણધરે ગુથ્યાં જે આગમ છે, તેહમાં તુમચી બહુલી ગમ્ય છે રે ભ૦;
ગુરૂઇ શિષ્યનો રાગ તે જાણ્યો, શિષ્ય ભણસ્યૈ ઇમ મન આણ્યો રે ભ૦. ૬
ભાવસ્યુ ભણીયા **ન્યાયસાગર**, થયા આગમના અગાર રે ભ૦;
જૈનવ્યાકરણ હરિભદ્રના ગ્રંથ જોયા, જસવિજયગ્રંથનો પંથ રે ભ૦. ૭
લઘુવ્યાકરણ નેં કૌમદી મોટી, સત્તાલાખ મહાભાષ્યની કોટી રે ભ૦;
પંચકાવ્ય નૈષધ પર્યંતા, અલંકાર સવે મુખ ધરતા રે ભ૦. ૮
જોતિષ ગ્રહ નક્ષત્રના ચારા, તેહનાં વલી શાસ્ત્ર અપારા રે ભ૦;
હવે **ન્યાયસાગર** હૃદયૈ ધ્યાયે, મુઝ નામ યથારથ થાયે રે ભ૦;
ગુરૂ સાથેં સાહાજાન, સારંગપુર, તિહાં વિહાર કર્યો સનૂર રે ભ૦. ૯
ન્યાયના શાસ્ત્ર તે વિવિધ પ્રકારેં, જોવા માંડયા શુભ વારેં રે ભ૦;
તર્કસંગ્રહનેં તર્ક તે ભાષા, સુણતાં વાદી હોઇ ઝાખા રે ભ૦. ૧૦
ન્યાયમંજરી મુક્તાવલી સારો, તે પઢતા લાગેં પ્યારી રે ભ૦;
ચિંતામણિ શિરોમણિ ગ્રહાંથો, સહસ ચોવીસ નકરાનાથો રે ભ૦. ૧૧
ઇણિ વિધિ ન્યાયશાસ્ત્રનેં જોયાં, સવિ પંડિતના મન મોહ્યા રે ભ૦;
કોસના ગ્રંથ તે કોશ સરોખા, સાહિત્ય શાસ્ત્રેં વલી પરોખા રે ભ૦. ૧૨
સહુ પંડિત જનેં ગુરૂનૈં આખ્યું, જેવું નામ દીયુંતેવું રાખ્યું રે ભ૦;
નવ નવા ગ્રંથનેં આપથી જોડે, વાદીના મન મોડે રે ભ૦. ૧૩
ઇણિ વિધિ ભણી વિદ્યા નીઆલો, ગુરૂનો ચિંતા સવિ ટાલી રે ભ૦;
વરસ થયાં **ન્યાયાબ્ધિને**ં ત્રોસ, ગુરૂ પુહતા સ્વર્ગ જગીસ રે ભ૦. ૧૪
ઓછવ કરી ગુરૂ પાટેં ઉજવાયા, પં શ્રી **ન્યાયસાગરજી** ઠવીયા રે;
શ્રુત જ્ઞાનના ધારી.
વિહાર કરંતા **ધુલેરગામેં**, તિહાં રૂખભનું ચૈત્ય સુઠામે રે શ્રુ૦. ૧૫

નરેંદ્રકીર્તિ [1]હુંબડગચ્છપતિયેં, સંઘ લેઇ શુભ મતિયે રે શ્રુ૦;
ન્યાયસાગરજી સાંભળિ હાલ્યું, યાત્ર કરવા મનડું વાલ્યું રે;
થયા શ્રુતના ધારી૦ ૧૬
હુંબડગચ્છપતિ સાધુનેં દેખે, મુઝ વાદે ન આવે લેખે રે થયા૦;
મુઝ વિદ્યા આગેં એ નિરતા, રોટી ખીચ્ચ ખાઈ પેટ ભરતા રે થ૦. ૧૭
એહવો દર્પનેં કરવા લાગો, મેરી વિદ્યાકો કોઇ ન ત્યાગો રે થ૦;
શાંતિવિજય બીજા વળી સાધુ, ન્યાયમુનીનેં કહું અસાધુ રે થયો૦. ૧૮
શ્વેતાંબર તેં તૃણ મુઝ તોલે, એહવાં વાક્ય તે દર્પે બોલે રે ભ૦;
ન્યાયસાગરજી તતખિણ ઉઠી, હુંબડપરિ સરસ્વતિ રુઠિ રે થ૦. ૧૯
એ હુંબડ તુંબડની મતિ ટૂંઠી, સબ બાત કરે છે જૂઠી રે થ૦;
શ્વેતાંબરને વાણી ચૂઠી, અબ દેવગુરુ પીઠ પૂંઠી રે થ૦. ૨૦
એહની માતૃઈ આથી જો મૂઠી, રહસ્યે મુઝ આગેં મતિ ગૂંઠી રે થ૦;
લાખ લહું બાંધી જબ મૂંઠી, ઉઠ્ઠી થઈ તબ ભૂંઠી રે થ૦. ૨૧
ન્યાયની ન્યાયવાણી જબ છૂટી, થઈ હુંબડની મતિ ખૂંઠી રે થ૦;
ઘનધારા સમ યુક્તિ તે વૂઠી, હાર્યો હુંબડ ઉજ્જિત ખૂઠી રે થ૦. ૨૨
શ્વેતાંબર મત થાપ્યો ખૂંટી, પાલખીથી ઉતાર્યો રુઠી રે થ૦;
હુંબડના મતને ઉથાપ્યો, ન્યાયસાગરનો જસ વ્યાપ્યો રે થ૦. ૨૩

कवित्त।

असमांन गुमान करत जगतमैं सोही गुमान कथीर ज्युं गाल्यो,
उदयापुर लोक विलोकत कोकज्युं वागर नागर हैं बहु वाल्यो;
शान्तिविजय बुद्धि न्यायपयोनिधि आगम तर्क विवाद विचाल्यो,
गांम थूलेरमैं आदिमदेव हजूर दिगंबर नायक हाल्यो ॥ १ ॥

હવે ઉજેણે કુમતિ હરાવ્યા, જિન પૂજા મતને ઠરાવ્યા રે થ૦;
પાટણ પાસેં સિદ્ધપુર ગામ, હારી ઢુંઢકે કીધા પ્રણામ રે થ૦. ૨૪
વિચરતાં દશરથપુર આવ્યા, યવનાધીશને મન ભાવ્યા રે થ૦;
તેણેં આવી નિમિત્તને પૂછ્યું, કામ થાસ્યે એહમાં સ્યૂં છે રે થ૦. ૨૫
વચનસિદ્ધિ કહ્યો તતકાલ, ગુરુ આગેં ધર્યો લેઇ માલ રે થ૦;

---

1 દિગંબર.

ગુરૂ કહે એ અમે પાસ ન રાખું, અમો ભીક્ષા આણી ચાખું રે થ૦. ૨૬
**ન્યાયસાગર** મનમાંહિં ધારો, એ અર્થ અનર્થનો કારી રે થ૦;
લોભનું મૂલ તે પાપને જાણયો, મનમાંહિ વૈરાગ આણયો રે થ૦. ૨૭
પંચવિગયના નિયમને લેવે, જાત જીવ ગ્રહ સ ખેવે થ૦;
**સંવત્ ૧૭૬૩** સારો, ક્રિયા ઉદ્ધાર વિચારો રે થ૦. ૨૮
પૂદગલ ધરમ તે સબહી ખોટો, ક્રિયાઉદ્ધાર કિયો મોટો રે થ૦;
પાંચમી ઢાલેં એ સાધુનેં નમતા, આપૈ નિતિ સુખ મન ગમતા રે થ૦. ૨૯

દૂહા.

**अमदावादमां चातुर्मास अने धर्मदेशना ।**

પંડિત **ન્યાયાબ્ધિ** હવે, મનમાં ધર્યો વૈરાગ;
વિહાર કરૈ પૃથ્વી તલૈ, ધરૈ જિનધર્મ [1]અથાગ. ૧
ભવિજનને પડિ બોહતા, સ્વારથ વિણુ ઉપગાર;
વાણી મીઠો અમૃત સમ, સુણતાં ભવનો પાર. ૨
જિહાં જેહવો ભવિ દેખતા, તિહાં તેહવો ઉપદેશ;
સર્વકલાધરની પરિ, આપે માર્ગ વિશેસ. ૩
ગુણુ સત્તાવીસેં ભલા, વયણુ કહે સ્યાદ્વાદ;
અનુક્રમૈ વિચરંતા થકા, આવ્યા **અમદાવાદ**. ૪

ઢાળ ૬. અરણીક મુનિવર ચાલ્યા ગોચરી—એ દેશી.

ભવિજન સુણીઇ ગુરૂની દેશના, આણી હૃદય મઝારોજી;
માયા જાલમાં એ પડયો પ્રાણીઓ, સુખ નથી કાંઈ સંસારોજી. ભવિ૦ ૧
આજ કાલિ પહોર મન ચિંતવે, હું મેલીસ બહુ રિદ્ધિોજી;
હા હા હૂતો લોભ વસેં ફરે, પણિ જિનધર્મ ન કીધોજી. ભ૦ ૨
અંજલી માહિં જલને રાખતાં, તે સવિ નીંકલી જાયેંજી;
ઇમ દિવસે દિવસે આઉખું ઘટે, પણિ જિનધર્મ ન થાયેંજી. ભ૦ ૩
પ્રહ માંહિં તે મધ્યાને નહી, તે સંધ્યા નહી ભાવોજી;
અરે ભવિપ્રાણી ! મત સૂઇ રહો, જિનધર્મે ચિત્ત લાવોજી. ભ૦ ૪

---

૧ પાઠે શુદ્ધ અચાર—પાઠાંતર

એ છત્રકે ત્રિણ છે ચોરટા, રોગ જરાને મરણજી;
ક્રોધ માન માયા લોભ એ ચાઢીઆ, એ ભયમાં અરિહંત શરણજી. ભ૦ ૫
કાલરુપ અરહટ ભમે ઘણું, આયુ કૂપ છવ જલ જાણોજી;
રાતિ દિવસની એ ઘડ માલિકા, ચંદ્રસૂર વૃષભે તાણોજી. ભ૦ ૬
તેહ કલા નહી તે ઔષધ નહી, તે નહી કાંઇ વિજ્ઞાનોજી;
કાલ પનગ આવીને જબ ડસે, જિનધર્મ ઔષધ જાણોજી. ભ૦ ૭
બંધવ મિત્ર માત પિતા વલી, પુત્ર કલત્ર મલ્યાં કૂડાજી;
અંત સમે કોઇ કામ આવે નહી, જ્યો પુણ્ય સબલ રૂડાજી. ભ૦ ૮
ગર્ભાવાસ છે અતિહિં ભયંકરૂ, અસૂચિ સૂગામણુ જાલોજી;
વાર અનંતી કર્મ પ્રભાવથી, વસીયો છવ એ બાલોજી. ભ૦ ૯
પાંચે ઇંદ્રી ભોગને રાચતાં, મધુબિંદુ દૃષ્ટાંતોજી;
તે ભવિયા વિષયને પરિહરો, પામો ભવનો અંતોજી. ભ૦ ૧૦
દસ દૃષ્ટાંતે મનુભવ દોહિલો, દોહિલો સુકુલે જન્મોજી;
દોહિલું શુભ ખેત્ર દોહિલો ધર્મ, તે કરો ભવિ મન્નોજી. ભ૦ ૧૧
ન્યાય નિગ્રંથ ઇણિ વિધિ દેશના, દીધી હિતને કાજેજી;
કેઇ બૂઝીને મહાવ્રત ઉચર્યાં, ચ્યાર શિષ્ય થઇને વિરાજેજી. ભ૦ ૧૨
ઇમ બૂઝવતાં નવ શિષ્ય જાંણીઇ, પાલે શુદ્ધ આચારોજી;
ગુરૂની આજ્ઞા માહિં ચાલતા, દોષ રહિત લ્યે આહારોજી. ભ૦ ૧૩
શ્રોતાજન તુમે દેશના સાંભલી, ટાલજ્યો મિથ્યાતનું જાલોજી;
છઠી ઢાલે કવિ કહે સુજ હોજ્યો, દિન દિન મંગલ માલોજી. ભ૦ ૧૪

દૂહા.

ઇણિ વિધિ બહુ જન બૂઝવ્યા, થાપ્યા જિન મત સાર;
રાજનગરમાં ઢુંઢીયા, સમઝાવ્યા સુખકાર. ૧
કુમતિ અર્થને ફેરવી, ચૈત્ય શબ્દે કહે જ્ઞાન;
ન્યાયોબ્ધિ કહે સુઝ પરિં, સ્યું રાખો મન માન. ૨
ચૈત્ય શિખર બદ્ધ દેહરાં, આગમને અનુસાર;
ટીકા ચૂર્ણિ ઉવેખીને, સ્યું બોલો છો ગમાર. ૩

આગમ યુક્તિં હરાવીયા, બોલી ન સકયા મૂઢ;
બહુ યશવાસ તિહાં થયો, કુમતિ થયા સબ ગૂઢ. ૪

ઢાળ ૭.—દેશી–નણદલની.

देशाटन–तीर्थयात्रा ।

સંવેગી સાધુ શિરોમણી, ન્યાયસાગરજી મહંત;
—ધન દિન હે ધન દિન.
ઉગ્ર વિહાર કરે ભલા, સેવા સારે સંત ધન૦.
ન્યાયસાગર મુનિ ચિરંજયા—ધન૦ ૧
મનમાં ઇમ આલોચીઉં, વિવિધ પ્રકારનાં ચૈત્ય ધ૦;
યાત્રા કરી સફલો કરૂં, મુઝ અવતાર પવિત્ર. ધ૦ ન્યા૦ ૨
વિહાર કરંતા સોરઠ દિસૈં, તીર્થ શેત્રુંજો રમ્ય;
યાત્રા કરી ઉલટ પણૈ, રિષભજિણંદ પ્રણમ્ય. ધ૦ ન્યા૦ ૩
સાહાશ્રીવધુ સામીદાસની, બિંબપ્રતિષ્ટા કીધ;
સિદ્ધાચલ ઉપરિ ભલી, દ્રવ્ય ખરચો જસ લીધ. ધ૦ ન્યા૦ ૪
ભાવનગરે ભલી ભાંતિસ્યું, સંઘે વિનવ્યા ગુરૂરાય; ધ૦
બિંબપ્રતિષ્ટા કીજીયૈ, જિમ જિનમત જસથાય. ધ૦ ન્યા૦ ૫
ઘોઘે નવખંડ પાસજી, તિહાંથી ગઢ ગિરનારિ; ધ૦
આબુ અચલ તારંગિરિ, પત્તન ચૈત્ય ઉદાર. ધ૦ ન્યા૦ ૬
વિહાર કર્યો દક્ષિણ દિસૈં, વંદ્યા અંતરીક પાસ; ધ૦
અવરંગાવાદ પધારીઆ, [1]સાંમઇયાં સંઘે કર્યાં ખાસ. ધ૦ ન્યા૦ ૭
કસ્તૂર લાલચંદે વીનતી, ગુરૂને કહાવી સાર; ધ૦
બુરહાનપુરમાં પધારીઇ, વાંદી થઇયે નિસ્તાર. ધ૦ ન્યા૦ ૮
ઉછવ મહોચ્છવે આવીઆ, કહે કસ્તૂર કર જોડિં; ધ૦
પાસ તણો કરવો અછે, જન્મોછવ મનમોડિ. ધ૦ ન્યા૦ ૯
તેહની સામગ્રી એહવી, કરી છે મે અતિચંગ; ધ૦
બિંબપ્રતિષ્ટા તિહાં કરી, સહુજનને ઉપનો રંગ. ધ૦ ન્યા૦ ૧૦

---

૧–હોય બિંબ પ્રતિષ્ઠયાં પાસ–પાઠાંતર.

સૂરતિ જંબૂસર ભલાં, પુર ખંભાત વિસાલ; ધ૦
ગ્રામાનુગામે વિહરતા, ઇર્યા સુમતિની ચાલ. ધ૦ ન્યા૦ ૧૧
ગચ્છપતિનો આદેશ હુયો, નવાનગર જાયો સાધુ; ધ૦
તિહાં ભવિજનને બુઝવો, તુમે વિદ્યાઇ અગાધ. ધ૦ ન્યા૦ ૧૨
તહતવચન કરી ચાલીયા, પં. શ્રી ન્યાયાબ્ધિ સુરંગ; ધ૦
સાતમે ઢાલે કવિ કહે, સુણો મુંકી વિકથા સંગ. ધ૦ ન્યા૦ ૧૩

દૂહા

શરીર-વ્યાધિ ।

ઇણિ અવસરિ ન્યાયાબ્ધિનૈં, ઉપનો અંગ વિકાર;
કોઠગાંમડ રલીયામણું, લોક સુખી દાતાર. ૧
એહવે રાજનગર તણો, સંઘે કીયો વિચાર;
નિર્ગ્રંથ ન્યાયાબ્ધિ તણું, કીજૈ દરસણ સાર. ૨
વાંદી લાહો લીજીઇ, આપે વલી પ્રતિબોધ;
અભ્યાસેં વલી સીખીઇ, જ્ઞાન તણો હોઇ બોધ. ૩
સંઘ સઘલો ભેલો થઇ, પુહતો ગાંગ(મ?,ડ ગામ;
ગુરૂને વાંદી ભકિતસ્યું, વયણ કહ્યું અભિરામ. ૪

ઢાલ ૮. બે બે મુનીવર વિહરણ પાંગર્યા રે—એ દેશી.

ગુરૂ શુશ્રુષા અને સદુપદેશ ।

ગુરૂજી અમચો વયણ દિલમેં ધરો રે, આવો રાજનગર ચોમાસ રે;
આવી પાવન કરો અમ આંગણાં રે, જિમ પુહચૈ અમચી મન આસ રે૦ ૧
ગુરૂજી અમચો વયણ દિલમાં ધરો રે—આંકણી.
સંઘેં વીનતી કરી ફિરી ફિરી ઘણું રે, આવ્યા રાજનગર ચોમાસ રે;
ગદસ્યું અંગ શિથિલ ન્યાયાબ્ધિનું રે, પણ મનમાં નહી મુનીજી ઉદાસ રે. ગુ૦ ૨
પોલે લોહારની માંહિં પધારીયા રે, ચ્યાર ચોમાસાનો કરી થાપ રે;
વીરજિન આજ્ઞા કહી છે શાસ્ત્રમાં રે, તે જાણીને મુનિ રહ્યા આપ રે. ગુ૦ ૩

દિન દિન રોગ વાધે ન્યાચાખ્યિને, જાણ્યું મનમાં છેહલ્યો વિધાન રે;
અસરણ સરણ એક અરિહંતજીરે, તેહનાં કરતાં મનસ્યુ વખાણુરે. ગુ૦ ૪
ન્યાનચંદ અમીચંદ શ્રાવક કુલે જ્યો રે, આગેવાન થઈને નિધાન રે;
ખરચ્યો દામ સંપત્તિ પોતા તણો રે, ગુરૂની સેવામાં સાવધાન રે, ગુ૦ ૫
સાહ શ્રી લાલચંદ કુલ સાયર સમો રે, તેમાં મોતીચંદનો જન્મ રે;
રાજનગરમાં યશ–કીરતિ ઘણી રે, જેહવો કુમર થયો કયવન્ન રે. ગુ૦ ૬
ગુરૂની સેવા ભકિતં ઘણી કરે રે, માંડયો રાતિ જગાનો ઠાઠ રે;
સ્તવતા ગુણ જિનવર સાધુ તણા રે, ઓછવ કીધો દિહાડા આઠ રે. ગુ૦ ૭
બહુ પકવાનની પરભાવન કરી રે, નવિ નવિ ભાતિ જાતિ વિસાલ રે;
સતર પ્રકારે જિન પૂજા કરી રે, સાહા મોતીચંદ ઉજમાલ રે ગુ૦ ૮
નવ અંગે મોતીચંદ પૂજ્યા રે, સોના રૂપાને તે દ્રવ્ય રે;
હું જાણું મનમાંહિં ઇણિ પરે રે, એહવી ભકિત હોઇ તે ભવ્ય રે. ગુ૦ ૯
સાહા ઝવેર પાનાચંદ ભ્રાતૃયે રે, ન્યાયની કરતા સેવા ભક્તિ રે;
ગુરૂને નવ અંગે પૂજા કરીરે, ખરચ્યો દ્રવ્ય તે આપણિ શકિતરે. ગુ૦ ૧૦
સામીવચ્છલ કર્યા બે ભાઈયેં રે, પુણ્યે ખરચ્યો બહુલો દામ રે;
મુખથી નાકારો કહિવો નહી રે, રાખ્યા સાહા મલુકચંદ નામરે. ગુ૦ ૧૧
ખીર સમુદ્રમાં કમલા ઉપની રે, એહવી કુશલ તે માને પેટ રે;
બાઇ કુસલ કુસલપરિણામસ્યુંરે, ઓષધ વોહરાવ્યાં તે શ્રેષ્ટ રે. ગુ૦ ૧૨
મુનિસર શિષ્યને સીખામણ દીય રે, ધરજ્યો જિનવરનો તુમે ધર્મ રે;
શાસ્ત્ર-અભ્યાસ કદી નવિ મુંકસ્યોરે, પામસો આભવ પરભવ સર્મરે ગુ૦ ૧૩

ગુરૂજી શિક્ષા દે શિષ્યને હવે રે——આંકણી

ગુરૂમર્યાદા જે દોઠી તુમે રે, તે હવે ચાલજ્યો સુધે પંથ રે;
ભણજ્યો ભણાવજ્યો શાસ્ત્ર તે જૈનના રે, માયા નવિ કરસ્યો મન
મંથ રે. ગુ૦ ૧૪

પં. શ્રી મણિસાગર મણિ સમ ગણોરે, ઉદયસાગરનું જ્ઞાન ઉદ્યોતરે
ધીરસાગર ધીરજ વ્રતમાં સદારે, જયસાગર જયવંતો જોતિરે. ગુ૦૧૫
એ ચ્યારે શિષ્ય સુજાત શિરોમણી રે, સેવામાં ગુરૂની સાવધાન રે;
ન્યાયસાગર સાગરની ઉપમારે, ચ્યારે શિષ્ય તે રત્ન સમાન રે. ગુ૦૧૬
હિતશિખ્યા દીધી ગુરૂં શિષ્યને, જિન ધર્મ પુષ્ટ કરણને કાજ રે;
તહુતવચન અંતેવાસી કહે રે, સાચું ન્યાયસાગર મુનિરાજ રે. ગુ૦૧૭
શ્રાવક શ્રાવિકાને હવે ગુરૂ કહે રે, જેહવી જોઇયે તેહવી સીખ રે;
ધર્મને કરજ્યો આદરો પાપથી રે, જિનધર્મ મીઠો જાણો ઇખરે;
ગુરૂજી શિક્ષા દે સંઘને હવે રે. ગુ૦ ૧૮
ભવીયો આયુ વાયુ સમ ગણો રે, બલ તે ઇંદ્ર ધનુષ પરિ જાય રે;
યોવન વીજલી ઝબકારા સમું રે, કમલા નદી કલ્લોલસી હોય રે. ગુ૦ ૧૯
સ્નેહ તે કુંજરશ્રવણ ચંચલ પણે રે, દેહતો રોગે ભરીઉં એહ રે;
ભવિજન ધર્મ સુદા નિશ્ચલ કરો રે, પાવન કરીઇ કાયા ગેહ રે. ગુ૦ ૨૦
જીવ યોનિ ખમાવે સાધુજી, વરે ભાવના ભાવે ચિત્ત રે;
ગુણ સત્તાવીસને સંભારતા રે, જ્ઞાન દર્શન ચારિત્ર વિત્ત રે. ગુ૦ ૨૧
ગુરૂજી આતમને હવે બૂઝવે રે.
ચેતન કાયા નહી હવે તાહરી દે, મોહ મ કરે તુંહ લગાર રે;
પુદગલનો સ્વભાવ તે જાણજ્યો રે, પૂરે, ગલી જાયે, એ આચાર રે. ગુ૦૨૨
ઇમ સીખામણ દીધી જીવને રે, શ્રોતા આઠમી ઢાલે રસાલજો;
કવિયણ કહે હવે આગલ સુણો રે, ગુરૂને ઉજવીય. ઉજમાલરે. ગુ૦ ૨૩

દૂહા.

स्वर्गवास ।

અરિહંત સિદ્ધ સાધુ તણો, કેવલી ભાખ્યો ધર્મ;
એ ચ્યાર શરણાં ભલાં, ધ્યાતાં શિવનું શર્મ, ૧

---

૧ શિષ્ય કહીઇ,—પાઠાંતર.

તૃતીય શલ્ય નિવારતા, પંચેંદ્રિય વસ્ય સાર;
સકલ જંતુ ખમાવીનેં, પચખ્યા ચ્યાર આહાર. ૨
ચઢતેં ચિત્તેં સાધુજી, અનુસર કરેં અભિરામ;
ક્ષમાવંત ધીરજ ઘણું, નિજ ચેતનનેં કામ. ૩
શ્રી ન્યાયાબ્ધિ મુખથકી, નિયમનેં લેતા લોક;
નિશિ-ભક્ષણ કોઇ નિલવરણ, કોઇ સ્વદાર-સંતોખ. ૪
દ્વાદશ વ્રત કેઇ ઉચરૈ, જેહની જેહવી શકિત;
ઇણિ વિધ નિયમ ઘણુ ધર્યા, જે પાલેં તેહને મુક્તિ. ૫
**સંવત સતર સત્તાણુઇ, ભાદ્રવનો કૃષ્ણપક્ષ,**
**અષ્ટમી તિથિ** §**ઓપસિસમે**, દેવગાત લહે દક્ષ. ૬

**ઢાલ ૯ ઢંઢણ ઋષિનેં વાદણાં હું વારી લાલ—એ દેશી.**

**श्रावकोए करेलो मृत्यु-महोत्सव ।**

અમીચંદ કુલ સાગર સમો, હું વારી લાલ, જન્મો સાહા નાનચંદ રે હું૦;
અંત સમય ગુરૂ ચાકરી હું૦ કરતા થઇ અમંદરે હું૦ ૧
ધન ધન શ્રાસંઘ ચીરંજ્યો હું વારી—આંકણી.

હીરચંદ સુત વલી જાણીઇ હું૦ સોભાગચંદ સુજાત રે હું૦
રાજનગરમાં શોભા ઘણી હું૦ મુખ અમૃત સમવાત રે હું૦ ધ૦ ૨
બે બાંધવ સોહે ભલા હું૦ જિમ લક્ષ્મણ નેં રામ રે હું૦
તિમ ઝવેર પાનાચંદ જાણીઈ હું૦ સુભસ્થાનકે ખરચેં દામ રે હું૦ ધ૦ ૩
નાણમાં મતિ ન્યાનચંદની હું૦ દાનમાં નહી નાકાર રે હું૦
નમવું એક અરોહંતનેં હું૦ મુખથી મંત્ર નવકાર રે હું૦ ધ૦ ૪
વિનય વિવેકી સાત્વીકી હું૦ દાતારી ગુણવંત રે હું૦
અરિહંતનો ધર્મ જાણતા હું૦ વયણથી સાંતો દંત રે હું૦ ધ૦ ૫
સતર ભેદ પૂજા ઘણી હું૦ રચે રચાવે સુસનેહરે હું૦

---

§ પ્રભાત.

દાનથી કર ખેંચે નહી હું૦ જેમ આસાઢો મેહ રે હું૦ ધ૦ ૬
લાલચંદકુલતિલકસમો હું૦ પ્રગટયો મોતીચંદ રે હું૦
ભાણુ તણી પરિં દીપતો હું૦ ગુણુ શીતલ જિમ ચંદ રે હું૦ ધ૦ ૭
જગિ ઉખાણો જન કહે હું૦ રત્ને ભરી મહી અમંદ રે હું૦
જાણું મલુકચંદ કુલ એ સમો હું૦ તેહમાં ઉપના ઝવેર પાનાચંદ હું૦ ૮
કમલાકર વાસલે રહી હું૦ વાણી મુખમાં પ્રવેશ રે હું૦
શુભ ભાવના હૃદયે ધારી હું૦ હવે કીરતિ બોલી વિશેસ રે હું૦ ધ૦ ૯
ઠામ ન પામિ ત્રીણુ આગલેં હું૦ કહેતી જનને કાન રે હું૦
રહિવા ઠામ ખોલુ અછું હું૦ આવી રોસાણી નહી માન રે હું ધ૦ ૧૦
યશ-સૌભાગ્ય ચઢતો થયો હું૦ રાજનગર બહુ દેસ રે હું૦
જિન ગુરૂ ભકિત કરે ચઢે હું૦ મિથ્યા નહીં લવલેસ રે હું૦ ધ૦ ૧૧
સાહા શ્રી ભવાની મેવજી હું૦ સંઘ નાયક સુવિખ્યાત રે હું૦
પોરવાડ વંશે સેહરો હું૦ ઉત્તમ કુલ સુજાત રે હું૦ ધ૦ ૧૨
દાનગુણે સુરતરૂ સમો હું૦ મુખથી સત્ય વચન્ન રે હું૦
આણુ માને જેહની સહુ હું૦ મિષ્ટ વાકયેં હર્યા મન્ન રે હું૦ ધ૦ ૧૩
નાનચંદ લાલચંદ શુદ્ધ મનેં હું૦ ગુરૂની સેવા કીધ રે હું૦
પાનાચંદ રુપચંદ સુણ્યો, બહુ ભકિતં યશ લીધ રે હું૦ ધ૦ ૧૪
દોલતિ દીપૈં અતિ ઘણી હું૦ મોટા અમીર ઉમરાઓ રે હું૦
શિરપેચ [1]દિયા બહુ તિહાં હું૦ ખભાત સાથ ચલાઉ રે હું૦ ધ૦ ૧૫
સારથવાહ ધનો થયો હું૦ તિમ શ્રીભવાનીદાસ રે હું૦
નિગ્રંથની સેવા કરી હું૦ જિનધર્મે ઉલાસ રે હું૦ ધ૦ ૧૬
ફોજ માંહિં ફતે કરી હું૦ સેવામાં બહુ ભૃત્ય રે હું૦
અસવારીઇ અશ્વરથ ભલા હું૦ દીપે જિમ આદિત્ય રે હું૦ ધ૦ ૧૭
ભાઇચંદ લખમીચંદ ગુણ ભલા હું૦ કુશલ વીરચંદ જાણુરે હું૦
ભાઇચંદ તિલકસી પ્રેમસ્યું હું૦ વોહરા સુમતિ હીરા સુગ્યાનરે હું૦ ૧૮
સાધો અજરામર મન ભલો હું૦ સોભાગી હીરા હીરાલાલ રે હું૦
ઠાકરસી વાઘજી તણો હું૦ સર્વ સંઘ મલ્યો ફજમાલ રે હું૦ ધ૦ ૧૯

---

૧-શિરપેચ દેથી તે કહે હું૦, પાઠાંતર.

કુશલ આદિ સહુ શ્રાવિકા હું૦ રાતિ જગેં ગાયાં ગીત રે હું૦
લાહો લીધો ભાવસ્યું હું૦ જિનશાસન એ રીત રે હું૦ ધ૦ ૨૦
દેવવિમાન રચ્યું ભલું હું૦ પધરાવ્યો ગુરૂરાય રે હું૦
જયજય નંદા જયજય ભદ્દા હું૦ મુખથી કહેતા જાય રે હું૦ ધ૦ ૨૧
રાજનગર જન ઉમટચો હું૦ સંકીર્ણ મારગ થાય રે હું૦
બહુ દ્રવ્યને ઉછલતાં હું૦ ઢોલ દદામાં વજાય રે હું૦ ધ૦ ૨૨
અગર ચંદન દહન દીયો હું૦ વિમાન તણાં જે વસ્ત્ર રે હું૦
લોક સહુ આસિકા પરેં હું૦ રાખેં બહુલો જસ રે હું૦ ધ૦ ૨૩
જિનદાઢા સુરપતિ ગ્રહે હું૦ એ જાણુ દૃષ્ટાંત રે હું૦
કેઇ ઘર જઇ વસ્ત્ર પૂજતા હું૦ પૂજાતિશય મહંત રે હું૦ ધ૦ ૨૪
શુભતણી રચના ભલી હું૦ પાદુકા થાપ્યા ઉદાર રે હું૦
**કુદમપુરૈં** વાડી ભલી હું૦ અર્ચતાં હોઇ સુખકાર રે હું૦ ધ૦ ૨૫

ઢાળ ૧૦—ધન ધન શ્રી ઋષિરાય અનાથી—એ દેશી.

**તપગછ** માંહેં અધિક વિરાજૈં, **આનંદવિમલસૂરી** ગાજૈ રે;
તેહ સમે **ઉવઝાય** તેં જાણો, શ્રી **વિદ્યાસાગર** મન આણો રે. ૧
ભવિયણ ભાવધરીને વંદો, છઠ્ઠ છઠ્ઠ આંબિલનો તપ કીધો;
સ્વર્ગતણો સુખ લીધો રે. ભ૦ આંકણિ.
તત્પટે **ધર્મસાગર** ઉવઝાયા, સહુ પ્રણમે જેહના પાયા રે;
તત્પટેં **વિમલાંભોધી** ધીરા,*



* મ્હને જે પ્રતિ મળી છે તેમાં અંતિમ પત્ર નથી તેથી કર્તાની પ્રશસ્તિનો કેટલોક ભાગ અપૂર્ણ રહ્યો છે બીજી પ્રતિ મેળવવા માટે કેટલોક પ્રયાસ કરવામાં આવ્યો પણ તે સફળ થયો નથી.






# पंडित-श्रीवीरविजय-निर्वाणरास।

श्रीपरमात्मने नमः ।

दूहा.

मंगल-प्रस्ताव ।

શ્રી સંખેશ્વર પાસજી, પ્રણમું એહના પાય;
અશ્વસેન રાજા કુલેં, જનમ્યા શ્રી જિનરાજ. ૧
વામા ઉરસર હંસલો, ગુણ મણી રયણ ભંડાર;
જરા નીવારી જાદવતણી, પ્રગટયો જય જયકાર. ૨
પદમાવતિ ચરણેં નમું, જાગતિ જગ વિખ્યાત;
સુખ લીલા આપેં સદા, દુઃખ નિવારણ હાર. ૩
સરસતી ભગવતીનેં નમું, ગુરૂ ગુણ ગાઉં રસાલ;
શ્રી શુભ-વીર ગુરૂતણા, ગુંણ ગાઉં મનોહાર. ૪
ગુરૂ દીવો ગુરૂ દેવતા, ગુરૂ ગુણ રયણની ખાણ;
ગુણ ગાઉં ગુરૂજી તણા, પ્રગટેં કોડ કલ્યાણ. ૫

ઢાલ ૧.

જુઓ જુઓ અચરિજ અતિભલું'-એ દેશી.

जन्मभूमि अने माता-पिता ।

સુંણો રાજનગર રલીયામણું, સુંદર મેડી માલ પ્રધાન રે;
તીહાં લોક વસે સુખી સદા, મન ગમતા ભોગવેં ભોગ રે. સુ૦ ૧
તહાં સુંદર પ્રાસાદ જિન તણા, બેઠા ત્રીભુવનનાથ રે;

તે દેખી કુમતી ભાગતાં, નવી ફાવેં તેહનો લાગ રે. સુ૦ ૨

તે માંહિ વસે વ્યવહારીયા, વરણ અઢારમાં સીરદાર રેં;
શેઠ હેમાભાઇ નામેં ભલા, સુત પ્રેમાભાઇ યુવરાજ રેં. સુ૦ ૩

ગુરૂ ભક્તિ કરે તે ગુણભરી, સરધાવંત સુખકાર રે;
એ આદેં સંઘ સકલ મલી, ગુરૂ ભકિતં કરેં મનોહાર રેં. સુ૦ ૪

તે નગર માંહિ પોલ પ્રધાન છે, શાંતિદાસનો પાડો ખાસ રેં;
ઘીકાંટા આગલ તેહ છે, મારગ જાતાં વાંમ હાથ રે, સુ૦ ૫

તિહાં વસેં વિપ્ર એક વલી, નામે જદ્રોસર જયકાર રે;
તસ પ્રિયા વિજયા ગુણભરી, રૂપ રંગનેં સોભા રસાલ રે. સુ૦ ૬

સુખ ભોગવતાં સંસારના, પુત્રો હુઇં તેહનેં એક રેં;
ગુણે ગંગા સરખી તેહ ભલી, ગંગા નામેં ગુણવંત રે. સુ૦ ૭

લઘુ બાંધવ તેહનેં છેં વલી, કેસવ નાંમેં કુમાર રેં;
તસ અંગ ઉપાંગ સોભેં ઘણાં, રૂપેં જયંત કુમાર રે. સુ૦ ૮

રમતા ગમતા મોટા થયા, માતાજી હરખીત થાય રે;
યોવન વય પામ્યા જબ દેખીનેં, પરણાવેં એકજ નાર રે; સુ૦ ૯

માત તાત કુમરનેં દેખીનેં, હરખ્યો તેહનો પરિવાર રે;
રંગવિજય કહેં કુમરતણાં, આગલ વીરતંત કેહેવાય રે. સુ૦ ૧૦

દૂહા.

गृह—संसार ।

સજન વરગ સરવેં મલી, માતાપિતાદિક જેહ;
પરણાવેં વિપ્ર કુમારીકા, રલીયાત નામેં તેહ. ૧

લીલાવંત લીલા કરેં, કેશવ નામે કુમાર;
એહવો વર પાંમી કરી, હરખીત હુઇ તે નાર; ૨

માતા મહીલા ભેગા રહેંતાં, વરસ અઢાર તે જાય;
ભીમનાથ ગામે થકી, આવી ભેલા થાય. ૩

ઢાલ ૨.

ઘર જમાઈ આહુણા સુ—એ દેશી.

माता साथे कलह अने गृह त्याग।

એક દિન માતાજી કહેં સુણો સંતાજી, માનો અમારી વાતરેં ગુણવંતાજી;
ઘર આવ્યો તું ગાંમ જઈ સુ૦ ઘરમાં ચોરી થાય. ગુ૦ ૧

વચન ન માંન્યું અમતણું સુ૦ સ્ત્રી કહું ઝાઝિ વાત ગુ૦;
ક્રોધે કરીનેં કલ કલ્યા સુ૦ દીધો કુમરને ગાલ. ગુ૦ ૨

કુમર પણ ક્રોધે કરી સુ૦ ઘરથી નિકલયો બાર રેં ગુ૦;
રીસાવી રોચકેં ગયા સુ૦ રાજનગરમાં નવી જાવું. ગુ૦ ૩
માયનેં મન ચિંતા થઈ સુ૦ કહે વહુ આગલ વાત ગુ૦;
વહુ કહે સાસુજી સુણો સુ૦ સિ કહુ તુમને વાત. ગુ૦ ૪

આસુ ભરાણા નેત્રમાં સુ૦ કિમ જનમારો જાય ગુ૦;
સમજ્યા વિના જેં બોલવું સુ૦ અણ ચિંત્યું દુખ થાય. ગુ૦ ૫
કંત વિનાની કાંમની સુણો સાસુજી, જિમ બિછડી તરૂ ડાલ, સુણોસા૦
વિયેગી નારી તણેં સુણો૦ અયલેં ગયો અવતાર. ગુ૦ ૬
વહુનું દુખ સાસુ સુણી સુ૦ પુત્રનેં ખોળવા જાય ગુ૦;
પુત્રનો ભાલ જડી જદા સુ૦ રોચકા ગાંમ મોઝાર. ગુ૦ ૭
સૂત કારજકરી માયનેં સુ૦ દિલમાં દુખ ભરાય ગુ૦;
રાજનગરમાં નવી જાવું સુ૦ નિશ્ચય કરી એ વાત. ગુ૦ ૮
પાલીતાણેં પોહતાં જદા સુ૦ રોગ સરીરે ભરાય ગુ૦;
આય ઉપાય ઘણા કર્યા સુ૦ રોગનો અંત ન થાય. ગુ૦ ૯
શ્રી શુભ-વીર વિજય ગુરૂ મલ્યા સુ૦ રોગનો કીધો નાસ ગુ૦;
તવ કેશવ હરખીત થયા સુ૦ મન માનેં ઉપગારર. ગુ૦ ૧૦
કરજોડી ગુરૂનેં કહેં સુ૦ કહો તો જાઉ મુઝ ઘેર ગુ૦;
ગુરૂ કહેં ઘર જઈ સું કરો સુ૦ લ્યો દીક્ષા અમપાસ. ગુ૦ ૧૧
ગુરૂ વયણા તે સાંભલી સુ૦ કેશવ કરેં વિચ્ચાર ગુ૦;
રંગવિજય કહેં સાંભલો સુ૦ આગલ જે બન્યો વીરતંત. ગુ૦ ૧૨

## દુહા.

ગુરુ વચન-સ્વીકાર।

ગુરૂઈ કહ્યું તે સાંભલી, ચિંતે ચિત્ત મોઝાર;
ગુરૂઈ ઘર જાવા તણિ, માનિ નહી મુઝ વાત. ૧
ગુરૂઈ ગુંણુ કર્યો ઘણો, તે કીમ છોડયો જાય;
ગુરૂ ઉપગાર માને નહી, તે નર દુખીયા થાય. ૨
માહરે પણ ગુરૂજી તણું, કરવું વચન પ્રમાણ;
કરવું માહરે તે સહી, વચન કહું અમુલ. ૩
ગુરૂ કહે ખંભાયત જઈ, દેઇસ્યું દીક્ષા ઉદાર;
ઓછવ મહોચ્છવ સંઘ કરે, ભક્તિ કરે ભલિ ભાત. ૪
કહે ગુરૂને પ્રણાંમ કરી, ખંભાતનું નહિ કામ;
વચમાં દીક્ષા આપીઇં, જે આવે રૂડું ગામ. ૪

## ઢાલ ૩.

ધાતકી ખંડે હો કે પછે અરથ ભલો—એ દેશી.

દીક્ષાગ્રહણ।

મારગ જાતા હો કે ગાંમ એક આવીયું,
પાનસર પોહતા હો કે મનમાં ભાવીઉં;
ચિત્તમાં ગુરૂઈ હો કે વચન વીચારીઉં,
દેવી દીક્ષા હો કે ઇંમ નીરધારીઉં. ૧
અઢારસે અડતાલે હો કે કાતિક માસ ભલો,
ગુરૂ દીક્ષા આપે હો કે સુંદર દીવસ કહ્યું;
તિહાં વીરવીજયજી હો કે નામ તે પાડીઉં,
ખંભાતના સંઘને હો કે વ્યતિકર કાહાવીઓ. ૨
હરખીત થઇને હો કે સંઘ તે આવીયો,
ભલે ભાવે કરીને હો કે સાહુમઈયું લાવીઓ;
ગુરૂ નયણે દેખી હો કે સંઘ હરખીત થયો,
ઘણો ઓચ્છવ કરીને હો કે સેહરમાં લાવીયા. ૩

પોષધસાલામાં હો કે ગુરૂ પધારિયા,
સાંભલી દેશના હો કે ચિતમાં ભાવીયા;
પૂરણ પુન્યે હો કે ગુરૂજી પધારીયા,
શિષ્ય શ્રીરવિજયજી હો કે ધીરજવંત કહાવીયા. ૪
ભાણુવિજયજી શિષ્ય તેમા ભલા,
વીરજવીજયજી હો કે લઘુ શિષ્ય થયા;
ત્રણ શિષ્યની સાથે હો કે શ્રી શુભવિજય ગુરૂ,
સહુ સંઘને સાધુ હો કે સયલને સુખ કરૂ. ૫
જ્ઞાન દાન દેતા હો કે જીમ તે કલ્પતરૂ,
ચતુવિધ સંઘને હો કે સાંભલી સુખ થયું;
ગુરૂભક્તિ કરતાં હો કે સક્તિ વાધે ઘણી,
દ્રુણાચારજની હો કે સેવા તેહ તણી. ૬
અરજુન કરતાં હો કે થયો બાણાવલી,
અરજુન ગુરૂને હો કે પાસે વચન વલી;
એહવી વીદ્યા હો કે કોઈને ન આપવી;
ગુરૂ અરજુનને કહે હો કે એ વાત તે સાચી કહી. ૬
એક ભીલ્લ આવ ને હો કે ગુરૂને પાએ પડી,
વિદ્યા મુઝ આપો હો કે મેહર નજર કરી;
અધ્યાપક ગુરૂઈ હો કે વિદ્યા આપી નહી,
તવ ભીલ્લે જઈને હો કે માટીની મૂરતી કરી. ૮
ધૂપ દીપને કુસુમે હો કે સેવા કરે ઘણી,
આધીનથી કરતો હો કે વિદ્યા સિદ્ધ થઈ;
ઈણિ પરે ગુરૂની હો કે ભક્તિ કરે ભાવે,
વીરવિજય ગુરૂની હો કે ભક્તિ ચિંતવે ૯
. . . . . . . . . . .
. . . . . . . . . . .
. . . . . . . . . . .
મુરખ પણ પ્રાણીને હો કે વૈયાવચ્ચ ફલી. ૧૦
ચતુર નર પ્રાણી હો કે હઈડે તે ધરે,

વૈયાવચ કરતાં હો કે ભવ સાયર તરે;
**રંગવિજય** ગુરૂની હો કે સેવા સાચી કરે,
ઇંમ સેવા કરતાં હો કે સુખ તે લીલાવરે. ૧૧

દૂહા.

विद्याभ्यास ।

શ્રી **શુભવિજય** ગુરૂ તણી, ભક્તિ કરે મુની વીર;
વિનય કરી વિદ્યા ભણ્યા, જેમ વાધે વડબીજ. ૧
સાસ્ત્ર અરથ સિદ્ધાંતના, આપે ગુરૂ ગુણવંત;
સુશિષ્યને ગુરૂ સીખવે, સાસ્ત્ર તણો વીરતંત. ૨
વિવેકી વિચક્ષણ વીરને, દેખી હરખીત થાય;
અધ્યાપક તે સુંપીયા, વિદ્યા ભણવા કાજ. ૩
અધ્યાપક દેતો વલી, જોઇ બુદ્ધિ પ્રકાસ;
ગહન અરથ તે આપતો, મન ધરી મોટો ઉલ્લાસ. ૪
વીર વિવેકે સીખીયા, અધ્યાપક ગુરૂ પાસ;
પંચ કાવ્ય પાઠી થયા, ખટ્ દર્શન વિખ્યાત. ૫

ઢાલ ૪.

તીસ વરસ ઘરમાં વસ્યા રે—એ દેશી.

पन्यासपद-प्राप्ति ।

શ્રી **શુભવિજય** ગુરૂ તણા રે, ભાણવિજય સુસિષ્ય;
ગામાંતર તેહીજ ગયા રે, રહ્યા ધીર ને વીર. ગુ૦ ૧
ગુરૂ ગુણ ગાઇઇ, ગાતાં બહુ સુખ થાય. ગુ૦—આંકણી.
**અઢારસેં અઠાવને** રે, રચી સીયલની વેલ;
થુલીભદ્રમુની તણા રે, ગુણ ગાતા રંગ રેલ ગુ૦ ૨
**અઢારસેં અઠાવને** રે, અષ્ટ પ્રકારી કીધ;
પૂજા શ્રીજિનરાજની રે, બાધે તે શુભ વીર. ગુ૦ ૩
**ધીરવિજય** ખંભાયત રહ્યા રે, વીરવિજય ગુરૂ સાથ;
અમદાવાદમાં આવીયા રે, સંઘ તે સાહમો જાય ગુ૦ ૪

સાહમઇયું ભલી ભાતસ્યું રેં, જિમ કરેં કોણીકરાય;
તેણું વીધેં સંઘ સકલ કરે રેં, હઇડેં હરખ ન માય. ગુ૦ ૫
ઇંમ મોટેં મંડાણુ સ્યું રેં, આવેં અમદાવાદ માહેં;
અયસકારની પોલમા રેં, ગુરૂજી ઉતરીયા ત્યાહેં. ગુ૦ ૬
ગુરૂ પણ દેશના દીઇં રેં, જિમ પુખર જલધાર;
સાંભલી સહુ હરખીયા રેં, વરત્યો જયજયકાર. ગુ૦ ૭
જેં જેં ગુરૂઇં અરથ કહ્યા રેં, તે તે સાંભલી વીર;
સાઝ અરથ તે સદહ્યા રેં, હરખીત થયું શુભ ચીત. ગુ૦ ૮
વટપદ્ર માહેં ગયા રેં, શુભ ગુરૂની સંઘાત;
યોગ વેવરાવ્યા સુત્રના રે, સકલ સંઘની સાખ. ગુ૦ ૯
પન્યાસપદ ગુરૂજી દીઇં રેં, સંઘ સકલ પરીવાર;
વાસખેપ સહુ સંઘ કરે રેં, વીર તે હરખીત થાય. ગુ૦ ૧૦
જોગ વહ્યા વીના રેં, સૂત્ર તે નવી વંચાય;
એ આણા જિનરાજની રે, તે મોટો વવહાર. ગુ૦ ૧૧
અઢારસેં સાઠેં વલી રેં, શુભ ગુરૂ સરગ સધાય;
ફાગણ શુદી દ્વાદશી રેં, સંઘનેં સોક ભરાય. ગુ૦ ૧૨
ગુરૂજી ગયા તેં જાણીને રેં, હઇડે ખેદ ભરાય;
એહવા ગુરૂજી નહી મલેં રેં, ગુરૂનો મોટો આધાર. ગુ૦ ૧૩
રોતા પણ રેહવેં નહી રેં, આખેં આંસુ નીરધાર;
સંઘ સકલ સમઝાવતોં રે, હવેં સ્યો કરવો ઉપાય. ગુ૦ ૧૪
વીર કહેં સહુ સંઘને રે. ગુરૂ કેમ વીસરા જાય;
આધાર હુંતો એહનો રે, કુંણ કરેં મુઝ સાર. ગુ૦ ૧૫
સકલ સંઘ કહેં વલી રેં, આગમનો આધાર;
રંગવિજય કહે વીરને રેં, પાટ થાપ્યા તેણી વાર. ગુ૦ ૧૬

દૂહા.

गुरुपदे स्थापना ।

ઇમ સંઘ સરવેં મલી, વંદે ગુરૂના પાય;
પાટ મહોચ્છવ સહુ કરે, સંઘ મિલી સમુદાય. ૧

નગરસેઠ તિહાંવલી, નાંમે બખતચંદ્ર ખુશાલ;
તસ ઘરણી ગુણે ભરી, જડાવ બાઇ તસ નામ. ૨
ધનજી વાલજી જે કહ્યા, વલી પ્રેમચંદ રહીદાસ;
સેઠ માણુકસા સીરોમણી, સહુ સંઘમાં સીરદાર. ૩
હવે વીર મુની દેશના દીઈ, ટાલે સવી અંધકાર;
જ્ઞાન દીપક પ્રગટ થયો, સરવને સુખકાર. ૪
અમૃત વાણી ગુરૂતણી, સાંભલી હરખીત થાય;
સકલ પંડિત સીરોમણી, જગમા વીર ગવાય. ૫

## ઢાલ ૫.

જીરે મારે જાગ્યો કુઅર જામ—એ દેશી.

**विहार अने सुरतमां विजय ।**

જીરે મારે વીર ગુરૂ મુનીરાજ, સકલ સંઘને ઇમ કહે જીરેજી;
જીરે મારે અમે કરસ્યું વિહાર, આગના જો આપો વલી જીરેજી. ૧
જીરે મારે સંઘ ન બોલ્યો કાંઇ, સાંભલી સહુ ચિંતા કરે જીરેજી;
જીરે મારે ગુરૂજી નિકલીયા બાર, લીંબડી વઢવાણે ગયા જીરેજી. ૨
જીરે મારે સુરત સેહેર મજાર, વીર આવ્યાની વધામણી જીરેજી;
જીરે મારે સુરતનો કરે સાહમઇયું, ભલી ભાવસું જીરેજી. ૩
જીરે મારે સંઘ સકલની સાથ, સુરતમાં સંચર્યા જીરેજી;
જીરે મારે પોષધસાલ મોઝાર, ગુરૂને પધરાવીયા જીરેજી. ૪
જીરે મારે દેશના દીઇ ગુરૂરાય, સાંભલી સહુ હરખીત થયા જીરેજી;
જીરે મારે ગછવાદી ગુરૂ તેહ, દેખી કોપે કલકલ્યા જીરેજી. ૫
જીરે મારે માલને ઉપધાન, ગુરૂઇ ઘણાને દેવરાવીયા જીરેજી;
જીરે મારે જતી ખેદ ભરાય, તે સહુ દરબારે ગયા જીરેજી. ૬
જીરે મારે ટોપીવાલો તેણી વાર, સહુને તેડાવીયા જીરેજી;
જીરે મારે કુણુ છે કજીયો જેહ, સ્યે કારણુ લડાઇ કરો જીરેજી. ૭
જીરે મારે તિથીનો કજીયો જેહ, ઇમ જતી સહુ કહે જીરેજી;
જીરે મારે વીર ગુરૂ તેણી વાર, એ સઘલો જુઠો કહે જીરેજી. ૮

જીરે મારે ટોપીવાલો કહે ઇંમ, સાસ્ત્રીને સાથ મેલાવીઇં જીરેજી;
જીરે મારે જોતીસાસ્ત્ર પ્રમાણ, વરતારો કરે ખરો જીરેજી. ૯
જીરે મારે સાસ્ત્રિ બોલ્યો તેણી વાર, વીરવિજય જીઈ કહી જીરેજી;
જીરે મારે તે તિથી કહેવાય, ઇંમ સાહેબે સાભલ્યું જીરેજી. ૧૦
જીરે મારે ટોપિવાલો તેણી વાર, જતી સહુને દંડીયા જીરેજી;
જીરે મારે પરમાણો કરી દીધ, સકલ સભા પરતક્ષ જીરેજી. ૧૧
જીરે મારે કોઈ ન લે તુમ નામ, સુરતમાં સુખે રહો જીરેજી;
જીરે મારે જતીઈં કર્યો વિચાર, આપણે કાંઇ ન બોલવું જીરેજી. ૧૨
જીરે મારે સરકાર માંહિથી સાર, સોભા વધી શુભ-વીરની જીરેજી;
જીરે મારે સેહરનગરને પુર, વિચરંતા ગુરૂ આવીયા જીરેજી. ૧૩
જીરે મારે સંઘે જાણીને વાત, રાજનગરમાં લાવીયા જીરેજી;
જીરે મારે શ્રાવક બોલ્યા તેણીવાર, જગા અપાસરા તણા જીરેજી. ૧૪
જીરે મારે સેહરમધે તેણીવાર, ભઠીની પોલજ ભલી જીરેજી;
જીરે મારે જગા તે દીઠી સાર, મુલે તે લીધિ ખરી જીરેજી. ૧૫
જીરે મારે લાલભાઇ કીકુજેહ, ભવાન ગમાં તે વલી જીરેજી;
જીરે મારે કરમચંદનો સુત, હરખચંદ નાંમે ભલો જીરેજી. ૧૬
જીરે મારે ગલાબચંદ જેચંદ, એ આદેં ભેલા મલી જીરેજી;
જીરે મારે સવિ સંઘ તેણીવાર, પોષધસાલા કરાવતા જીરેજી. ૧૭
જીરે મારે ગુરૂ પધરાવ્યા તેણીવાર, સરવે સંઘ ભેલો મલી જીરેજી;
જીરે મારે વીરવિજય ગુરૂરાજ, વાણી સુધારસ વરસતા જીરેજી. ૧૮
જીરે મારે ગુરૂ પ્રતિપક્ષિ જેહ, સાંભલી ખેદ કરે ઘણો જીરેજી;
જીરે મારે ગુરૂપુન્યનો નહિ પાર, તેનું બોલ્યું ફાવે નહી જીરેજી. ૧૯
જીરે મારે શાસ્ત્ર સભામાં વાદ, કરતા ગુરૂ થાકે નહી જીરેજી;
જીરે મારે સુરગુરૂ તણી પેર, સહુ પરસંસા કરે જીરેજી. ૨૦
જીરે મારે મોટી સભા મોઝાર, ગુરૂ બોલે તેહિજ ખરૂ જીરેજી;
જીરે મારે પ્રતીપક્ષીની વાત, શાસ્ત્રથકી જુઠી કરે જીરેજી. ૨૧
જીરે મારે અઢારસેં અઠોત્તર માંહેં, કુમતી જાગ્યા તે ઘણા જીરેજી;
જીરે મારે પ્રતિમા ઉથાપણ હાર, તે અમદાવાદ આવીઆ જીરેજી. ૨૨

જીરે' મારે' કજીયો કરતા અપાર, ધર્મ'ને' ઘણો હેલતા જીરેજી;
જીરે' મારે' શ્રી શુભ-વીરના સિસ, આગલ કહે' તે સાંભલો જીરેજી. ૨૩

દૂહા.

ढूंढको साथे कलह ।

કજિયો સરકાર માંહે કરે', ધર્મ' તણો તેણી વાર;
તે કેમ ચુકાવીઇ', સાહેબ મુઝાણો તે વાર. ૧
ટ'ટો કેમ ચુકાવિયે', ધર્મ' તણો કહેવાય;
તે માટે' સભા કરૂ', ઈનસાખ સાચો થાય. ૨
ત્યારે' ઢુ'ઢકને કહ્યું', તુમ ગુરૂને' તેડાવ;
એમ તપાવાલાને' કહ્યું', તુમ ગુરૂને' બોલાવ. ૩
ત્યારે' ઢૂઢક આવિયા, અમદાવાદ મોઝાર;
ગલિકુ'ડે' તે ઉતર્યા, દેખ'તા વિકરાલ. ૪
સાધુ સર્વ' ભેલા થયા, સ'ઘ સકલ પરિવાર;
સરકાર માંહે સ'ચર્યા, વીરવિજય સિરદાર. ૫
શ્રાવક સરવે' તે મલી, આવ્યા ગરુને પાસ.
કર જોડી ગુરૂને' કહે', પુરો અમારો આસ. ૬
ગુરૂ કહે' શ્રાવકને' વલી, સાસનનુ' જે કાંમ;
કરવુ' અમારે તે ઘટે', કેહેવાનુ' નહિ કાંમ. ૭

ઢાળ ૫.

વિવાહલાની—દેશી.

न्यायालयमां न्याय ।

હવે' સ'ઘ સકલ મિલિને' રે, ગુરૂને' કહે હેત ધરિને' રે;
ગુરૂ સ'ઘ સાથે' પરવારિયા રે, મારગ માંહિ' સ'ચરિયા રે.
જયવ'તાજી. ૧
ભુજનગરથી સાધુ તેડાવ્યા રે, આણ'દશેખરજી ઇહાં આવે રે;
રાજનગર ત્યાં સાધુ કહાવે રે, ખુસાલવિજય માનવિજય આવે રે. જ૦ ૨
દલિચ'દજી ખેડેથી આવે રે, લબ્ધિવિજયને જોડમે લાવે રે;
ઇમ સાધુ સહુ ભેલા થાવે રે, દરબાર માહે સહુ જાવે રે. જ૦ ૩

શ્રાવક તે કેઈ સોહાવેં રે, સિરિમાલિના સેઠ કહાવે રે;
ભગવાન સેઠ તે ભાવે રે, ઇચ્છાસાને જોડમે લાવે રે. જ૦ ૪
વખત માનચંદ મસુદિ કહિયે રે, હરખા માનચંદ પણ ઇમ લહિયે રે;
વિસનગરથી ગલાસા આવેં રે, જેચંદસાનિ સાથેં જાવે રે. જ૦ ૫
દરબાર માંહિ સહૂ જાય રે, શાસ્ત્રિનેં મિલ્યા તેણિ વાર રે;
પુછ્યા શાસ્ત્રતણા વિચાર રે, ગુરૂ ઉત્તર દે તેણિ વાર રે. જ૦ ૬
શાસ્ત્રિ સભા સહુ હરખે રે, તમનેં ઢુંઢક સું કરસે રે;
જુઠા છે તે તુમથી ડરસે રે, નાસિ ગામે ગામ તે ફરસે રે. જ૦ ૭
તેણી વાર તે કજીયો ચાલે રે, વીરવિજયજીનેં સાહિબ બોલાવે રે;
દેખિ આદર ઘણો આપે રે, કુરસિમાં ગુરૂ બેસારે રે. જ૦ ૮
જે જે વાત સરકારે પુછિ રે, તવ ઉતર ગુરૂજી આપે રે;
સાહેબ સાંભલિ રાજી થાવે રે, હવે ઢુંઢકને બોલાવે રે. જ૦ ૯
જેઠારિખને તિહાં તેડાવે રે, પુછ્યા ઉત્તર સામા ન આવે રે;
એ જુઠાનેં કાઢો બાર રે, તવ નરસીરિખનેં બોલાવે રે. જ૦ ૧૦
નરસીરિખ દેખી ધ્રુજે રે, પુછ્યા ઉત્તર કાંઇ ન સુજે રે;
હયડા માંહિં ઘણું મુંઝાણો રે, હવે સાહેબ ફરી ના પૂછે રે. જ૦ ૧૧
પુછેં શ્રાવકને તેણિ વાર રે, સૂત્ર માંહે સ્યો અધિકાર રે;
પ્રતિમાની સાચી વાત રે, ઇમ બોલેં માહાજન સાથ રે. જ૦ ૧૨
પ્રતિમાંની વાત તે સાચી રે, સાહિબ સુણિ થયો રાજી રે;
શુભ-વીરવિજય સોભાગી રે, સરકારે સોભા ઘણી આપિ રે જ૦ ૧૩
સહુ સંઘ તે જીતિનેં આવે રે, જિનશાસનનો ડંકો વાગે રે;
તવ દેખીનેં કુમતી ભાગે રે, તિહાં શાસન સોભા વાધે રે. જ૦ ૧૪
જગમાં તે જસ ગવાય રે, સાંભલિ સહુ હરખિત થાય રે;
શુભવીરવિજય સુખકાર રે, રંગવિજય કહેં જયજયકાર રે. જ૦ ૧૫

દૂહા.

ज्ञान-महात्म्य।

વાદવિવાદ કરતાં થકાં, શાસનનેં હીતકાર;
પૂરવે આચારજ થયા, કરતા તે ઉપગાર. ૧

જ્ઞાનવંત ગુરૂજી કરે, શાસનનો ઉદ્ધાર;
આઠ પ્રભાવકમાં કહ્યા, જ્ઞાનવંત ગુણધાર. ૨
જ્ઞાની જ્ઞાન મગન રહે, સુખમાં કાલ ગમાય;
નિંદા વિકથા પરીહરી, જ્ઞાન ભણે મુનીરાય. ૩
રાજા સ્વદેશમાં વલી; લોક પૂજે તેણિ વાર;
પંડિત દેસો દેસમાં, પામે આદર અપાર. ૪
મુરખ ટોલું ભેલુ મલી, કરતા કિરીયા અપાર;
તોહે કર્મ ખપે નહી, પામે નહી ભવપાર. ૫

ઢાલ ૬.
કુંવર ગભારો નજરે દેખતાંજી—એ દેશી.

सिद्धाचल उपर प्रतिष्ठा ।

ગુરૂઈં ગુણ કર્યો ઘણો રે, સંઘને કરે સુખકાર રે;
એહવા ગુરૂ ગુણે ભર્યા રે, જ્ઞાન તણો ભંડાર રે. ૧
ગુરૂજી ગ્યાન ગુણે ભર્યા રે—એ આંકણી.
સૂત્ર પીસ્તાલીસ વાંચિયા રે, હરખ સહિત ગુરૂરાય રે;
સાંભલો સંઘ તે હરખીયો રે, ભક્તિ કરે ઉદાર રે. ગુરૂ૦ ૨
સુરસભા તી સોભતો રે, તેમાં સેઠ સીરદાર રે;
હેમાભાઇ તણો રે, પ્રેમાભાઇ કુમાર રે. ગુરૂ૦ ૩
બીજા ચંદ્ર તણી પરે રે, ભુરાભાઇ કુમાર રે;
તે જે દીપંતા દોય જણા રે, સરધાવંત સુખકાર રે. ગુરૂ૦ ૪
ભવાન ગમાન તણા રે, પાટવી છે પરધાન રે;
તેહ સભામાં બેસતા રે, દલીચંદ તસ નામ રે. ગુરૂ૦ ૫
રૂપચંદ પાનાચંદ તણો રે, નંદન ગુણ અભીરામ રે;
સુંદર નામ સોહામણું રે, ઉમાભાઇ તસ અભીધાન રે. ગુરૂ૦ ૬
ઉપદેસ દેઇને કર્યો રે, શ્રાવક સરધાવંત રે;
મીથ્યાત ટાલિને થયા રે, નીકમદામ તેજવંત રે. ગુરૂ૦ ૭
ઇંણ પેરે કેઇને ઉધર્યા રે, મીથ્યાત સહુ કરી દૂર રે;

ખેત્રપાલની પોલના રે, શ્રાવક થયા સનુર રે. ગુરૂ૦ ૮
ઇણિપરેં શ્રાવક સવિ મિલિ રે, વંદે ગુરુના પાય રે;
હવે શ્રાવિકા માહિ ખરી રે, તેહનાં નામ કેવાય રે. ગુરૂ૦ ૯
દાનેસરિમાં સિરોમણિ રે, દયાવંત દયાલ રે;
હઠીસંઘ તણિ કહિ રે, હરકુઅર તસ નાર રે. ગુરૂ૦ ૧૦
ઇણિ રિતે સંઘ ચતુરવિધ કહ્યો રે, જિનઆણ ધરનાર રે;
તેહનેં આગલ ગુરૂજી દીપતા રે, દેશના દિયે જલધાર રે. ગુરૂ૦ ૧૧
અઢારસે આણુ તણો રે, માહા મહિનો કેવાય રે;
સેઠે અંવારિ એકાદશિ રે, અંજન સલાકા કીંધ રે. ગુરૂ૦ ૧૨
મુંબઇવાલા મોતિસેઠજી રે, ટુંક કરાવિ તેણિ વાર રે;
શ્રી સિદ્ધાચલ ઉપરે રે, બેસાર્યા જગનાથ રે. ગુરૂ૦ ૧૩
વંદન પૂજન તેહનું કરે રે, સંઘ સકલની સાથે રે;
ખિમચંદભાઇ ખુશી થયા રે, વીરવચન દિલધાર રે. ગુરૂ૦ ૧૪
પ્રતિમા પાંચ હજારને રે, થાપિ ભગવતી ઉદાર રે;
શ્રી શુભ-વીર વચનેં કરે રે, રંગ આણંદ તે થાય રે. ગુરૂ૦ ૧૫

દૂહા.

**सेठ हठीसंघना मंदिरनी प्रतिष्ठा ।**

રાજનગર માંહિ રાજતા, ઓસવંસ સિણગાર;
સુત કેશરીસિંહતણો, નામે હઠીસંઘ સાર. ૧
શ્રી શુભ-વીર વચન સૂણિ, હરખ્યા હઇડા મોઝાર;
ચૈત્ય કરાવેં તે વલિ, મોટો જિનપ્રાસાદ. ૨
હઇડા માંહિ હુંસ ઘણી, પ્રભુ પધરાવણનેં કાજ;
પણ નવિ પ્રભુ પધરાવિયા, સેઠજી સર્ગ સધાય. ૩
હરકુઅર હઇઆ થકિ, મુંકિ સેઠનો સોગ;
પ્રભુ પધરાવેં ભલીપરેં, પામી ગુરૂનો જોગ. ૪
પ્રતીમા ભરાવી પ્રભુતણી, ખરચેં ધન અપાર;
સુવિહિત કનેં કરાવીઇં, અંજન સલાકા ઉદાર. ૫

## ઢાલ ૭.

જિનજી ચંદ્રપ્રભુ અવધારો કે, મારી વીનતી રે લોલ—એ દેશી.

ગુરૂજી વીરવિજય પન્યાસની પાસે આવીને રે લોલ,
ગુરૂજી અંજન શલાકા કરાવી ચીતમાં લાવીઇ રે લોલ;
ગુરૂજી સેઠ ગયા તે સરગે ફરી નાવિયા રે લોલ,
ગુરૂજી અમે મન માહે ધાર્યું કે પ્રભુ પધરાવીયે રે લોલ. ૧

ગુરૂજીઇં વચન વીચારી ચીત કે ઉત્તર તવ દીઇ રે લોલ,
ગુરૂ કહે એહવા રૂડાં કામ કે નીતનીત તુમે કરો રે લોલ;
ગુરૂ કહે જેહથી બાંધો પુન્ય કે ભવસાયર તરો રે લોલ,
ગુરૂના વચન સુણી તવ જઇને આણંદ થયો રે લોલ. ૨

ગુરૂજી સૂત્ર અરથના જાંણ કે મુહુરત તવ દીઇ રે લોલ,
સાથે જોસી દીનાનાથ કે, મુહુરત લખી દીઇ રે લોલ;
ગુરૂ કહે **ઓગણીસ ત્રણનો** માહા મઇનો ભલો રે લોલ,
ગુરૂ કહે વદ અગીયારસ દીવસ ખરો રે લોલ. ૩

ગુરૂ કહે સંઘ મેલાવો સર્વનો તે ઉપર કરો રે લોલ,
ગુરૂના સુણી વચન વીલાસ કે સામગ્રી સજે રે લોલ;
મોટા મંડપ ઓચ્છવ મોચ્છવ વરઘોડા ઘણા રે લોલ,
દેખી દુનીયા કેરા લોકને હરખ હઇડે ઘણો રે લોલ. ૪

મંડપ માહે પધરાવે મહારાજ કે તેજે દીપતા રે લોલ,
ગુરૂજી ક્રીરીયા કરાવે સાર કે શાસ્ત્રમાં જે કહી રે લોલ;
ગુરૂના વચન પ્રમાણે સેઠાણી વિવિધ સાચવે રે લોલ,
ગુરૂજી સકલ સંઘનો સાથ કે પ્રભુ પધરાવતા રે લોલ. ૫

ગુરૂને નાના ઉમાભાઇ ઇંમ કે મનોરથ સવી ફલ્યા રે લોલ,
સાંમી કલ્પતરૂ સમ ગુરૂજી તમે મલ્યા રે લોલ;
ગુરૂજી જિનશાસનમાંહે કે જીત ડંકા થયા રે લોલ,
ગુરૂ શુભ-વીરવિજયના શિષ્ય કે રંગવિજય કહે રે લોલ. ૬

દુહા.

ઈંણિ પરે સ સનનાં ટર્યા, ગુરૂઈં રૂડા ઠાંમ;
તેહ થકી જગમાં વલી, છે જગમાં ગુરૂનાંમ. ૧
વલી જિનશાસનમાં કહો, દુરઘટ ગ્રંથ કેહેવાય;
તે ગ્રંથ ગુરૂજીઈં વાંચીયો, સભા સમક્ષ મોઝાર. ૨
વિશેષાવશ્યક ભલો, ન્યાયભર્યો નીરધાર;
સાંભલતાં સુખ પામીયા, સંઘને આણંદ થાય. ૩
સુત્ર પીસ્તાલીસ તણા, યોગ વહેલા ગુરૂરાય;
અમને જોગ વેવરાવયા, ઠર્યો અમને ઉપગાર. ૪
એહુવા ગુરૂ જગમા નહી, દેખંતા દુખ જાય;
વીર વિવેકી વિચક્ષણ ઘણા, ગુણ તે કેતા કેહેવાય. ૫
ગુરૂજી જ્ઞાન ગુણે ભર્યા, પંડીતમાં સીરદાર;
ચરણે ગુરૂના જે નમે, તે પામે મંગલ માલ. ૬
વૈયાવચ ઠરે ગુરૂતણી, પાંમી તાસ પસાય;
ગુરૂ ભક્તિ કરતા થકા, પામે રંગ રસાલ. ૭

ઢાલ ૮.

તોરણુથી રથ ફેરવી રે હો—એ દેશી.

**स्वर्गगमन ।**

ઓગણીસ આઠો થયો રે રાજ, તેનો શ્રાવણ માસ રે;
ગુરૂજી મેરે સાહેબા.
ગુરૂને સરીરે સુખ નહી રે રાજ, સહુને ચિંતા થાય રે. ગુરૂજી૦
સંઘ સકલ ભેલો મિલી રે રાજ, કરતા આય ઉપાય; ગુરૂજી મે૦
શિષ્યને ગુરૂજી કહે રે રાજ, ક યા ન માને વાત રે. ગુરૂ૦ ૨
તે રોગ નીવારવા રે રાજ, કરતા કોડ ઉપાય રે; ગુરૂ૦
ભાદરવો ભુંડો વલી રે હો, વદી તીજને ગુરૂવાર રે. ગુરૂ૦ ૩
પાછલે પેહરે પધારીયા રે હો, પોહતા ગુરૂ સુરલોક રે. ગુરૂ૦
એવડી ઉતાવલ સ્યું ઠરી રે હો, સ્યું ચાલ્યા ઈંણી વાટ રે. ગુ૦ ૪

ઈંણી વાટે જે જે ગયા રે હા, ફરી ન મલે બીજી વાર રે; ગુ૦
મુઝને મેહલી એકલો રે હા, હવે મુઝ કુણ આધાર રે. ગુ૦ ૫
ગુરૂજી ગયા તે દેખીને રે હા, દીલમાં દુખ ભરાય રે, ગુ૦
બાલપણાથી સાહેબેં રે હા, ઉછેરી મોટો કિધ રે. ગુ૦ ૬
માય તાત તેંણી પરે રે રાજ, મુઝને કર્યો ઉપગાર; ગુ૦
વરણ અઢાર ગુરૂ વાંદવા રે રાજ, સંધને સોક ભરાય રે. ગુ૦ ૭
સહુ મિલી સમઝાવતાં રે રાજ, કહે સ્યો કરીઈં ઉપાય; ગુ૦
ગુરૂના ગુંણ વિસરે નહી રે રાજ, સી કહુ ઝાઝિ વાત રે. ગુ૦ ૮
ઉઠી સવેરે ગુરૂ તણા રે રાજ, નીત નમતો ગુરૂ પાય રે; ગુ૦
રંગકહીને કુંણ બોલાવસ્યે રે રાજ, કોને પુછીસ્યું વાત રે. ગુ૦ ૯
ગહન અરથ ગુરૂજી કહે રેં રાજ, સાંભલી સંશય જાય રે; ગુ૦
કુમતી મિથ્યાતી બોલસ્યે રે રાજ, જે જે અવલી વાત રે. ગુ૦ ૧૦
ગુરૂ વિના કુંણ નીરણય કરે રે રાજ, સાચિ સિદ્ધાંતની વાત રે; ગુ૦
પણ ન વિચાર્યું મે આગલ રે હા, બાલપણામેં મુઝ જાય રે. ગુ૦ ૧૧
સમજ્યો નહી મારો આતમા રે રાજ, સુખમાં કાલ ગમાય રે; ગુ૦
સૂત્ર અરથ સમજ્યો નહી રે રાજ, કાંઇ ન પુછી મે વાત રે. ગુ૦ ૧૨
ગુરૂ વિજોગનું દુઃખ ઘણું રે રાજ, તે કિમ મુઝથી ખમાય રે; ગુ૦
તેણે કારણ ગુરૂજી કહું રે રાજ, આવિ મલો એક વાર રે. ગુ૦ ૧૩
સુર લોકે સુખીયા થયા રે રાજ, નવિ સંભારો મુઝ નાથ રે ગુ૦
જિમ ગુરૂ ગૌતમને થયું રે રાજ, સાંભલી વીરનિરવાંણ રે. ગુ૦ ૧૪
તિમ મુઝને તુમ ગયે થકે રે રાજ, પ્રગટ્યો ખેદ અપાર રે; ગુ૦
મોટા રંગવિજય સમજાવતા રે રાજ, સોસો કરી મુઝ વાત રે. ગુ૦ ૧૫
હઇયડુ માહરૂ કમકમે રે રાજ, દેખી તુમ નીરવાણ રે; ગુ૦
અનપાણી ભાવે નહી રે રાજ, આંખમાં ઉંઘ ન ભરાય રે. ગુ૦ ૧૬
ગોચરી પાંણી લાવતા રે રાજ, આપે ગુરૂ આદેશ રે; ગુ૦
હવે કોને પુછીઇ રે રાજ, કુંણ કરસ્યે આદેસ રે. ગુ૦ ૧૭
સિબિકા સંઘ કરાવતા રે રાજ, શોભા બનાવિ ઘણી સારિ રે; ગુ૦
શિબિકા માંહે પધરાવતા રે રાજ, જીમ કરવા સુરરાય રે. ગુ૦ ૧૮

ભક્તિકારક ભેલા મિલ્યા રે રાજ, કરતા ભક્તિ ઉદાર રે; ગુ૦
પેમાભાઇ પુન્યે ઘણુ રે રાજ, મગનભાઇ ભેલા થાય રે. ગુ૦ ૧૯
ઉમાભાઈ તે આવતા રે રાજ; ભુરાભાઈની સાથ રે; ગુ૦
હીરાભાઈ તે આવતા રે રાજ, નિકમદાસ તેણી વાર રે. ગુ૦ ૨૦
દલીચંદ ડાહ્યા ઘણુ રે રાજ, કરતા એહીજ કામ રે; ગુ૦
કિરીઆ કરવા આવીયા રે રાજ, જોઈતામોદી તેણી વાર રે. ગુ૦ ૨૧
ઉમાભાઇ હુકમચંદ વલી રે રાજ, સુલચંદ કરમચંદ સાથ રે; ગુ૦
લલુભાઇ રાયચંદ વલી રે રાજ, જેઠા ફુલચંદ આય રે. ગુ૦ ૨૨
હીરા ભગતનો સુત સોભતો રે રાજ, ફતેભાઇ તસ નાંમ રે; ગુ૦
ઇણિપરે શ્રાવક સહુ મલી રે રાજ, સીબિકા ઉપાડે તેણીવાર રે. ગુ૦ ૨૩
સિબિકા સારગ સંચરી રે રાજ, આવિ ચઉટા મોઝાર રે; ગુ૦
ખલક લોક જોવા મલ્યા રે રાજ, દેખી અચંભો થાય રે. ગુ૦ ૨૪
સાહેબ જોવા આવીયા રે રાજ, કરી કચેરી બરકાશ રે; ગુ૦
વેપાર ન કરે વાણીયા રે રાજ, મલીયા વરણુ અઢાર રે. ગુ૦ ૨૫
ચકલે ચઉટે તીહાં કર્યા રે રાજ, ધર્મ તણો રે ઉપગાર રે; ગુ૦
પસુપંખિ સુખીયા થયા રે રાજ, ખુસીમાં દાડો ગમાય રે. ગુ૦ ૨૬
મોટા મોટા ચાલે આગલે રે રાજ, લેઇ ગયા દરવાજા બાર રે; ગુ૦
દુધેસર આરે આવીયા રે રાજ, ચિતા રચે તેણી વાર રે. ગુ૦ ૨૭
સુકડ સુગંધિ ઘણિ રે રાજ, નાખે કસ્તુરિ બરાસ રે; ગુ૦
શ્રાવક સોક ભરે થકે રે રાજ, અગનિ પ્રજાલે તેણિ વાર રે. ગુ૦ ૨૮
ખેદ થયો ઘણો સંઘને રે રાજ, આંસુ ચાલે ચોધાર રે; ગુ૦
કિરીયા કરી ગુરૂજી તણી રે રાજ, સંઘ સકલ ઇહાં આય. ગુ૦ ૨૯
રંગવિજયને વાંદીને રે રાજ, બેઠા થઈ નીરાસ રે; ગુ૦
સલોક એક કહે સાઝનો રે રાજ, સાંભલી નીજ ઘેરે જાય રે. ગુ૦ ૩૦
આસો માસ આવીયો રે રાજ, વિજયદસમી ગુરૂવાર રે; ગુ૦
ગુરૂપાટે થાપીયા રે રાજ, રંગવિજયને તેણી વાર રે ગુ૦ ૩૧
સંઘ ચતુરવિધ સાંભલી રે રાજ, દેસના દીધી મનોહાર રે; ગુ૦
સંઘ સકલે તે સાંભલી રે રાજ, હરખી નિજ ઘર જાય રે. ગુ૦ ૩૨

માસ માસ તીથી આવતી રે રાજ, ઘરના મુંકી કાજ રે; ગુ૦
ધરમ કારજ કરવા ભણી રે રાજ, પોસા કરે પોષધશાલ રે ગુ૦ ૩૩
સાહમી વછલ ને કરે રે રાજ, બાર માસ તે જાય રે; ગુ૦
એક સહસ નવસેં ઉપરે રે રાજ, મહિનો માઘ સુદી છઠ રે. ગુ૦ ૩૪
સોમવાર સોહામણો રે રાજ, પગલા થાપ્યા પુન્ય કાજ રે; ગુ૦
ઓચ્છવ મોચ્છવ ઘણા કર્યા રે રાજ, એસારી જિનરાજ રે. ગુ૦ ૩૫
આંગી અનોપમ બનાવતા રે રાજ, પૂજા વિવિધ પ્રકાર રે; ગુ૦
સાહમીવછલ રાતી જગો રે રાજ, કરતા હરખ તે થાય રે ગુ૦ ૩૬
પનર દીવસ પૂરા થયા રે રાજ, ભક્તિ કરે શુભ ભાવ રે; ગુ૦
ગુરૂ દેવની ભકતી જે કરે રે રાજ, તે પામે ભવનો પાર રે. ગુ૦ ૩૭
**શ્રીશુભવીરવિજય** તણા રે રાજ, ગુણ ગાતાં આણંદ થાય રે; ગુ૦
ઇમ ગુરૂના ગુણ મેં સ્તવ્યા રે રાજ, રંગવિજય જયકાર રે. ગુ૦ ૩૮

દૂહા.

**શ્રી શુભ-વીરવિજય** તણા, ગુણ તે જગમા ગવાય;
કુતીરથી કુલિંગીયા, ગુરૂથી નાઠા જાય. ૧
ગુરૂવાંણી અમૃત સમી, સાંભલી જે નરનાર;
જ્ઞાન પ્રમોદ તેણે થયો, મિથ્યાત દુરે જાય. ૨
સત્તાવિસ ગુણે આધુના, ભરીયા એ ગુરૂરાય;
દસવિધ સામાચારીને, પાલે એ ગુરૂરાય. ૩
પંચ મહાવ્રતધર થયા, વલિ રક્ષક ખટકાય;
વિષય તેવીસ નીવારીને, ગુરૂજી થયા ગુણકાર. ૪
દ્રવ્યાનુજોગ જાણે સહુ, વલી જાણે કાલને ભાવ,
ગહન અરથ ગુરૂજી કહે, કરતા જ્ઞાન રસાલ. ૫
વલી ગરૂઇ ગ્રંથ એક કર્યો, સંશય છેદનહાર;
**પ્રશ્નચિતામણી** નામે ભલો, સાંભલતાં સુખ થાય. ૬
એહ ગુરૂના ગુણ ઘણા, કહેતા ન વે પાર;
સુરગુરૂ પણ ગણતી કરે, તોઇ ન પૂરા થાય. ૭

મુઝ મતી ગુરૂગુણ ગાયવા, મોટો મુઝ ઉલ્લાસ;
બાલ બુદ્ધી છે માહરી, તેથી કિંચીત ગુણ કહેવાય. ૮
શ્રોતા સરવે સાંભલો, ગુરૂનું કર્યું નીરવાંણ;
ભણે ગુણે જે સાંભલે, પ્રગટે કોડ કલ્યાણ. ૯

કલશ.

તપગચ્છ નંદન સુરતરૂ પ્રગટયા—એ દેશી

ગાયા રે મેં ગરૂ ગુણ ગાયા, ઉલટ અંગમાં આંણીજી;
ગરૂનો વઇઆવચ્ચ નવી કરે, તેને હોઅ ગુણહ ણી જી. ૧
ગાયા રે મેં ગરૂ ગુણ ગાયા, ઉલટ અંગમાં આણી જી—એ આંકણી.
ગુરૂકુલવાસ ન સેવે જે મુનિ, સુત્ર રહસ્ય નવી જાણે જી;
તેનુ વચન પ્રમાણ ન હોવે, તેનુ બોલું નવિ ફાવે જી. ગાયા૦ ૨
ગુરૂનો વિનય વઇયાવચ્ચ કરવો, વલી ગુરૂ સાથે વિહારીજી;
ઇમ તે સૂત્ર સિદ્ધાંતે ભાખ્યું, ગણધર દેવ છે સાખીજી. ગાયા૦ ૩
ગુરૂ લોપીને ઉગ્ર વીહારી, કરતા કિરીયા અપારજી;
તેની કીરીયા પ્રમાણ ન થાવે, ઇમ બોલે જિનરાયજી. ગાયા૦ ૪
ગુરૂ કુલવાસમાં રેહતાં જે મુની, ભણતા સુત્ર સિદ્ધાંતજી;
તેહિજ આણા શ્રી જિનવરની, પાલે તે ગુણવંતાજી. ચાયા૦ ૫
કપટ ક્રિયા જે સંજમ ધરતા, ગામો ગામ તે ફરતાજી;
ભોલા લોકને ભામે પાડી, જગતને ધંધે ઘાલેજી. ગાયા૦ ૬
ધામધુમ દેખીને દોડે, અંતર ભાવન લેતાજી;
બાહ્ય દ્રષ્ટી દેખતા બાપડા, અંતર દ્રષ્ટી ન દેખેજી. ગાયા૦ ૭
જેમ મૃગ કસ્તુરીઓ દસ દિસ ફીરે, તેમ તેમ તે જગમાં ભમાતાજી;
નીજ સરીરમાં છે સૌગંધિ, તે નવી જાંણે અજાણજી. ગાયા૦ ૮
સુરગુરૂ વયણા સાંભલે તોહે પણ, તોહે સરધા નવી થાયજી;
જેને સદગુરૂની સુણી વાંણી, તેહને સરધા થાવેજી. ગાયા૦ ૯
તે નરને સમકિત કહિ જે, તે બીજે ટીહાંયન ન જાવેજી;
સરધા ભાસનને સુખ થાવે, દુખડા દુરે જાવેજી. ગાયા. ૧૦

તપાગચ્છ સીંહસૂરીસર, તપગચ્છ કેરા રાયાજી;
તાસ સીસ સત્યવિજયજી, સત્યવચન કહાયાજી ગાયા૦ ૧૧
સીસ મનોહર કપુરવિજયજી, કપુર સમાન કહાયાજી;
ખીમાવિજય ખીમા ગુણ ભરાયા, જસવિજય મુનિ રાયાજી, ગા૦ ૧૨
તાસ સીસ સંવેગી ગીતારથ, શુભવિજય સોભાગીજી;
સુંદર સરસ જગતમેં ચાવો, વીરવિજય બડ ભાગીજી. ગાયા૦ ૧૩
વીર ગુરૂની સોભા જગમેં, ખલ કરતી જગ વ્યાપીજી;
હેવા ગુરૂના ગુણ નવી ગાવે, તેહ જગતમા પાપીજી. ગાયા૦ ૧૪
ગુરૂ ગુણ ગાવે બહુ સુખ થાવે, મધુરે કંઠે મલાવેજી;
તસ ઘર લીલા કમલા આવે, ગાવે રંગ રસાલાજી. ગાયા૦ ૧૫
અનુકરમેં સુખ સંપદા પાંમી, સરસ સુધારસ ફરસેજી;
ગુરૂની ભગતી કરતા પ્રાંણી, મનનું ધારૂં કરસેજી. ગાયા૦ ૧૬
પ્રથમ ગુરૂને પછે દેવ તે, ઇમ જિનવરની વાણીજી.
ગુરૂના ચર્ણ કમલ સેવાથી, લહે આતમ ગુણ ખાણીજી ગાયા૦ ૧૭
સંવત્ ઓગણી રૂદ્ર (૧૯૧૧) વરસે, ચૈત્ર પુનમ સોમવારજી;
ઇમ નીરવાણુની રચના કીધી, વિજયદેવેંદ્રસૂરી રાજેજી ગાયા૦ ૧૮
ઇમ શુભવીરવિજયનુ નીરવાંણ, બ ધુર સિધુ ર ગ રસાલજી;
રંગવિજય કહે ભણુસે ગણુસે, તસ ઘેર મંગલ માલજી ગાયા૦ ૧૯

इति श्रीवीरविजयनिर्वाणरास-संपूर्णम्।





# श्रीकरमचंद्रमंत्रि–वंशप्रबंध ।



ऐं नमः



ઢાળ ૧.

રાગ—આસાઉરી

मंगल–प्रस्ताव ।

કુસલવદ્ધિ–પાસ પ્રણામ કરિ, સાગવાણિ સમરેવિ;
શ્રીજિનકુસલસુણિંદપય, હૃદય કમલિહુ ધરેવિ. ૧
શ્રીખરતર–ગચ્છ રાજ્યતિ, યુગપ્રધાન જિણચંદ;
શ્રીજિનસિંહમુનિંદ વર, જિનિ રંજિય નૃપવૃંદ. ૨
તાસુ કથનિ ઉવઝાય ગુરૂ, શ્રી જયસોમ સુસીસ;
વાચનાચારિજ ગુણવિનય, મનિ ધરિ અધિક જગીસ. ૩
જિનશાસન ઉદ્યોત કર, કરમચંદ નૃપચંદ;
તેહની વંશ પરંપરા, પ્રભણુંઇ સોહગ કંદ. ૪
તે નિસુણઉ હરખઇ કરી, મંત્રીસર પરબંધ;
ધર્મવંત ગુણ ગાવતાં, જિમ હુવઇ સુભ અનુબંધ ૫
આગે કુમરનરિંદના, વિમલ તણા સુરસાલ;
ગીતારથ ગુરૂ ગૂંથીયા, ગુણ સુણીયઇ સુવિસાલ. ૬

ચઉપઇ

पूर्ववंश वर्णन–श्रीकरण ।

વંશ શિરોમણિ દેવડાવંશ, ક્ષે?, વસવાડઇ અધિક પ્રશંસ;
તિહાં શ્રીસાગરભૂપતિ ભલઉ, સૂર વીર વિક્રમ ગુણનિલઉ. ૭

તેહનઇ આઠ રમણિ ગુણવતી, પટરાણી **માનવતી** સતી;
**માલવ પાતિસાહિ** બલ જિણઇ, જીતઉ નિજ ભુજબલ કરિ રણઇ. ૮
ઊવસ તેહનઉ કીધઉ દેસ, કિમ પરનઇં સાસહઇ નરેશ;
તેહનઇ ત્રિણહ થયા સુતસિંહ **ઓહિથ**[૧] **ગંગદાસ**[૨] **જયસિંહ**[૩]. ૯
**બહિરંગદે ઓહિથ**ની નારિ, જિહાંથી **ઓહિથહરાં** પરિવાર;
આઠ પુત્ર તેહનઇ એ ભૂપ, આઠ દિસા પાલન ગજરૂપ. ૧૦
**શ્રીકરણ**[૧] **જેસં**[૨] **જયમલ્લ**[૩], **તાલ્હા**[૪] **ભીમા**[૫] અરિઉરિસલ્લ;
**પદમા**[૬] **સોમસીહ**[૭] **પુનપાલ**[૮], પદમાં ભગિની ગતિ સુકુમાલ. ૧૧
અન્ય દિવસિં **ઓહિથ**નૃપરાજ, **ચિત્રકૂટિ** આયઉ રણકાજ;
રૂદ્ર પ્રમાણ (૧૧૦૦) સુભટ શત સાથિ, સૂરાંનઃ જય કહીયઇ આથિ. ૧૨
**રાયસિંહજી** આગલિ ભિડયઉ, જયત હથઉ સુરલોકઇ ચડયઉ;
હિવ શ્રીકરણ કરણિ પરકામ, વિક્રમનૃપ જિમ થયઉ સુધામ ૧૩
તેહની **રતનાદેવી** નારી, સોહઇ સાલ ગુણઇ સંસારિ;
ગઢ**મંડોરઈ** (?) જિણઈ બલિ લિયઉ, **રાંણાં** નામ તિહા પામીયઉ. ૧૪
તેહના સુત ઇણ નામઇ ચ્યારિ, જાણે ચ્યાર વેદ વિસ્તાર;
**સમધર**[૧] **વીરદાસ**[૨] **હરિદાસ**[૩], ઉધ્ધરણ[૪] પૂરઇ જગની આસ. ૧૫
**ગોરીસાહિ** ષજાનઉ તિયઇ, અન્ય દિનઇ મારગિ આવી ઈ;
લીધઉ ખોસી છલિ બલિ કરી, સેના **સાહિ** તણી સંચરી. ૧૬
વીધઉ નગર દેખિ સામુ હુઉ, સૂર વીર કિમ ભાજઇ કહુઉ;
સાત સુભટ શત (૭૦૦) સેતી રણઇ, ઝૂઝયઉ સૂર પ્રાણ તૃણ ગિણઇ. ૧૭
પાછલિ જુંહરિ કરિ આવિઆ, સૂર સકલ રણ રસ ભાવિયા;
પરલોકઈ રણ કરીય પહુંતા, ધરણીપતિ કહીયઇ રજપૂતા. ૧૮
તેહ દુર્ગ તિણિ સાહિઇ લીદ્ધ, સામિ વિના પરમેસરિ દિદ્ધ;
હિવ જિમ એ વંશાવલિ કહી, તે સાંભલઉ મનઈ ગહગહી. ૧૯
**રતનાદે** પહુતી કુલઘરઇ, **ખેડિપુરઇ** પહિલી અવસરઇ;
**સમધર** પ્રમુખ તિહા સુત ચ્યાર, વધિવા લાગા કલા ઉદાર. ૨૦

દૂહા.

તિણ અવસરિ ખરતર સુગુરૂ, સૂરિ જિણેસર સાર;
સાધુ વિહારઇ વિહારતા, આયા તિહાં સુખકાર. ૨૧
શુભ શકુને કરિ જાણીયઉ, હોસ્યઇ લાભ મહંત;
વરિષા વાસઇ તિહાં રહ્યા, સંયમ ધરિ એકંતિ. ૨૨

ઢાળ ૨.

રાજપુરૂષ પોકારીયઉ—એ દેશી.

**समधर अने तेना पुत्र-पौत्र ।**

અન્ય દિનઇ **શાસનસુરી**, નિસ ભરિ આવી તામો રે;
શ્રી ગુરૂનઇ ઇમ વીનવઇ, હોસ્યઈ કુલ અભિરામો રે. ૨૩
ગચ્છપતિ હરખિત હુઆ—આંકણી.
ચ્યારિ નૃપતિ સુત બૂઝસ્યઇ, જિનશાસન ઉદય વિસાલો રે;
કરિસ્યઇ તિણિ તુહ્મનઇ ઈહાં, લાભ અછઇ ચઉસાલો રે. ગચ્છ૦ ૨૪
શ્રી ગુરૂની દેસણ સુણી, જાણી અમૃત વેલિ રે;
પ્રતિ બૂધા તિણિ ખિણિ સવે, રાજ કુમર પુણ્ય વેલિ રે. ગચ્છ૦ ૨૫
દિનપ્રતિ જિન-પૂજા કરઇ, નિસુણઇ શ્રી ગુરૂવાણિ રે;
શ્રી પુંડરગિરી રૈવતઇ, જાત્રા કરઇ સુજાણ રે. ગચ્છ૦ ૨૬
મારગિ જાતાં ઘરિ ઘ ઇ, પૂગીફલનઉ થાલ રે;
આપ્યઉ તિણિ લોકે કહ્યઉ, ફોફલીયા સુરસાલ રે. ગચ્છ૦ ૨૭
સંઘપતિ પદવી લહી, **સમધરિ** ધરિ સંઘભાર રે;
**જયતી** ઉયરસરોવરઇ, **તેજપાલ** સુત સાર રે. ગચ્છ૦ ૨૮
**તારાદેવી** તેહનઇ, લાવનલીલનિધાન રે;
**ગૂજરદેશ** ધણી ભણ્યા, અન્ય દિનઇ બહુ માનિ રે. ગચ્છ૦ ૨૯
ભેટા ઘણા દેઇ કરી, લીયઉ મુકાતઇ દેસો રે;
**અણહિલપાટણ**રઉ ધણી, થયઉ **તેજપાલ** નરેસો રે. ગચ્છ૦ ૩૦
**વીલ્હા** નામઇ તેહનઇ, સુત રતિપતિ સમ ગાત્ર રે;

શત્રુંજય રૈવતગિરિઈં, સંઘ કરી કરઈ જાત્ર રે. ગછ૦ ૩૧
મુગતિનિલય મુગત કીયઉ, દેઈ દાન અપાર રે;
સર્વ સંઘ પિહરાવીયઉ, સોહગ સિરિ ઉરિહાર રે. ગછ૦ ૩૨
સોવનમુદ્રા થાલસ્યું, પંચ સેર ચિત્ત ચાહ રે;
મોદક લાહી ઘરિ ઘરિ કરઇ, લાછિતણુક લયઇ લાહ રે. ગછ૦ ૩૩
શ્રી જિનકુશલસૂરીસનઉ, પદ ઠવણુઉ ઉચ્છાહિ રે;
પાટણનગરિ કરાવીયઉ, શ્રી આચારિજ પાંહિ રે. ગછ૦ ૩૪
શ્રી સંમેતશિખરિં જઇ, કરઇ સફલ નિજ માલ રે;
સંઘ સહિત મનરંગસ્યું, જાણી પૂરવ ચાલ રે. ગછ૦ ૩૫
પર સેનાયઇ રૂંધીયા, મારગિ સંઘાધીસ રે;
સંઘ સબલ તે જાણિનઈ, નાઠી નામી સીસ રે. ગછ૦ ૩૬
લાહાણિ પુંડરગિરિ પરઇ, કીધી મારગિ તામ રે;
સત્રૂકાર દીયઉ વલી, રાખ્યઉ જિણિ નિજ નામ રે. ગછ૦ ૩૭
ઇમ કરિ જિનશાસનિ ઉદઉ, અનશન વિધિસું લીધઉ રે;
સંઘપતિ સરગિ પધારીયા, બપુ બપુ કારિજ કીધઉ રે. ગછ૦ ૩૮
તાસુ પાટિ વીલ્હઉ હૂઅઉ, તસુ ઘરિ વીના નારિ રે;
કડૂઆ ધરણા તસુ થયા, સુત નદઉ સુવિચાર રે. ગછ૦ ૩૯
શ્રી સિદ્ધસેહરગિરિ તણી, શ્રી ગિરિનારિની જાત્ર રે;
સંઘ પૂજ વલી તિણિ કરી, પોષિ અપૂરવ પાત્ર રે. ગછ૦ ૪૦
પર્વદિવસનઇ પારણઇ, વિવિધ અન્ન પકવાનિ રે;
સાહમ્મીવચ્છલ કરઇ, જાવજ્જીવ પ્રધાન રે. ગછ૦ ૪૧
ઈમ નિજ ધન વાવી કરી, સાતે ખેત્રિ પવિત્રો રે;
સુર લોકઈ લીલા લહી, નિર્મલ જાસુ ચરિત્રો રે. ગછ૦ ૪૨
તાસુ પાટિ કડૂઅઉ હૂઅઉ, નામિઇ પિખિ પરણામિ રે;
મોઠઉ અમૃતફલ જિસઉ, સમરી પૂરવજ ઠામિ રે. ગછ૦ ૪૩
મેદપાટાદસિ આવીયઉ, ચિત્રકૂટનઇ વાસ રે;
રાજા અઇ સનમાનીયઉ, ફલીયઉ પુણ્ય વિલાસ રે. ગછ૦ ૪૪

ઢાળ ૨.

વાહણુ સિલા મઉ તાણુ—હુસેની ધન્યાસી.

कडूआनी कारकीर्दी ।

શ્રી પાતિસાહિની વાહિની એ, માલવદેસથી તામ;
સુણી તિહાં આવતી એ, આકુલ થયા પુર ગામ. ૪૫
રાણુઉજી ઇમ કહઇ એ, સંઘપતિ કરઉ ઉપાય;
જિણઇ સેના ધિરઇ એ, પરધાનઈ તે થાય.—આંકણી. ૪૬
તિણિ સેતી સંધિ સાચવી એ, પાછી સાહિની સેના;
ઉતારી આવીયઉ એ, સકતિ કરી *મહસેન. રાણુ૦ ૪૭
હિવ નગરી હરષિત હુઈ એ, રાજા ઘઇ બહુ માન;
મંત્રીસર થાપીયઉ એ, દેઇ હય ગય દાન. રાણુ૦ ૪૮
હિવ કડૂઅઉ મંત્રી હુઅઉ એ, ગોગ્યાનઉ કર છોડિ;
સુજસ જગિ જિણિ લિયઉ એ, પૂરિ મનોરથ કોડિ. રાણુ૦ ૪૯
વલિ અણુહિલપત્તનિ ગયઉ એ, મંત્રી ધરિય ઉલ્હાસ;
નૃપઇ બહુમાનીયઉ એ, આપ્યઉ પાટણુ તાસુ. રાણુ૦ ૫૦
શ્રી જિનબિંબ ભરાવિયા એ, ખરચી બહુ વિધ વિત્ત;
સવે કર છોડિઆ એ, રંજ્યા સજનાં ચિત્ત રાણુ૦ ૫૧
લોકહિતાચારિજ કરઇ એ, શ્રી જિનરાજનઇપાટ;
દિરાયઉ જિણિ વિધઇ એ, નંદિ મહોચ્છવ થાટિ. રાણુ૦ ૫૨
તિણિ ઊચ્છવિ જે આવીયા એ, વસ્ત્રાદિકનઇ દાનિ;
સંતોષ્યા સાહમી એ, માની કાઢઇ કાન. રાણુ૦ ૫૩
ગૂજરદેસઇ જીવની એ, હિંસા સગલઇ વારિ;
કુમરનૃપની પરઇ એ, હિવ વરતાવિ અમારિ. રાણુ૦ ૫૪
શત્રુંજય યાત્રા કરી એ, ભરીયા પુણ્ય ભંડાર;
સરગ સુખ પામીયા એ, કીધા કામ ઉદાર. રાણુ૦ ૫૫
મેરાગર તસુ સુત હૂઅઉ એ, હરિષમદે તસુ નારિ;

---

*વીજા કાર્તિકેય.

વિમલ આબૂગિરઇ એ, જાત્ર કરઇ ગિરિનારિ. રાણુ૦ ૫૬
વિમલગિરઇ યાત્રા કરી એ, તીરથ મુગતઉ કિદ્ધ;
ગુપતિ દાનઇ કરો એ, જગમઇ જિણિ જસ લદ્ધ. રાણુ૦ ૫૭
કુલમંડણુ **માંડણુ** હૂઅઉ એ, તાસુ સુપુત્ર પ્રસિદ્ધ;
**સુસહિમા** તેહનઇ એ, નારી સોલ સમિદ્ધ. રાણુ૦ ૫૮
તીરથયાત્રા તિણિ કરી એ, સમરીનઇ નિજ ઠામિ;
સપરિવારઉ થઇ એ, આવ્યઉ **મહેવાનામિ** રાણુ૦ ૫૯
જિનપૂજન પોષધ કરઇ એ, પર્વ દિવસિ ધ્રમકાજ;
ક્રમઇ અનશન વિધઈ એ, પામ્યઉ સરગ સમાજ. રાણુ૦ ૬૦
**ઉદયકરણુ** ઉદઉ હિવઇ એ, તસુ નંદન મતિધાર;
દયારસપૂરીયઉ એ, **ઉછરંગદે** ભરતાર. રાણુ૦ ૬૧
તેહના સુત બેવઇ ભલા એ, **નરપાલ** નઇ **નાગદેવ**;
તેજઇ કરી દિનકરુએ, કરઇ શ્રી સદગુરૂ સેવ. રાણુ૦ ૬૨
**નાગદેવ** ઘરિ કુલવધૂ એ, નારંગદે વર વંસ;
ગુણઇ કરિ સોભતી એ, સીલવતી અવતંસ. રાણુ૦ ૬૩
તાસુ તનય ત્રય **જયધરુ** એ, **જેસલ વિરમ** નામિ;
કલા ગુણિ આગલા એ, સારઇ સજનાં કામ. રાણુ૦ ૬૪

ઢાળ ૪.

પુણ્યઇ પ્રીતમ વલિ મિલઇ—રાગ, ગુંડ મલ્હાર.

मंत्री वच्छराज ।

તેહનઇ પુત્ર ત્રિણ્હ હૂઆ, જાણે ત્રિવરગ સાર;
ત્રિભુવનની રક્ષા ભણી, વિહિ કીયઉ અવતાર. ૬૫
એહવા પુત્ર પુણ્યઈ હુવઇ—આંકણી.
શ્રી વછરાજ વડઉ તિહાં, દેવરાજ સુજાણ;
હંસરાજ ત્રીજઉ તિહાં, સુણઈ સુગુરૂ વખાણ. એહવા૦ ૬૬
તિહા વછરાજ સુભટ પુરઇ, નિજ બાંધવ જોડિ;
શિણુમલનૃપ પાસઇ વસઇ, નાણુઇ કાંઈ ખોડિ. એહવા૦ ૬૭

અન્ય દિનઇ સેવા ભણી, કુંભાનઈ પાસિ;
રિણમલ્લ નૃપતિ પધારિયા, ચિત્રકૂટિ વિમાસિ. એહવા૦ ૬૮
રિણમલ્લ રાણઇ તિહાં હણ્યઉ, કરી કોઈ પ્રપંચ;
નૃપ સરીક જન મારિત્, ન કરઈ ખલખંચ. એહવા૦ ૬૯
હિવ જોધઉ સુત તેહનઉ, તિણિ દેસ વિણાસ;
જાણી અંતેઉર ગ્રહી, કર્યઉ જંગલ વાસ એહવા૦ ૭૦
રાજ કાજ સગલા કરી, વછરાજ મંત્રીસિ;
જોધઉજી નિજ વસિ કીયઉ, પૂછઇ તસુ નિસદીસિ. એહવા૦ ૭૧
વયરલેવાનઇ કારણઇ, લેઇ યોધ અનેક;
જોધઇ રાણઉ નિરદલ્યઉ, ભોગી જિમ ભેક. એહવા૦ ૭૨
મેદપાટ દહવટ કરી, જોધઉ જોધપુરિ આઇ;
અંતેઉર જંગલ થકી, આણી હરષિત થાઇ. એહવા૦ ૭૩
જોધાનઇ સીતા સમી, નવરંગદે નારિ;
વીકમ વીદા નામિ એ, હુઇ સુત સુખકાર. એહવા૦ ૭૪
હાડી જસમાદેવિનઈ, જાયા ત્રિણ્હ પૂત્ર;
નીંબા સૂજા તિમ વલી, સાતલ સુભ સૂત્ર. એહવા૦ ૭૫
વીકઉ તેજ અધિક જિણિ, જસમાદે દેવિ;
સઉકિ તણઇ પેખઇ લગી, ઇમ ચિંતવઇ હેવ. એહવા૦ ૭૬

उक्तं च–

वरं रङ्ककलत्राणि, वरं वैधव्यवेदना;
वरमरण्यवासो वा, मा सपत्नीपराभवः ॥ ७७ ॥

વિક્રમ કુમર છતાં કિહા, સુઝ પુત્રનઇ રાજ;
આવેસ્યઇ તિણિ રાજનઇ, જણાવઇ કાજ. એહવા૦ ૭૮
જાયા માયા મોહીયઉ, નૃપ યોધ ભુલાઇ;
વિક્રમ નઈ ઇણિપરિ કહઈ, તસુ જેમ સુહાઈ એહવા૦ ૭૯
જે નિજ ભુજિ ખાટઈ ધરા, સુત તેહુ પ્રમાણ;
ભોગવવાં પિતૃરાજનઇ, કિમ લહઈ વખાંણ. એહવા૦ ૮૦

બાપની ભોગવી માય જયું, ભગિની પિતૃજાત;
રાજ્યસિરી સુતનઇ કહી, તિણિ સંભલિ વાત. એહવા૦ ૮૧
જગલદેસ લેઈ કરી, સાથઈ વછરાજ;
બુદ્ધિમંત મોટઉ અછઇ, કરઉ તિહાં વછા! રાજ. એહવા૦ ૮૨
એહની સીખઇ ચાલિજ્યો, જાઇ જંગલદેસિ;
મંત્રીનઇ પુણિ સીખવઇ, તું પૂઠિ મ દેસિ. એહવા૦ ૮૩
છલિ બલિ સવિ અરિવસિ કરી, સજડઉ કરી રાજ;
મંત્ર તિસઉ કરિજ્યો તુહ્મે, નાવઇ જિમ લાજ. એહવા૦ ૮૪
તુહ્મ ખોલઇ સુત મઇ દીયઉ, તુહ્મ છઇ મતિ પ્રાણ;
મત કાઈ એહની કહે, લોપઇ કોઇ આણ. એહવા૦ ૮૫
સીખ ઈખ જિમ ત્રેવડી, વછરાજ સું તેહ;
શુભ શકુને વલિ પ્રેરીયઉ, નવિ માવઇ દેહિ. એહવા૦ ૮૬
કાહુંની ગામઇ રહી, ભુમીયા નરેસ;
કાઢીનઇ સુખ ભોગવઇ, વાસી નિજ દેશ. એહવા. ૮૭

ઢાલ ૫.

રાગ—કેદારો, ગોડી—ચંદલીયાની

ભાવિક જન વંદઉ સુહગુરૂ પાય, શ્રી ખરતર ગચ્છરાય—એ દેશી.

वच्छराजनुं मंत्रित्व ।

પટરાણી રંગદેવીનઇ સુત થયા હરખ્યઉ રાય;
લૂણકરણ તરણિ જિસઉ પ્રતાપઇ ધરઈ દાય ઉપાય,
વલિ નરઉ રાજઉ તેમ ઘડસી વલી વીસલ નામિ;
મેઘરાજ કેલ્હણ સુત સવે રાખઇ જગમઇ નિજ નામ. ૮૮
વિક્રમ નૃપ દીપઇ અધિક પડૂર જગિ વાજ્યઉ જસ તણઉ તૂર.
આંકણી.

નૃપતાસ કાજઇ ગઢ કર્યઉ પાખતી નગર નિવેસ,
વવહારિયા વસિવા તિહાં આવીયા સુણિ સુનરેસ;

તિણિ નગરનઉ સુમુહૂરતઇ શુભલગનિ સુંદર ઠામિ,
જિહાં ભલા મંદિર માલિયા, કોડિમદેસર દીયઉ નામ. વિક્રમ૦ ૮૯
સવિ મંત્ર તંત્રઇ પૂછિવા વછરાજ એક ધુરીણુ,
'પરભૂમિ પંચાનન '–બિરુદ જિણિ ધર્યઉ અતિ સુપ્રવીણિ;
શત્રુંજયાદિક યાત્ર કરિ જિણિ કર્યઉ અંગ પવિત્ર,
દેરાઉરઇ જિનકુશલની યાત્રા કરઇ વિમલચરિત્ર. વિક્રમ૦ ૯૦
મુલતાણુરઇ નરપતિ તિહાં બોલાઇ સુણિ જસવાદ,
વર તુરગ કરી બહુ માનીયઉ પંચાગ દેઇ પ્રસાદ;
તિણિ છત્ર એકજ આપીયઉ બહુ વર્ણ કરીય વિચિત્ર,
વિક્રમનૃપતિનઇ સિરિ ધર્યઉ જાણે ચંદ્ર સાથિ નિખિત્ર. વિક્રમ૦ ૯૧
દેવરાજનઇ સુત ત્રિણ્હ હુઆ દસૂ તેજા નામિ,
ભોજ જયું ત્રીજઉ ભુંણુ મંત્રી સારઇ રાજનાં કામ;
હંસરાજ હંસતણી પરઇ જલમાંહિ મજ્જન કિદ્ધ,
દસ્સૂ તનય નીબઉ વલી જોગા રુપકરણુ પ્રસિદ્ધ. વિક્રમ૦ ૯૨
નીબા તનય ખેતસી ખરઉ જોગા તનૂરૂહ પંચ,
સિવરાજ પંચાયણુ વલી સિંહરાજ પ્રમુખ અવંચ;
ચઉવીસવટ્ટઇ દેહરઇ અદ્યાપિ જસુ સંતાન,
ધ્વજારોપ કરણી નિતુ કરઇ કિમ છોડઇ કુલ પુત્ર માન. વિક્રમ૦ ૯૩
શ્રીવંતનઇ જયવંત રુપા પુત્ર કુલગૃહ દીપ,
મંત્રિ કર્ણ સુત શ્રીપાલ દીપઇ જાણિ મુગતા સીપ;
સદારંગ રાયમલ્લાદિ તસુ સુત દોઇ તેજા પુત્ર,
શ્રીવંતના સુત પદમસી ઉદ્દાદિક મંત્ર સુનેત્ર. વિક્રમ.૦ ૯૪
વછરાજનઇ ઘરિ ઘરણિ વાલ્હાદેવિના સુતસિંહ,
કર્મસિંહ શ્રીવરસિંહ સોહઇ સુજસિ નરસિંહ;
વલિ રતનસી હિવ કરમસી નારિ કોતગદેવિ,
તસુ પુત્ર રાજા સૂરિજમલ્લ સંસાર સુગુણ ગજરેવા. વિક્રમ૦ ૯૫
મંત્રિ રાજધર સુત સાલ પીથા વલી જયતા જાણુ,
સંસારચંદ્ર સુત માન માનઇ કરી મેરૂ સમાણુ;

રત્નસીહ સુત વસ્તા વલી રાયપાલ માંડણ નૂર,
નસ્તપાલ સુત સુરતાણ સાંકર ઠાકુરસીહ સનૂર. વિક્રમ૦ ૯૬
વયરસહ્લ ભાખરસીહ આદિક મંત્રી નૂરા જાત,
રાયચંદ નેતસી પ્રમુખ માંડણ તનય મંત્રિ વિખ્યાત;
ધનરાજ મહું રાયપાલ સુત રામદાસ સામીદાસ,
નરસિંહના સુત નવ થયા નવ નિધિ જિમ પૂરઇ આસા. વિક્રમ૦ ૯૭
ભીમરાજ અખ્ખા વયર વાઘ વર પંચાયણ નામિ,
દૂદરાજ સાંગઉ જિણ ગઉડા સુમતિ કરિ અભિરામ;
વિક્રમ નરેસર વંસિ હિવ જાગીયઉ લૂણકરણ,
અવતાર લીધઉ દાંન દેવા જાણે રાય કરણ વિક્રમ૦ ૯૮
લૂણકર્ણનઇ સુત જયતસી પરતાપસી સુપ્રતાપ,
રતનસીહ તેજા વયરસી રૂપસીહ કૃષ્ણ નિપાપ;
શ્રી રામજી તિમ નેતસી કરમસી સુરિજમલ્લ,
કર્મસિંહ મંત્રીસર હૂંઅઉ હિવ સુરમણિ જેમ અમુલ્લ. વિક્રમ૦ ૯૯
લૂણકર્ણનઇ લહુ વયઇ ટીલઉ રાજનઉ જિણિ દિધ્ધ,
વિધુ જલધિ ઇંદ્રિય ચંદ્ર (૧૫૪૧) વચ્છરિ વીકાનયરિ પ્રસિદ્ધ;
ગઢ કીયઉ તિહાં શ્રી કર્મસિંહઇ નમિવિહાર ઉદાર,
બહુ વિત્ત ખરચિ કરાવીયઉ ધન જે કરઇ એહ જુહાર. વિક્રમ૦ ૧૦૦
શ્રીશાંતિસાગર સૂરિ પાંહઇ નંદિ મહ મંડાણિ,
જિનહંસસૂરિ થપાવીયઉ નવિ કરી ધનરી કાંણિ;
મુનિવેસ દાનિ સંતોષીઆ જે મિલ્યા ઉચ્છવિ તત્થ,
સાહમીવચ્છલ વલિ કીયઉ ધન તેહિજ ગિણઉ સુકયત્થ વિક્રમ૦ ૧૦૧
માંગણાં-'મન' કારા થકી જિણિ મુંજ-ભોજ નરિંદ,
ધન દાન કરિ મૂકાવિયા જસુ નમઇ સકલ નરિંદ;
પુંડરગિરઇ રૈવતગિરઇ આબૂઅથ શ્રી જિન જાત્ર,
મુગતઉ કરી સંઘનઇ કરાવઇ શ્રી સિદ્ધખેત્રો સનાત્ર. વિક્રમ૦ ૧૦૨
મારગઇં લાહણુ સાહમી ઘરિ આપતઉ મંત્રીસ,
પદ્દકવણિ ચૈત્યઇ જાત્ર કરિ ખરચીયઉ ધરી સુજગીસ;

પીરોજીયાં ત્રિણ્હ લાખ દાખઇ જેહિ નિસુણી વાત,
સત્રૂકાર યુગ જલ નિધિ કરમ ભૂમી (૧૫૪૨) વચ્છરિ થઈ સુહાત. વિ. ૩
જિણિ કલ્પપુસ્તક ચવદ વરસાં સીમ હરિષ વચાઇ;
બહુ દ્રવ્ય ખરચ્ચઉ અન્યદા ચિત્રકૂટિ પ્રભુસ્યું થાઇ;
રાજકુમરિ બીજે આવીય એ નિજ સામિનઈ દે શોભ,
વીવાહ ઉચ્છવ હિવ કરાવી વદ્ધારી જિણિ સોભ. વિક્રમ૦ ૪
રસ ભૂત ઇષુ વિધુ (૧૫૫૬) પ્રમિત વચ્છરિ થાપના જસુ કીધ;
**નમિચૈત્ય** ગગન મુની સમિતિ શશિ (૧૫૭૦) વરસિ પૂરણ સીધ;
અન્યદા પહુતા લૂણકર્ણસ્યું **નંદગોકુલિ** મંત્રિ,
અરિ ઘાત કરિવા વૈરિસું રણ લાગઉ કિણહી મંત્રિ. વિક્રમ. ૫
મંત્રીસ કરિ જિનપૂજ પહિલી સમરિ શ્રી નવકાર,
સાગાર અણુસણ લેઈ સરણા ચ્યારિ કરીય ઉદાર;
લૂણકર્ણ આગઇ રણિ ભિડી સુરલોક લીલા લીન,
માનવંત પુરૂષ કહઉ કિસું કિમ થાઇ મનમઇ દીન. વિક્રમ. ૬
**રાજસી મેઘા** મંત્રિ શ્રી**પરતાપસિંહ** હજૂર,
પરલોકિ પહુંતા રણ કરો કિમ મુઠઇ જે હુઇ સૂર;
લૂણકર્ણજી નિજરાજ મુદ્રા **જયતસી**નઇ દેઇ,
રવિ તેજ નિજ જિમ સાંઝિ વેલા વેસા નરહિઠ વેઇ- વિક્રમ. ૭
હિવ **જયતસી** નૃપ રાજ્ય પાલઇ વૈરિગજઘટસિંહ,
તેહના સુત **કલ્યાણમલ** શ્રી**માલદેવ** નૃસિંહ;
**ભીમ કાન્હ ઠાકુરસીહ** શ્રી **કસમીરદેવી** જાત.
**પૂર્ણમલ્લ સુરજનસિંહ અચલા માન શ્રીરંગ** ક્હાત. વિ. ૮
**વરસિંહ** મંત્રી તેહનઇ થપ્પિયયઉ ગુણહિ ગંભીર,
શીલવંત **વીઝાદેવિ** તસુ જસજિત્તગંગાનીર;
**ચાંપાનયરિ** છમ્માસ **મદફરસાહિ** સેવા કિધ,
**પુંડરીકગિરિ** જાત્રા તણઉ ફરમાણ કરાવી લીધ. વિક્રમ૦ ૯
ગઢતણો કૂંચી હાથિ જસુ સવિ દેસનઉ રખપાલ,

ગિરિ-વિમલ અર્બુદ રૈવતઇ કરિ સંઘની સંભાલ;
જાત્રા કરી લાહણુ દિયઇ આરગઇ મદફરસાહિ,
બહુ માનીયઉ મંત્રી તિહાં આણી નિજ મંદિર માહિ. વિક્રમ૦ ૧૦

સત્રૂકાર જિનિ મંડાવીયઉ ચુગ જૈન-પ્રવચન-માત,
શર ચંદ્ર (૧૫૮૨) વરષિ દેરાઉરઇ જિનકુશલસૂરિની જાત;
કરિવા મત્યઉ નવિ કર સકઇ સાંમુહઉ આવિ બઇઠ,
નિસિ સુપની આવી ઈમ કહઇ મુઝ ગડાલે કરઉરે પઇઠ. વિ૦ ૧૧

ઇહાં થકી જાત્રા માનિસ્યું મત કરઉ કોઇ પ્રયાસ,
શ્રીગડાલાતીરથ થયઉ સવિ પૂરવઇ મન આસ;
વરસિંહના સુત હિવ થયા મેઘરાજ શ્રી નગરાજ,
મંત્રિ અમર શ્રી ભોજરાજ ડુંગરસી હસધર હંસરાજ. વિ૦ ૧૨

મેઘરાજના સુત સાહસી થયા પદમસી વઇરસીહ,
પદમશીહ સુત શ્રીચંદ મતિ કરિ મંત્રિયા મહિસીહ;
વઇરસિંહના સુત દોઇ દીસઇ સદારંગ-કપૂર,
હરિરાજનઉ સુત ચોથ તસુ સુત ભઈરવદાસ અક્રૂર. વિ. ૧૩

ભોજરાજ સુત વર રામ કહીયઇ અમરસિંહ તનુજ,
સીપા સીહા સીમા સુણીજઇ કરઇ જિનવર પૂજ;
સિંહરાજ વલિ સિવરાજ હિવ સીપા તનૂરૂહચ્યારિ,
અર્જુન મહું ખીમસીહ સુરજન ઝાંઝણસી સુવિચારં. વિ૦ ૧૪

જેસિહદે જીવરાજ જગહથમંત્રિ સીહા પુત્ર,
સીમા તનુજ રાઘવ પંચા હમ્મીર પ્રમુખ સુમિત્ર;
રાયમલ્લ રાસા પ્રમુખ શ્રી સિંહરાજ સુત સુવદીત,
ઘડસીહ જગમાલાદિ સુતસિવરાજના અધિક વિનીત. વિ૦ ૧૫

ડુંગરસીહ સુત નરબદ ભણીજઇ તાસુ સુત પરધાન,
મંત્રિ અચલ બારહમલ્લ લાખણસીહ પ્રમુખ મમાન;
રાઉ જયતસીહઇ થપ્પિયઉ મતિમંત શ્રીનગરાજ,
ગિરિરાજ શ્રીગિરિનારિ જાત્રા કરિ ભવસાગર પાજ. વિક્રમ૦ ૧૬

પ્રતિઆમિ લાહણ્ સાહમી ઘરિ કરી તિણિ અભિરામ,
અન્યદા શ્રી માલદેવભૂપતિ જંગલી પુરગામ;
લેવા ભણી સેના સજી આવિવા લાગઉ જાંમ,
નૃપ ભણઇ મંત્રી મંત્ર કરિ રાખઉ અહ્મારી માંમ. વિક્રમ૦ ૧૭

નગરાજ મંત્રીસર વિમાસઈ સબ્બલ શ્રીમાલદેવ,
વિગ્રહઈ કિમ પૂજીયઈ એ સ્યું હિવઈ સારઇ દેવ;
પર નિરબલ નૃપથી કાજ એહવઉ સરઇ કિણ્ હી ન આજ,
એરંડદ્રુમિ ગજરાજની કિમ ભાજઈ સબલી ખાજ. વિક્રમ૦ ૧૮

છીલર જલઇ મન હઉંસ પૂરઇ હુંસની કહિ કાઈ,
આભરણિ પીત્તલ તણે હેમની હામ નવિ પૂરાઈ;
સુરતાણ શ્રીસેરસાહ સેવા કરી કીજઈ કામ,
એ મંત્ર કરી ચાલ્યઉ નગઉ કિમ લાગઇ સોનઇં સાંમ. વિક્રમ૦ ૧૯

કરિ ભેટિ કરિવર કરભ હયવર રંજિયઉ સુરતાણ,
પાછલિ કુમર કલ્યાણ સરસઈ મૂકીયઉ ભયજાણ;
રાજલોક પુણ્ તિહાં ગયઉ હિવ તિહાં આવીયઉ નૃપરાજ,
માલસ્યું સાહ્મઉ ઝૂઝીયઉ કિમ શરભ સહઇ ઘનગાજ. વિક્રમ૦ ૨૦

ભીમરાજ મંત્રીરાજ આગલિ ખરઇ ખાંડઇ ખેલિ,
સંગ્રામ કરિ પરલોકિ પહુતઉ જયતસીરી ગેલિ;
રણ્ ઝૂઝતા કિમ સૂર પાછા પગ દિખાવઇ આજ,
વરપુત્ર માતા જનકનઇ કિમ આણ્વઇ તે લાજ. વિક્રમ૦ ૨૧

यतः—

संपदि यस्य न हर्षो, विपदि विषादो रणे च धीरत्वम् ।
तं भुवनत्रयतिलकं, जनयति जननी सुतं विरलम् ॥ १ ॥

अभिमुखागतमार्गणधोरणीध्वनितपल्लवितामम्बरगह्वरे ।
वितरणे च रणे च समुद्यते भवति कोऽपि दृढो विरलः पुमान् ॥ २ ॥

**જયતસી** રણ મહિ રહ્યઉ જાંણી લેઇ જંગલદેસ,
**માલદેવ** નિજ પુરિ જામ પહુતઉ ફણધરો જિમ સેસ;
સાહિસેન સજિ **નગરાજ** આવ્યઉ ભંજીયઉ રિપુ વાસ,
રણસૂરિ હરિ અરિ સૂર તમભર અધિકઉ કીયઉ પ્રકાસ. વિ. ૨૨
નિજ ભૂમિ વાલી **જયત**હુથઉ હિવ આવીયઉ નિજઠામિ,
**સેરસાહિ** કરિ **કલ્યાણ**નઇ ટીલઉ દિવારઇ તામ;
મંત્રીસ **સાહિનઇ** સાથિ આવ્યઉ મૂકિ **વીકાનેરિ**,
**કલ્યાણનૃ**પનઇ હિવ ખુસી **સાહિ** ભેજઇ મંત્રિનઇ ફેરિ. વિ. ૨૩
આવતાં શ્રી **અજમેરૂ** પહુતા સરગિ અણુસણ લેઉ,
ઇહલોકનઇ પરલોકના બુધ કરઇ કારિજ બેઉ;
**કલ્યાણમલ** હિવ રાજ પાલઇ તેજિ કરિય મહલ્લ,
**નગરાજ**ના સુત ત્રિણ્હ હૂઆ ચાલઇ પૂરવ ચલ્લ. વિક્રમ. ૨૪
કલિયુગઇ કૃતયુગ પ્રમુખસ્યું અવતર્યા એ ધરિ દેહ,
વિધિ વિષ્ણુ ગોરીપતિ કિસ્યું અથવા હૂઆ ધરિનેહ;
મંત્રીસ **દેવા** સગુણ **રાણા** સુમતિ શ્રી**સંગ્રામ**,
મંત્રીયાં માહે મહતજસુ જાગઇ સુજસ સંગ્રામ. વિક્રમ. ૨૫
**કલ્યાણરાજઈ** માનીયઉ જિમ સુરગુરુ સુરરાજિ,
**દેવા** તનૂરૂહ સાર **મેહાજલ** જિસઉ દ્વિજરાજ;
વર **અભય માના** મંત્રિ **રાણા**પુત્ર **અમૃત** સુજાન,
**સંગ્રામનઇ** ધરિ ઘરણિ ત્રિણ્હે કલપલતા જિમ દાનિ. વિક્રમ ૨૬
ઇશ્વર ધરઇ વર **જયા વિજયા શિવા** સોહઇ જેમ,
**સુરતાણદે** સિરતાજ સમરઇ જિન ભણી ધરિ પ્રેમ;
ગુરૂ ભગત **ભગતાદેવિ** ભાગ સોભાગ ભર જગિ જાસ,
**સુરુપદેવિ મંત્રિસંગ્રામ** મંદિરિ તિમ મહિમાનઉ નિવાસ. વિ. ૨૭

ઢાલ ૭.

રાગ—સામેરી

संग्राम मंत्री ।

**મતિસાગર** સુહતઉ જાણી, **સેરસાહઈ** સુગણ વખાણી;

**સંગ્રામ** મંત્રીસર થાપ્યઉ, જગમઈ જસ જેહનઉ વ્યાપ્યઉ. ૨૮

**આબૂ**ગિરિ શ્રીગિરિનારઇ, કરિ જાત્ર જિણિંદ જુહારઇ;

વિમલાગિરિ ગુરૂઅઇ ભાવઇ, સેના સજિ જાત્રનું આવઇ. ૨૯

મુગતાચલિ કીધઉ મુગતઉ, કંચણદત દીધઉ જુગતઉ;

કોટીધજ સાંહાં સાંખઇ, ઈંદ્રમાલ પિહુરિ જસરાખઇ. ૩૦

આયા જિનિ જિનિ પુરિ ગામઇ, લાહાણ્ કીધી **સંગ્રામઈ;**

સનમુખ ઠાકુર સવિ આઇ, સનમાનઇ દેઇ વધાઇ. ૩૧

વલતા ચિત્રકૂટિ પધારઇ, રાણઉજી મહત વધારઇ;

લેઇ પૂરઉ અહ્માનઉ કોડ, અસ ગ્રામ ગજાની જોડ. ૩૨

સામિ ધરમી મંત્રિ ન ઢૂકઉ. લેવાન લોભિ ન ચૂકઉ;

બોલાયઉ નૃપ **કલ્યાણઇ**, સેના સજિ આયઉ ત્રાણઇ. ૩૩

વિચિ **માલ**દેવસ્યુ વાત, કરિ દેખિ રમઈ છલ ઘાત;

મધ્યદેસમાહિ નવિ પઇઠઉ, નિજ મંડલિ આઇ બઇઠઉ. ૩૪

કરિ તોરણ વંદર માલ, આવ્યા સનમુખ ભૂપાલ;

પહુતાં કીધઉ પઇસારઉ, **વીકમપુર** હરખ્યઉ સાર. ૩૫

અનુક્રમિ રિપુના બલ પાલી, સવિ રાજધુરા કરિ ઝાલી;

**જિનચંદ્ર** ક્રિયા-ઉદ્ધારઇ, ઉચ્છવ કરઇ દ્રવ્ય અપારઇ. ૩૬

બુધનઇ ધન દેઇ ઉદાર, શિષ્યાંનઇ પ્રકરણપાર,

પહુચાવઈ જ્ઞાનનઉ દાન, સગલા માંહે પરધાન ૩૭

સુખહેતુ વિમલગિરિ શિખરઇ, વિધિ-**ચૈત્ય** કરાવઈ સુપરઇ;

દુરભિખિ દે સત્રૂકાર, કીધઉ સગલઈ ઉપગાર. ૩૮

કારાવઇ પોષધસાલ, માતાનઈ પુણ્ય વિશાલ;

પુરિ લાહણ રુપા નાણઇ, કરાવઇ જિન (૨૪) પરમાણઈ. ૩૯

**ચિત્રકૂટિ કલ્યાણ** વિવાહઇ, દ્રવ્ય ખરચી અધિકા ઉછાહઈ,

સોહાયઉ **વિક્કમરાય**, જાણઈ સવિ મંત્ર ઉપાય. ૪૦

હુઈ **હાજીખાન** હજૂર, મિલિ **હસનકુલીસ્યુ** સૂર;

તબ સંધિ કરી મંત્રિરાજ. રાખઈ જિનમંદિર રાજ. ૪૧

ઇમ શ્રી જિનશાસનિ સોહ, કરિ કીધઉ સરગ આરોહ;
**સંગ્રામ**મંત્રિ કુલદીવઉ, **કમચંદ્ર** મંત્રી ચિર જીવઉ. ૪૨

ઢાળ ૭.

પૂજ્ય આવ્યા તે આસ ફલી, શ્રી ખરતર ગણધારરે—દેશી

**कर्मचंद्र मंत्री ।**

રાણી **રતનાવતી** જનમિયા, **રાયસિંહ** નૃપ **રામસિંહ** રે;
**સુરતાણ પૃથ્વીરાજ ભાણજી**, **ગોપાલ** અમર રાઘવસિંહ રે. ૪૩
**વીકા** વંશ ઇણિ પરિ વાધીયઉ, વડઉરે **વછાવંસ** સાથિ રે;
સામિ ધરમ અમૃત વેલડી, ઘઇ અમૃત ફલ હાથિ રે—આંકણિ. ૪૪
મંત્રિ **સંગ્રામ**ના સુત ભલા, શ્રી **કમચંદ્ર** જસવંત રે;
રાયકલ્યાણઇ થાપિયઉ, **કમચંદ્ર** મંત્રિ મહંત રે. વીકા૦ ૪૫
**શત્રુંજય રૈવતગિરઈ**, શ્રી **અંભાયતિ** જાત રે;
કીધી **અર્બુદગિરી** ચડી, પરિજન લેઇ સંઘાત રે. વીકા૦ ૪૬
**રાયસિંહ** કુમરઇ માનીયઉ, રાય કલ્યાણનઉ મંતિ રે;
કઇસિંહનઇ વલિ પાખર્યઉ, સવિ નૃપ જાસુ નમંતિ રે. વીકા૦ ૪૭
અન્ય દિવસિ સાહિ સેવિવા, કુમરસ્યું કરિ આલોચ રે;
રાય **કલ્યાણ**નઇ વીનવઇ, નહી કાઇ ખીજી સોચ રે. વીકા૦ ૪૮
રાજરઇ ચિત્તમઇ જે હુવઇ, તે કહઉ મુઝ ભણી આજ રે;
તબ કલ્યાણનૃપ ઇમ ભણઇ, પૂર્વજનઓ એ કાજ રે. વીકા૦ ૪૯
**શ્રીવિક્રમિ** ઇમ ઇછીયઉ, સારણેસરનઇ સાર રે;
એક ઘડિ જઇ ગઉખિ હું, રહું જોધપુરઇ મઝારિ રે. વીકા૦ ૫૦
તઉ હું કમલપૂજા કરૂં, તિણિ એ બોલ નિરવાણુ રે;
ચાડિવઉ સાહિજી સેવિનઈ, તુમ્હ છઉ અધિક સુજાણુ રે. વીકા૦ ૫૧
કરિ સેવા અરિ નિરદલી, **રાયસિંહ**સ્યું મંત્રિરાજિ રે,
સાહિ સંતોષો પામીયઉ, શ્રી જોધપુરનઉ રાજ રે. વીકા૦ ૫૨
જોધપુર ગઉખઇ હરખીયઉ, બયઠઉ રાયકલ્યાણ રે;
ધન તું મંત્રિ ઇમ વાખુંવઇ, રાખી પ્રતિજ્ઞા પ્રમાણ રે વીકા૦ ૫૩
તબ રાય મંત્રીનઇ કહઈ, વર તું માંગિ વિમાસિ રે;

રાજ પ્રસાદઈ માહરઈ, છઇ સવિ લીલ-વિલાસ રે. વીકા૦ ૫૪
પુણિ ધર્મની કરણી ઇસી, માગું છું ઉલ્લાસિ રે;
કંદોઇ ઘાંચી વલી કુંભાર, જાં ચઉમાસિ રે. વીકા૦ ૫૫
ન કરઇ નિજ કરણી તિકે, જાં લગિ તુહ્મ છઇ આણ રે;
એ પુણ્ય મોટઉ ખાટિવઉ; દયા ધર્મ સહૂઅ સમાણ રે. વીકા૦ ૫૬
માલ છુડાવ્યઉ તેહનઉ, જે નવકારના ધાર રે;
ચઉથઉ ભાગ વલિ છોડિવઉ, દાણ મંડપિ સુખકાર રે. વીકા૦ ૫૭
છાલીનઉ કર છોડિવઉ, એ સવિ માની વાત રે;
એ માંગ્યઉ તુઝનઇ દીયઉ, પ્રીતિ ધરઉ ઇણિ ભાત રે. વીકા૦ ૫૮
માહરી સંતતિ જે હુવઇ, તાહરી સંતતિ જાંમ રે;
અણમાંગ્યઉ તુજનઇ દીયઉ, ઉતરઈ નહીં ચ્યારિ ગ્રામ રે. વીકા૦ ૫૯
છાપકરી કાગલ દીયઉ; મંત્રીશ્વરનઇ હાથિ રે;
અન્ય દિનઇ ઈબ્રાહ્મ મીરજઉ, કરિ સુભટાનઇ સાથિ રે. વીકા૦ ૬૦
દિલ્લી રાજ લેવા ભણી, જાતઉ નાગોરનઇ પાસિ રે;
સાહિ હુકમિ મંત્રિ આવીયઉ, સબર સેનાનઇ ઉલ્લાસિ રે. વીકા૦ ૬૧
કુમર શ્રીરાયસિંહ સ્યું જુરી, તબ સાંરજા-સેન ભાંજિ રે;
નાસિ દિસોદિસ તે ગઇ, મૂકિ કરો નિજ લાજ રે. વીકા૦ ૬૨
ગૂજરમંડલિ અન્યદા, સાહિસ્યું રાયસિંહરાય રે;
પહુતઉ મહમદ મીરજઉ, જીતઉ તિહાં રણ લાઇ રે. વીકા૦ ૬૩
સોઝતિ સમીયાણુઉ વલી, લીધઉ નિજ બલિ સાધિ રે;
જાલોરરઉ ધણી વસિ કરી, આબૂ લીધઉ અગાધ રે. વીકા૦ ૬૪
અભયકુમર જિસઉ ચાણકઉ, રોહક જિસઉ સગડાલ રે.
કાપઉ જેહવઉ મતિ કરી, તેહવઉ મંત્રિ ભૂપાલ રે. વીકા૦ ૬૫
યવનસેનાઅઇ આક્રમ્યઉ, આબૂતીરથ જાણિ રે;
સાહિ ફુરમાણ કરી રાખીયઉ, જનમ કીયઉ સુપ્રમાણ રે. વીકા૦ ૬૬
બંદિ છુડાવી દેસની, અશનિ વસનિ સનમાનિ રે;
નિજ નિજ ઘરી પહુતી કરી, એહિજ ગિણિ ધન ગાનિ રે. વીકા૦ ૬૭
દાતારે કર ખંચીયઉ, જલધરિ ખાચી ધાર રે;

તિણિ અવસરિ કણુ કંચણુઇ, વૂઠઉ રાય સધાર રે, વીકા૦ ૬૮
શ્રીસેષઇ ધરતી ધરી, જાંતાં જિમ પાતાલિ રે;
તિમ સાંગઉ ત્રિહૂલતી રાખી, પ્રજા ઇણિ કાલ રે. વીકા૦ ૬૯
જઇ મુહતઉ સોવન તણુઉ, કરત તિવારઇ લોભ રે;
પડતાં પ્રજ–પ્રાસાદનઇ, કુણુ આપત તિહાં થોભ રે. વીકા૦ ૭૦
સત્રૂકાર દેઈ કરી, તેરહ માસાં સીમ રે;
દૂલી ધરણી જિનિ ધરી, અરિભયભંજણિ ભીમિ રે. વીકા૦ ૭૧
પઈત્રીસઇ દુરભિખ પડઇ, રોગિલ નિબલા લોક રે;
સાજા કરાવઇ મંત્રવી, દેઇ સગલા થોક રે. વીકા૦ ૭૨
નિબલા જે સાહમી તિહાં, આવ્યા મંત્રિનઇ પાસિ રે;
દેઇ વરષવરઉ તિયા, પૂરી મનની આસ રે. વીકા૦ ૭૩
તેરહ માસનઇ છેહડઇ, દેઇ સંબલ હાથિ રે;
પહુચાયા નિજ મંડલઇ, મેલી તેહનઇ સાથ રે. વીકા૦ ૭૪
તુરસમખાનઇ લૂટતાં, સાર સીરોહી દેસ રે;
સહસજિણિંદ પ્રતિમા ગ્રહી, જાણી સોવનલેસ રે. વીકા૦ ૭૫
સાહિ દરબારઇ આણિયાં, મંત્રીસર વર ભાવિ રે;
સોનઇયા દેઇ કરી, છોડાવઇ તિહાં આવિ રે. વીકા૦ ૭૬
સાહ સારંગ સંતતિ વિના, સોવન ભૂપંચુ કાઇ રે;
ન લહઇ પાએ પહિરવા, ઇસઉ છઇ સાહિ પસાઇ રે. વીકા૦ ૭૭
તે મંત્રીસરિ રંજવી, સાહિથી હૂઅઉ પાઇ રે;
વછરાજ સંતતિ વણિની, પિહરઇ સોવન પાઇ રે. વીકા૦ ૭૮
તુરસમખાંનઇ આણિયા, વાણિયા બદઇ જેહ રે;
ગુજરમંડલથી સવે, છોડાવઇ મંત્રે તેહ રે. વીકા૦ ૭૯
જૈન–યાચક ભણી જિણિ દિયા, પરવાહઇ ગજવાજિ રે;
શત્રુંજય મથુરાપુરઇ, દેઇ દ્રવ્યનઉ સાજ રે. વીકા૦ ૮૦
જીર્ણોદ્ધાર કરાવિયા, લાહણુ સગલઇ દેઇ રે;
ઉત્તાર જાં કાબિલપુરી, ઇમ જગમઇ સોહ લેઇ રે. વીકા૦ ૮૧
અંગ ઇગ્યારહ સાંભલ્યા, ગીતારથ ગુરુ પાસિ રે;

આગમ લિખિવા આપિયઉ, હરખઇ જિણિ ધનરાશિ રે. વીકા૦ ૮૨
ગિરિનારઇ પુંડરગિરિઇ, ચૈત્ય કરાવિવા સાર રે;
ધન ખરચઇ તૃણની પરઈ, કીરતિ સમદ્રહાં પાર રે. વીકા૦ ૮૩
ચઉપર્વી પાલઇ જિહાં, કારુ તરૂનઉ છેદ રે;
ન કરી સકઈ કોઇ કિહા, જાણઇ ધરમનઉ ભેદ રે. વીકા૦ ૮૪
સતલંજ કેરૂ શર્વી તણા, ઉવારઇ સવિ મીન રે;
રાયસિંહ રાજઈ મંત્રવી, પાલઇ સવિ હીન દીન રે. વીકા૦ ૮૫
રાયસિંહ ફઉજ લેઇ કરી, હુડકઈ બલોચાની માલ રે;
શાંતિ કિમ કહિ હરિણલી, ગ્રહઇ સીહાંરી ફાલ રે. વીકા૦ ૮૬

उक्तं च—

જા મન નિવટઇ કુંભયહિ, સી હ ચવેડ ચડક્ક;
તાસ સમત્તઢં મયલહં, પઇ પઈ વજ્જઈ ઢક્ક. ૮૭

બંદિઈ જે તિહાં આવિયા, છોડાવઇ મંત્રિરાજ રે;
સ્નાત્ર કરાવઈ જિણતણા, દેહરે નિતુ સુખકાજિ રે. વીકા૦ ૮૮
શ્રીજિનકુશલ સુરિંદના, થૂભ કરાવઈ અનેક રે;
તિણિથી ઉદઉ દિનિ દિનિ ઘણુ, વંસની રાખતઉ ટેકરે. વીકા૦ ૮૯
શ્રીફલવધિપુરિ દીપતઉ, થૂભ કરાવઈ ઉદ્ધાર રે;
શ્રીજિનદત્તસુરિંદનઉ, જાગઈ જગિ જયકાર રે. વીકા ૯૦

ઢાળ ૯.
ધમાલિંદ બોલઇ ધરઈ—એ દેશી.

कर्मचंद्रनुं अकबर पासे गमन ।

મંત્રી સુત સોહઇ સદા, ભાગ્યચંદ્ર ભડ-ભાગ રે;
લખમીચંદ્ર ગુણે ભલઉ, રાજ્યધુરાનઈ લાગ રે. વીકા૦ ૯૧
ધર્મ પ્રસાદઇ દિનિ દિનિઇ, શ્રી વછરાજનઉ વંસ રે;
ઉત્તર અયનઇ રવિ જિસઉ, દીપઉ કુલ અવતંસ રે.—આંકણી ૯૨
રાયસિંહ રાજાનઇ દીયઉ, શ્રીસાહિઇ સનમાનિ રે;
રાજ-બિરૂદ રંગઇ કીયઉ, પંચહજારી ગાનિ રે. ધર્મ૦ ૯૩
ભૂપતિ દલપતિરાજના, સુત જસવંતદે જાત રે;
કૃષ્ણસિંહ સુરિજ સમઉ, સૂરિજસિંહ વિખ્યાત રે. ધર્મ૦ ૯૪

દેવવસઇ નિજસામિનઉ, કલુષચિત્ત મનિ જાણિ રે;
હું ગુહાર કહુ કિમ મિટઇ, વલિ કલિયુગ અહિનાણુ રે. ધર્મ૦ ૯૫
આણુ લેઈ શ્રીરાજની, નિજ પરિજન સવિ લેઇ રે;
સ્વામિ ધરમિ શ્રી મંત્રિજી, મેડતઈ વાસ કરેઇ રે. ધર્મ૦ ૯૬
નિર્મલ જલ ગંગાતણઉ, રાજહંસિ જિણિ પિદ્ધ રે;
તે ઉછઈ જલિ કિમ પીયઇ, મલ સેવાલ અસુદ્ધ રે. ધર્મ૦ ૯૭
તિમ જિણિ નૃપ એ સેવીયઉ, તે કિમ કરઇ પરસેવ રે;
કુંડજલઇ કિમ રઇ કરઇ, જિણિ ગજિ ગાહી રેવ રે. ધર્મ૦ ૯૮
શ્રીફલવધિ-પ્રભુપાસની, સેવા કરિવા જાઇ રે;
જાસુ પ્રસાદઈ જાગતી, જગમઇ મહિમા થાઈ રે. ધર્મ૦ ૯૯
શ્રી જિનદત્તસૂરિંદની, સેવા કરઈ વિસેસઈ રે;
શ્રી જિનકુશલ પ્રસાદથી, ચિંતા નહી લવલેસઇ રે. ધર્મ૦ ૨૦૦
મંત્રીસર મતિ આગલઉ, સાંભલિ શ્રીસુરતાણુ રે;
શ્રી રાયસિંહ મુખા દિયઉ, બોલાવણુ ફુરમાણુ રે. ધર્મ૦ ૨૦૧
પામી નૃપજન કર થકી, શ્રી સાહિનઉ ફુરમાણુ રે;
લેઇ સુભટ ઘટા ઘણી, ગજ સજિ વર કેકાણુ રે. ધર્મ૦ ૨૦૨
શુભ શકુને ઉમાહીયઉ, આયઉ શ્રીઅજમેરૂ રે;
જાત્રા કરી ગુરૂની ગિણુઈ, ધન દિન મુઝ અજ મેરૂં રે. ધર્મ૦ ૨૦૩
શ્રીલાહોરઇ આવીયઉ, દેખી સાહિ સનૂર રે;
ભેટિ દેઇ સંતોષીયઉ, મિલિઉ સાહિ હજૂર રે. ધર્મ૦ ૨૦૪
સાહિ દિલાસા ઇમ દીયઈ, તો સમ કુન મતિ મંત રે;
વખતદાર તું આવીયઉ, રહિ દરબારિ નિચિંત રે. ધર્મ૦ ૨૦૫
મ કરિ ચિંત કાઈ ઈહાં, વડા કરૂં મઇ તોહિ રે;
બપુ બપુ ભાગ્ય તણી દસા, જહાં જાગઈ તહાં સોહ રે. ધર્મ૦ ૨૦૬
સાહિઇ ગજપતિ મંત્રિનઈ, બકસ્યઉ શ્રી દરબારિ રે;
અરૂ સિકારિ હય સંઉપીયઉ, સોવન સાખત સાર રે. ધર્મ૦ ૨૦૭
ગરથ ગજ ઘઈ રાખિવા, દાનતદાર વિમાસિ રે;
ઘઈઉ જે હતો સામિનિ, રાખઇ શ્રીનિજ પાસિ રે. ધર્મ૦ ૨૦૮

મૂલનક્ષત્રિ જાઇ સુતા, શ્રીશેખૂનઇ જાણિ રે;
સાહિ હુકમિ શાંતિક કીયઉ, હેમ રજત કુંભ આણિ રે. ધર્મ૦ ૨૦૯
તિહાં મંગલેવઇ આવીયઉ, શ્રીસલેમ સુરતાન રે;
ભેટિ સહસ દસ રુપ્યની, દેખિ ભયઉ હયરાન રે. ધર્મ૦ ૨૧૦
શાંતિક જલ લેઇ કરઇ, અંતેઉરનઇ સંગિ રે;
શ્રીજી નયનિ લગાવીયઉ, મંત્રિ રહઇ રલી રંગિ રે. ધર્મ૦ ૧૧

ઢાળ ૯.
રાગ–આસાઉરી.
આમલ કલપા થાન—એ દેશી.

**आचार्य श्रीजिनचंद्रने अकबरनुं आमत्रण ।**

અન્ય દિવસિ રસ માંહિ, સાહિજી એમ કહઇરી,
કુન જિનદર્શન માંહિ, સદગુરૂરેષ વહઇરી—આંકણી. ૧૨
તબ બોલઈ ગુણ જાન, પંડિત જન ઉલસીરી;
શ્રીજિનચંદ્ર મહંત, જહાં ગુણરાસિ વસીરી. અન્ય૦ ૧૩
તિનકઉ કુન ઇહાં સિષ્ય, શ્રીકુમચંદ્ર અછઇરી;
બોલાવઇ તસુ પાસિ, દે ફુરમાણ પછઇરી. અન્ય૦ ૧૪
ખિજમતીયા ફુરમાન, સેતી ભેજઇ તહાંરી;
ગૂજરમંડલિ તાંમ, ત્રંબાવતી જહાંરી અન્ય૦ ૧૫
સાહિ હુકમિ ગુરૂ દેખિં, જીયમઇ આણિ રલીરી;
આએ અહમદાવાદિ, વિકસી સુમતિ કલીરી. અન્ય૦ ૧૬
શુભ શકુને ઉચ્છાહ, ખિઉણઉ ચિત્તિ ધરીરી;
આ એ સીરોહી માંહિ, ભૂપતિ સેવ કરીરી. અન્ય૦ ૧૭
તિહાં નૃપ શ્રીસુરતાણ, ઉચ્છવ કરિ સગરઈરી;
જીવ દયાનઉ લાભ, આપઇ ચિત્ત ખરઇરી. અન્ય૦ ૧૮
સોવનગિરિ ચઉમાસ, રાખે સાહિ ખુસીરી;
દેઈ નિજ ફુરમાન, ભાગકી લીલ ઈસીરી. અન્ય૦ ૧૯
મગસિરિ કરિય વિહાર, મેડતઇ નાગપુરઇરી;
વિચિ વંદાવી સંઘ, આએ સુજસ વરઈરી. અન્ય૦ ૨૦

તહાં **વિક્રમપુર** સંઘ, વંદઇ હરષ ઘણઈરી;
ખરચઈ દ્રવ્ય અપાર, જય જય લોક ભણઈરી. અન્ય૦ ૨૧
**મરૂમંડલ** અવગાહિ, આએ રિણીપુરઈરી,
કરઇ મહોચ્છવ સંઘ, પુણ્યભંડાર ભરઇરી. અન્ય૦ ૨૨
**સાંકર** સુત **વીરદાસ**, અવસર લહિ સુપરઈરી;
સાથિ થઈ **લાહોર**, મારગિ ભગતિ કરઇરી. અન્ય૦ ૨૩
**સરસામાંહિ** પધારિ, ફાગુણ પખિ ઉજલઇરી;
બારિસિ દિનિ **લાહોરિ**, શ્રી સાહિજીનઇ મિલઇરી. અન્ય૦ ૨૪
અઉખથકી પતસાહિ, સનમુખ આવિ અખઇરી;
બહુત મહત ઘઇ સ્વામિ, અબ તુહ્મ આએ સુખઇરી. અન્ય૦ ૨૫
જુ કછુ ભયઉ તુહ્મ ખેદ, આવત પંથ મંહીરી;
દૂર કરૂંગઉ તેહ, તુહ્મપઇ નિયમ ગહીરી. અન્ય૦ ૨૬
હમસેતી હર રોજ, ધરમકથા કહીયઇરી;
અઇસી કહઉ કછુ દ્દાઇ, રાખી રહમ હીયઇરી. અન્ય૦ ૨૭
જઇસી કૃપા તુઝ ચિત્તિ, સંતતિકઇભી તિસીરી;
થાઅઉ ધરમ પ્રમાણિ, દઉલતિ ધરિ વિલસોરી. અન્ય૦ ૨૮
**સાહિ** હુકમિ નિજ ઠામિ, આએ સુગુરૂ ભલઇરી;
મંત્રીસરકું પૂછિ, ડાહ્યાં મતિ ન ડુલઇ રે. અન્ય૦ ૨૯
પરબતસાહ પ્રવેશ, ઉચ્છવિ દાન દિયઇરી;
ખરચી બહુલઉ દ્રવ્ય, જગમઇ સુજસ લિયઇરી. અન્ય૦ ૩૦

ઢાળ ૧૦.

લાલ મન મોહ્યઉ રે—ગઉડી રાગે.

श्रीजिनचंद्रने अकबरे फरमान आप्यु ।

બડે ગુરુ સાહિબ કહ્યઉ, ગુરૂ સોહઇ રે,
ગુરૂ સોહઇ રે બિરૂદ હુઅઉ વિખ્યાત, સાધુ ગુરૂ સોહઈ રે;
સાહિનઇ આગ્રહિ તિહા રહ્યા ગુરૂ૦રવરિપાવાસઇ સુદાવ સાધુ૦ ૩૧

**દ્વારાવતી** દેહરાંતણુઉ ગુરૂ૦ ૨ સાંભલિ બહુત વિનાસ સાધુ૦;
રક્ષા કારણિ વીનવ્યઉ ગુરૂ૦ ૨ બોલઇ **સાહિ** ઉલ્હાસિ સાધુ૦ ૩૨
**શત્રુંજય** આદિક જિકે ગુરૂ૦ ૨ તીરથ જેહ ઉદાર સાધુ૦;
તુઝકું મઈ બકસ્યે સવે ગુરૂ૦ ૨ કરિવી તિણકી સાર સાધુ૦ ૩૩
**આજમખાનકું** ભેજિયઉ ગુરૂ૦ ૨ સવિ તીરથ ફુરમાન સાધુ૦;
બકસે તીરથ મંત્રિકું ગુરૂ૦ ૨ ઈનકઉ કરિ બસસ્થાન. સાધુ૦ ૩૪
**કાસમીરકું** ચાલતાં ગુરૂ૦ ૨ બઈઠે સાહિ જિહાં જી સાધુ૦;
સસરી ગુરૂ બોલાઈયા ગુરૂ૦ ૨ જાણિ ધરમકઉ કાજ સાધુ૦ ૩૫
મંત્રીસરસું ગુરૂ તિહાં ગુરૂ૦ ૨ પહુંતે શ્રીદરબારિ સાધુ૦;
આષાઢ–સુદિ નવમી થકી ગુરૂ૦ ૨ સાત દિવસકો અમારિ સાધુ૦ ૩૬
દીની મઈ તુમ્હકું ઈહાં ગુરૂ૦ ૨ ઈગારહ સુબા માંહિ સાધુ૦;
લિખિ ફુરમાન પઠાવિયા ગુરૂ૦ ૨ પાલાવઇ સવિ પાહિ સાધુ૦ ૩૭
હુકમ સુણી રાજા સવે ગુરૂ૦ ૨ સહિ ખુસીકઈ હેતિ સાધુ૦;
માસ બિમાસ અધિક દીયઈ ગુરૂ૦ ૨ ફલિયઉ પુણ્યનઉ ખેત સાધુ૦ ૩૮
શ્રીજી મંત્રીનઈ ભણઈ ગુરૂ૦ ૨ ભેજિ ગુરુ **લાહોરિ** સાધુ૦;
હમ સેતી **માનસિંહકું** ગુરૂ૦ ૨ ભેજઉ હમહું નિહોરિ સાધુ૦ ૩૯
માનિ હુકમ **માનસિંહજી** ગુરૂ૦ ૨ ચાલે **ડૂંગર** લેઈ સાધુ૦;
મંત્રીસારે સાહિજ દીયઉ ગુરૂ૦ ૨ સાથિ **પંચાયણ** દેઈ સાધુ૦ ૪૦
સાધુ–વિહારઈ વિહરતાં ગુરૂ૦ ૨ સહઈ પરીસહ સૂર સાધુ૦;
ગિરિ **કસમીરિ** પધારિયા ગુરૂ૦ ૨ ભએ શ્રીજીકઈ હજૂર સાધુ૦ ૪૧
**સાહિ** હુકમિ શ્રી મંત્રીજી ગુરૂ૦ ૨ આપિ રહે **રોહિતાસી** સાધુ૦
અંતેઉર રક્ષા ભણી ગુરૂ૦ ૨ જાણી મંત્રિ વેસાસ સાધુ૦ ૪૨
**કાસમીર સાહિ**યઇ લિયઉ ગુરૂ૦ ૨ અમર હૂઅઉ રિપુરાજ સાધુ૦
સાહિ નજરિ અમૃત વરસઈ ગુરૂ૦ ૨ કિમ કરઇ તેહ અકાજ સાધુ૦ ૪૩
વૈરિ–વૃંદ જીપી કરી ગુરૂ૦ ૨ આએ શ્રી લાહોરિ સાધુ૦;
સાહિ સનમુખ બોલાઈયા ગુરૂ૦ ૨ સદગુરૂ આએ ભોરિ સાધુ૦ ૪૪

ઢાલ ૧૧.

ચતુર સનેહી વાહલાં—એ દેશી.

पट्टीदान अने उपसंहार ।

દે આસીસ સુગુરૂ તિહાં, બઈઠ સાહિ હજૂરઇ રે;
ધરમ-ગોઠિ શ્રીસાહિસ્યું, કરઇ દયારસપૂરઇ રે. ૪૫
શ્રી જિનશાસન ચિર જયઉ—આંકણી.

માનસિંહની વરણના, શ્રીજી શ્રીમુખિ મંડી રે;
બહુત બહુત ઇનકું કહ્યા, પુનિ તુહ્મ રીતિ ન છંડી રે. શ્રી જિ૦ ૪૬
કસમીરમારગ દોહિલઉ, જલિ ઉપરે કરિ પાલઇ રે;
લંઘ્યઉ સંયમ પાલતા, ઉપરિ પડતઇ પાલઇ રે. શ્રી જિન૦ ૪૭
હુકમિ હમારઇ ઇનિ તિહાં, સર જલચરિ છોડાઇ રે;
રહમ કરી તુહ્મ એહનઇ, અપની દેહુ વડાઇ રે. શ્રી જિન૦ ૪૮
સાહિ હુકમ ગુરૂ માનીયઉ, દૂધમઇ સાકર વાહી રે;
પિહલઉઇ ગુરૂ મન હુતઉ, સાહિઇ તે વલિ સાહી રે. શ્રી જિન૦ ૪૯
શ્રીસાહિઈ વલિ પૂછીયઉ, મંત્રીસર બોલાઇ રે;
જિનશાસનિ કુન નામ છઇ, જિનતઇ અધિક ભલાઇ રે. શ્રી જિન૦ ૫૦
તબ મંત્રીસર વીનવઇ, હમ ગછિ દેવે દીનઉ રે;
યુગ-પ્રધાન પદ પૂરવઇ, કહઉ કિનકું અઉ સંધઉ રે. શ્રી જિન૦ ૫૧
નાગદેવ શ્રાવક હુઅઉ, તિણિ અઠમ તપ કીનઉ રે;
યુગ-પ્રધાન યુગિ કુણ અછઇ, તબ દેવઇ સાનિધિ દીનઉ રે. ૫૨
સોવન અક્ષર તુઝ કરઇ, પ્રગટ કરેસ્યઇ સોઇ રે;
યુગ-પ્રધાન તું જાણિજયો, જિમ તિમ નામ ન હોઇ રે. શ્રી જિન૦ ૫૩
જિનદત્તસૂરિઇ વાંચીયા, બીજઇ કિણુ હી ન દીઠા રે;
જાં ઘૃત સ્વાદ લીયઉ નહી, તેલ હુવઇ તાં મીઠા રે. શ્રી જિન૦ ૫૪
અવર સૂરિ તાં લગિ ભલા, જાં ન ચડઇ કરિ એહા રે;
અકુરંટસુખ તા જોઇયઇ, જાં વરસઇ નવિ મેહા રે. શ્રી જિન૦ ૫૫
તબ શ્રીસાહ હુકમ કરઇ, યુગ-પ્રધાન જિનચંદા રે,
આચારિજ પદ શિષ્યકું, દેઉ કરઉ આનંદા રે શ્રી જિન૦ ૫૬

વલી મંત્રી સાહિનઇ કહઇ, ઇંહાં અમારી પાલીજઇ રે;
અમૃત ત્રિસ ભાજઇ નહી, જઇ વલી વલી અમૃત પીજઇ રે. ૫૭
ખંભાયત-મં (ખં) દિર તણી સાગર-મછલી છોરી રે;
એક સાલિ લીલા કરઉ, કહિજ્યો જો કરઇ ચોરી રે. શ્રી જિન૦ ૫૮
એક દિવસિ લાહોરમઇ, જીવ સવે ઉગાર્યાં રે;
પાપ કરમથી પાપીયા, સાહિ હુકમિ સવિ વાર્યાં રે. શ્રી જિન૦ ૫૯
ઉચ્છવ દિનિ સાહિયઈ દીયા, નિજ વાજા ગજઘાટઇ રે;
રાયસિંહ રાજનઇ વીનવી, દાનઇ દારિદ કાટઇ રે. શ્રી. જિન૦ ૬૦
સાહમ્મી ઘરિ ઘરિ દીયઇ, ઇક ચૂનડી સુરંગી રે,
પૂગીફલ નાલેરસ્યું, સેર ખાંડ તિમ ચંગી રે. શ્રી જિન૦ ૬૧
સધવ વધૂ મિલિ આપીયઉ, રાતી જાગર નીકઉ રે;
ફાગુણ-સુદિ દ્વિતીયા દિનઇ, કરઇ કહ્યઉ શ્રીજીકઉ રે. શ્રી જિન૦ ૬૨
યુગ-પ્રધાનજી થાપીયઉ, મોટઇ નહિ મંડાણઇ રે;
આચારિજ માનસિંહનઈ, મિલિ નરનારિ વખાણઇ રે. શ્રી જિ૦ ૬૩
નામ દીયઉ ગછનાયકઇ, દેખી સિંહનઉ દાવઉ રે;
શ્રીજિનસિંહસૂરિ શ્રીમુખઇ, ચંદ્ર લગઇ જો ચાવઉ રે. શ્રી જિ૦ ૬૪
પાઠક પદ દિવરાવીયઉ, શ્રુતસાગર મનિ આણી રે;
સુહગુરુ શ્રી જયસોમનઈ, રત્નનિધાનઇ જાણી રે. શ્રી જિન૦ ૬૫
વાચકપદ ગુણવિનયનઈ, સમયસુંદરનઇ દીવઉ રે;
યુગ-પ્રધાનજીનઇ કરઈ, જાણિ રસાયણ સીધઉ રે. શ્રી જિન૦ ૬૬
યાચક લોક ભણી ઈહાં, દેવઉ કોટી દાનો રે;
નવે ગામ નવ હાથીયા, હય પાંચસય પ્રધાનો રે. શ્રી જિન૦ ૬૭
એહ પ્રતિજ્ઞા મઇ કરી, યુગ-પ્રધાન ગુરુ સાખઇ રે;
માનવંત જન આપણા, કીરતિ ઇણ પરિ રાખઇ રે. શ્રી જિન૦ ૬૮
સંઘ સહુ મિલિ મંત્રિનઈ, મંદિરિ હરખિ પહૂતઉ રે;
યશનઉ તિલક કરણભણી, જિનિ જગિ વદીતઉ રે. શ્રી જિન૦ ૬૯
શ્રીસંઘ મહત વધુઉ દીયઉ, મંત્રી ઉચિતિ ન ચૂકઇ રે;
નવબતિ વાજા વાજીયા, યાચક જન સવિ ટૂકઈ રે. શ્રી જિન૦ ૭૦

સોનહરી ગજ હય ભલા, દેઇનઈ સંતોષઈ રે;
વસ્ત્ર પાત્ર અન્નાદિકઈ, સાધુજનાંનઇ પોષઈ રે. શ્રી જિન૦ ૭૧
અવલફજલ આગલિ કરી, શ્રીસાહિજીનઈ ભેટઈ રે;
મોટા માણુસ આપણી, કુલવટ કદે ન મેટઈ રે. શ્રી જિન૦ ૭૨
દસ સહસ્સ રુપક ધરઈ. દશ ગજ દ્વાદશ વાજી રે;
વિવિધ વસ્ત્ર તે દેખિનઈ, હરખ્યઉ જલાલદીગાજી રે. શ્રી જિન૦ ૭૩
મુઝ આગલિ કિનિ કારણઈ, એહ ભેટિ તઈ આંણી રે;
તબ મંત્રીસર મુખથકી, બોલઈ અમૃતવાણી રે. શ્રી જિન૦ ૭૪
યુગ-પ્રધાન પદ ઉછવઈ, શ્રીજીનઇ ભેટિ દેવા રે;
આણીછઈ તિણિ લીજીયઈ, રુપીયઉ ઈક લેવા રે. શ્રી જિન૦ ૭૫
હાથ ધર્યઉ થાલ ઉપરઇ, શ્રીજી સબ બહુરાવઈ રે;
હમ સબ તુહ્મકું બકસીયઉ, શેખૂ મહલઈ આવઇ રે. શ્રી જિન૦ ૭૬
ભેટિ દેઈ સંતોષીયઉ, શ્રીસુરતાણુ સિલેમો રે;
કામ સિરાડઈ ચાડીયઉ, અધિકઉ ધરિ મનપ્રેમો રે. શ્રી જિન૦ ૭૭
બોહિત્થ-સંતતિનઈ દીયઈ, જુગ-પ્રધાન ગણધારો રે;
પક્ષ ચઉમાસિ પજૂસણુઈ, શ્રીજયતિહુયણ સારો રે. શ્રી જિન૦ ૭૮
તિમ ચઉમાસઇ પાખીયઇ, સંવચ્છરીયઇ થૂઇ રે;
પડિકમણઇ સંધ્યા તણઇ, શ્રીમાલાનઇ હુઇ રે. શ્રી જિન૦ ૭૯
ઇમ શ્રીજિનશાસનિ ઉદઉ, કરતઉ શ્રામ બિરાજત રે;
દસ દિસિ જેહના જગિ ધુર્યો, સાર રવઇ જસ વાજા રે. શ્રી જિન ૮૦
જગિ મંત્રી હુઆ હૂસ્યઇ, એહનઇ કેઈ ન તોલઇ રે;
અકબરસાહિજલાલદો, શ્રીમુખિ જસુ ગુણ બોલઇ રે. શ્રી જિન૦ ૮૧
કલિયુગ તે સોહાગીયઉ, જિનમઇ મંત્રી જાગઇ રે;
કૃતયુગ તે લેખઇ કિસઇ, જિહાં એહવા નવિ આગઇ રે. શ્રી જિન૦ ૮૨
સામિ ધરમિ મુહતઉ ભલઉ, જતઇ બાલ ગોપાલા રે;
અમૃત સમ જેહનઉ ટલઉ, માનઇ સવિ ભૂપાલા રે. શ્રી જિન૦ ૮૩
સપરિવાર એ ચિર જયઉ, મંત્રીસર ભલો ભાવઈ રે;
વખતદાર મતિ આગલઉ, જયઉ જસ નોરાંતઇ રે. શ્રી જિન૦ ૮૪

જિમ પૂનિમનઉ ચંદલઉ, ધરણિ ધવલ રૂચિ ભાવઇ રે;
તિમ શ્રીકુરમચંદ્રમંત્રવી, નિજ કુલિ સોહ ચઢાવઇ રે. શ્રીજિન૦ ૮૫
કેતાઇક ગુણ સંભલ્યા, કેતાઇક ગુણ દીઠા રે;
તે ગુણ ગૂથ્યા ગુણભણી, સુણતા લાગઇ મીઠા રે. શ્રીજિન૦ ૮૬
એ પ્રબંધ કહતાં જિકા, સાવદ્ય-ભાષા ભાષી રે;
મિચ્છાદુક્કડ તેહનઉ, મુઝનઇ અરહંત સાખી રે. શ્રીજિન૦ ૮૭

નર કૃપણપૂરીયા, ખલ લઇ કૃપણ જોઇ રે;
કેલિવનઇ કરહુઉ ગયઉ, કંટાલઇ રઇ હોઇ રે. શ્રીજિન૦ ૮૮

સંગ્રહીયઇ ગુણ એટલા, કૃપણ લેસ ન લીજઇ રે,
રાજહંસિ જિમ જલ ત્યજી, સૂધઉ કૃપણ પીજઇ રે. શ્રીજિન૦ ૮૯

છંડોનઇ ખલ રીતિનઇ, સજ્જન રીતિ વણાઇ રે;
ગુણ કેતાઇક મંત્રિના, કહીયઇ અછઇ ઘણાઇ રે. શ્રીજિન૦ ૯૦

યોગી ભોગી જે અછઇ, યતી વ્રતી મતિમંતો રે;
તે સગલા જસ એહના, બોલઇ જિણિ ગુણવંતો રે. શ્રીજિન૦ ૯૧

અરહંતદેવ સુગુરૂ તણી, સેવા કરઇ અપારો રે;
સંઘ ભગતિ દિન પ્રતિ કરઇ, દાનઇ કરી ઉદારો રે. શ્રીજિન૦ ૯૨

સોલહસઇ પંચાવનઈ, ગુરૂ અનુરાધા યોગઇ રે;
માહવઇ દસમી દિનઈ, મંત્રી વચન પ્રયોગઈ રે. શ્રીજિન૦ ૯૩

રાજિ કુરમચંદમંત્રિનઈ, સધરનગર તો સામઇ રે;
સંભવનાથ પસાઉલઈ, જિહાં સવિ વંછિત પામઇ રે. શ્રીજિન૦ ૯૪

જિહાં જિનકુશલ ગુરૂતણુઉ, કુરમટમંત્રિ કરાયઉ રે;
થૂભ સકલ સંપતિ કરઇ, દિન પ્રતિ તેજિ સવાયઉ રે. શ્રીજિન૦ ૯૫

પાઠક શ્રીજયસોમજી, સુગુરૂ જિહાં ચઉમાસઇ રે;
શ્રીસંઘનઈ આગ્રહુથકી, નિવસ્યા ચિત્ત ઉલાસઇ રે. શ્રીજિન૦ ૯૬

તસુ આદેસ લહી કરી, દેખી વંસપ્રબંધો રે;
વાચક ગુણવિનયઇ કીયઉ, એહ સરસ સંબંધો રે. શ્રીજિન૦ ૯૭

ચિર નંદઉ પરબંધ એ, જાં લગિ મેરૂગિરિંદો રે;
શ્રીજિનકુશલ પસાઉલઇ, જા લગિ ચંદ દિણિંદો રે. શ્રીજિન૦ ૨૯૮
એ ગાવઇ પરબંધ જે, જિનશાસન જયકારો રે;
તે પામઇ સુખ સંપદા, સોહગ સિરિ સિણગારો રે. શ્રીજિન૦ ૨૯૯






# श्रीसोमविमलसूरिरास ।



## श्रीगौतमस्वामिनी लब्धि ।



દૂહા.

मंगल-प्रस्ताव ।

સકલ સદા ફલ સેવીઇ, શ્રીગૌતમ ગણધાર;
મણુહ મનોરથ પૂરણ, લબધિ તણુ ભંડાર. ૧
સરસતિ સામિણિ તુઝ નમું, માગું અવિરલ બુધિ;
જાસ પસાઇ સંપજઇ, વચનતણી વરસિધ્ધિ; ૨
સોમગચ્છગયણુગણિ, સોમવિમલ ગુણધાર;
શ્રીસોમવિમલસૂરિ તણું, રચિસુ રાસ વિસ્તાર. ૩
સાર સુગુરૂ ગુણ ગાયતાં, દુઃકૃત દૂરિં જાઇં;
રિધ્ધિ વૃદ્ધિ સુખ સંપદા, નિશ્ચઇ નિયઘરિ થાઇ. ૪
સુરતરૂ સમ સહિ ગુરૂ સુગુણ, સદાચાર સુવિચાર;
ભાવિ ભલઇ ભેટઉ ભવિક, જિમ પામું જયકાર ૫

વસ્તુ.

સકલ સુખકર સકલ સુખકર, વીરજિણ દેવ;
સેવ કરઇં જસુ પયકમલિ, ઇંદ ચંદ નાગિંદ નરવર.
સકલબુદ્ધિદાયક પવર, તાસ સીસ ગૌતમ્મ મુનિવર;

ભલઇ ભાવિ ભારતિ નમી, વર્ણિસુ તવગણુરાજ.
શ્રીપૂજ્યતણા ગુણુ ગાઇતાં, સફલ કરૂં દિન આજ. ૬
વીર જિણુવર, વીર જિણુવર, સીસ સુધર્મ.
સુધર્મા ગણુધર પાંચમુ, જાસ સાખ વિસ્તાર લહીઇ;
પટ્ટોધર અતિ દીપતા, એક એક પાંહિ અધિક કહીઇ.
અનુક્રમિ ત્રિતાલીસમઇ, ચંદ્રગછિ ગયણિ દિણુંદ;
તપ તેજિ કરી દીપતા, શ્રીજગચંદ સૂરિંદ. ૭

રાગ—અસાઉરી, વેલિનુ—ઢાલ.

तपगच्छपाटपरपरा।

આદિ થિકી તપગછ વખાણું, જાણું જગિ વિખ્યાત;
'તપા' બિરૂદ એ કિહાંથી પ્રગટિઉં, સુણુયો સહુ અવદાત. ૮
પાંચમુ ગણુધર સધર સુધર્મા, વીર પટ્ટિ જયકારી;
અનુક્રમિ તસ પટ્ટાચલ દિનકર, સિરિ જગચંદઉ સૂરી. ૯
બાર વરસ આંબિલ તપ કીધું, સાધિઉં નિજ તનુ કાંમ;
ભગતિ ધરીનઇ ભૂપતિં ભાખઇ, તપાગચ્છ દિઉં નામ. ૧૦
સંવત બાર વરસિ પંચ્યાસી, તિહાંથી તપગચ્છ સાર;
આજ લગઇ પસરઇ મહિ મંડલી, જેહનું જસ વિસ્તાર. ૧૧
તાસ પાટિ દેવિંદસૂરીસર, વિદ્યાણુંદ મુણિંદ;
ધમઘોષ સૂરીસર વંદુ, સોમપ્રભ જગિચંદ. ૧૨
સોમતિલકસૂરિંદ મનોહર, જયાણુંદસૂરીસ;
દેવસુંદ-સૂરિંદ વદીતા, પટ્ટોધર મુજગીસ. ૧૩
ક્રીયાવંત તપસાગર જહાં, સોમસુંદરસૂરિ રાય;
સહસાવધાની શ્રીમુનિસુંદર સૂરીસર નમુ પાય. ૧૪
તાસ પાટિ રત્નશેખરસૂરિ, લખિમીસાગરસૂરિ;
પટ્ટધર શ્રીસુમતિસાધુસૂરિ, [illegible] ૧૫
જસ ઉપદેશિ કીધ માતરા, મહીઆલ [illegible] રંગ,
લાખ ઇગ્યાર [illegible] પેરી, માહ [illegible] સુરંગ. ૧૬

તસુ પાટિ સોભાગી સુંદર, ગૌતમસ્વામિં સમાન;
શ્રીહેમવિમલસૂરીસર વંદુ, કલિયુગિ યુગહ પ્રધાન. ૧૭
પાટિ પ્રભાકર સૌભાગહર્ષિસૂરિ, સાર સંયમ ગુણધાર;
પટ્ટિ ગયણિ સોમ સોમવિમલસૂરિ, કહું તસુ ગુણ વિસ્તાર. ૧૮

વસ્તુ.

જયુ જગચંદ, જયુ જગચંદ, સૂરિગુરૂરાય.
બાર વરસ આંબિલ કરી, 'તપા' બિરૂદ ગુરૂ પ્રગટ કીધું,
ભૂપ ભણઇ ભવીઅણ સુણ, તપાગચ્છ મઇ નાંમ દીધું;
અનુક્રમિ અઠ્ઠાવનમઇ, પટ્ટિ પ્રગટ દિનકાર,
શ્રીસોમવિમલસૂરિ ચિર જયુ, નાંમિ જય જય કાર. ૧૯

રાગ—ગુડી, ભાઈ ધિન સંપુન્ન તું—એ ઢાલ.

जन्म अने गुरुदर्शन ।

આદિ નગર અંબાવતી અમરાવતી અવતાર,
ગઢ મઢ વલી મંદિર પોઢાં પોલિ પ્રકાર;
જિન મંદિર સુંદર પુરંદર સમ વિવહારી,
જિહાં વસઇ વિચખ્યણ શ્રાવક જન સુવિચારી. ૨૦
તસ પરિસરિ સારી ઠામિ પુર કંસારી,
જિહાં પાસજિણેસર મૂરતિ અતિ હી સારી;
વન વાવિ સરોવર કૂવ અનઇ આરામ,
તિહાં વસઇ મંત્રીસર સમધર અતિ અભિરામ. ૨૧
તસ વંશ વિભૂષણ દૂષણ નહી સ લગાર,
રૂપવંત રૂપાગર ગુણસાગર સુવિચાર;
તસ ઘરણી તુરણી પુણ્યકરણી કરઇ સાર,
સીલિ કરી સીતા અનુપમ એહ અવતાર. ૨૨
નિસિ સૂતાં સુહણઇ સોમ સુકરસિણ દીઠ,
જવ જાગી નિઅમનિ જાચકિં અમીઅ પઇઠ;
સુપ્રભાતિ પાસજિન વંદા સહિ ગુરૂપાસિ,

પૂછઇ અમરાદે સુપનભાવ ઉલ્હાસિ. ૨૩
જોઇનઇ યતિ જંપઇ કુલ સિણગાર,
પુત્ર હોસિ મોટઉ નરપતિ કઇ અણુગાર;
પૂરે દિનિ પ્રસવિઉ પુત્ર પુરંદર રુપ,
ઇણુ અવસરિ ઉચ્છવ અભિનવ કરઇ સાહુ રુપ. ૨૪
સવિ સિરખી નિરખી હરખી બોલઈ બાલ,
કુંઅર ચિર જીવું કુલદીવું સુવિશાલ;
ફૂઈ સવિ ફૂઇઅર સહીઅરસિઉ દીઈ ભાસ,
નાંમ દીઈં જસવંત જસવંત પૂરૂ આસ. ૨૫
દિનિ દિનિ વાધઇ સાધઇ કલા અનંત,
ઇણિ અવસરિ પુહતા વિહરંતા ભગવંત;
તપગછપતિ ગિરુઆ હેમવિમલસૂરિંદ,
વંદઈ સકુટંબઉ રુપુ ધરીઅ આણંદ. ૨૬

રાગ—ગુડી, સલખણીઆનુ—ઢાલ.

ગુરુ उपदेश अने संयम-ग्रहण।

શ્રી ગુરૂ કરઇ વખાણ, આણ વહુ જિનતણી,
ભવિયણનઈ ભવતારણી એ;
સકલ ધર્મ મૂલ જેહ, તેહજુ પાલીઇ,
જીવદયા દુહવારણી એ. ૨૭
કહઇ બિહું ભેદે ધર્મ, શર્મ ચારિત્રથી,
નિઅમનિ ઇમ મુણીએ;
વયણ સુણી ભગવંત, જસવંત કુઅર,
હિઉ હિખ્યા કહઇ ગછધણી એ. ૨૮
વલતું કહઇ ગુરૂરાય, પાય અણુવાણે એ,
ઉષ્ણ તાપ સહિવુ સહી એ;
દોષ રહિત આહાર, સારજિ લેવું એ,
વિહાર કરેવુ એ બહુ મહી એ. ૨૯

વલી વછ ! અવધારિ, ચારિત્ર દુઃકર,
ખડગધાર જિમ ચાલિવુ એ;
લોહચિણા મીણદંતિ, ચાવેવા વચ્છ,
સંયમ ઇણિપરિ પાલિવું એ. ૩૦
કહઇ કુંઅર કરજોડિ, છોડિ ગુણસાગર,
એ ભવબંધન દોહિલું એ;
એ મોટઉ અણગાર, ગણધાર હોસિ એ,
સહિગુરિ નિજ ચાનિં લહિઉં એ. ૩૧
શ્રીપૂજ્ય કહઇ સુનિ બાલ !, વાલ પ્રમાદ એ
એણી વાતિ ન કીજીએ;
આણુધા જસવંત, સત સુણુ તાત,
ચરિત્ર અનુમતિ દીજીઈ એ. ૩૨
વચ્છ ! ન્હાનડીઉ તુંહ, સુંહ મનમોહન,
ચારિત્ર છઇ અતિ દોહિલું એ;
કુમર કહઇ સુણિ તાત, વાત મ કરસિ એ,
સાહસિઆ અતિ સોહિલું એ. ૩૩
વડુ બંધવ પિત્રિદાસ, કહ [ઇ] આસ અતિ ઘણી,
તાતનઈ મજનઈ તુહ્મતણી એ;
જું તુહ્મે સંયમભાર, સાર લેસિઉ ભાવિઇં,
તું અહ્મ ઘરિ રહું સ્યા ભણી એ. ૩૪
દોઇ બંધવનઈં તાત, વાત વિમાસીઅ સહિ,
ગુરૂ પાસિઇં આવીઆ એ;
સંયમ દિઉ ગુરૂરાજ, કાજ નિજ સાધિસિઉં,
જંપઇ ઇણિપરિ ભાવીઆ એ. ૩૫
સંવત પન્નર જેહ, તેહ ચિંહુત્તિરેઇ,
વૈશાખ શુદિ ત્રીજઉ લીએ;
રોહિણિ નક્ષત્રિ વ્રતસાર, વાર શનિ આદરઇ,
સુમતિ ગુપતિ અતિ નિરમલી એ. ૩૬

અહ્મદાવાદિ શ્રીપતિ, સંઘપતિ ભૂંભચ,
જસૂરાજ ઉચ્છવ કરઇ એ;
સોમવિમલ મુનિ નામ, તામ ઠવઈ વર,
જસ મહિમા મહિ વિસ્તરઇ એ. ૩૭

રાગ—અસાઉરી, દમયંતી પાલી પલઇ—એ ઢાલ.

सयम पालन अने पछी प्राप्ति ।

દિનિ દિનિ મુનિ અતિ દીપતુ, જીપતુ વાદીવૃંદ રે;
વૃંદનઇ ચડતઈ પખિ જિમ ચંદલુ એ. ૩૮
મુનિવર મહિમા ગુણનિલુ, નિરમલુ સોહઇ રે;
સોહનઇ મોહઈ મન ભવિજનતણા એ. ૩૯
ચારિત્ર કમલા કામિની, ઉરવરિ નવસરહાર રે,
હારનઇ પાર ન પામુ ગુણતણા એ. ૪૦
છઠ્ઠઠ્ઠમ બહુ તપ કરઇ, શુદ્ધ ચારિત્ર પાલઇ રે;
પા ઇનઇ ટાલઈ તે આશાતના એ. ૪૧
સકલ શા સ્ત્ર મુનિ અભ્યસઇ, વસઇ શ્રીગુરૂ પાસિ રે;
પાસિનઇ વાસિ જસ મુખિ સરસતી એ ૪૨
ભાષાસુમતિ ભાખતુ, સખિ ઇર્યાઇ ચાલઈ રે;
ચાલઇનઈ પાલઇ દોષ આહારના એ. ૪૩
યોગ વહઈ સવિ સૂત્રનાં, લિઇ અરથ વિચાર રે;
વિચારનઇ આચાર પંચ સૂધા ધરઇ એ. ૪૪
સંવત પન્નર અ્યાસીઈ, થાપ્યા સોભાગહરિષસૂરિંદ રે;
સૂરિંદનઇ ચંદતણી પરિ નિરમલા એ. ૫૫
અચિંત્ય-ચિંતામણી મુનિવર, ગિરૂઉ ગુણભંડાર રે;
ભંડારનઇ સાર સુગુરૂ જાણી કરાએ ૪૬
સોભાગહરિષસૂરિ વાસ ઠવઇ, વરઇ 'ગણિ' પદ ચંગિ રે,
ચંગિનઈ રંગ સાદ કીધુ દાઇ એ. ૪૭

સીરોહી નગરી ભલી, જિહાં વસઇ તિ ગાંધી રાણુ રે;
રાંણુનઇ ભાણુ પરિ અતિ દીપતુ એ. ૪૮
'પંડિત' પદ ઉચ્છવ કરઇં, દિઇં નવ નવા તંબોલ રે;
તંબોલનઇ બોલ માનિઉં ભલુ સહિગુરૂઇં એ. ૪૯
વીજાપુરિ પધારીઆ, તિહા પ્રવેશ-મહોચ્છવ કીજઇ રે;
કીજઇનઈં દીજઇ દાન ગંધર્વનઇં એ. ૫૦
પૂરવલ્યા જે સંઘપતિ, તેહ છલિ જાણુ રે;
જાણુનઇ આણુ વહઇ સહુ સંઘવીતણી એ. ૫૧
માંગરાજ જતનપાલ મિલી, વલી ચોદ્ધ વિમાસઇ રે;
વિમાસનઈં સાસઇ કારિજ કીજીઇ એ. ૫૨
અહિમદાવાદી સંઘ તિહાં, આવિ અનુમતિ માગી એ;
માગીનઇ જાગી સનમતિ અહ્મતણી એ. ૫૩
શ્રાવકજન ઉચ્છવ કરઇ, સોભાગહરિષસૂરિ થાપઇ રે;
થાપઇનઇ આપઇ ' ઉવઝાય ' પદ વરૂ એ. ૫૪
પાંચસેરના લાડૂઆ, થાલી સહિત સુચંગિ રે;
ચંગિનઇ રંગિ બહુ લાહણી દીઇ એ. ૫૫
ઈમ ઉચ્છવ અન્નેક પરિ, અનુક્રમિ લહીઆ રે;
લહીઆનઇ કહીઆ મઇ આણંદસિઉં એ. ૫૬

રાગ.—કેદારૂ—ઈશાન ઈન્દ્ર બોલઇ લીઇ—એ ઢાલ

ममदावादमां वास ।

વિહરંતા પુહતા વલી, અનુક્રમિ અહિમ્મદાવાદિ રે;
ઉચ્છવ બહુલાં વાજિત્ર-વાજઇ મધુર નિનાદિ રે. ૫૭
ભાવિ ભેટઉ ભવિજન, દીપઇ જિસઉ દિણંદ રે;
યુગ-પ્રધાન જાગ જાણીઇ, સોભાગહરિષસૂરિંદ રે. ધ્રુપદ.
શ્રીફલની પરભાવના, દિનપ્રતિ દિઇ તંબોલ રે;
ચઉમાસિ રાખ્યા શ્રીપૂજ્ય, શ્રીસંઘમાનિ રંગરોલ રે. ભા૦ ૫૮

પુણ્યપ્રભાવક શ્રાવક ઘરઇ, સૂધાં વ્રત બાર રે;
કામદેવ ચઉલણી પિતા, આણંદ પરિં ઉદાર રે. ભા૦ ૫૯
વર્ધમાન અતિવાધતુ, સમરથ સમરથસાહ રે;
હીરૂ હરિષ ધરઈ ઘણું, વચ્છ વિશેષિ ઉચ્છાહ રે. ભા૦ ૬૦
મદ દમતુ મદુ વલી, તેજિ તપઇ તેજરાજ રે;
રુપચંદ રુપિ ભલુ, જસ વિસ્તરઇ જસૂરાજ રે. ભા૦ ૬૧
દેવચદ આણંદસિઉ, પુણ્ય પૂરૂ પુણ્યપાલ રે;
વર લખિમી વસુ વાવતુ, સાહ દેવચંદ દયાલ રે. ભા૦ ૬૨
મંત્રિ ધનુ ધન વાવરઇ, સોમજી સહિજિ ઉદાર રે;
રામદાસ રૂલીમણુ, કમલસી કરઇ વિચાર રે. ભા૦ ૬૩
રૂપુ રિદ્ધિ આગલુ, સોનુ સોવિન દેહ;
રાજપાલ રંગિ રમઇ, વસ્તુ વારુ એહ રે. ભા૦ ૬૪
પાટણિપુરૂ પંચાઈણિ, દેવચદ જિસિઉ ચંદ રે;
ગોધુ ગિરુઅડિ ગાજતુ, તિહુણસી તેજિ દિણિંદ રે. ભા૦ ૬૫
અગીપલ અતિહિ ભલુ, સાંડુ સાહસધીર રે;
વીરપાલ વરઇ વહુ, શ્રીવચ્છ તે વડવીર રે. ભા૦ ૬૬

રાગ—દેસાખ.

आचार्यपदनी योग्यता।

ખંભનયરિ ખાંતિ આગલા, આબૂઉરા આજરાજ,
લખમસી લખગુણે જાણીઇ, ખીમસી ખરાં કરઇ કાજ. ૬૭
ભાવિ ભવિજન ભેટીઇ, દીપઇ જિસિઉ દિણંદ;
જગિ જાગઇ યુગ-પ્રધાન, શ્રીસોમવિમલસૂરિંદ—આંચલી.
ઈણિ પરિ નયરિ અનેકના, સંઘ મિલ્યા સુવિચાર;
આચારિજ-પદ પાત્રનુ, કરઇ વિશેષિ વિચાર. ભા૦ ૬૮
જોતા સમાચિતિ આગલા, ગુણમણિતણા ભંડાર;
દરશન જ્ઞાન ચારિત્ર ભરિઆ, પાલઇ પંચાચાર. ભા૦ ૬૯
તર્ક છંદ જ્યોતિષ ભલા, લક્ષણ વેદ પુરાણ;
સ્મૃતિ ગીતા સાહિત્ય વલી, સવિ સૂત્ર અરથના જાણ. ભા૦ ૭૦

ઇતિ રૂપાદિક જે ગુણ, ઉપદેશમાલ મઝારિ;
શ્રીસોમવિમલ ઉવઝાય માંહિ, દીસઇ સનયાચારિ. ભા૦ ૭૧
પરિક્ષ્ય જાણી કરી, આણી અતિ આણંદ;
વીનવીઆ તપગછ ધણી, સોભાગહરિષસૂરિંદ. ભા૦ ૭૨

ઢાલ—ઉલાલાનું, રાગ—દેશાખ.

आचार्यपद महोत्सव।

હવઇ સુણુ સવિ પ્રાણી, અનુક્રમિ વાત જે જાણી;
તે સવિ કહું અ ઉચ્છાહિ, આ શ્રાવક જનમાંહિ ૭૩
સવિ વીનવીઆ મુણિંદ, ગુરૂ મનિ હૂઉઅ આણંદ;
પાયરઇ અનેક, શ્રાવક જે સુવિવેક. ૭૪
એક કહઇ મઝ આપું, સંઘ માંહિ થિર થાપું;
એહવાં કાજ જુ કીજઇ, નર ભવ લાહુ અ લીજઇ. ૭૫
અવસર લહી દેવચંદ, ઉલટિ ધરીઅ આણંદ;
પાય પ્રણમી માન માગઇ, ઇણિ ઉચ્છવિ ધન લાગઇ. ૭૬
તેનું ખરચ્યું અ પૂરૂં, તિલક વધારઇ સંપૂરૂં;
સહુવિ સવિ તિહાં હરખી, મુનિવર ગુણનિધિ નિરખી. ૭૭
સંઘ સહુ વરિ આવઇ, આગલિ અહુવિ વધાવઇ;
મોટઉ માંડવ માંડી, દુરમતિ સવિ પહરી છાંડઇ. ૭૮
બાંધઇ ચંદ્રુઆ રૂડા, પીતલમઇ વચ્ચિ સૂડા;
સંઘ મિલિઉ સવિ થાટ, બહુલા બોલઇ ભાટ. ૭૯
તંબોલ મહિ પ્રમુખ, દેતાં ઉપજઇ સુખ;
આપઇ ચુનડી સાર, ઊપરિ થાટ ઉદાર. ૮૦
તેહી ઉવઝાય વરિ, ન્હવણ કરઇ બહુ પરિ;
કોરૂ વેસ પેહરાવી, મંદિરિ મુનિવર વધાવી. ૮૧
સાંચરીઉ સંઘસાર, મિલિઉ બહુલુ પરિવાર;
આવઇ ચુહટા મઝારિ, ગુણ ગાવઇ નરનારિ. ૮૨
હવી સુણી તે રૂડી, વાત નહી એક કૂડી;

આગલિ નેજા તે સાર, લોકતણું નહી પાર. ૮૩
ઘરિ ઘરિ મંગલમાલ, તોરણ વન્નરવાલ;
આગલિ ખેલા તે નાચઇ, અનગમતાં તે દાન યાચઇ. ૮૪
પગિ પગિ થાટણાં કીજઇ, ઉચ્છાહિ તણાં દાન દીજઇ;
વેઢ વીટી વલી સાર, મોતીઆનું નહી પાર. ૮૫
વાજઇ ભૂંગલ ભેરી, માદલ નવલ નફેરી;
નીમાણ ઢોલ તે વાજઇ, નાદિ અંબર ગાજઈ. ૮૬
વંશવીણા વલી વાઇ, મધુરાં ગીત તે ગાઇ;
સહીઅર સવિ મિલી સાથિ, પંચ વર્ણ ફૂલ હાથો. ૮૭
બોલઇ બાલી અબોલ, લિઉ કુંકમતણુ રોલ;
ઇક ગાઇ મુનિરાજ, સાઝઇ મનતણાં કાજ. ૮૮
અહવિ ઉઆરણાં કરતો, શ્રીફલ અખ્યાખાં ધરતી;
આગલ પાછલિ ફિરતી, ગુરૂગુણ મુહિ ઉચરતી. ૮૯
બહૂઆ રુઅડા બોલઇ, નવ નવા ગીત તે પોલઇ;
ગુણ ગંધર્વ તે ગાઇ, જોવા બાલણે જાઇ. ૯૦
પૂઠલિધા કરઇ સાદ, ઉપજઇ અતિ હિ આલ્હાદ;
નામ નવરંગ પાત્ર, જાણે સહુ મિલિઉ જાત્ર. ૯૧
એક કહે માવ ધિન્ન, જનમ્યા એહવા રતન્ન;
તપગચ્છતણુ એ આધાર, હોસિ એહ ગચ્છધાર. ૯૨
દીધા ઉચ્છવ જેહ, વર્ણવી ન સકું તેહ;
મંદ બુદ્ધિ કિમ જાણું, છદિ સોક કિમ વખાણું. ૯૩
અભિનવ ઉચ્છવ કરતા, રુડા ધ્યાન તે ધરતા;
અનુક્રમિ આવ્યા એ વરિદતા, પોસાલ પામ્યા એ મુદતા. ૯૪
તામ સુણઇ ગુરૂવાણિ, જાણે સાકર ખાણિ;
ગચ્છ રીતિ આરાધે પેન લઇ, રંખડે કે ન સુણિ ગઇ. ૯૫
હીરસૂરિગુરૂ સાર, ઊઠે અંગિ અપાર,
સુરભુવન સમ તોલઇ, આણંદસોમ ઇમ બોલઇ ૯૬

રાગ—મલ્હાર, મેરે લાલ—એ ઢાલ.

आचार्यपदप्राप्ति ।

તપગચ્છપતિ તવ હરખીઆ, રુડી માંડી નાંદિ મેરે લાલ;
ઊલટ આણી ગોરડી, ગાઈ મધુરઇ સાદિ મેરે લાલ. ૯૭
ભાવે ભવિજન ભેટીઇ, દીપઈ જિસિઉ દિણુંદ મેરે લાલ;
યુગપ્રધાન જગિ જાણીઇ, શ્રીસોમવિમલસૂરિંદ મેરે લાલ—આંચલી.
ચિહુ પખિ ચ્યારિ ગૂહલી વલી કીજઈ, દીજઈ બહુલાં દાન મેરે લાલ;
શ્રાવક તે શ્રીસંઘ પ્રતિ, દિઇ અધિકાં સનમાન મેરે લાલ. ભા૦ ૯૮
સંવત પન્નર સતાણુવઇ, આસો માસિ મઝારિ મેરે લાલ;
પુષ્પનખિત્રિ પદ ખઇસણુ, શુદિ પંચમી ગુરૂવારિ મેરે લાલ. ભા૦ ૯૯
સોભાગહરિષસૂરિ નિજ પાટિ, સોમવિમલસૂરિ થાપઇ મેરે લાલ;
નાંદિ તણુ વિધિ સવિ સાચવીનઇ, સૂરિમંત્ર ગુરૂ આપઇ મેરે લાલ. ભા૦૧૦૦
સંઘ સવે સાખિ ગુરૂ થાપ્યા, ગછનાયક પદ ઠાંમિ મેરે લાલ;
લઘુ આચારિ[જ] વલી ઠવઇ, સકલહરિષસૂરિ નાંમિ મેરે લાલ. ભા૦ ૧
સંઘ સવિ સપરિ સંતોષઇ. શ્રીફલ સાકર તંબોલ મેરે લાલ;
સૂહવિ ચાઉલિ ચુક પુરંતી, કરઈ કુંકમતણુ રોલ મેરે લાલ. ભા૦ ૨
વારૂ વસ્ત્રિ યતી અ સંતોષઈ, પોષઇ પરિઘલિ ભાવિ મેરે લાલ;
શ્રાવકજન વલી વલી ભણુઈ, શ્રીગુરૂ મઝ ઘરિ આવિ મેરે લાલ. ભા૦ ૩
દેશિ નગરિ પુરિ વિહાર કરંતા, ખભનયરિ પુહુતા મેરે લાલ;
વલી વિશેષિ ઉચ્છવ કરતા, શ્રીસંઘ આવઇ ગહિગહિતા મેરે લાલ. ભા૦ ૪
પ્રવેશ–મહોચ્છવ તીણુઇ સમઇ, કીધુ દોસી જયચંદ મેરે લાલ;
ગચ્છનાયકપદકેરૂ ઉચ્છવ, હવઇ પભણુ આણુંદ મેરે લાલ. ભા૦ ૫

રાગ-ધન્યાસી, સહિ ગુરૂ વંદીઈ—એ ઢાલ.

गच्छनायकपद महोत्सव ।

ખંભનયરિ પધારીઆ એ, વધાવઇ વર બાલકિ;
દિન દિન ઉચ્છવ બહુ કરઈ એ, શ્રીસંઘ રંગિ રસાલકિ. ૬
સહિ ગુરૂ વંદીઈ એ.

ગોતમ સમ અવતાર કિ સ૦, લબધિ તણું ભંડાર કિ સ૦;
વંછિત ફલ દાતાર કિ સ૦, શ્રીસોમવિમલ ગણધાર કિ સ૦;
વિદ્યાઇ વયરકુમાર કિ સ૦, ગુરૂ નામિ જય જયકાર કિ સ૦. આંચલી
હરખિ શ્રીસંઘ ઇમ ભણઇ એ, કુણ ટરસિ પદ કારજ કિ સ૦;
ઉલટ આણી ઉઠીઆ એ, વાઘરાજ મેઘરાજ કિ સ૦. ૭
એહ કારિજ અહ્મ દીઉએ, ધર્મતણું લહિઉ મર્મ કિ સ૦;
વિત્ત સુઠામિ વેચાઇ એ, જુ હુઇ શુભ કર્મ કિ સ૦. ૮
સંઘતણી અનુમતિ લહી એ, વાઘરાજ કરઇ કામ કિ સ૦;
કંકોતરી અ પઠાવીઇ એ, દેશિ નગરિ પુરિ ઠામ કિ સ૦. ૯
સાહમી સઘલા તુહતરીઆ એ, સંઘ મિલ્યા તિહાં થાટ કિ સ૦;
બહુઆ રૂડા તિહાં મિલ્યા એ, બહુલા બોલઇ ભાટ કિ સ૦. ૧૦
આચારિજ ઉવઝાય વરુએ, પંડિત મિલ્યા અપાર કિ સ૦;
શુભે કરે મુનિ જેહવા એ, પૂરવલ્યા અણગાર કિ સ૦. ૧૧
ચંદ્રુઆ તિહાં બાંધીઇ એ, ઘરિ ઘરિ વન્નરવાલ કિ સ૦;
ઘરિ ઘરિ હુઇ વધામણા એ, તોરણ ઝાકઝમાલ કિ સ૦. ૧૨
માંડવડઇ સંઘ આવીઉ એ, દિઇ આધિકા સનમાન કિ સ૦;
કમરબંધ વાગા દીઇ એ, મહિ મોઘરી પાન કિ સ૦. ૧૩
આચારિજ ઘરિ તેડીઆ એ, નદવણ કરઇ બાહુ પરિ કિ સ૦;
સુહવિ નિરખી નિહાં મિલી એ, વધાવઇ ઘરિ ઘરિ કિ સ૦. ૧૪
તિહાંથી શ્રીસંઘ આવિઉ એ, વાજઇ નવલા તૂર કિ સ૦,
સરણાઇ સુરતિ ભલી એ, કોઇ મિલિઉ નવ પૂર કિ સ૦. ૧૫
ઢમ ઢમ ઢોલ ઢમૂકીઆ એ, ઝ, ઝલરિઆ ઝંકાર કિ સ૦;
ઢમિ ઢમિ માદલ વાજીઆ એ, તાનિ વાજઇ તાલ કિ સ૦. ૧૬
ઘમ ઘમ ઘમકઇ ઘુઘરી એ, રણ રણ રણઝણ સાદ કિ સ૦;
ભૂંગલ ભેરી અતિ ભલી એ, નવઇ નેહેરી નાદ કિ સ૦. ૧૭
ગલી ગલી ગાજતી એ, સિંહાસન માંડિ ઉચ્છવ કિ સ૦,
શ્રીસંઘ આવઇ મહૂપત એ, ગાજંતિ વાજંતિ આર કિ સ૦. ૧૮

પગિ પગિ થાકણુડાં કરઈ એ, કઆહિ ગંઠકડા દાનકિ સ૦;
મોલીઆં વેઠ વીંટી દીધઇએ, તિમ તિમ વાધઇ વાન કિ સ૦. ૧૯
કરતી અહવિ ઉઆરણાં એ, ગોરડી ગાંઈ ગીતકિ સ;
સિરખી સવિ સૂહવિ મિલીએ, રાખઇ રુડા ચીત કિ સ૦. ૨૦
દિવ પરિ દીપઈ ભલા એ, શ્રાવક સમકિતધાર કિ સ૦;
જાણે ઉચ્છવ આગરુ એ, જાણે મંગલીક ભંડાર કિ સ૦. ૨૧
ઇણિ પરિ ઉચ્છવ અભિનવા એ, કરતા આવઈ સાર કિ સ૦;
પોસાલમાંહી પધારીઆ એ, સવિ મિલીઉ પરિવાર કિ સ૦. ૨૨
**સંવત સોલ પંચોતરઇ** એ, મહા શુદિ પંચમિ ચંગિ કિ સ૦;
**ગચ્છનાયક–પદકેરહું** એ, તિલક વધારઇ રંગિ કિ સ૦. ૨૩
**સંઘ સવે** તવ હરખીઆ એ, હુઉ જય જયકાર કિ સ૦;
ગચ્છનાયક ચિર જીવયો એ, ધિન તપગછ પરિવાર કિ સ૦. ૨૪
અહિવિ અખ્યાણાં કરિ ધરી એ, શ્રીફલ કુંકમ રોલ કિ સ૦;
ગુહલી અહુલી તિહાં કરઈ એ, દિઇ નવ નવા તંબોલ કિ સ૦ ૨૫
વલી વલી વધાવતી એ, ગાવતી ગુરુગુણગેલિ કિ સ૦;
ગછનાયક ગુણે આગલા એ, મૂરતિ મોહણવેલિ કિ સ૦ ૨૬
વિવધ વસ્ત્ર વિહરાવિઆએ, દરશણ સવિ પરિવાર કિ સ૦;
**આણંદિઇ** ઇણિ પરિ કહિઉ એ, ગછપતિપદ અધિકાર કિ સ૦. ૨૭

રાગ—કેદારૂ, ફાગનુ–ઢાલ

**संयमचर्या ।**

બહુ પરિ રાજઈ એ, ગાજ એ તપગછરાય,
શ્રીસોમવિમલસૂરીસર ઇસર સેવિત પાય;
અભિનવ ગૌતમગણધર સધર ધરમ આધાર,
હીમ મહીધર ગુણધર વસુધાં કરઇ વિહાર. ૨૮
મિચ્છત્તસૂલ નિકંદએ કંદએ સમકિતસાર.
સાવદ્યયોગ અનાણએ નાસઇ એ મન્નિ લગાર;

નિરવદ્ય યોગ ધ્યાન ચિતિધરઈ નવિધરઇ રાગ નઇં દોસ,
મૂંકઇ દોઇ ધ્યાન અશુભ એ શુભ ધ્યાનિ સંતોસ. ૨૯
તિજઇ કૃષ્ણ નીલ કાપોત એ પોતએ શુભ ત્રિણ્ણિ લેસ,
ત્રિણ્ણિ દંડ તે પરિહરઇ આદરઇ ગુપતિ અસેસ;
પંચાચાર તે માંડઇએ, છાંડ એ ચ્યારિ કષાય,
પંચ સમતિ તે મનિ ધરઇ કરઇ પંચ વિધ સજઝાય. ૩૦
પંચ વિષય કરઇ દૂરઇ એ દૂરઇ એ પંચ પ્રમાદ,
ખટ જીવ યતન તે આદરઇ નવિ ધરઇ વાદ વિવાદ;
છ છ ભેદ તપ તપઇ જપ જપઇ શ્રીસૂરિમંત,
વારઇ ભય ઠામ સાત એ સાત એ આઠ ધરંત. ૩૧
આઠઇ મદ જે દુર્જય ન યરઇં આઠઇ કર્મ,
નવ વિધ બ્રહ્મચર્ય રાખઇં એ દાખઇં એ દશ વિધ ધર્મ;
બાવીસ પરીસહ સહિતુ એ ધરતુ ગુરૂ નવિ રીસ,
સાધુ તણા ગુણ જે કહિઆ સંભરી ના સાતનઇ વીસ. ૩૨

એ દોહાનુ—ઢાલ રાગ—કેદાર

બાઇતાલીસ આહારના દોસ, ન કરઇ તેહનું પોસ,
વદઇ વાણિ જિનવરઇ એ, મહિમા મંદિર એ. ૩૩
તપ જપ સંયમ સાર, પર [illegible] ધાર,
ગુણમણિ આગરુ એ, [illegible] એ. ૩૪
ભવિક કમલ વન [illegible], [illegible] સુધારસ [illegible];
વરસઇ મનરુલી એ, દેઇ વિદેશિ [illegible] એ. ૩૫
વાવનુ બીજ સમકિત, [illegible]
[illegible] ૩૬
[illegible]
[illegible] ૩૭
[illegible]
[illegible] ૩૮

માલારોપણ સુવિવેક, બીજી વિરતિ અનેક;
ગુરૂમુખિ ઊચરઇં એ, દુહસાગર તરઇં એ. ૩૯
આલોઇં સવિ પાપ, તપિ કરિઇં નિરમલ આપ;
પામ્યા સહિગુરૂ એ, વંછિત સુરતરૂ એ. ૪૦
ધરઇ વૈરાગ્ય અભંગ, સંયમ રમણીરંગ;
ગિરિમાં મંદરુ એ, રુપિ પુરંદરુ એ. ૪૧

રાગ—આસેરી, ઢાલ—જયમાલાનું.

જયુ તપગચ્છનુ શૃંગાર, જાણે સમતા રસભૃંગાર;
શ્રીસોમવિમલ ગણધાર, જયુ જ્ઞાનતણું ભંડાર. ૪૨
ગુરૂ મૂરતિ મોહણ વેલિ, ગુરૂ ઉપશમ રસની રેલિ;
ગુરૂ પૂજઇ અષ્ટવિધાન, ગુરૂ સકલકલા સાવધાન. ૪૩
ઇચ્છાલપિ વાંચઇ રુડિ, ગુરૂ અભિગ્રહ બહુ કરઇ સુંડી;
માન ન ધરઇ પૂજ્ય લગાર, માયા લોભ કરઇ પરિહાર. ૪૪
મદ મત્સર ગુરૂ કરઇં દૂરિ, ગુરૂનાંમિ સંપદ ભૂરિ;
ગુરૂનામિઇં વંછિત ભોગ, ગુરૂનામિઇં નવલ સંયોગ. ૪૫
ગુરૂનામિં બહુલી રિદ્ધિ, ગુરૂનામિં વંછિત સિદ્ધિ;
ગુરૂનામિઇં નવઇ નિધાન, ગુરૂનામિં વાધઇ વાન. ૪૬
ભામણડાં ભગવન આજ, ઊઆરણાં કરૂં ગુરૂરાજ;
ગુરૂનાંમતણી બલિહારી, દુખ દુરમતિ દૂર નિવારી. ૪૭
ભૂત પ્રેત વલી વશિ થાઇ, દુષ્ટ જ્વર દૂરિ જાઇ;
જયુ જંગમતીરથ સાર, જિનશાસનિ જય જયકાર. ૪૮
ગંગાવેલકણુ મવતુ, ગયણિંગણિ તારા મવતુ;
રયણાયર રયણહ સંખ, કરઇ ગુરૂગુણ તુહિ અસંખ. ૪૯
લોટીગણુડે પાએ લાગું, ગુરૂ સેવા અહનિસિ માગું;
આણંદસોમ પ્રણમઇ પાય, કરિ મઝ ગુરૂ સુપસાય. ૫૦

રાગ—મલ્હાર, મોરી આંખડી ફરૂકઇ રે—એ ઢાલ.

યુગપ્રધાન જાણુઈ સહુ, જિનશાસન સુરતાન રે;
ગુરૂગુણ ગાતાં સંપદા, સહી વાધઇ રે અધિકુવાન. ૫૧

મોરા સહિગુરૂ વધાવુ રે, સોહાવું રે તપગછરાય;
નિતુ પ્રણમુ રે શ્રીગુરૂપાય, જિમ કિજઇ રે નિરમલ કાય.
જિમ હુઇ રે બહુલું આય, મોરા સહિ ગુરૂ વધાવું રે.–આંચલી.

ધિન અમરાદે કૂખડી, રુપરાજ કુલ ધિન્ન રે;
ધિન્ન સુગુરૂ જીણઇ દીખીઆ, રુડા ચુવિહ રે સંઘ સુપ્રસન્ન. મો૦ ૫૨

સોભાગહરિષસૂરિ પટિ જયુ, શ્રીહેમવિમલસૂરિ સીસ રે;
ચઉવિહ સંઘ ઇણિ પરિ ભણઈ, જયુ ગછપતિ રે કોડિ વરીસ. મો૦ ૫૩

જાં ધ્રૂ સાયર ચંદલુ, જાં તપઇ તેજિ દિણિંદ રે;
તાં સોમવિમલસૂરિ ચિર જયુ, સુખ સંપદ રે દિઉ આણંદ. મો૦ ૫૪

આણંદ સોમકલા[૧૬] મિલી, સંવત ઓગણીસઇ[૧૯] માઘમાસિ રે;
દસમી ગુરૂવારિ રચિઉ, નંદરબારિ રે રાસ ઉલ્હાસિ. મો૦ ૫૫

મનરંગિ જે ભણઇ ગુણઇ, સાંભલઇ રાસ રસાલ રે;
નવ નિધિ તસુ ઘરિ અંગણઈ, સખિ ફલીઉ રે અમર રસાલ રે. મો૦ ૫૬

पूज्यश्रीसोमविमलसूरिरासः समाप्तः ।

# श्रीदेवरत्नसूरि-फाग।

अर्हं



ॐ नमो जिनचन्द्राय परमोदयशालिने।
समग्रभुवनाभोगकमलाकेलिसद्मने ॥ १ ॥
नमः श्रीआदिदेवाय देवसंसेवितांह्रये।
धर्मार्थकामसंपत्तिसुरसिन्धुहिमाद्रये ॥ २ ॥
नमः श्रीवर्द्धमानाय तीर्थेशाय स्वयंभुवे।
नमः श्रीगौतमायास्तु सर्वाभीष्टश्रियां भुवे ॥ ३ ॥

રાસ.

ત્રિભુવનગગનવિલાસનદિણયર, નયર જીરાઉલિ વાસ રે;
નમિય નિરંજન ભવભયભંજન, સજ્જનરંજન પાસ રે. ૪
કવિજનમાનસસરવરહંસીય, સરિસીઅ અવિચલ ભત્તિ રે;
ધ્યાઇસુ ભાવિઇં દેવી શારદ, શારદશશિકરકંતિ રે. ૫

અઢેઉ

શારદ શશિકરતિ, નિમ્મલગુણગણ પંતિ,
સૂરિ ધુરંધરુ એ, સોહગ સુંદરુ એ;
આગમગચ્છિ સિણગાર, સંયમશ્રી ઉરિ હાર,
રૂપિઇં સોહઇ એ, જનમન મોહઇ એ. ૬
સજ્જનકમલદિણંદ, દીઠઇં મુનિ આણંદ;
સેવઇ નરવરુ એ, ગુણિ ગોઅમગુરુ એ;

શ્રીદેવરત્નસૂરિંદ, આગવંશ કેરઉ ચંદ,
ગાઇસુ ગણુહરુ એ, સહુજિ મનોહરુ એ. ૭

ફાગ.

અણુહિલવાડઉં પાટણુ, પાટણુનયર જે રાઉ;
દીસઈં જિહાં શ્રીઅ જિણુહર, મણોહર સંપદ ઠાઉ. ૮
ચાંડસી પેથડનઇં કુલિ, કલીય કલા સંભાર;
તિહિં વસઇ વહુરઉ કુરણિગ, કરૂણાગરૂ અડિસાર. ૯
કુંતિગદે તસુ ઘરિણિઅ, હરિણીઅ નયણુ સુરંગ;
સીલિંઇ સીય જિમ મોહ એ, રોહ એ પાપહ મંગ. ૧૦
જાવડ તસુ તણુઉ નંદણુ, નંદણિ સુરતરૂ જેમ;
દિનિદિનિ રુપિંઇ દીપઈ, જીપ એ તજિઇં હેમ. ૧૧

## आर्या ।

नीलोत्पलदलनयनं के सुन्दिशा(?)नैव शारदीनशशिवदनम् ।
यं वीक्ष्य रूपमदनं के मुदिता नैव गुणसदनम् ॥ १२ ॥

રાસ

નિર્મલનિજકુલકમલદિવાયર, સાયર સમ ગંભીર રે;
અનુદિન નવ નવ માઇ મનોરથ, રથવર સારથિ ધીર રે. ૧૩
સહસિ મનોહર શશિકર નિરમલ, કમલ સુકોમલ પાણિ રે;
ગજગતિલીલામંથરચાલઈ, બોલઈ સુલલિત વાણિ રે. ૧૪

અઢેઉ.

બોલઇ સુલલિત વાણિ, સુંદર ગુણ મણિ ખાણિ,
સુજના નંદનૂ એ, વાણી ચંદનૂ એ;
નિરમલ કોમલ અંગ, સુલલિત રુપિઇં ચંગ,
ધીરમ મંદરુ એ, તેજિઇ દિનકરુ એ. ૧૫
જસુ એક સુંદર પુત્ત, ઉત્તમ ચરિય પવિત્ત,

ધન તે જનની એ, ગુણતરૂ અવની એ;
ઇમ બોલઇં સહૂ કોઇ, મીહલિ કુતિગ જોઇ,
પાંચ વરીસુ એ, નહી કોઇ સરીસુ એ. ૧૬

ફાગ.

અવસરિ ઇણિઇ સુહુગરિ, ગુરુએ ગુણિહિં ઉદાર;
દેખી અ રૂપિઇં લહૂઉ, બહૂએ લક્ષણિ સાર. ૧૭
તતક્ષણિ તેડીઅ તાતહી, વાત જણાવી સાર;
જઉ સંયમે એક લઇ, તું હોઇ ગચ્છશૃણગાર. ૧૮
જણુય વિવેકિઇં જાગિઉ, લાગઉ બહુ મનિ ભાઉ;
સંયમ લેવા ગહુગહિઉ, મહમહિઉ જગિ જસવાઉ. ૧૯
દીક્ષાઉત્સવ મંડિઅ, ખંડિઅ મોહ નરિંદ;
આવઇં તિહાં જન બહુવિહ, ચઉવિહ સંઘ આણંદ. ૨૦

काव्यम् ।

महोत्साहं सङ्घे भजति सकलेऽहर्निशमपि
क्षणद्वैते नूनं भवति सुजनेषु प्रमुदिषु ।
व्रतं धित्सौ यस्मिन्ननु सदनवासःस्थितजना
न मन्यन्ते स्म स्वं कति कति परं वंचितमिव ॥ २१ ॥

રાસ.

નિતુ નિતુ જિમણુવાર આવારીઅ, નારીઅ ગાઇં ગીત રે;
નાનાવિહ માગતજન માનિઇં, સુરતરૂ જીત રે. ૨૨
જિણહરિ જિણવરપૂજ રચાવઇં, નાચઇં પાત્ર સુરંગ રે;
ઇણુપરિ નયરિહિં કીધ મહોત્સવ, એ સવિ નહી કુણિ જંગિ રે. ૨૩

અઢેઉ,

એ સવિ નહી કુણિ જંગિ, જણ બોલઇ મનરંગિ,
તિહાં ઇણ અવસરિ એ, પરમાણંદિ કરી એ;

કુતિગદે ઉરિહંસ, પ્રાગવંસ અવયંસ,
ગુરૂપાય લાગઇ એ, ચારિત્ર માગઇ એ. ૨૪
જાગિઉં મઝ શુભ કમ્મ, જાણિઉ ધમ્મહ મમ્મ,
ઇમ એ બોલઇ એ, નહીં કોઇ તોલઇ એ;
માય બાપ બેઇ આવી, ગરુઇં જોવિ જોવિ ભાવિ,
સંયમ દેસિઇં એ, અમ્હિ પણ લેસિઉં એ. ૨૫
**શ્રીજયાનંદસૂરિ**, અભિનવ આણંદપૂરિ,
વેષ તઉ આપઈ એ, સંજમ થાપઈ એ;
**સતસઠ્ઠઇ માહ** માસિ, સિત પંચમિ ઉલ્લાસિ,
ત્રિહુજણુ સરિસઇં એ, ગરુઇં હરિસિઇં એ. ૨૬
**પાટણ**માહિ બહુ જ ગિ, ચારિત્ત લીધઉં રંગિ,
જણુ ઇમ જંપઇ એ, કુતિગ સંપઈ એ;
ઇમ બોલઇ ગુરૂરાજ, રુડઉં હુઉ કાજ,
ઇણિ ગચ્છિ સોહઇં એ, ભવિઅણુ બોહઇં એ. ૨૭
પાંચ મહાવ્રત ધાર એ, વાર એ પાંચ પ્રમાદ;
સૂધઓ સંજમ પાલ એ, ટાલએ પરપરિવાદ. ૨૮
દીસએ વિનય વિચક્ષણુ, લક્ષણુ કલિજ શરીરિ,
સમરથિ લીલાં લોહનઇં, કોહ જીતઉ જિણુ વીરિ. ૨૯
સુમણુઇં સુણિઇં સુલક્ષણ, લક્ષણ સાલંકાર,
નાટક છંદનઇં નવનવઇં, કરઈ કવિત્ત સુસાર. ૩૦
ગણિત પ્રમાણુ પરિસીલિઇં, લીલઇં ગુણઇ વિચાર;
મુણિવર આગમ વાચઇં. સંચઇ સુકૃત અપાર. ૩૧

काव्यम् ।

समुद्धृत्य क्रोधाग्रगिरिनिवहमात्मान्तरगतं
निधायान्तश्चित्ते बहुविधगुणाम्रोपनिपदः ।
लसच्छ्रीसिद्धान्तामृतजलधिमध्येऽनवरतं
परां केलिं कुर्वन् जयति स मुनिर्गच्छतिलकः ॥ ३२ ॥

રાસઉ.

તિણિ સમઇ રતિ પ્રીઅ પ્રતિ બોલીઅલા,
મહીઅલી મઇ મુનિ હોળીઅલા;
તુમ્હ મવિ માનઇ આણતડી, મનિ મયણ મહા ભડ રુઠડી,
બોલઇ ઇણુઇં હું ન દીઠડું, ટાલિસુ વિણિ વરહુમાણ. ૩૩
તતક્ષણિ મિત્ર વસંતહ કારિઉ, કોમલ વયણે તે તણિ વારિઉ;
તઉ ગહગહિઉ અપાર;
કણુયર કેવકનઇ બીજઉરી, પાડલ કેસર કરણી મઉરી,
તરણી ગાઇ તાર. ૩૪

ફાગ.

ફુલ ભરિ સહકાર લહકઇં, કહુકઇં કોઇલિ વૃંદ;
પારધિ પાડલ મણિમલા, ગણિ ગણિઆ મુચકુંદ. ૩૫
ચંદન નારંગ કદલીઅ. લવલીઅ કરઇ આનંદ;
રમઇ ભમઇ બુહુ સંગિઇં, રંગિઇં મધુકર વૃંદ. ૩૬
વનિ વનિ ગાયન ગાયઇં, વાસઇં મલય સમીર;
હસિમસિ નાચઇં રમણીઅ, રમણીય નવનવ ચીર. ૩૭
કિંશુક ચંપક કેરડિ, ફુલિઆ તરૂવર સાર;
મયણ મહીપતિ ગાજઇં, રાજઇં રસ શૃંગાર. ૩૮

काव्यम् ।

चापं पुष्पमयं शरानलिमयान् कृत्वा च सैन्यं स्त्रियो
दूतं दक्षिणमारुतं मधुमथ मित्रं विधुं सैन्यपम् ।
उच्चैः कोकिलनादवाद्यनिवहः कामोऽयमामोहयन्
विश्वं विश्वमदो मदोद्धुरतरः सज्जोऽभवद्विजये ॥ ३९ ॥

રાસ.

રતિપતિ અબલા બલ સારીસઉ, રીસઇં ચાલઉ વીર રે;

મિત્ર વસંત પ્રમુખ નિજ પરિકરિ, પરિકરિઉ યતિ ધીર રે. ૪૦
આવિઉ મુનિવર પાસઇ તેજવિ, જવ તવ હુઉ ઉવસંતાપ રે;
સીયલ કવચ તસુ દેખી અતિઘણુ, ઘણુ ગુણુ આગમ ચાંપ રે. ૪૧

અઢેઉ.

ઘણુ ગુણુ આગમ ચાપ, ધ્યાન સુણાણુ કલાપ,
સીલંગ રથ વરુએ, નાયક જય કરુએ;
ઝૂંઝઇ તિહાં મુનિરાઉ, વઇરી ટાલઉ ઠાઉ,
બાણુ આટોપિઇં એ, મેલ્હઇં કોપિઇં એ. ૪૨

તઉ ગરુઇં અભિમાણિ, ઝૂઝ ચડિઉં સુપ્રમાણિ,
એ નવિ ભાજઇં એ, ગુણુતર વાજઇ એ;
તઉ બ્રહ્મ ચુધિચંગિ, હણીઉ મયણ સુઅંગિ,
તઉ તિમ નાઠઉ એ, જિમ નવિ દીઠઉ એ ૪૩

મહી લિહુઉ જયકાર, શાસન હુર્ષ અપાર;
સવિ ગુણ છાજઇં એ, આગમિ ગાજઇં એ. ૪૪

ગુરૂ મનિ હુઉઉ વિચાર, આપઉં ગચ્છહ ભાર;
એ અતિ સમરથૂએ, પૂજઈ મનોરથૂ એ. ૪૫

ફાગ.

વહુરઉ મોકલ મૂંધઉ, સૂધઉ જિહું પખિ જાણિ;
લાવિ અનઇ વ્યચ ગોલઉ, બોલઇ મધુરીય વાણિ ૪૬

પ્રાગવંસિ ચાંડસિ કુલિ, કલિઇં ભલુ છંદ વાન;
શ્રી ગુરૂ ચલણે લાગઇં, માગઇં શ્રીસંઘમાન. ૪૭

પાટણમાહિ મહોત્સવ, નવ નવ કરઈં અનેક;
દિશિ દિશિ સંઘ તેડાવઈં, ભાવઇ ધરીય વિવેક. ૪૮

ધવલ ગાઇં તિહાં નારીય, આદર કરી સિણગાર;
સાહમીવત્સલ સંઘ પૂજે, પૂજઇં હર્ષ અપાર. ૪૯

काव्यम् ।

गीतं गायनमण्डली सुमधुरं गायत्यमन्दस्वरं
भट्टौघो भणति स्तुतीः सुधवलान्युश्चारयंन्त्यङ्गनाः ।
आतोद्यानि चतुर्विधानि च तथा वाद्यन्त उच्चैस्तदा
हर्षाद्वैतामिति प्रवृत्तमतुलं श्रीसंघमेळापके ॥ ५० ॥

રાસ.

ઉત્સવ કરી નિયાણુવ વરિસિઇં, હરિસિઇં થઇસાહુ માસ રે;
ઉજ્જલ પંચમિ વર બુધવારિઇં, સારી સવિહૂં આસ રે. ૫૧
શ્રીજયાનંદસૂરિ પાટિ સુથાપઇ, આપઇં સૂરિમંત્ર સાર રે;
ધવલ ગાઇં તિહાં રંગિ સોહાસિણિ, સાસણિ જય જયકાર રે. ૫૨

આદોલા.

સાસણિ જય જયકાર, ભટ્ટ કરઈં કઇ વાર,
શ્રીસંઘ ચીતરુએ, દીજઇં અતિવરુએ;
ગંધર્વ રુયડઉં ગાન, દીજઇં બહુ વિહ દાન,
વાજિત્ર વાજઇંએ મનરંગિ ગાજઇ એ. ૫૩
શ્રીસંઘ પરમાણંદ, હરિસીય સજ્જનવૃંદ,
પ્રીતિ કોલાહલએ, મન અતિ ઉજ્જલ એ;
પાટ............સુ વિસાલ, ઉત્સવ કીધ રસાલ,
સોહઇં ગણહરુએ, પાટ ધુરંધરુ એ. ૫૪
પાલઇં પંચાચાર, જાણઇ તત્ત વિચાર,
સસમઇ પર સમઈ એ, ........અતિ ક્રમઈએ;
વાણી અમૃત સમાણુ, તેજિ અભિનવ ભાણુ,
ભવિઅણુ બોહઇં એ, મહીયલિ સોહઇં એ. ૫૫
અહનિંશિ સાધુ અનેક, બુ......................વિવેક,
તીહ ગુરૂ પાસઇં એ, શ્રુત અભ્યાસઇં એ;

દરિસણુ નાણુ ચરિત્ર, ત્રિભુવન માંહિ પવિત્ર,
નિતુ નિતુ સાધઈં એ, ગુણ ગણિ વાધઈં એ. ૫૬

ફાગ.

સેવકશિવસુહદાયક, નાયકમુનિવરવૃંદ,
જાણે જસુ યશ શારદ, વારિદ પૂનિમચંદ. ૫૭
મુનિવર નિમ્મલ માન, માનસસરોવર હંસ;
બુદ્ધિઈં જીપઈં સુરસૂરિ, સૂરિસર અવયંસ. ૫૮
ભવિયણ ભવજલ તાર એ, વાર એ દોષ સુજાણ;
જિનવર શાસનિ દીપએ, ....................યમાણ. ૫૯
નામિઈં નવનિધ આવઈં, ભાવઈં ગુણ જસુ રાય;
શ્રીદેવરત્નસૂરિસર, ઈસર દેવઈં પાય. ૬૦

काव्यम्.

अस्मिन् श्रीसूरिभाना ...........रा शासने तेजसः श्री
सच्चक्राणां प्रमोदः स्फुरति विकसति श्रीपदं सद्मपद्मः।
बोधं प्राप्नोति लोकोऽभ्युदयमयति च श्रीजिन- -धर्म्मो
जीयास्त्वं सूरिराज ध्रुवमिति जनताशीर्वचांस्युल्लसन्ति ॥ ६१ ॥

રાસ

મુહ જિમ પૂનિમ શારદ શશિકર, કર પંકજિ જસુ સિદ્ધિ રે;
મન સુદ્ધિ ભાવિઈં ભવિયણ સેવઉ, સેવક પૂરિઈ રિદ્ધિ રે. ૬૨

રાસઉ.

જા ગયણંગણિ દીપઈ દિનકર, કિરણે રોસિસ્ચિકંવ રે;
તા મહિમંડલી સુંદરશ્રીગુરૂ, ગરૂયા ગુણ્ડિ જયવંત રે. ૬૩

સંવત ચઉદ નવાણૂં વરિસિઇં, ૠતુ વસંત જન મહનઇ દિવસિઇં,
મનરંગિ હિ સુવિશાલ.
ફાગબંધી એ ગુરૂ વિનતી, ભાવ ભગતિ ભોલિમ સંજુતી,
કીધી રસ ચઉસાલ. ૬૪
ગણહર શ્રીદેવરત્નસૂરિસર, ઇમ વીનત્તી કરી જે નરવર,
વંદઇ ભગતિહિં સાર.
તીહ ઘરિ વિલસઇં નવનિધિ અહનિશિ,
સવિ સુહસંપદ નિતુ હુઇં તીહ વસિ,
વંછિય સિદ્ધિ અપાર. ૬૫

॥ इति श्रीगुरुफागः समाप्तः ॥

११

# श्रीविजयसेनसूरि–निर्वाणरास ।



श्रीगुरुभ्यो नमः ।

દુહા.

સરસતિ મતિઘઉ નિરમલી, મુખિઘઉ વચન વિલાસ;
ગાઉં તપગચ્છ–રાજવી, વિજયસેન ગુણરાશિ. ૧
જગમાં જગગુરૂ હીરજી, હુઓ અધિક સોભાગ;
મહિમા મહીમાહિં ઘણુઉ, જિમ રામમુની મહાભાગ. ૨
તાસ પાટિ ઉદયાચલિઇં, ઉગ્યુ અભિનવ ભાણ;
શ્રીવિજયસેનસૂરિસરુ, જેહથી નિત સ્યુવિહાણ. ૩
ભાગ્યવડું શ્રીપૂજ્યનું, કુણઇં ન ખંડી આણ;
જિનશાસનમાં જાગતાં, હુઆ અધિક મંડાણ. ૪
ખરચ પ્રતિષ્ટા પૂજણાં, સંઘ તીરથ ઉદ્ધાર;
રાસ–ભાસ–કવિ ગ્રંથથી, તે સુણજ્યો અધિકાર. ૫
છેહડઇ જે નિર્વાણનઉ, કહું લવલેશ વિચાર;
તાત માત ગુરૂ ગામનઇં, નામ થકી સંભાર. ૬

રાગ આસાવરી મતિ નિરમલ જિન નામઇં પીજઇ—એ ઢાલ

નડૂલાઇ નગરી ઓસવાલ ચિહોતરો, ફાગુણ પૂનિમ જાયા;
તાત કમાકુલિ માત કોડિમદે, સુત કુલમંડન આયા. ૭

ચુગતે નામ ઠવિઉં જેસંગજી, રુપ કલા ગુણ ભરીઉ;
રુપે સુંદર નઈ સોભાગી, પરમ પુરૂષ અવતરીઉ. ૮
તેરોતરી શુદી જ્યેઠ એકાદશી, મહોત્સવ માતા સાથિઇં;
સૂરતિબંદિરિ દીખ્યા લીધી, વિજયદાનસૂરિ હાથિઇં. ૯
અઠાવીસઇ મહાવદિ સાતમિ, જાણિ પદવી દીધી;
અમદાવાદ નગરી સાહા મૂલઇં, પૃથિવી ઉરણ કીધી. ૧૦
જય જયકાર હુઉ જગઆહિં, વિજયસેનસૂરિ રાજઇં;
જિહાં જિહાં વિહાર કરિ મહી મંડલી, તિહાં તિહાં અધિક દિવાજઇ. ૧૧
દિલ્લી લાહુર સહુર આગરા, મરૂધર ગુજરદેસ;
સોરઠ કુંકણ કાન્હડ હાલા, જિહાં જિહાં નવલા વેસ. ૧૨
તિહાં શ્રી પૂજ્યઈ વિહાર કરીનઇ, તે સવિ પાવન કીધા;
તિહાના સંઘ અનેક પરિં ધન, ખરચી લાહા લીધા. ૧૩
એક દિન શ્રીપાતસાહ બોલાવઇં, દરિસન કરિવા કાજિઇં;
ગુજરથી લાહુર પધાર્યા, જિમ કુમતિ મદ ભાજઇ. ૧૪
કુમતિ મત મિથ્યાત ઉથાપી, શ્રીજિન ધર્મ સોહાવઈ.
અકબરસાહ સભામાં ચુગતઇં, જિનસાસન દીપાવઈ. ૧૫
સ્વઇં સુખિં પાતસાહ પ્રસંસઈ, દરિસન બડા તુમ્હારા;
કહણી રહણી દોઉ મિલઈ જિહાં, દિલમા સાચ હમારા. ૧૬
જગગુરૂનઈં દીધા છઇં, જે જે ધર્મ બોલ શ્રી સાહિ;
તે સવિશેષ પજુઈ સવિ કીધા, દીધા હીરસવાઈ. ૧૭
ચુગતિ જૈન ધર્મ મત થાપી, દિલ્લીપતિ દિલવાલ્યું,
હીરસવાઇ વિરુદ ધરાવી, જિનસાસન અજુઆલ્યું. ૧૮
જીવ અમારિ સેતુંજગિરિ, મુગતઉ તીરથના ઉદ્ધાર;
લાખ ગમે બંદીજન છૂટા, તે સવિ ગુરૂ આધાર. ૧૯
આચારય વાચક પંડિતપદ, શ્રીપૂજ્યઇ પદ દીધા;
શ્રીજિનસાસન ભાર ધરીનઈ, ધર્મ કાર્ય સવિ કીધાં. ૨૦
ઓસવંશકુલઅંબરદિનકર, ચરણકરણગુણભરીઉં;
સાહવિરા રુપાઇ નંદન, વિહિત મુનિપરિવરીઉ. ૨૧

યુગપ્રધાન સમ અતિશય અધિકઉ, સકલ સૂરિ સિણગાર;
**વિજયદેવસૂરિં**દ ભલાવ્યઉ, તપગચ્છ-પદવિભાર. ૨૨
જવ આબાધ હૂઈ નિજ અંગિઈં, પરિકર ભાવ જણાવઈ;
ધીર વીર સાહસીક સૂરીસર, નિજ મનિ ભાવન ભાવઈ. ૨૩
એ સંસાર અસાર તણી ગતિ, ચિંતઈ અંતરયામિ;
જાગિ જાગિ જીઉ ચેતિ ચેતિ તૂં, તઇં ચતુરંગી પામી.

ઢાલ

રાજનગરથી પૂજ્ય પધારિયા, અનુક્રમિં સોજિ ત્રઇપુરિ આવિયા,
દેવતણી ગતિ કો ન સકઇ કલી, ભવિતવ્યતા જે તે કિણિં નવિ ટલી. ૨૪
તિહાં જ્યેઠવદિ દશમી દિંની, સાચવી સાર વખાણ;
શુભ ધ્યાન કરિ મધ્યાન વેલાં, આહાર સહજ પ્રમાણ;
તિહાં લગઇ સુખછઇ પૂજ્યનઇ, નિજ અંગનઇ પરિવાર;
પુણપહુર પાછલિ થાકતઇ, વાસઉ પધાર્યા નારિ. ૨૫
અવસરિ તેણઇં મારગિ ચાલતાં, સાધુનઇ શ્રાવક સહુ સંભાલતા;
નારિ સમીપિં જવ આવ્યા વહિ, જલવાવરવા તણ બાઇકા સહી. ૨૬
તવ સહીઅ બાઇકા, ભૂમિ હેઠા સહૂઆ દીઠા જામ;
અંગ તવ વિરુઉં થયું, ખિણ એક પુહચા તામ,
બાઇકા થઈ જલ વાવર્યું, પાણિ તે ન લાગું અંગિ;
ચુંપાઈ અંગ અનેક પરિ તિહા, ફિરયું નહિં મન રંગ. ૨૭
એહવઇ ભગવનજી ઇમ આદિસઈ, અંગ અમ્હારું નથી અમ વશિ;
સહૂ પરિવારિં બહુત યતન કીયા, નારિ નગરમાં ગુરૂ પધરાવીયા. ૨૮
ઇમ નિસુણિ ગામિ સુહાગિ આણી, આથમ્યું તવ સૂર,
આહાર ચ્યાર અને ઓષધ, પરિહર્યાં અવિહાર,
આહાર તવ પાળું વસ્તું.... .. .... .... ંગ લગાર,
પણિ સાવધાનપણું ભલું, ચેતન હામિ અપાર. ૨૯
ધિન એ મુનિવર ધિન [illegible], તપ સંયમિ [illegible] એહના;
ભવજલ તરીયા આતમ તારના, જે સંગતિ ગુરૂ ગાઈ ભાવના. ૩૦

ખિણુ ખિણુંઇ અંજલિ જલ પરિંઇ, જીવિત ઘટઇ નિરધાર,
આપણા આતમ હિતકરૂ, જિમતરૂ એ સંસાર;
પરમાંગ ચ્યારઈ દોહિલ્યા, લાભતા વારોવાર,
મનમાંહિ પોતઇ ચીંતવી, પરિહરવા ચ્યાર આહાર. ૩૧

સરુપ વિચારી નિજ જીવીત તણું, અતિહિં આતમ હિત કરવા ઘણું;
**અકબરપુરમાં સોભઈ કોતદેઇ**, પધરાવ્યા મધ્યરાતિ ઉ પાસિરઈ. ૩૨

સાવધાન સહૂ કરી, નીજ પાસિ સવિ પરિવાર,
તિણુઈ સમઇ તિહાંનઉ, સંઘ સહૂ મિલીઉ વલાઇ વાર;
ઉવઝાય નંદીવિજય કીરતિવિજય પ ડિતનામ,
દોઈ રામવિજય, શાંતિવિજયાદિક વયાવચ્ચ કામ. ૩૩

મન વચ કાયા સૂધાં સંવરી, પંચ મહાવ્રત વલી ચોખાં કરી;
પંચાચારઈ નિશ્ચલ આદરી, આઠઇ પ્રવચનમાતા મનિ ધરી. ૩૪

મનિ ધરીઅ સતરઇ ભેદ સંયમસાર નિરતીચાર,
તપ ભેદ બારસંભારિ દસવિધ સાધુ ધર્માધાર;
જિન સિદ્ધસાખિ આલોઇઆ, મન વચન કાયા દોષ,
સંવેગ રસ સમતા સમાધિઇ, ધરી સુખ સ તોષ. ૩૫

તિહાં શ્રીપૂજયઇં અણુસણ ઉચર્યું, અરિહંતાદીક શરણુ સદા કર્યું;
પુણ્ય પ્રભાવઇ શમરસ આદરી, વયરસ્વામીની પરિ મનમાં ધરી. ૩૬

આરાધના ચઉસરણુ અણુસણુ ખમતિખામણુ કીદ્ધ,
પરિવાર પાસઈ સદ્દહી તિહાં, સબલ સંબલ લીદ્ધ;
આતમા આગઈ નિરમલ ઉર નિજ ઉપયોગ,
નિજ પ્રબલ પુણ્ય પસાઉલઇ, સહી મિલઇ એ સંયોગ. ૩૭

**ખંભાયતનઇ અકબર** પુરતણુઉ, પૂજા કરતુ સંઘ મિલ્યઉ ઘણુઉ,
ઈમ અણુસણુ આરાધન ખામણાં, ચઉસરણ સાત સમરણુ જે ભણ્યાં. ૩૮

શ્રીવાચકાદિક સહૂ મિલી સંભલાવતાં સિદ્ધાંત,
તે સાવધાન પણઇ સહી સદ્દહીને એકાત;

જ્યેઠ વદી એકાદશી ઉગતઇ આદિત્યવાર,
શ્રીવિજયસેનસૂરિંદ પામ્યા સ્વર્ગના સુખ સાર. ૩૯

ઢાલ.

મેઘજી ઋષિની ભાસનઓ.

ઉત્તમ જાતિ કથીયાકેરી, પંચભાતિ બહુ મૂલ,
સત્તર ખંડ માડવી મંડાણઇ, રચના કરીઅ અમૂલ. ૪૦
સોભાગી ધર્મ કરૂ જગિજાણુ, એ તનુ પુણ્ય તણું પરિમાણ;
જૂઓ જેસંગજી નિરવાણુ, હુઆ જે જિનસાસન ભાણુ,
સોભાગી ધર્મ કરૂ જગિ જાણુ–આંચલી.
અંગ પૂંજણઇ પૂજ્યતાણઇ તિહાં મહીમુંદી સઇ વીસ;
અગર દોઇ મણ અધમણુ કેસર, સૂકડી મણ ચ્યાલીસ. સો૦ ૪૧
સાર કપૂર ચૂઓ કસ્તુરી, સબરા દ્રવ્ય અનેક;
તે સવિ દહન વેલાઇ ચિતામા, આણ્યા હવિઅ વિવેક. સો૦ ૪૨
ચિતામાહિ શ્રીપૂજ્ય પુઢાડયા, તવ કુંઅરજી ગાંધી,
મુખ ભરીઉ રુપઈઇ કપૂરઇ, પુણ્ય ગાંઠડી બાંધી. સો૦ ૪૩
સાહા સોમા સોમકરણ સંઘવી, ગાંધી કુંઅરજી વાલી;
રુપઈઆ સઉનો મહીમુંદા, પોલિ લગઇ ઉછાલી. સો૦ ૪૪
દરવાજાથા ઠામ લગઈ વલી, માડવી લેઇ જાતા;
દોકડા રૂપઇઆ સકના તિમ, ઉછાલ્યા ઇમ થાતા. સો૦ ૪૫
મહીમુંદી રૂપઇઆ મહુરઇ, પૂજઇ સંઘ અશેષ;
ખરચાણા સવિ મહુરમાનઇ, આઠહજાર વિશેષ. સો૦ ૪૬
જિહાં લગઈ અંગઇ લગાડઇ દીઠું, માંડુમા જાવઇ ભગતઇ;
તિહાલગઈ પૂજી વધાવી ચિતા તે, ઇમ ઉત્સવ અતિ શકિતઇં. સો૦ ૪૭
ચીહુ ઉપરિ સહકાર અછઇ જે, તે શાખા તણી શાંત,
ફૂલ સંભારિ તે ફૂલો લોક, સહૂ દીઠી પરમાંત. સો૦ ૪૮
ધિન તે માતા પિતા જિણઇ જનમ્યા, ધિન તે ગુરુ જેણઇં દીખ્યા,
ધિન તે સંઘ સાખી ગુરૂ પામ્યા, ધિન જઇ ધન્ય જિન શિખ્યા. સો૦ ૪૯

જે નરનારી તણુઇ શિરિ પૂજ્યઈં, વાસ ઠવિઉ નિજ હાથીઇં;
જેણુઇં વંધા પૂજ્યા પ્રતિલાભ્યા, તસ હૂઈ અવિચલ આધિ. સો૦ ૫૦
એ મહીમાવંત મુનિપતિ મોટઉ, અતિશય ગુણ અધિકાઇ,
જેણુઇ અકબર રાજા રીઝવીઓ, મહીઅલી માસ વધાઇ. સો૦ ૫૧

ઢાલ.

રાગ—ધન્યાશ્રી.

ઠામ અભિરામ આરામ કરી અભિનવું,
સંત પુણ્યવંત નઇ લાગિ લાધું;
જિહાં સખર અગર સૂકડી ચિતામંહિ,
તાસ સમર્યું વન અસ્યું સુરભિ બાંધું. ૫૨

જીપીઉ જૈન ગુરૂરાજ જેસંગજી,
દીપીઉ જે સકલ સૂરિચંદો;
જિમ ઇહાં ભાગ્ય ભંડાર ઉઘાડીઓ,
તિમ તિહાં દેવતમાંહીં ઇંદો. જીવીઉ૦—આંચલી. ૫૩

સાહ સોમ તિહાં થૂભ થાપ્યું વડું,
પડવડ અતિહિં મંડાણ સોહઇ,
જેહ નરનારી ગુરૂ પાદુકા જઇ નમઇ,
તેહ નિજ સાધિ સુરધેનુ દોહઇ. જી૦ ૫૪

સંઘના થાટ આવઇ તિહાં નિતનવાં,
ભેટવા થૂભ એ તીરથ જાંણી.
સ્નાત્ર મહોત્સવ કરઇં કરમ કલિમલ હરઇં,
પરમ ગુરૂ મનિ ધરઇં ભાવ આણી. જી૦ ૫૫
શ્રી વિજયસેન ગુરૂ નામ મહાસંત્રનું,
ધ્યાન મનમાં ધરૂં ભવિક પ્રાણી;
શોક કો મત ધરૂ અધિક સંવર કરૂં,
પરિહરૂ અઠદસ પાપ ખાણી. જી૦ ૫૬

કલસ.

જગમાંહિ મહીમા ગુરૂ તણુઉ જે અતિઘણુઉ છઇંમઇં સુણ્યઉ,
દોઇ હાથ જોડી બુદ્ધિ થોડી દામિ કોડી સઉ ગુણ્યઉ;
શ્રી વિજયદેવસૂરિંદ નંદઉ ભાવિ વંદઉ વલી વલી,
વર વિબુધ વીપા સીસ વિદ્યાચંદ આશા સવિફલી. ૫૭

॥ इति श्रीविजयसेनसूरिनिर्वाणसज्ञायसंपूर्ण ॥

१२

# श्रीविजयसेनसूरि-द्वितीय निर्वाण।

સરસતિ ભગવતિ ભારતીજી, ભગતિ ધરી મનિમાય;
પાય નમી નિજ ગુરુ તણાજી, થુણસ્યું તપગચ્છરાય. ૧
જયંકર જેસંગજી ગુરૂરાય, નામિ નવનિધિ પામિઇજી;
દર્શનિ દારિદ્ર જાય, જયંકર જેસંગજી ગુરૂરાય——આંકણી.
સાહસીક શિર શેખરુજી, કવિજનમનતરૂકીર;
હીરવિજયસૂરી તણાજી, પટ્ટધુરંધર ધીર. જયં૦ ૨
ભરતભૂમિભૂષણમણિજી, દેસ વડો મેવાડ;
નડુલાઈ નગરી ભલીજી, લોક કરઇ લખલાડ. જયં૦ ૩
સાહ કમાકુલ કુલ ગિરીજી, કોડાં માત મલ્હાર;
જેસંગજી જગ મોહિઉજી, જિમ ગોપી ભરતારિ. જયં૦ ૪
બ્રહ્માસુખ અંબરથકીજી, ભૂપતિ અંક ( ૧૬૦૪ ) વખાણિ;
ઇણિ વરસિં ગુરૂજી તણોજી, જન્મ હુઉ જગ જાણિ. જયં૦ ૫
ફાગણ શુદિ પૂનમ દિનિજી, દિનકર વાર ઉદાર;
ઉદયસિંઘ રાણા તણઇજી, રાજિ જણ્યા ગણધાર. જયં૦ ૫
સાત વરીસા સુત હૂઉજી, જબ જેસંગ કુમાર;
સાહ કમઇ સંયમ લિઉજી, છોડિ નંદન નારિ. જયં૦ ૭
નવ વરિસો જેસંગજી જી, નિજ જનનીની સાથિ;
પરણ્યો સંયમ સુંદરી જી, વિજયદાનસૂરિ હાથિ. જયં૦ ૮
સંવત સોલ તેરોત્તરઇજી, ચઢિઉ ચારિત રંગિ;
સૂરતિ ખંદિર માંહિ હુઆજી, શ્રી જિનશાસન જંગ. જયં૦ ૯

ઢાલ.

શ્રીવિજયદાનસૂરિસરિં, જયવિમલાભિધ થાપ્યો રે,
હીરવિજયસૂરિંદનિં, ચતુર ચેલો એહ આપ્યો રે. ૧૦
હીર પટોધર જગિ જયો, જેસંગજી ગુરૂ જગ જયો.—આંચલી.
હીરભટારક હિંઅડલઇ, શ્રીજયવિમલ ચેલો રે.
વિનય વિદ્યા ગુણે કરી વસ્યો, જાણે મોહણ વેલો રે. હીર૦ ૧૧
અનુક્રમિ દીસઇ પધારિઆ, હીરજી ધ્યાઇ સુઆંણો રે;
શ્રીગુરૂવચન તે શિરધરી, જેસંગજી કરઇ વખાણો રે. હીર૦ ૧૨
પ્રગટિઉ સુર ભણઇ ગુરૂ સુણો, જે તુહ્મ જેસંગ ચેલો રે;
તે હુસ્યઇ ત્રિણ જગ પાવનો, જિસ્યો હરસેખરા રેલો રે. હીર૦ ૧૩
ઇમ સુણી ગચ્છધણી હરખિઉ, વિહાર ખંભાયતિ કીનો રે;
શ્રીજયવિમલ ગણેમનિં, પંડિતપદ તિહાં દીનો રે. હીર૦ ૧૪
સોલ છવીસઇ તિહાં લિઓ, લાભ પ્રતિષ્ટાનો મોટો રે;
શ્રાવિકા પૂનિઇ તિહાં કિઉ, પદ ઉચ્છવ નહિ ખોટો રે. હીર૦ ૧૫
રાજનગરિ ગુરૂ આવિઆ, અનુક્રમિ હીરમુણિંદો રે;
જયવિમલાદિકે પરવર્યો, જિમ તારા ગણે ચંદો રે. હીર૦ ૧૬
તિણિ નગરિ માંહિ મૂલગો, મૂલો શેઠ સુજાણો રે;
પરિખ વીપા તણે ઘરે, માંડયા સબલ મંડાણો રે. હીર૦ ૧૭
ફાગણ સુદિ તિથિ સાતમી, લલિત લગન દિન લીધો રે;
શશધર મૃગ શિરસ્યું મિલ્યો, યોગ અમૃત સિદ્ધિ સીધો રે. હીર૦ ૧૮
સોલ અઠાવીસઇ અભિનવઇ, હરખિ હીરજી સૂરિ રે;
શ્રીવિજયસેનસૂરીશ્વરુ, પાટિ ઠવ્યા નૂરઇ રે. હીર૦ ૧૯
અશરિજ એહ તિહાં હૂઉ, જાણો પંડિત લોગો રે,
મૂલોમાહ મૂલનખત્રિ મગો, શ્રીગુરૂસ્યું સંયોગો રે. હીર૦ ૨૦
પાટણિ પૂજ્ય પધારિઆ, ચોમાસું રહ્યા ત્રીસઇ રે;
હીરજી જેસંગજી દુઇ મિલ્યા, સો સંગતનું કેન દીસઇ રે. હીર૦ ૨૧
પારસઇ પોમ બાહુલ પખિં, ગ[illegible] થાવર વારિં રે;
જેસંગજી નિજ પદિ ઠવી, વાચા હીરગુરૂ પાસિં રે. હીર૦ ૨૨

ઢાલ.

હવિ હીરઆંણા શિરિ ધરી, ગુરૂ કરઇ વિહારોજી;
હીરોજી, ભરતભૂમિ ભામિનિ તણોજી. ૨૩
દિનિ દિનિ તપગછ વાધિઉ, જિમ જલનિધિ પૂરોજી;
પૂરઓજી, વિજયસેન સસિ ઊગતઇજી. ૨૪
વાદીમદ ગુરિ ગાલિઓ, શ્રીભૂષણ નામોજી;
કામોજી, જિમ હરનયન હૂતાંશનિજી. ૨૫
રાજનગરિ ગુરૂ જય હુઉ, શ્રીતપગછ સોહ્યોજી;
મોહ્યોજી, આંનખાનો ગુરૂ દર્શનઇંજી. ૨૬
રાધનપુરિ ચઉમાસિ રહ્યા, દુઇ ગણધર ભેલાજી,
વેલાજી, એહવી પુણ્યઇ પામિઇજી, ૨૭
તિહાં અકબરિ ગુરૂ તેડિઆ, હીર વંદીનઇ હાલ્યાજી;
પાલ્યાજી, પાતક લાહુર લોકનાજી. ૨૮
અકબર સાહ જલાલદી, ગુરૂ દર્શનિં હરસ્યોજી;
તરસ્યોજી, જિમ પ થી સીતલ જલિંજી. ૨૯
વાદી વાદ હરાવિઉ, કિઉ જિનસાસનિ અજુઆલોજી;
કાલોજી, વદન કિઓ વાદી તણોજી. ૩૦
ઉત્તર દિસિ આરોપિઓ, ગુરૂ કીરતિ થંભોજી;
કુંભોજી, કરૂણારસનો નૃપ હૂઓજી. ૩૧
દિલ્લીપતિ દરબારિ ચઢી, ગુરૂ કીરતિ વેલીજી,
ફૂલીજી, મહિઅલિ મહિમા ફૂલડેજી. ૩૨
સાહિ સીખ લેઇ ચાલિઆ, ગુરૂ હીર બોલીયાજી;
આયાજી, અણહિલપુરિ ઉતાવલાજી. ૩૩
હીર દિવંગત તિહાં સુણ્યા, સુણી શોક નિવાર્યોજી;
સંભાર્યોજી, ગૌતમ વીર વિછોહિઓજી. ૩૪

ઢાલ.

તપગછ ભાર ભુજા બલિં, ધરતો સાહસ ધીર;
હવઇ ભટારક પ્રકટિઓ, વિજયસેન વડવીરો રે. ૩૫

ગુરૂ ગુણ સાંભરઇ, હીર તણો પટધારો રે;
નહિ મનિ મયલ લિગારો રે, કિમહિ ન વીસરઇ—આંચલી.
બિંબ પ્રતિષ્ટા અતિ વડી, ગુરૂ કીધી પંચાસ;
ગુરૂરાજિં પ્રભુ પ્રઠટિઓ, વિજયચિંતામણિપાસો રે. ગુરુ૦ ૩૬
ગુરૂ ઉપદેસિં ઉધર્યાં, જીર્ણ વિહાર અપાર;
વિજયદેવસૂરિ સારિખ્યા, દીખા શિષ્ય ઉદારો રે. ગુરૂ૦ ૩૭
આઠ વાચક પદ થાપિઆ, એકસોનઇ પંચાસ,
એતલા પંડિતપદ દિઆ, પૂગી તપગચ્છ આસો રે. ગુરૂ૦ ૩૮
શ્રીશત્રુંજય ગુરૂ ચઢયા, સાથિં નિજ પટધાર,
સાઢા ત્રિણસઇ મુનિ મિલ્યા, હરખ્યા સંઘ અપારો રે. ગુરૂ૦ ૩૯
સોરઠિ શ્રી ગુરૂ સંચર્યાં, રહિઆ ચ્યાર ચોમાસ;
શ્રીગિરિનાર ગિરિંદની, કીધી યાત્રા ઉલ્લાસો રે ગુરૂ૦ ૪૦
કપીતાન કાજી મિલ્યા, પાદરી નઇ પરિવાર,
પૂજ્ય ફિરંગી તેહિઆ, પહુતા દીવ મઝારો રે;
એહ અછેર અપારો રે. ગુરૂ૦ ૪૧
જાંમ નામ નૃપ હરખિઉ, દેખી સુગુરૂ દીદાર;
તિહાથી પૂજ્ય પધારિઆ, સંખેસરિ સુવિહારો રે. ગુરૂ૦ ૪૨
રાજનગરિ ગુરૂ આવિઆ, દુઇ ગણધર પરિવાર;
સંઘ વિરોધ તિહાં ટલ્યો, ગુરૂ કીધો જયકારો રે. ગુરૂ૦ ૪૩
વરસિં સોલ બહુતરિ, બંભનયર ચઉમાસ;
કરવા શ્રીઅકબર પુરિં, આવ્યા મહિમ નિવાસો રે. ગુરૂ૦ ૪૪
જેઠ બહુલ એકાદસી, પ્રહ ઊગમતઇ ભાણ;
ચઉસરણાદિ સમાધિસ્યું, હૂઉ ગુરૂ નિરવાણો રે ગુરૂ૦ ૪૫
મખમલ કેરી માંડવી, માંડી સતરઇ ખંડ;
ચ્યાલીસ મણ સૂકડિ મિલી, ત્રિણ મણ અગર અખંડો રે. ગુરૂ૦ ૪૬
અધમણ કેસર તિહાં મિલ્યુ, ખિલ્યો ઘણો ઘનસાર;
કસ્તૂરી ચૂરી ઘણી, નોચા તણો નહિ પારો રે ગુરૂ૦ ૪૭

દુઈ હજાર મહમુંદિ દિંઇ, પૂજ્યા પૂજ્ય નવાંગઇ;
ઇમ ગુરૂના નિર્વાણનો, હુઓ ઉત્સવ ચંગો રે. ગુરૂ૦ ૪૮
મહમુંદી સઘલી મિલી, આઠ હજાર પ્રમાંણ;
ખરચી ખંભાયત તણઇ, સંઘેં જાણ સુજાણો રે. ગુરૂ૦ ૪૯
જગિ જાંણી એકાદસી, ઈક ગુરૂ હીરજી લીધ;
બીજી ગુરૂ જેસંગજી, કીધી જગત્ર પ્રસિદ્ધો રે. ગુરૂ૦ ૫૦
સઘલા પંડિત માંહિ વડો, શ્રીકુમલવિજય ગુરૂસીહ;
તાસ સીસ વિદ્યાવિજય, સુવિહિત પંડિત લીહો રે. ગુરૂ૦ ૫૧
વીર હીર દુઇ દીપતા, મેડતા નગર મઝાર,
તસ પસાય પામી કરી, ગાયો એ ગણધારો રે. ગુરૂ૦ ૫૨

કલશ

ઇંમ થુણ્યો ગણધર સાધુ સિંધુર, ભૂવન બંધુર ગુણધરો;
શ્રીવિજયસેનસૂરિંદસુંદર, સકલ સંઘ સુહંકરો.
તસપટ્ટ ભૂષણ દલિત દૂષણ, વિજયદેવ દિવામણી;
ગુણવિજય પંડિત ઇમ પયંપઇ, ચિરતપો તપગચ્છ ધણી. ૫૩

॥ इति श्रीविजयसेनसूरीश्वरनिर्वाणस्वाध्यायः ॥

१२

# श्रीविजयदेवसूरि-निर्वाण।

રાગ-અસાઉરી.

સરસ સુમતિ આપો મુઝ સરસતિ, વરસતી વચન વિલાસ રે,
શ્રીવિજયદેવસૂરીસર સાહિબ, ગાયતાં અતિહિં ઉલ્લાસ રે;
શ્રીગુરૂવંદો શ્રીગુરૂવંદો ગુરૂમુખ મુનિમચંદો રે. આંકણી. ૧
અનોપમ ઈડર નગર સોહાકર, સાહ થિરો ધનવંત રે;
લાડિમદે કૂખિ અવતરિઆ, શ્રીગુરૂજી ગુણુવત રે. શ્રી૦ ૨
લઘુવયથી જેણુઇ દિખ્યા લીધી, ભણિઆં અંગ ઉપાંગ રે;
યોગ્ય જાણી જેસિંગજી આપઇ, નિજપદવી મન રંગ રે. શ્રી૦ ૩
બાલપણુઇ બહુ બુદ્ધિ મહાનિધિ, આલસ નહી જસ અંગ રે;
ગ્રંથ છ લાખ છત્રીસ સહસની, વાચના લિઇ મતિ ચંગ રે. શ્રી૦ ૪
એક સહસ શત દોય છન્નવઇ, ગુણુહતણો ભંડાર રે;
જે સમ અવર ન કો મઇ પેખ્યો, સુવિહિતમુનિસિણગાર રે. શ્રી૦ ૫
સાહ સલેમ મહિપતિ મોટો, દેપી જસ મુખ નૂર રે;
મહાતપા વર બિરૂદ દિઇ જસ, વાજતઇં બહુ વિધિ તૂર રે. શ્રી૦ ૬
જગતસિંહ રાણો મેવાડો, તિમ દિખ્યણી સુલતાન રે;
લાખો જામ પ્રમુખ વડભૂપતિ, જસ નિત દિઇં બહુ માન રે. શ્રી૦ ૭

ઢાલ.

સુણિ બહિની પ્રિયડો પરદેશી—એ દેશી.

દેશ અનેક જેણુઇં પાવન કીધા, દીધા બહુ ઉપદેશ રે;
બિંબ પ્રતિષ્ટાદિક જસ બહુલા, લાભ હવા સુવિશેસ રે.
એહવા ગુરૂગુણ સાંભરઇં. આંકણી. ૮

ગામ નગર પુર પાટણ બંદિર, પરચઇં દ્રવ્ય અનેક રે. એ૦ ૯
શ્રીઆચારયપદ દો દીધાં, વાચકપદ પણવીસ રે;
પણસય પંડિતપદ તિમથાપ્યા, માજનઇં શતદોય સીસ રે. એ૦૧૦
અઢી હજાર યતીનો નાયક, સાધવી તિમ શત જાણિ રે;
સાત લાખ શ્રાવક જાઝેરા, શ્રાવિકા અધિક વખાણિ રે. એ૦ ૧૧
સોયગમે ગુરૂ કરઇં પ્રતિષ્ટા, સહુસગમે જિનબિંબ રે;
વિધિં કરી નિજહાથઇં પ્રતિષ્ટઇં, ભગવનજી અવિલંબ રે. એ૦ ૧૨
છઠ્ઠ અઠ્ઠમ આંબિલ નઇં નીવી, વલી ઉપવાસ અનેકો રે;
જે જે તપ તપિઆં તઇં ગુરૂજી, પાર લહુઇં કુણુ છેક રે. એ૦ ૧૩

ઢાલ

ચેતન ચેતો રે—એ દેસી.

પંચકોડિ સજ્ઝાય તઇં કીધો, અપ્રમત્ત ભગવંત;
દિવસઇં નિદ્રા પ્રાહિં ન કીધી, તુઝ ગુણુ અછઇં અનંત.
સુગુરૂ સંભારૂં રે. આંકણી. ૧૪
ઇગ્યાર દ્રવ્ય ઉપરાંત ન લીધું, પંચવિગય પરિહાર રે,
નિત્ય એકભગત વલિ કીધું, તે પણિ પ્રાહિં ચોવિહાર, સુ૦
તુઝ પ્રભુ હું ઉપગાર કિમ વીસારૂં રે. સુ૦ ૧૫
વિષમ ઠામિ તુઝ સાનિધ કરતાં, પરતખ્ય જખ્ય અઢાર રે;
તે તો વાત જગત સહુ જાણુઇં, અચરિજ એહ અપાર સુ૦ ૧૬
એક લાખ નઇં સત્તર ઓગણુસઠિ, સાહુમી જિમાડયા જેણિં રે;
શ્રાવક હુવા એહવા તુઝ રાજઇં, તુઝ સમ કુણુ કહું તેણિં. સુ૦ ૧૭
ઇત્યાદિક તુઝ ગુણુ કહું કેતા, કહતાં ન આવઇં પાર રે;
રત્નાકરમાંહિં રત્નતણો કુણુ, પાર લહઇં સુવિચાર. સુ૦ ૧૮
ઠામિ ઠામિ શ્રાવક પ્રતિબોધ્યા, કીધો ઉગ્રવિહાર રે;
રાજનગરપાસઇં અહુમદપુર ઠામિ, ચોમાસું કરઇં ગણુધાર. સુ૦ ૧૯
અહુમદપુરથી થીંબીપુરમાં, સંઘ આગ્રહથી પધારઇં રે;
સંઘવી ગોવર્દ્ધનદાસ આગરાથી, વાંદવા આવઇં તિણીવાર. સુ૦ ૨૦

પૂજા પ્રભાવનાદિક કીધાં, પરચ્યો દ્રવ્ય અપાર રે;
વાયુ વ્યથા તેણુ અવસરિં અંગઇં, થઇ વેદના તેણિ વાર. સુ૦ ૨૧
ગચ્છ ચોરાસી કેરા શ્રાવક, તિમ વલી યતી તિહાં આવઇં રે;
નરનારીના વૃંદ મલી કરી, વાંદઇં ગુરૂનઇં ભાવિ સુ૦ ૨૨
બહુલા તપ માન્યા તેણિં અવસરિ, મૂકયા બંદી અનેકો રે;
લ્યાહરી નવહજાર નઇ માજનઇં, પરચઇં સંઘ સુવિવેક. સુ૦ ૨૩
દિવસ સાતમઇં પુણ્ય પ્રસાદઇં, થઈ અંગી સુખસાતા રે;
માસ એક ખીણીપુરમાહઇં, રહ્યા ગુરૂ વિખ્યાત. સુ૦ ૨૪
અનુક્રમઈ રાજનગરમાંહિં, માસકલપ એક કીધો રે;
વાચકપદ પંપદ તિહાં દીધાં, ભગવનજી જસ લીધ. સુ૦ ૨૫
શ્રીસિદ્ધાચલ પાસ-અઝાહર, ભેટવા ધરઇં ઉછાહ રે;
જ્ઞાન પ્રમાણિ શ્રીગુરૂ બોલઇં, યાત્રા કરિસુ સુભભાવિ. સુ૦ ૨૬

ઢાલ.

હથણાપુર સિણગાર—એ દેશી.

ભણુસાલી રાયચંદ દીવનગરથકી,
ઇણિ અવસરિ તિહાં આવીઆ એ;
વીનતી કરી અપાર દીવનગર ભણી,
ભગવનજી પધરાવીઆ એ. ૨૭
અનુક્રમિ વિહાર કરંત શ્રીવિમલાચલિ,
ભગવનજી પોહતા સુખઈ એ;
આદિજિણંદ હજૂર આવી આપણાં,
પાપ આલોઇં નિજમુખઇં એ. ૨૮
આણી અતિવયરાગ વિવિધ પ્રકારના,
અભિગ્રહ તિહાં બહુ આદરઇં એ;
દીવસંઘ રાયચંદ ભણુસાલીતણા,
આગ્રહથી ગુરૂ પાંગરઇં એ. ૨૯
હવઈં અઝાહરપાસ ભેટી ભાવસ્યું,

હીરચરણ આવી નમઈં એ;
ઉન્નતપુર પધારઈં અતિ આડંબરઈં;
સહગુરૂ જાણી નિજસમઈં એ. ૩૦
દીવનગરનો સંઘ દિન અધિકેરી,
સેવા શ્રીગુરૂની કરઈં એ;
મુંકી સયલ પ્રમાદ શ્રીગુરૂ ઈકમના,
અરિહંત ધ્યાન હૃદય ધરઇ એ, ૩૧
વિજયપ્રભસૂરિંદ પ્રમુખ યતી પ્રતઇ,
તેડીનઇં ગુરૂ ઇમ ભણઇ એ;
ઘણી કહુ સી સીખ ધર્મ્મ દીપાવયો,
એ સવિ ખોલઇ તુહ્મતણુઇં એ. ૩૨
ઈમ કહી શ્રીજિનબિંબ આગલિ ભાવસ્યું,
માહાવ્રત તવ ઉચ્ચરઈં એ;
ખમાવી જીવરાશિ રે અતિચાર આલોવઈં,
ચ્યાર સરણ અંગિં કરઈં એ. ૩૩
દુર્ગતિ હેતુ અઢાર પાપસ્થાનક,
ત્રિવિધ ત્રિવિધ તે પરિહરઇં એ;
સંવત સત્તર તેર આસાઢ માસની,
સુદિ આઠમિં દિન સુભ પરઈં એ. ૩૪
અણુસણ કરઈં ત્રિવિહાર સાવધાનપણુઈં,
સુત્ર સિદ્ધાંત મુખઇં ગણઈં એ;
વાચક પંડિત પાસઇં સંભલાવઈં તિમ,
કાનઇં શ્રીગુરૂજી સુણઈં એ. ૩૫
સુદિ દસમીની રાતિ ચોવિહાર અણુસણ,
સંઘ સાખિ સદગુરૂ ધરઈં એ;
જે જે તપ સજ્ઝાય માન્યાં તિણ સમઇં,
તે સંખ્યા કહો કુણ કરઈં એ. ૩૬
સોના રૂપાનાણુઈં હરષઇં પૂજણા,

સંઘઈ તિહાં કીધાં બહુ એ;
તેણિ અવસરિ એક અચરિજ ઊપનું;
ભવિઅણ તે સુણયો સહુ એ. ૩૭
પ્રયાગ ગયા જે લોક તેણુઇં પ્રહસમઇં,
સમપૂર્ન્વક આવી કહ્યું એ;
સન્યાસી વર એક રહઈ પ્રયાગમાં,
તસ મુખથી જેહવું લહ્યું એ. ૩૮
દીઠુ પશ્ચિમ રાતિ તેણુ સન્યાસીઇં,
વિમાન એક અતિ જલહલઇં એ;
કિહાં જાઉં તુમ્હે દેવ દેવ પ્રગટ ભણુઇં,
સન્યાસી પાણ સાંભલઇં એ. ૩૯
માહંત પુરૂપ છઇ એક તેહનઇં તેડવા,
જાઇછિં સુર પરવરી એ;
તતખિણ શ્રીગુરૂપાસિ તેજ પ્રગટિઉં;
તવ ગુરૂ પોહતા સિવપુરીએ. ૪૦
દેવ થયા વિજયદેવ તવ સુર અપચ્છરા;
જય જય નંદા મુખ ઉચરઇં એ. ૪૧

ઢાલ

તવ ગભારઇ પ્રતિમા દીઠી રે—એ દેસી.

તુઝ ગુણ કેતા સુગુરૂ સંભારૂં રે, એક ઘડી પણિ નવિ વીસારૂં રે;
તુઝસ્યું મુઝનઇ જે છઇ નેહ રે, કેવલનાણી જાણ્યુંઇ તેહ રે. તુ૦ આં૦ ૪૨
હવઇ માંડવીનું કરઇં મંડાણ રે, ભણુસાલી રાયચંદ સુજાણ રે;
અતલસ સોનેરી રૂપેરી રે, ભાતિ ભાતિની કફ્ઈ ભલેરી રે. તુ૦ ૪૩
લાહિકથી પાઅમરી સારી રે, માંડવી મોટી તેણુઇં સણગારી રે;
તેરખંડી તિહાં અતિહિં વિરાજઇં રે, તેઉરની કીધજ ફાવઇ રે. તુ૦ ૪૪
જાણે નિરૂપમ દેવવિમાન રે, બઇઠો લ્યાહરી સહસનઇં માનિ રે;
રૂડા ફુલઇ તેહ સિણગારઇં રે, માંડવીમાહઇં પ્રભુનઇં બઇસારઇ રે. ૪૫
અનેક તિહાં વાજિત્ર વજાવઇં રે, ભામિની ભગતિ ગુરૂગુણ ગાવઇં રે;

હીરથુભ પાસઇં લેઇ આવઇં રે, સોવન ફૂલે સંઘ વધાવઇ રે. તુ૦ ૪૬
સૂકડિ મણ એકવીસ અણાવી રે, અઢીસેર કસ્તૂરી આવી રે;
મલયાગરૂ આણ્યુ મણ ચ્યાર રે, પંચસેર સારો ઘનસાર રે. તુ૦ ૪૭
કૃષ્ણાગર મણ ચ્યારનુ માન રે, સેર ચ્યાર કેસર શુભ વાન રે;
સેર પનર વલી આણ્યઓ ચૂઓ રે, સેર એક વલી અંબર જૂઓ રે. ૪૮
પનરસેર તે અબીર તે આયો રે, અંગપૂજા અતિ બહુ થાય રે;
મિલિઓ સંઘ તિહાં અપાર રે, લ્યાહરી ઉપની ચ્યાર હજાર રે તુ૦ ૪૯
સુપરઇં અંગ સંસકાર તે થાવઇં રે, લોક સવે તિહા દુખ્ખ બહુ પાવઇં રે;
શ્રીગુરૂ કુરણાવંત સભાવઇ રે, નિજચય ઉપરઇ આપ પ્રભાવઇં રે. ૫૦
ફૂલતણો વરષા વરસાવઇં રે, એણિ પરિં ભવિઅણ દુખસમાવઇ રે;
તીન દિવસ લગઇ ફૂલ તે નિરખ્યાં રે, ભવિઅણુના તવ હિઅડાં હરખ્યાં રે.
ભણુસાલી તિહાં શુભ કરાવઇં રે, શ્રીજિનસાસન સોહ ચડાવઇં રે;
જસ કીરતિ બહુલી જગ પાવઇ રે, સ્નાત્ર મોહોચ્છવ તિહાં બહુ થાવઇ રે.
સા **માલજી** હુઉ ગંધારી રે, નિજગતિ અણુસણુ કરી સમારી રે;
મોટો દેવ હુઓ છિં જેહ રે, સીમંધર પૂછો કહુઇ તેહુ રે તુ૦ ૫૩
શ્રીગુરૂજીસ્યું ધરચો નેહ રે, ભવિ ત્રિજઇ શિવ લહુસ્યઇ એહ રે;
વાત પરંપરથી એ જાણ્યું રે, ગુરૂભગતિ મઇં તે ઇહાં આણ્યુ રે. તુ૦ ૫૪
સાચુ તે નાણિનઇ સૂઝઇ રે, કિમ છદ્મસ્થ તે સઘલુ બુઝઇ રે,
સાહિબ **શ્રીવિજયદેવસૂરીસ** રે, સેવકની પૂરો જગીસ રે. તુ૦ ૫૫
તુહ્મ પાટ પ્રભુ અધિક દિવાજ રે, **શ્રીવિજયપ્રભસૂરી** વિરાજઇ રે;
તેહુ ગુરૂના લહિ સુપસાયો રે, ઇણિ પરિ પ્રભુજી તુહ્મ ગુણુ ગાયા રે. ૫૬

કલસ

ઇમ ત્રિજગભૂષણુ દલીતદૂષણુ શ્રીવિજયદેવસૂરીસરો,
ઋદ્ધિ વૃદ્ધિ કલ્યાણુકારણુ વાંછિતપૂરણુ સૂરતરો;
ઇમ થુણ્યો જીરણુગઢમાંહિ અતિ ઉચ્છાહિં એ ગુરો,
શ્રીસાધુવિજય કવિરાય સેવક **સૌભાગ્યવિજય** મંગલ કરો. ૫૭

॥ इति श्रीविजयदेवसूरिनिर्वाण समाप्त ॥

१४

# श्रीविजयसिंहसूरिनिर्वाण ।

❀ अर्हं । ❀

ઢાલ

પ્રણમું તુમ શ્રીમંધરૂજી—એ દેશી.

સમરૂં સરસતિ સામિની, આપો અવિચલ વાંણી,
શ્રીવિજયસિંહસૂરી તણોજી, બોલીસ હું નિરવાણિ.
માહરા ગુરૂજી તું મનમોહનવેલિ—આંકણી. ૧
સુંદર તુઝ મુખ દેખતાંજી, પામત હું રંગ રેલિ; મહા૦ ૨
ધન જનની જગ જાણીઇજી, નાયકદે તુઝ માત;
જગ તારણ તું જનમીઓજી, ત્રિભુવન માહિ વિખ્યાત. મહા૦ ૩
દેશ વિદેશઇ વિચરતો જી, ટાલતો પાપનો જાલ;
જિહાં જિહાં પૂજ્ય પગલાં ઠવ્યાંજી, નાઠા દુરિત દુકાલ. મહા૦ ૪
ગુજરાતિ દખ્યણ દીપતીજી, સોરઠ હાલાર જાંણ;
માલવ મેદપાટ મરૂધરાજી, મેવાત બુંદિ વખાણ. મહા૦ ૫
કછ વાગડ વઢિયાર માંહિજી, ગઢવાઢિ સાઢિજ દેસ;
રાયદેશ પ્રમુખઇ બહુજી, તઇ દીધા ઉપદેશ. મહા૦ ૬
સમતા રસનો કુંપલોજી, રીસ નહી લવલેસ;
ખિમાવંત ગુણે આગલોજી, દૂર કીઓ કલેસ. મહા૦ ૭
સંવત સત્તર અઠોત્તરઇજી, ચોમાસાનઇં કાજ;
દીવનગર ભણી પાગરઇજી, શ્રીવિજયસિંહ મહારાજ. મહા૦ ૮
રાજનગર સંઘ વીનવઇજી, વીનતડી અવધાર,
પૂજ્ય ચોમાસું ઇહા કરોજી, હોસ્યઇ લાભ અપાર. મહા૦ ૯

સંવતણાઈ આથહઈં કરીજી, રહિઓ તપગચ્છરાય;
અહમ્મદપુર મનમાંહિં ધરીજી, ચતુર ચોમાસું હોય. મહા૦ ૧૦
ખંભનયર ભણી પાંગરઈજી, શ્રીવિજયદેવ સૂરિંદ;
બોલાવાનઇ કારણઈંજી, તું અ ચ્યો મુણિંદ મહા૦ ૧૧
બારેજાર્યાં ચાલતાજી, ઘડી દોય વાતજ કીય;
ગુરૂ સંઘાતઇ પ્રેમસ્યુંજી, આણંદ અધિકો દીધ. મહા૦ ૧૨
તે અવસરનાં વયણલાંજી. સાંભરઈ ગુરૂનઇ અપાર;
બીજાં દુખ ખટકઇ ઘણુંજી, જિમ કરવતની ધાર. મહા૦ ૧૩
ગુરૂ બોલાવી આવીઓજી, અસાવલિપુરમાંહિ;
ઈલમપુરમાંહિ આવીયાજી, આણી અધિક ઉચ્છાહ. મહા૦ ૧૪

ઢાલ.

કુંતા માતા ઇમ ભણઇં—એ દેશી.

નવઇપુરઇ પધારિઓ, શ્રીતપગછ સુરતાણ રે;
સરીર અસાતા ઉપની, સંઘ થયો હેરાણ રે. ૧૫
ધનધન ગુરૂજી એ જગજ્યો, સુંદર તેરા નામ રે,
ગૌતમ વીરજ ચિંતવસ્યો, તિમ શ્રાવક અભિરામ રે—આંકણી.
અંત સમઇ પ્રભુ ઓલખી, સુકલ ધ્યાન મન આણઈ રે;
શ્રાવકે અવસર જાણીઓ, મલિઆ રાણો રાણ રે. ધન૦ ૧૭
જીવ દયાના દોકડા, માનઇ બહુ નરનારિ રે;
સહસુંહિ તિહાં ઉપની, અનોપમ પંચ હજાર રે ધન૦ ૧૮
છઠ્ઠ અઠ્ઠમ આંબિલ નિવી, વલી ઉપવાસ અનેક રે;
કંદમૂલ નીલવણિ તજઇ, આણી બહુ વિવેક રે. ધન૦ ૧૯
જે જે વચન લોકે કહ્યા, તે સદ્દહઇ ગણધાર રે;
પાછો ઉત્તર આપતો, હુંકારો તેણિ વાર રે. ધન૦ ૨૦
રાજનગર અહમ્મદપુર, બીબીપુર પ્રેમાપુર જોઇ રે;
રાજપુર ઈલમપુર સુંદરૂં, નિજામપુર અસાવલિ હોઇ રે. ધન૦ ૨૧
ઉસ્માપુર સરખેજ ભલો, શેષપુર ઈદલપુર જાણ રે;

વજીરપુર વાડેજ સહી મલ્યા, મહાજન ગુણઠાણ રે. ધન૦ ૨૨
સંઘ સકલ પ્રભુ દેખતાં, શ્રીજિનવરની સાખઇં રે;
પંચ મહાવ્રત ઉચરઈ, ઉપસમચિતમાહિ રાખઇ રે. ધન૦ ૨૩
સૂત્ર સિદ્ધાત પોતઇ ગણઈ, સમગાવઇ બહુ માર રે;
ત્રિણ અહોરાત્ર જ ગણ્યા, નવકાર અખંડ ધાર રે. ધન૦ ૨૪
લાખ ચોરાસી જીવનઇ, ખમાવી બહુ રંગ રે,
મોહ માન માંહિ નવિ પડયો, મમતા મેલ્હી અંગ રે. ધન૦ ૨૫
અણસણનઇ આરાધના, પાલ્હી નિરતીચાર રે;
વરસ અઠ્ઠાવીસ જાણઇં, ભોગવી સૂરિપદ સાર રે. ધન૦ ૨૬
ઉપસમ શ્રેણી પ્રભુ ચડયો, ટાલી પાપના જાલ રે;
ચારિત્ર પાલી નિરમલું, કાલ માસિં કરઇ કાલ રે. ધન૦ ૨૭
આસાઢ શુદિ બીજ જાણીઇં, બઇસી દેવ વિમાન રે;
સૂરીસર સુરપુર ગયો, સુરકુમારી કરઇં ગાન રે. ધન૦ ૨૮

ઢાળ.

એક દીન સારથપતિ ભણઈ રે—એ દેશી.

તુજ નિરવાણિ થયા પછી રે, સંઘ સકલ દુખ થાય;
કઇ બ્રહ્માડ તૂટી પડયો રે, અકસ્માત કહવાયો રે. ૨૯
સુણિ સુણિ સાહિબા, એક કરૂં અરદાસો રે,
કાં છોડયા નિરાસો રે, સુણિ સુણિ સાહિબા—આંકણી. ૩૦
હાહાકાર સઘલઇ થયો રે, અસંભવ એહ વાત;
સૂરિ સવાઇ ઉઠિ ચલ્યો રે, જે હતો ધર્મનો તાતો રે. સુણિ૦ ૩૧
સંઘ સકલ આસ્યા હતી રે, તપગછ રાખસ્યઇ ઠામ;
આણંદવિમલસૂરિપરઇં, કરસ્યઇ ધર્મનાં કામો રે. સુણિ૦ ૩૨
તે લાહો મનમાહિ રહ્યો, છોડિ ગયો નિરધાર;
લલિત વચને બોલાવતો રે, આણી હર્ષ અપારો રે. સુણિ૦ ૩૩
શ્રાવકે વિલાપજ બહુ કિયા રે, તે કહીઓ નવી જાય;
વીર નિર્વાણ થયા પછી રે, જિમ ગૌતમ ગણધારો રે. સુણિ૦ ૩૪

નિર્વાણ મહોત્સવ સંઘ કરઇ રે, જિમ વીર ઈંદ્ર જાણ;
પંચવીસ ખંડ તણી કરઈ રે, માંડવી મોટઇ મંડાણો રે. સુણિ૦ ૩૫
જરદ કસી જર બાફની રે, રચના વિવિધ પ્રકાર;
ત્રિણસઈ રૂપટંઆં કેરડું રે, દેવ વિમાનજ સારો રે. સુણિ૦ ૩૬
અંગપૂજા ગુરૂની કરઈ રે, શ્રાવક તેણી વાર;
મહમુદિ તિહાં ઉપની રે, સાધારણ દોઢ હજારો રે. સુણિ૦ ૩૭
ચૂઆ ચંદન ચરચિઆ રે, પરિમલ પુહવી ન માય;
દેવ વિમાન પધરાવીઆ રે, બઇઠા તપગછ રાયો રે. સુણિ૦ ૩૮
શ્રાવક નીજ ખંધિ કરી રે, પધરાવઇ ગુરૂરાજ;
સંઘ સકલ તિહાં મલ્યો રે, નિરવાણ મહોત્સવ કાજો રે. સુણિ૦ ૩૯
ગાજત વાજત સહુ આવીઆ રે. જિહાં છઈ સંસકારજ ઠામ;
દેવ વિમાન મુંકી કરી રે, અંગપૂજા કરઇ તામો રે. સુણિ૦ ૪૦
પનરમણ તિહાં દીપતી રે, સુકડી પરિમલ હોઇ;
બઈ મણ કૃષ્ણાગર ભલો રે, દોઢ મણ વીતી જોય રે. સુણિ૦ ૪૧
એક મણ અબીર ભણું રે, ચૂઆ ચંદન સાર;
કસ્તૂરી કેસર વલી રે, કપૂર નઈ ઘનસારો રે. સુણિ૦ ૪૨
ચઇ માંહિં ગુરૂ પધરાવી રે, કર્યા સંસ્કારના કાજ;
દીવાની પરઇં પરજલઈ રે, રોગ રહિત મહારાજો રે. સુણિ૦ ૪૩
દુખભર શ્રાવક આવીઆ રે, સહુ કો આપણઈ ગેહ;
ગુરૂ સંસ્કાર જિહાં થયો રે, ઊપરિ વૂઠા મેહો રે. સુણિ૦ ૪૪
મનમોહન મહિમાનિલો રે, જીવન પ્રાણાધાર;
સહિત વદન બોલાવતો રે, દાદા માંહિ સો વારો રે. સુણિ૦ ૪૫
સુખ દુખ કુણ અહ્ન પૂછસ્યઇ રે, કુણે કહસ્યઈ ઇહાં આવિ;
કુણ સીખામણ દેહસ્યઇ રે, રુડઇ ચીતમાંહિં લાવિ રે, સુણિ૦ ૪૬
આસ્યા વેલ સહુ તણી રે. ચઢયી કાપી લીધ;
કુણ ગુનહ તાહરો કિઓ રે, એવડો દુખ દીધો રે. સુણિ૦ ૪૭
સમતા ભાવ જે સહુપરી રે, રાખતો રુડી રીત;
નર નારિનઇ મન વસ્યા રે, ખિણ ખિણ આવઇ ચિન્તા રે. સુણિ૦ ૪૮

મહિર કરી સહુ ઉપરિ રે, પૂરો વંછિત આસ;
સંઘ સકલનઇ સુખ કરો રે, ભોગી ભોગ વિલાસો રે. સુણિ૦ ૪૯
ધોલા સુત આખો વડો રે, કીધો ઉત્તમ કામ;
ગુરૂ સેવા કીધી ભલી રે, જગમા રાખ્યૂ નામ. સુણિ૦ ૫૦
સંવત સતર નવોતરઇ રે, અહ્મદપુર મઝારિ;
સહુ ચોમાસું એકઠા રે, શ્રાવક સમકિત ધારો રે. સુણિ૦ ૫૧
ભાદ્રવા વદિ દીપતી રે, છઠિ નઇં સોમજવાર;
વાસુપૂજ્ય પસાઉલઇ રે, થુણિઓ એ ગણધાર રે. સુણિ૦ ૫૨
ગુરૂપદ પંકજ ભમરલો રે, આણી મન ઉલ્લાસ;
વીરવિજય મુનિ વીનવઇ રે, પૂરો સંઘની આસો રે;
સુણિ સુણિ સાહિબા, એક કરૂં અરદાસો રે;
કાં છોડયા નિરાસો રે, સુણિ સુણિ સાહિબા. સુણિ૦ ૫૩



इति श्रीविजयसिंहसूरीश्वरनिर्वाणस्वाध्यायः समाप्तः

# ૧૯

# श्रीविजयप्रभसूरिनिर्वाण ।

ઢાળ.

સરસ વચન દીઓ સરસતી રે—એ દેશી.

પ્રણમી પાસજિણેસરુએ, સમરી સરસતિ માય;
નિજ ગુરૂના આધારથી રે, ગાયસ્યું તપગચ્છ રાયો રે. ૧
ગુરૂ ગુણ ગાઇઇં, શ્રીવિજયપ્રભસૂરીરાયો રે;
જિનશાસન ધણી, નાંમેં નવનિધિ થાયો રે. ગુરૂ૦—એ આંકણી.
કચ્છદેશ મનોહરપુરે રે, સા શવગણ પુણ્યવંત;
ભાંણી રાણી જાણીઇં રે, ઘરણી તસ ગુણવંત રે. ગુરૂ૦ ૨
શુભ સુપને સૂચિત ભલો રે, તાસ ઊઅર અવતાર;
જનમ્યો શુભ દિવસેં વલી રે, કુઅર કુલ સણગારો રે. ગુ૦ ૩
અનુક્રમેં વાધેં કલા વરેં રે, સુણી સહગુરૂ ઉપદેસ;
લઘુવય સંજમ આદરેં રે, લેઇ માવિત્ર આદેશો રે. ગુ૦ ૪
શ્રીવિજયદેવસૂરીતણા રે, સુંદર સીસ પ્રધાંન;
વિનયવંત વિદ્યા ભણેં રે, સૂત્ર સિદ્ધાંત પ્રમાણો રે. ગુ૦ ૫
જોગ્ય જાંણી ગુરૂગચ્છ ધણી રે, કીધા નિજ પટધાર;
દિનકરની પરિ દીપતા રે, શ્રીવિજયપ્રભ પ્રણધારો રે. ગુ૦ ૬

ઢાલ.

નણદલની—સુમતિ જિણેસર સાહિબા—એ દેશી

પંચ મહાવ્રત પાલતા, ટાલતા દુરિત મિથ્યાત ગુરૂજી;
મોહ મહામદ જીપતા, રીસ તણી નહીં વાત ગુરૂજી. ૭
વારી રે ગુરૂજીના નાંમની—એ આંકણી.

અમીઅ ઝરે મુખિં બોલતાં, લટકે દ્યે ધર્મલાભ ગુ૦
દરિસણ દીઠે લોચન ઠરે, સુંદર સહજ સભાવ. ગુરૂ૦ ૮
સંઘ પ્રતિષ્ટા પૂજણાં, જોગ અને ઉપધાન;
માલ મહોત્સવ અતિઘણાં, ધરતા ધરમનું ધ્યાન ગુ૦ ૯
સોરઠ કચ્છ હાલાર મેં, મરૂધર નેં મેવાત ગુ૦;
વરતે આણ જગગુરૂતણી, માલવ દખિણ ગુજરાત ગુ૦ ૧૦
આબૂ સોવનગિર વલી, શેંત્રુંજ નેં ગિરિનાર ગુ૦;
એમ અનેક તીરથ ભલાં, ભેટયાં શ્રી ગણધાર. ગુ૦ ૧૧
ભવિક જીવ પ્રતિબોધતા, કરતા ઉગ્ર વિહાર ગુ૦;
અમીઅ સમાણી દેસના, તાર્યા બહુ નર નારિ. ગુ૦ ૧૨
હવે જનમભૂમિ જાણી કરી, શ્રીકચ્છદેસ પ્રધાંન ગુ૦;
સંઘ આદર ગુરૂ આવીઆ, રાય દીયે બહુમાંનગુ૦ ૧૩

દુહા

હવે શ્રીદીવબંદિર તણો, સહુ સંઘ કરે વિચાર;
ગચ્છપતી ગુરૂ પધરાવીઇ, જિમ હોઈ જયજયકાર. ૧૪
મેઘબાઈ મોટે મને, કહે સંઘને કરજોડ;
શ્રી ગુરૂને પધરાવવા, અમ મન છે બહુ કોડ. ૧૫

ઢાલ.

પૂજ્ય પધારો મરૂદેશે—એ દેશી

વહુઅર સવિ પરિવરસ્યું, મેઘબાઇ હો મનનેં ઉલ્લાસ કે;
શ્રીકચ્છ દેસ જઇ તિહાં, ગચ્છપતિને હો ઈમ કરે અરદાસકે. ૧૬
પૂજ્ય મનોરથ પૂરવો, દીવબંદિર પાઉધારો હેવ કે;
શ્રીસંઘ મન ઉલટ ઘણો, ગુરૂચરણની હો કરવા નિતુ સેવકે; ૧૭
પૂજ્ય મનોરથ પૂરવો—એ આંકણી.
અવધારી ગુરૂ વીનતી, દીવબંદિર હો આવે મુનીરાય કે;
ગામ નયરના મારગિં, સંઘ સહુકો હો આવી પ્રણમે પાય કે. પૂ૦ ૧૮

પાસ અઝાહર ભેટિઆં, થૂભ વંદી હો હીર દેવના પાય કેં;
ઉન્નતપુર આડંબરેં, પધરાવ્યા હો ગુરૂ પુણ્ય પસાય કેં. પૂ૦ ૧૯
ભગતિ કરેં ભલી જુગતિસ્યું, મેઘબાઈ હો ખરચેં ધનકોડિ કેં;
શ્રીસંઘ દીવમંદિર તણો, દાંનમાંનેં હો સેવેં કરજોડિ કેં. પૂ૦ ૨૦
ચ્યાર ચોમાસા ચતુર કરી, *જેતાંબાઈ હો લેઇ શ્રીસંઘ સાથિ કેં;
ગુરૂશ્રી મન હરષેં ઘણું, સેત્રુંજગિરિ હો ભેટયા આદીનાથ કે. પૂ૦ ૨૧
પાપ આલોયાં ભવ તણાં, જિન આગલિ ગુરૂજી ઉલ્લાસ કેં;
દીવબંદિર હવેં હરષસ્યું, આવી ભેટયા હો નવલખ જિન પાસ કેં. પૂ૦ ૨૨
દેશદેશના સંઘપતી, સોરઠ તણો હો વલી સંઘ સવાય કેં;
અંગ પૂજા પરભાવના, આવી કરેં હો વંદઇ ગુરૂપાય કે. પૂ૦ ૨૩
ધનધન દીવબંદિર તણો, સંઘ સહુકો ધારમી કહેવાય કેં;
+ શેઠ અભયચંદ સંઘપતી, સાંમો મેહુતો હો ધરમી કહેવાય કેં;
તીન ચોમાસા આગ્રહ કરી, રાખી શ્રીગુરૂપદ હો સેવેં દિન રાય કેં. પૂ૦ ૨૪

ઢાળ.

શ્રી અભિનંદન સાહિબ સાંભલો—એ દેશી.

શ્રી ગચ્છનાયક ગુરૂજી સાંભરે, ઘડી અ ઘડી સો વારો જી;
આતમ વાલ્હો રે શ્રી ગુરૂ માહરો, શ્રીવિજયપ્રભ ગણધારો જી. ૨૫
શ્રીગચ્છનાયક ગુરૂજી સાંભરેં—એ આંકણી.
છઠ્ઠ અઠ્ઠમનેં રે નિત એકાસણું, આંબિલ નીવી સારો જી;
ગાલી કાયા રે તપ તેજેં કરી, જાંણે ધનો અણગારો જી. શ્રી૦ ૨૬
સંવત સતર ઓગણપંચાસમેં, જાંણ્યો નિજ નિરવાણો જી;
ઊના સહરેં રે સહુગુરૂ આવીયા, સમર્યા વ્રત પચખાણો જી. શ્રી૦ ૨૭
માસ વૈસાખની વદિ એકાદસી, અણસણ કર્યું ચોવિહારો જી;
શ્રાવક શ્રાવીકા રે આવી ગુરૂ સુખિં, કીધા તપજપ સારો જી. શ્રી૦ ૨૮

---

* વલી દીવના હો શ્રી સંઘને સાથિ કે—પાઠાન્તર.
+ ધન ધન દીવબંદિર તણો, સંઘ સહુ કો ધરમી કહેવાય કેં;—પાઠાંતર.

ચોથ અઠ્ઠમને છઠ્ઠ આંબિલં ઘણાં, સંખ્યા દોય સહુસ સારે જી;
સીખ દીઇ વલી નિજ પરિવારને, કરયો જિનધર્મ સારો જી. શ્રી૦ ૨૯
બારસિ રાતે રે જેગને રૂંધીઆ, ધરતા અરિહંત ધ્યાંનો જી;
શ્રીગુરૂ સરગવિમાન સધાવીઆ, તેરસિ દિન નિરવાંણો જી શ્રી૦ ૩૦
ગુરૂ અંગપૂજા રે શ્રાવક કરે, જાંમી દોય સહુસ જાંણો જી;
પરિખ જેસંગ સુત વિજેસંગ કરે, માંડવી તેરખંડ માનો જી. શ્રી૦ ૩૧
પંચરતન ગુરૂમુખમાહિં ઠવે, વાજે વાજિત્ર તાંમો જી;
ગોરી ગાવે રે ગીત સોહામણાં, આવ્યા હીરથૂભ ઠામો જી. શ્રી૦ ૩૨
આંણી માંડવી શ્રીવિજયદેવના, થૂભ તણે વલી પાસો જી;
એકવીસ મણ સૂકડિ આંણે ભલી, ચ્યાર મણ અગર સુવાસો જી. શ્રી૦ ૩૩
કેસર કસ્તુરી અંબર ભલો, કપૂરમલી સેર ગ્યારો જી;
અધમણ ચૂઓ રે અબીર જાંણો, વલી અગનિ કર્યો સંસકારો જી શ્રી૦ ૩૪
ઝાલે અંબ ફૂલ્યો ચયણેપરિં, દેવ કરે પુષ્પવૃષ્ટી જી;
દીપમાલા રાતે દેવે કરી, લોક કરે દેખે નિજ દૃષ્ટિ જી. શ્રી૦ ૩૫
પરિખ વિજેસંગ થૂભ કરાવીએ, અતિ ઉતંગ અભિરામો જી;
સ્નાત્ર પૂજા ઓછવ શ્રાવક કરે, જપતા શ્રીગુરૂ નાંમો જી. શ્રી૦ ૩૬
પાટપ્રભાવક શ્રી શ્રીપૂજ્યના, શ્રીવિજયરતન સૂરિંદો જી;
સંપ્રતિ વિચરે ગોતમ સારિખા, દરિસણ પરમાણંદો જી શ્રી૦ ૩૭

કલસ.

શ્રીવીરસાસન ગગનભાસન, સુધપરંપર પટધરો,
ગુરૂનાંમ જપીઇ કર્મ ખપીઇ, વિમલસાર સંયમધરો;
તપગચ્છ દીપક કુમતિ જીપક, વિજયપ્રભગુરૂ ગણ ધરો,
તસચરણ સેવક વિમલવિજયે, ગાયો જય મંગલ કરો. ૩૮

॥ इति श्रीविजयप्रभसूरिनिर्वाणसज्झायः ॥

# १६–१७

# श्रीहेमविमलसूरि–फाग ।

श्रीगुरुभ्यो नमः

અહે મનિ ધરી સરસ તે સરસતી, વરસતી અવિરલ વાણિ;
સિરિતપગછપતિ ગાઇસું, ભાવિસ્યુ નિત સુવિહાણિ. ૧
હેમવિમલસૂરીસર, ઈસર કિર અવતાર;
અણુદિણુ મયણુ નિવારણુ, તારણુ સયલ સંસાર. ૨
દેસ અછઈ મરૂમંડલ, કુંડલનઈ અનુકારિ;
દીપઇ ધરણી રમણીઅ, રમણીય ઠાનિ શૃંગાર. ૩
જિણિ દેસઇં જીરાઉલુ, રાઉલું દેવહ દેવ;
જેહ તણી વર્ણ અઢાર એ, સાર એ અહનિસિ સેવ. ૪
ઠામિ ઠામિ જણુમણુહર, જિણુહર અતિ ઉત્તંગ;
જાણે સુરગિરિ સરિસુ, સરસુએ કરઇં રંગ. ૫
રૂદ્ધિઇં સુરપુરજ વહું, જે વડગામ સુઠામ;
હાટતણી વલિ ઉલિંઈ, પોલિઇ અતિ અભિરામ. ૬
જિણિ પુરિ પાણીહારીઅ, નારીઅ મોહણુ કંદ;
દેખી સુરપતિ કમકઈં, ચમકંઇ ચતુર યોગિંદ. ૭
તિહાં વસઈં વ્યવહારીઅ, સારીઅ રૂદ્ધિ ભંડાર;
અવિધુરિ સાહ ગંગાગર, સાગર પર ઉપગાર. ૮
સીલસુ નિમ્મલ ગંગા, ગંગા ધરણી તાસ;
ભોગવઇ નિતનિત નવપરિ, રસ ભરિ ભોગવિલાસ. ૯

અંદોલા.

સુપન સૂચિત સુવિચાર, જનમિઉ એહ કુમાર;
તારક ભવ તણુએ, સહજિ સોહામણુએ. ૧૦
અનુક્રમિ વાધઇ બાલ, રીંખઇ રંગિ રસાલ;
કાલ જી કેતલુએ, ખેલઈ કુલતિલુએ. ૧૧
કરી કરી મંગલ કાજ, નામ દીધું હદરાજ;
રાજ કુમર તણુંએ, લખિણુ અંગનાંએ. ૧૨
સોવન વન્ન સમાન, ઝલકઇ જેહનુવાન;
માન ન મનિ ધરઇ એ, આલસ પરિહરઇ એ. ૧૩

ફાગ.

અહે પંચ વરિસ લગઇ લાલીઅ, પાલીઅ અતિ સુકુમાર;
તાતઈં ઉચ્છવ બહૂ કીઉ, સુંદીઉ સુત નેસાલ. ૧૪
પઢઈં ગુણુઈં સુવિચખ્ખિણુ, લખ્ખિણુ છંદ પુરાણુ;
સહજિ સમસ્યા પૂરઈં, ચૂરઈં પર અભિમાણુ. ૧૫
ગુરૂ સિરિ **લખ્ખિમિસાગર**, આગર સયલ સિદ્ધાંત;
એક દિવસિ સમહુતુએ, પુહતુએ તિહાં વિહરંત. ૧૬
સાહ **ગાગા** સુત નિસુણીઅ, ગુરૂ ભણી વંદણુ રેસિ;
તતખિણુ ચાલી આવીઉ, ભાવીઉ ભાવ વિસેસિ; ૧૭
સુધા સુધા વલી સાકર, કાકર તોલઇ જાણિ;
કુમર તણુઈ મનિ બઇઠીઅ, મીઠીઅ સહિગુરૂ વાણિ, ૧૮
કુમર ભણુઇ સુણિ વાત એ, તાત એ પૂરિ જગીસ;
દિઇ મઝનઇં ઈક આઇસુ, થાઇસુ એહ ગુરૂ સીસ. ૧૯
રહિ રહિ વચ્છ! તું લહૂઅડુ, એવડુ છઇ વતભાર;
જનમ લગઇ કિમ પાલિવું, ચાલિવું ખાંડાધારિ. ૨૦
ચારિત છઇ વછ! રૂઅડું, નીઅડું જાંનહીં એહ;
લેઇ કરી નિરવહતાં, સહતાં બાણુઈ દેહ. ૨૧
સહી પણુઇ વરસાલઇ, સાલઇ અતિહિં અનંગ;
એહ તણુઇ ઝડઝાટલિ, આકુલ હોસિઇ અંગ. ૨૨

સીઆલઈ સીઅ સહિવું એ, રહિવું અ મઈલઇ વેસિ;
તરૂણુ પણઈ વિણુ તરૂણીઅ, ધરણી અ શરણુ ધરેસિ. ૨૩
ઊન્હાલઇ વલી પાપીઇ, તાપીઇ સયલ સરીર;
વિણુ જલ તુઝ ઝલવાઇસિઇ, થાઇસીઇ કિમ સુખ વીર. ૨૪
વિસમ પરીસહ સહિવા, વહિવા ચોગ અનેક;
એક સુખિઈ કરીસ્યું કહું, નવિ લહું દુખહ છેક. ૨૫
વલી વિમાસી તું વચ્છ એ, લચ્છિ એ હુસિઈ અણાહ;
તુઝ વિણુ મઝ મન નવિ રહઈ, વિરહઇ એ દેસિઈ દાહ. ૨૬
પરણીનઇ મન ગમતીય, જુવતીઅ કરિ ન વિલાસ;
અવર હુઇ તુઝ મન રૂલી, તે વલી પૂરૂં આસ. ૨૭
નાતઈં ધણિ પરિ લોભવિઉ, થોભવિઉ ઘણું સંસારિ;
વલતું દાખિણુ પાખઇ, ભાખઇ ઇસિઉં કુમાર. ૨૮

અંદોલા

વીનતડી સુણિ તાય !, મકરિ મકરિ અંતરાય;
કાયજિ કારિમઇએ, મઝ મન નવિ રમઇએ. ૨૯
નરભવ વાર અનંત, પામિઉ ભમંત ભમંત;
ચિ તિ ન આણીઉએ, જિનધર્મ જાણીઉએ. ૩૦
દુલહુ એહ અવતાર, શ્રાવય કુલ આચાર;
ચારિત વિણુ સહીએ, મુગતિ નથી કહીએ. ૩૧
જિમજિમ બાંધઇ મોહ, તિમતિમ લહઈ વિછોહ;
કોહિઇ વિનડિઉએ, ચિહું ગતિ ભમડિઉએ. ૩૨
કહિંના પૂત્ર પરિવાર, કહિંના એ ઘરબાર;
આરતિ જીવડઇએ, કીધી એવડઇએ. ૩૩
તાત તુહીઇ વિચારી, એ સંસાર અસાર;
સાર સંયમધરૂંએ, મુગતિ રમણિ વરુંએ. ૩૪
જાણી ગુરૂ ઉપદેસ, મુંકી કર્મ અસેસ;
લેસિજ ચારિતૂએ, મઝ મન વારિતુંએ. ૩૫

ફાગ.

એહ કુમરિઇં તાત મનાવીઉ, આવીઉ સહિગુરૂપાસિ;
અવર કુમર કરી અરવરિઉ, પરવરિઉ મન ઉલ્હાસિ. ૩૬
તિણિ અવસરિ મંડાણુએ, જાણુએ નહીં વિણુ ન્યાન;
વર્ણવું એક મુહિ કેતલું, એતલું નહીં વરદાન. ૩૭
આપઇં ઓઘઉ મુહપતી, યતિપતિ કુમરહ હાથિ;
પાલિજ્યો રૂઅઇં દીખએ, સીખએ દિઇં વલી સાથિ. ૩૮
મિલીઅ કરી મનરંગિઇ, સંઘિઇં દીધું નામ;
જયજય **હેમવિમલ** મુનિ, સવિ મુનિ લિઇં ગુણગ્રામ. ૩૯
**સુમતિસાધુસૂરિ**રાયહ, પાય કમલિ સવિલાસ;
ચઊદઇ વિદ્યા અભ્યસઈ, વલી વસઈ ગુરૂકુલ વાસિ. ૪૦
કાવ્ય કથારસ આગમ, દુર્ગમ જે અતિહુંતિ;
તેહ હેમવિમલ મુનિ, નિજ મન મતિઇં કહંતિ. ૪૧
જેહ તણુઇ વચન વિલાસએ, નાસએ વાદીય દૂરિ;
જિમ વનિ ઘૂઅડ સંકઇએ, જંકઇં દેખીઅ સૂર. ૪૨
એક દિવસિ **તપગચ્છપતિ**, **સુમતિસાધુસૂરિ**રાય;
પુહતા **પંચલાસાપુરિ**, જે ધુરિ દેસહમાહિ. ૪૩
તિહિં સંઘપતિ **પાતરાજ**એ, કાજએ કરઈ ઉદાર;
હેમવિમલગણિ નિરખીય, હરખીઉ હૃદય મઝારિ. ૪૪
તતખિણિ સહિગુરૂ વીનવી, નવ નવી પરિ કરો રંગ;
તિણિઇ પદ દિવરાવઈ, ભાવઇં ભૂતલિ જંગ. ૪૫
સંઘ મિલિઉ દહદિસિ તણું, મનિ ઘણું ધરીઅ ઊમાહ;
દિઇ તંબોલ જસ હરખિ, સહરખીનું લિઇં લાહ. ૪૬
હેમવિમલ ગુરૂ થાપીઅ, આપીઅ સિરિ સૂરિમંત;
સંઘપતિ મન આણંદનું, ઈંદ ન જાણઇં અંત. ૪૭
એક દિવસિ એહ સહિગુરૂ, પુરિ પુરિ કરીઅ વિહાર;
ઈડરગઢ સમલંકરિઉ પરવરિઉ બહુ પરિવાર. ૪૮

ગૂજર માલવ મરહઠ, સોરઠ દખિખણુ દેસ;
સંઘ મિલ્યા સવિ ગામના, ઠામના વલી સવિસેસ. ૪૯
હેમવિમલસૂરિ તેડીઅ, કેડીઅ અવર વિચાર;
અતિઘણુ આટાટોપિઈં, રોપઇ તપગછ ભાર. ૫૦
કોઠારી સિરિ સાયર, સાયર નઇ સહજપાલ;
વાહઇં અતિહિં અવારીઅ, વારીઅ અજસ પઇસાર. ૫૧
કુંણુ કરી સકઇ તડવડિ, સવિ મડિ પહિરિઉ સંઘ;
દિનિ દિનિ સાહમીવચ્છલ, વચ્છલ હીઇ અભંગ. ૫૨
ગાઈં વાઈં યાચક, નાચક નાચ કરંતિ;
અછરાયણુ હુઈ ત્રિભુવનિ, જન મન હર્ખં ધરંતિ. ૫૩
હેમવિમલસૂરિ ગણુધર, જલધર જિમ જલધાર;
દેસણુ વાણિઈં નવરસ, વરસઇ માસઇ બાર. ૫૪
હેમવિમલ ગછનાયક, દાયક મુગતિ વિલાસ;
વ્રત પૂજાં ગિરિ મંદર, કંદર ગિરિ કવિલાસ. ૫૫
**દાનવર્દ્ધન** વર પંડિત, દંડિત વાદીય વીર;
ચરણુ કમલિ અલિજ મલિ એ, રમલિ એ રસિ હંસધીર. ૫૬
**સંવત પનર એ ચઉપનઇ,** ઊપનઇ બુદ્ધિ પ્રકાસિ;
ફાગ રચિઉ સમહુરતઇ, પૂરતઇ શ્રાવણુ માસિ. ૫૭



સવિ કવિઅણુ જણુતણીય માઇ સુઅસાયર સામિણિ,
સરસતિ દિઇ વાણી વિલાસ મઝ હંસલા ગામિણિ;
ગુણુગણુ ગાઇ ગાઇસુ સુગુરૂરાય સિરિ તપગછનાયક,
શ્રી હેમવિમલ સૂરિંદ ચંદ વંછિત ફલદાયક. ૧
જે નર ચતુર પણુઇં કરી સુર ભૂધર તોલઈ,
સયલ સાયર જલબિંદુ સંખ નિય વયણે બોલઇ;
તારાયણુ પરિમાણુ જેઉ ગયણુંગણિ જાણુઇ,
તહ વિહુ જગગુરૂ ગુણુ નવિ સોઈ વખાણુઇ. ૨
અઠમિચંદ વિશાલ ભાલ સવિ દેહ સુલક્ષણુ,

પેખવિ પરમાણુંદ તુહ્મ સામુદ્દ વિચક્ષણુ;
કઇ સોહમ કઇ વઇરિસામિ અવતરિયા સંપઇ,
ભાગિ સોભાગિઇં જુગ પ્રધાન ઇમ ગુણુઅણુ જંપઇં. ૩
મૂરતિ સું રતિ કરઇ અપાર જવ નયણે દીઠી,
કિસિ મિસિ સરસ સાકર માન તુહ્મ વાણી મીઠી;
જસ પસરઇ અનિવાર સારસ ચરાચરિ સામિઅ,
તિમ તું ભવિયણુ ચિંતે અત્થ પૂરઇં ગય ગામિઅ. ૪

ઢાલ

ધન ધન ધનવંત સાહ ગાંગાકુલ
કમલ વિબોહણુ દિનકરુએ,
માત ગંગા દેવિ ઉઅર સરોવર
હંસ સમાન એ નર વરુએ;
ઊગમ લગઇ અંગિ બત્રીસ
લક્ષણુ ધરમ વિચક્ષણુ ગુણુ નિલુ એ,
સેવક સુખકર રૂપિ પુરંદર
સંઘમ રમણીય સિરિ તિલઉ એ. ૫

ઢાલ.

નિસુણી ગુણુગણુ રંજિયા, ગુરૂ વંદણિ શ્રીસંઘ આવીઆ;
શ્રીપાટણુ વિવહારિયા, નિય હિયડઈ ભગતિઇં ભાવિયા. ૬
તવ બોલઇ એ તપગછ ધણી, થાપીસિઈ ચિંતિત સુરમણી;
કોઠારી સાયર અતિ ઘણું, દ્રવ્ય વેચઇ ઊમંગિ આપણું. ૭
શ્રીતપગછ નાયક થાપિયા, શ્રીહેમવિમલસૂરિ રાજીયા;
ઇડરગઢિ અતિ ઉચ્છવ ભયઉ, શ્રીતપગચ્છ હિયડઇ ગહિ ગહિઉ. ૮

ઢાલ

જિન શાસનિરે ગયન વિભાસન દિનકરુ,
એ તું ઉદયઉ રે પાપ તિમિરભર અપહરુ;
પડિ બોહઇ રે ભવિઅણુ માણુસ કમલડાં,
એ તુ સોહઈ રે સરસ અમિય જસ વયણુડાં. ૯

વયણુડાં જસુ સરસ સાકર મૂરતિ મોહણુ વેલડી,
કલિ કાલ ગંજઇ મયણ ભંજઇ ચાલઇ ગજગતિ ગેલડી;
સવિ દુરિય નાઠા નયણ દીઠા સુગુરૂરાય હવં હે સહી,
સવિ મિલિઅ આવઉ વંદિવા અતિ હરખિ હિયડઇ ગહિ ગહી. ૧૦
એ તુ અભિનવ ઉરે જલધર પુહવિઇં ઊનયઉ,
ઘણુ ગાજઈ રે દેસણુ ગુહિરસરિઇં ભલુ;
મિથ્યામતિ રે તાપ સવે દૂરિઇં ટલ્યા,
મન મોરા રે નાચઇ ઈમ વંછિત ફલ્યા. ૧૧
સોભાગ સુંદર બુદ્ધિ સુરગુરૂ સયલ સૂરિ સિરોમણી,
તપગછનાયક સુખદાયક ભવિક વંછિત સુરમણી;
જિણુ વયણુ પાલઇ દુરિય ટાલઈ સમતિ પાંચઇ મનિધરઈ,
જે નમઇ નરવર તીહં તારઇ અનઇ આપણુપઈં તરઈ. ૧૨
વંદઉ વંદઉ રે ચારિત્ર કમલા કામિની,
ઉરિ નવસર રે હારસુ તે જિંપઇ દિનમણી;
જસ જંપઇં રે કવિયણુ મનિ આણંદિયા,
આજ ધન દિન રે શ્રીહેમવિમલ સૂરિ વંદિયા. ૧૩
અતિહિં મહુરી અમિઅ વાણી રંજિય નાગર નરવરુ,
જયઉ જયઉ જગગુરૂ તાંલગઇ જાંમેરૂ ભૂધર સાગરુ;
શ્રીસુમતિસાધુસૂર પાટ ધરએ જુગ પહાણુ વખાણીઇ,
શ્રીહેમવિમલસૂરીસ સંપઇ સોહમ ગણહર જાણીઈ. ૧૪

ઢાલ.

શ્રીતપગછપતિ સુમતિસાધુસૂરિ, પાટ પ્રકટ મલ ઉદયઉ સુહગુરૂ.
શ્રીહેમવિમલસૂરીસરુએ. ૧૫
જાં લગઈ મેરૂ મહીધર સાગર, જાં ગયણું ગણિ ચંદ દિવાકર;
તા પ્રતપુ એ જુગપવર. ૧૬
એ શ્રીહેમવિમલ સૂરિસ, જયવંતા જાં કોડિ વરીસ;
પૂરઉ સંઘ જગીસ. ૧૭

। इति श्रीहेमविमलसूरिगुरुपादानां सज्झाय. ।

## १८—१९

# श्रीआणंदविमलसूरिस्वाध्याय ।

ॐ नमः ।

ગોયમ ગણહર પ્રણમું પાય, સરસતિ સામિણિ સમરૂં માય;
હું ગાઉં શ્રીતપગછરાય, શ્રીઆણંદવિમલસૂરિ પ્રણમું પાય. ૧
દૂસમકાલિં ગુણહ નિધાન, મઈં પામિઉ તું ગુગહ પ્રધાન;
સુવિહિત મુનિવર કેરૂ રાય, શ્રીઆણંદવિમલસૂરિ પ્રણમું પાય. ૨
ઇડરનયરિ હૂઉ અવતાર, માતા માણિકિ કૂખિ મલ્હાર;
સાહ મેઘા કુલ કમલ દિણંદ, શ્રીઆણંદવિમલસૂરિંદ. ૩
દુર્દ્ધર પંચમહવ્વય ભાર, તે તુહ્મે ધરીઉ અંગિ અપાર,
સાધુ ધર્મ્મ તુહ્ય સૂધઉ કરિઉ, દુર્ગતિ પડતુ જીવ ઉધરિઉ. ૪
પંચ સમિતિ તુહ્મે પાલી ખરી, ત્રિણિ ગુપતિ સૂધો આદરી;
પરિગ્રહ મમતા મૂંકી કરી, શ્રીજિન આજ્ઞા સૂધી ધરી. ૫
ઉગ્ર ચારિત્ર નઇ ઉગ્ર વિહાર, તે તુહ્મે કીધઉ સુદ્ધ આચાર;
વલી ઉગ્રતપ કીધઉ ઘણુઉ, તે હું બોલું ભવીઅણ સુણું. ૬
શ્રીજિનપ્રતિમા આગલિ રહી, પાપ સવે આલોયાં સહી;
સુ (?) એકાસી ઉપવાસ કરી, સંયમ કમલા રુડીવરી. ૭
વીસ સ્થાનકતપ વીસ વીસ વાર, ચઉથે કરી તુહ્મે કીધઉ સાર;
ચ્યારિસઇં ચુથ તુહ્મે પૂરા કરિયા, વીસ બોલતે મનમાહિ ધરિયા. ૮
વલી સ્થાનકતપ બીજી વાર, છઠ્ઠ કરી તુહ્મે કીધઉ સાર;
ચ્યારિસઇ છઠ્ઠ તે પૂરા કરિયા, વલી વિહરમાન જિન હીઅડઇ ધર્યા. ૯
તેહના કીધા છઠ વલી વીસ, શ્રીવીરતણા છઠ્ઠ બિસઇં ઉગણત્રીસ;

વલી છઠ્ઠ તુહ્મે કીધા ઘણા, પાખી ચુમાસી અઠ્ઠાહી તણા. ૧૦
પહિલા કર્મના દુવાલસમ પંચ, દરિસનાવરણી નવ દસમ્મ;
અંતરાયના દુવાલસમ પંચ, મોહુનીના અઠ્ઠાવીસ અઠ્ઠમ. ૧૧
વેદની ગોત્ર આણિખા તણા, આઠ દસમ તુહ્મે કીધા ઘણા;
નામ કર્મ્મનુ તપ નવિ થયુ, એહ મનોરથ મનહિ રહિઉ. ૧૨
ગૂર્જર માલવ વાગડ દેસિ, મેદપાટિ મારુઆડિ વિદેસિ;
સોરઠ કાન્હમ દમણુનઇ દેસિ, શ્રી પૂજ્યે દીધા ઉપદેસ. ૧૩
ઠામિ ઠામિ તે મહોત્સવ ઘણા, મનોરથ પૂરિયા શ્રી સંઘતણા;
ચઉવિહ સંઘ મિલ્યા તે બહુ, ધર્મવંત તે હરખિયા સહુ. ૧૪
પ્રમાદ તણુ કરિઉ પરિહાર, શ્રીવીરશાસન દીપાવણહાર;
પ્રતિપો શ્રીગુરૂ જાં રવિ ચંદ, શ્રીઆણંદવિમલસૂરિંદ. ૧૫
પનર બ્યાસીઇ સાધુ પંથ લિઈ, સંવત છન્નૂઇ અણુસણ કિદ્ધ;
ચ્યારિ શરણ મનમાહિ ધરી, શ્રીપૂજ્ય પુહુતા દેવની પુરી. ૧૬
અહમ્મદાવાદિ હૂઉ નિર્વાણ, માંડવો મહોચ્છવ અતિહિં મંડાણ;
ચઉવિહ સંઘ ઘણા તપ કરઇ, શ્રીપૂજ્યનામ હીઆમાહિ ધરઈ. ૧૭
શ્રીહેમવિમલસુરિસર રાય, વિનયભાવ પ્રણમી પાય;
શ્રી આણંદવિમલસૂરિ કેરૂ સીસ, સંઘતણી પૂરવુ જગીસ. ૧૮



સરસતિ સામિણિ પ્રણમું પાય, કવિજનમનવંછિત તું દાય;
શ્રીઆણંદવિલસૂરીસર રાયા, ભવિયણ વંદઉ એહ ગુરૂ પાયા. ૧
મહીયલિમંડણ રાનુ દેસ, ધર્મ તણુઉ દીસઇ ય નિવેસ;
ઇડર નયર ધર્મ અહિઠાણ, જિહાં રાજ કરઇ રાજા શ્રીભાણ. ૨
તીણઇ નયરિ શ્રીવંતવિવહારી, સાહ મેઘ દિસઇ સુવિચારી;
તસુ ઘરણી માણિકિદે સાર, પુત્ર જનમિઉ હુઉ હરખ અપાર. ૩
વાઘકુંમર તસ ઠવીઉં નામ, માગત જન સંતોખિઉં તામ;
દિનિ દિનિ વાધઇઉ પુત્ર ઉદાર, રુપિં જાણે દેવ કુમાર. ૪
શુભ મૂહરતિ નેસાલઈં મુંકઈ, માય બાપ સજજન સંતોખઈ.;

નેસાલઇ' તે ભણિઉ કુમાર, મન માંહિ જાંણુઇ સંયમ સાર. ૫
શ્રીહેમવિમલસૂરિ તપગછરાય, સહિગુરૂ કેરા પ્રણમી પાય;
વાઘકુમારિઇં લીધઉં ચારિત્ર, હેલાં જીતા આઠઇ રાત્ર. ૬
અનુક્રમિં ભણીઆ શાસ્ત્ર વિચાર, જાણુઇ આગમ અર્થ અપાર;
લાલપુરિ ઉવઝાય-પદ દીધઉં, સંઘવી થિરઇં વિત સફલ સુકીધઉં. ૭
ખંભનયરિ સોની જીવરાજ, નિજ હુખંઇં કરઇ સુપરિ સુકાજ;
ચઉવિહ સંઘ મેલીનઇ આવઇ, નયર ડાભિલઇ સુપરિ સોહાવઇ. ૮
તપગછ નાયક મહિમ નિવાસ; સૂરિમંત્ર દિઇં ઠવઇં સિરિ વાસ;
મન રંગિઇં આચારિજ થાપી, શ્રીગુરે નિજ પદવી આપી. ૯
શ્રીગુરૂ હેમવિમલસૂરિંદ, ભવિયણુ વંદઇ અહનિશિ વૃંદ;
સીસ શિરોમણી સોહઇ સાર, શ્રીઆણુંદવિમલ ગુરૂ ગણુધાર. ૧૦
શ્રીહેમવિમલસૂરિ કેરૂ સીસ, શ્રીઆણુંદવિમલસૂરિ પૂરઇ જગીસ;
વિનયભાવકહિ ગુરૂ મહિમાવંત, પ્રતિપઉ એહ ગુરૂ જગિ જયવંત. ૧૧



इति श्रीआणंदविमलसूरीश्वराणां स्वाध्यायः समाप्तः

## २०

# श्रीहीरविजयसूरि–सलोको।

श्रीगुरुभ्यो नमः।

સરસતી વરસતી વાણી રસાલ, ચરણ કમલ નમી ત્રિકાલ;
શ્રી ગુરૂપદ પંકજ ધરાઉં, હીરવિજયસૂરી ગછપતિ ગાઉં. ૧
શ્રીજિનસાસન સુરતાંણ જાંણું, જગગુરૂ જેહનું નાંમ કહાણું;
ગુજ્જર જિઉ પદ મુગટ સમાંણું, પ્રગટ પાલનપુર નગર વખાંણું. ૨
સેઠ કુંઅરજી વસેં વદીતો, ધન કરી જેણિ ધનદ જીતો,
નિરૂપમ નાથી જસ ઘરિ નારી, વિલસેં વિમલ સુખ હોઇ સંસારી. ૩
તાસ ઉર વર માંનસ હંસ, અવતરિઉં દીપેં ઓસઉવંસ;
સંવત્ ૧૫૮૩ વરષેં, મગશિર વદિની નુંમિજ હરષેં. ૪
જનમ્યો સુનંદન ગુણમણિ ખાણ, પુરવ દિસેં જિમ પ્રગટચોજ ભાંણ;
ઓછવ મહોછવ અતિ ઘણા કીજેં, ત્રિભોવન પડહો જસનો જીલીજેં. ૫
જોસી યાચકના દાલિદ્ર કાપે, હરષેં જિં હીરજી નામજ થાપેં;
અનુક્રમિં કુંઅર વાધેં સોભાગી, ધર્મ તણી લય લઘુપણે લાગી. ૬
મદન સમોવડ રુપ અનોપ, ઇણિ પરિ સુંદર સકલ સરુપ;
ધર્મ આરાધનાં કરતાં ઉદાર, માત પિતા ગયા સરગ મઝારિ. ૭
સંવેગ મારગ હીરજી કુમાર, મનસ્યું આલોચિં અથિર સંસાર;
આતમ સાધન ઈણિ પરિ કીજેં, અવર પ્રાણીનેં પ્રતિબોધ દીજેં. ૮
અવર સહોદર શ્રીપાલ પાસેં, અનુમતિ માગે કુઅર ઉલ્હાસેં;
નિસુણી વયણનિં જંપેજ ભાઈ, વચન મ કાઢિસ ઇસ દુખદાઈ. ૯
જો ઘરિ હોઈ ધણ ધન્ન ચૂંની, બાંધવ વિહુંણી સવિ દિસ સૂંની;

ધરણી પરણીનેં બહુવિધ ભોગ, વિલસોનિં લખમી નારી સંભોગ. ૧૦
તતખણ હીરજી ઇણિ પરિ બોલેં, ચારિત્ર સુખનેં નહિં કોઇ તોલિં,
દ્યો મુઝ અનુમતિ તુહ્ય ભવ્ય પ્રાંણી, બાંધવ જંપે અમૃત વાંણી. ૧૧
બહિન સુંદર જે વિમલાઇ નાંમ, પરણી તે પાટણપુર અભિરાંમ.
અનુમતિ તેહની લેઈ ઉદાર, અનોપમ ગ્રહો સંયમ ભાર. ૧૨
અનુમતિ કારણ બાધવ દોઇ, આવ્યા તે પાટણપુરવર સોઇ;
વિમલાઇ જંપે સુણિનેં સુવીરા, વાત મ કાઢીસ વ્રતની સુધીરા. ૧૩
લલી લલી તાહરે પાએજ લાગું, પરણોને નારી એ વર માગું;
હીરજી સંવેગ ધરી અનેં રાગ, કહિં મેં કીધો ખટરસ ત્યાગ. ૧૪
છઠ છઠ આંબિલ હવિ હું છાંડું, જિહાં લગિં વ્રતસ્યું પ્રીતન માંડું;
ઈણ્ પરિં રહતાં દોઇ ચ્યાર માસ, દેહ કસી જિમ પાંન પલાસ. ૧૫
બહિન બાંધવ એ બિહું હઠ જાંણી, અનુમતિ માંગેં ગદ ગદ વાંણી;
હીરજીનેં હઇઇ હરખ અપાર, તિણ સમે આવ્યા શ્રીઅણગાર. ૧૬
તપગછ નાયક પૂજ્ય અંકૂર, ગછપતિ ગિરૂઉ વિજેદાંનસૂર;
સુદ્ધ ક્રિઆનેં નિરૂપમ વેષેં, દેખીનિં બૂજ્યા કુંઅર વિશેપેં ૧૭
કહિ મુઝ તારો સદગુરૂરાજ, દ્યાં મુઝ દિખ્યા ભવજલ જિહાજ;
અનોપમ લક્ષણ બત્રીસ અંગિં, દેખીનિં હરખ્યા શ્રી ગુરૂરંગે. ૧૮
જોશી પંડિતનેં શ્રી પુજ્ય આપેં, જોઇ જોતિકનેં મુહુરત થાપેં;
મહોછવ મોટો બહુવિધ થાય, વારૂ વાંનો લેષું પભરાય. ૧૯
ચતુર સુવેધક ગજગતિ ચાલેં, રુપેં તે રંભાસમવડ માલેં;
કંચુક કસતી પહિરણ ફાલી, ધવલ મંગલ દીઇં તે વર બાલી. ૨૦
મદમત્તગજનેં ખંધે વિરાજે, રુપેં કરીનિ રતિ પતિ લાજેં,
માદલ ભુંગલ ભેરિજ વાજેં, પંચ સબ્દાનેં નીસાંણ છાજે. ૨૧
આગેં થાવછો મેઘકુમાર, ઇણિ પરિ ઊછવ અનેક પ્રકાર;
મલીઆ માનવના તિહાં બહુ થાટ, જય જય જંપે ચારણ ભાટ. ૨૨
ઈંદ્ર તણિ પરિં રિદ્ધ સફાર, અવ્યા જિહાં દીખ્યા ઠાંમ ઉદાર;
**સંવત્ પનર છન્નુઈં (૧૫૯૬)** જાણું, મૃગશિર વદિની બીજ વખાણું. ૨૩
જય જય મંગલ કરતાં ઉચ્ચાર, હીરૂં આદરીઉં સંયમ ભાર;

દીધી દીખ્યા નેં હરખ્યા છે તાંમ, હીરહરષ તિહાં ઠવીઉજ નામ. ૨૪
બહિન બાંધવ કહિં સુણિંને તો ભાઈ, તું જસ લેયે ગચ્છમાં સવાઈ;
ત્રિણ પ્રદક્ષિણ સંયુત વાંદી, નિજ ઘરિ પુહતા સહુ કો આણંદી. ૨૫
મુનિવર સંયમ નિર્મલ પાલે, દૂષણ વ્રતનાં દૂરિંજ ટાલિં;
વિકટ આદરીઉં હીરે વેરાગ, પંચ વિગયનો કીધોજ ત્યાગ. ૨૬
નિલવણિ સવથી તણો પચખાંણ, દ્રવ્ય લેવા સવિ સાત પ્રમાંણ;
એકાસણો નેં કરવો ઉપવાસ, ઇણ પરિ કીધા દસ ત્રિણ માસ. ૨૭
છઠ્ઠ અઠ્ઠમ તપ ન લહુંજ પાર, સયલ વૈરાગી માંહિ સિણગાર;
વિદ્યાઈ જેણિં સુરગુરૂ જીતાં, પંડિત પોઢા ત્રિજગ વદીતો. ૨૮
સંવત સોલનિ સાતેં ઉદાર, મરુધર નડુલાઈ નયર મઝારિ,
પંડિતપદ દેં શ્રી પૂજ્ય હાથેં, મહીઅલ વિચરેં બહુ સિષ્ય સાથેં. ૨૯
સોલ આઠિ નિ મહીનેંજ માહ, શુકલ પાચમિને દિવસેં ઉચ્છાહ;
તિણ હિજ નગરેં ગચ્છપતિ રાય, પદવી અ થાપેં શ્રી ઉવઝાય. ૩૦
ગણધર કરતા ઉમ વિહાર, આવ્યા શ્રી સીરોહી નગર મઝારિ;
થાપનાચાર્ય ધરીયેં ઉલ્લાસ, ચીતનિં બઇઠા ધ્યાંઉ છ માસ; ૩૧
મંત્ર આરાધન કીધુંજ જામ, શાસના પરતખિ આવી તાંમ;
સાસના દેવી ઇણિ પરિ બોલેં, હીરહરષનેં નહી કોઇ તોલેં ૩૨
એ જિનશાસન ભાંણ સમાન, તપગછ વધસ્યેં એથીજ વાંન;
ઇમ કહી દેવી થાંનિક જાય, દિવસ ઉગ્યો નિં રયણ વિહાય. ૩૩
સોલ દાહોતરિ વરસ મઝારિ, ઉચ્છવ શ્રાવક કરે અપાર;
ખરચેં રૂપઇઆ એક હજાર, સુહુરત થાપ્યો અતિહિ ઉદાર. ૩૪
હીરહરષ શિરે ઠવિઉજ વાસ, શ્રીસંઘ પામ્યા સહુકો ઉલ્લાસ;
હીરવિજયસૂરીનાંમજ થાપે, શ્રીસૂરિ મંત્ર આરાધન આપેં. ૩૫
ચડતિ દોલતિ નેં ચડત પ્રતાપ, કુમતી તિમરનોં ટાલ્યોજ પાપ;
પસર્યોં પુહવીંઇ જગ જસ્સપૂરિ, કુમતિ મતંગજ ભાજેંજ સૂરિ. ૩૬
નિલવટ પ્રતપેં નિર્મલ નૂર, જઇનશાસન શ્રીહીરવિજે સૂર;
પૂજજી આચાર્ય પાસ રાખેં, અંત્ય સમેં તે સુવચન ભાખે. ૩૭
ગછની ભલામણ હીરજીનિં દીધી, અણસણ સાથે સદગતિ કીધી;

હીરવિજયસૂરી કરેઅ વિહાર, બિંબ પ્રતિષ્ઠા પ્રમુખ હજાર. ૩૮
ધર્મની કરણી જેહ ઉદાર, તે પિણ ચલવે અનેક પ્રકાર;
વાણી વૈરાગ અને વિવેક, દેખીનિં બૂજ્યા કુમતી અનેક. ૩૯
આવી હીરજીના પદકજ વંદે, આપાપણાં મત સહુ કોઈ નંદે;
લુંકામતીનાં ગછપતિ જેહ, મેઘજી આચારય નાંમે તેહ. ૪૦
તપગછ મારગ તસ મન રમીઉં. આવી હીરજીનેં પાએજ નમીઉ;
પૂજ્યજી આચારય થાપેં આણંદ, નામે શ્રીવિજેસેન સુરિંદ. ૪૧
ગુરૂજી ચોમાસું રહીઆ ગંધાર, તિણ સમેં આગરાસહિર મઝાર;
નાંમે અ શ્રાવીકા ચંપા ઉલ્હાસ, તપ તિહા કીધાં તેણિં છ માસ. ૪૨
ઉછવ સાથિં અનેક પ્રકારે, ચૈત્ય પ્રવાડિં દેવ જુહારેં;
દેખી આડંબર બહુ તસરુપ, 'હેં કુણ' પૂછે અકબર ભૂપ. ૪૩
જોરુ હેં સાહિબ કહેં આગેવાંણ, રોજે કીએ છમાસ પ્રમાણ;
અકબર કહેં મેરે દિલમેં ન આવેં, વિગર અનાજિં કું રહ્યા જાવિ, ૪૪
ઐસી ઉરત કું જાય બોલાવોં, નફર કહેં તુહ્ય મહેલમેં આવોં;
દીઠે રુપેંજ લખમીજ તુઠી, અકબર કહેં આ વાતજ જૂઠી. ૪૫
અબ તેરે ઘરિ તું જાણાં ન પાવેં, રખું યાહી ઉર દેખું કયા જાવેં;
મેંભી દેખુંગા એહિ તમાસા, યું કહી આવ્યા ખાસ આવાસા. ૪૬
એક મહિના લગિ તિહાંજ રાખી, નફરે જાઇનિં વાતજ દાખી;
સાહિબ ઇસકા દેખો દીદારા, અકબર આયા તિહાં તિણ વારા; ૪૭
દીઠી તિહાં સૂરતિ અધિક સવાઇ, ખુબ સ્યાબાસી તેરાંતાં બાઇ;
વિગર અનાજેં જાવેં કયું રહિણા, સાચ કહિં તું મેરીજ બેંણા. ૪૮
ચંપા પયંપે ધરીય ઉલ્હાદ, સાહિબ! શ્રી ગુરૂ દેવ પ્રસાદ;
તિણ સમેં સુંદર વચન વિલાસ, નરપતિ જંપે ધરીય ઉલ્હાસ. ૪૯
વડવડે સહિરે જયે ભૂતખાંને, મોટું તુહ્યારે દેવ પીછાણે;
ગુરૂ પીર કહાં હે કુણ ઇસા, ખૂબ ખુદાકા અવતાર ઇંસા. ૫૦
શ્રાવક થાંનસિંગ માંનસિંગ નાંમ, તિણ સમેં જંપે કરીઅ પ્રણાંમ;
હીરવિજયસૂરી નાંમ હમારા, ગુરૂ પીર હમકું બહુત હેં પ્યારા. ૫૧
ઇસે મરદકા દેખું દીદારા, હેં કહાં કહેં તબ નગર ગંધારા;

सोहग ऊपरि मंत्ररिय बीजी य सेत्रुजि उधारि ।
..................ठिय ए
समरऊ ए समरऊ ए समरऊ आविउ गुजरात ।
पिपलालीय लोलियणे पुरे राजलोकु रंजेई ।
छडे पयाणे संचर ए
राणपुरे राणपुरे राणपुरे पहुचेई ॥ ४ ॥
वढवाणि न विलंबु किउ जिमिउ करीरे गामि ।
मंडलि होईउ पाडल ए
नमियऊ ए नमियऊ ए नमियऊ नेमिसु जीवतसामि ।
संखेसर सफलीयकरणुं पूजिउ पासजिणिंदो ।
सहजु साहु तहिं हरषियउ ए
देपिऊ ए देपिऊ ए देपिऊ फणिमणिवृंदो ॥ ५ ॥
डुंगरि डरिउ न खोहि खलिउ गलिउ न गिरवरि गव्वो ।
संघु सुहेलइ आणिउ ए
संघपति ए संघपति संघपति परिहिं अपुव्वो ॥ ६ ॥
सज्जण सज्जण मिलिय तहिं आंगिहिं अंगु लियंते ।
मनु विहसइ ऊलटु घणउ ए
तोडरू ए तोडरू ए तोडरु कंठि ठवंते ॥ ७ ॥
मंत्रिपुत्रह मीरह मिलिय अनु ववहारियसार ।
संघपति संघु वधाविय उ
कंठिहिं ए कंठिहिं ए कंठिहिं घालिय जयमाल ।
तुरियघाटतरवारि य तहिं समरउ करइ प्रवेसु ।
अणहिलपुरि वद्धामणउ ए
अभिनवु ए अभिनवु ए अभिनवु पुन्ननिवासो ॥ ८ ॥
संवच्छरि इक्कहत्तर ए थापिउ रिसहजिणिंदो ।

चैत्रवदि सातमि पहुत घरे

नंदऊ ए नंदऊ ए नंदऊ ना रविचंदो ॥ ९ ॥

पासडसूरिहिं गणहरह नेऊअगच्छ निवासो।

तसु सीसिहिं अंबदेव सूरिहिं

रचियऊ ए रचियऊ ए रचियऊ समरारासो।

एहु रासु जो पढइ गुणइ नाचिउ जिणहरि देइ।

श्रवणि सुणइ सो बयठऊ ए

तीरथ ए तीरथ ए तीरथ जात्रफलु लेई ॥ १० ॥

॥ इति श्री संघपति समरासिंह रास : ॥



# ૩૨

# कल्याण सागरसूरि रास।

દુહા.

પ્રણમું પ્રેમેં વીરના, પદ પંકજ સુખદાય;
ગુરૂગણકેરી સંકથા, કરવા મુજ અભિપ્રાય. ૧

શ્રુતદાયક ગુરૂરાજનો, પચ્ચુવયાર ન થાય;
બહુવિધ વિનય કરવા થકી, આગમ એમ સુણાય. ૨

ઉત્તમકેરી વારતા, દુર્જનને ન સુહાય;
સજ્જન મન હરખે ઘણું, વકતા અવસર પાય. ૩

ગુણવંત નર વિરલા અ છે', વિરલા રાગી તાસ;
વિરલા ગુણગણ પારખે, વિરલા ભાખે ભાસ. ૪

તપગચ્છ કેરો રાજીઓ, વિદ્યાપૂર સનૂર;
સોભાગીસિરસેહરો, કલ્યાણસાગરસૂરિ. ૫

કવણ દેશે' જનમિયા, કવણ તાય કુણ માય;
કુંણ પાસે સંયમ લહી, પુણ્ય મહોદય પાય. ૬

સુણચો શ્રાવક ભાવિયા, તે સવિ કહું વૃત્તાંત;
નિદ્રા વિકથા વારજ્યો, મન રાખી એકાંત. ૭

ઢાલ—ચતુરસનેહી મોહના—એ દેશી.

જંબુદ્વીપના ભરતમાં, દેસ બત્રીસ હજારો રે;
જિન મંદિર જિહાં ઘણાં, મરૂધર તિણિ સિરદારો રે. ૧
ગુણ ગિરૂયાના સાંભલો;—આંચલી.

શ્રીપુરનામે નયર છે, વર્ણ વસેં તિહાં ચ્યારો રે;
દાની ભદ્રક ભાવીયા, દંભતણો નહીં ભારો રે. ગુણ૦ ૨

સાતસેં ઘર ઓસવાલના, ધન વ્યવહારે પૂરા રે;
સા સામલજી તેહમાં, ગોત્ર સોલંકી નૂરા રે. ગુણ૦ ૩
સોભાગદે તસ ભારજા, પુત્ર યુગલ તિણિં જાયા રે;
દિન દિન વાધે હેજસું, શાસ્ત્ર કલા ગુણ પાયા રે. ગુણ૦ ૪
સવિ પરિજનનેં વાલહા, મુખથી મધુરૂં ભાખે રે,
ચતુરપણેં ગુણ કેલવે, નિજ કુલ વટ ઈમ રાખે રે. ગુણ૦ ૫
એહવે રાજ વિરોધથી, સેઠ ગયા પરલોકેં રે,
સુત યુગ સાથેં માવડી, નિર્ભય સ્થાન વિલોકેં રે. ગુણ૦ ૬
રાજનગરીમાં આવીયા, શુભઠામે રહ્યા વાસો રે;
જિનયાત્રા કરવા ભણી, ઉપનો મન ઊલાસો રે. ગુણ૦ ૭
શ્રીમહાવીરને દેહરે, આવ્યા પાવન અંગે રે;
જિન મુખ દીઠે દુઃખ ગયાં, વંદન સ્તુતિ કરે રંગે રે. ગુણ૦ ૮
પાસે પોસહ સાલમાં, સાગરગચ્છસવાઇ રે;
શ્રીલક્ષ્મીસાગર સૂરી, દેસના દિઇ સુખદાઇ રે. ગુણ૦ ૯
ભકતે શ્રીગુરૂપદ નમી, બેઠા યથોચિત ઠાણેં રે;
ધર્મની દેશના સાંભલે; આશ્રવ સંવર જાણેં રે. ગુણ૦ ૧૦

દુહા.

શ્રી ગુરૂ કહે સુણો ભવિજના, દુર્લભ ચ્યારે અંગ;
માનવ ભવ શ્રુત સુણન તિમ, શ્રદ્ધા વીર્ય પ્રસંગ. ૧
તે પામીને પુણ્યથી, મ કરો પંચ પ્રમાદ;
સત્તા ધર્મનેં ઓલખો, મરડો મોહનો માદ. ૨
જિનવર સમયે ભાખીયો, ધર્મ જે વસ્તુ સ્વભાવ;
ચરણ કરણ ગુણ સાધનેં, સાધીજે સમભાવી. ૩
તે માટેં સંયમ ગ્રહો, ઇહ પરભવ સુખ હેતુ;
કરમ નિકાચિત ગાલવા, ભવજલ તરવા સેતુ. ૪
આરાધક ભાવેં કરી, એક દિવસ જો હુંત,
મોક્ષ ન પાવે જો કદા, નિશ્ચય સ્વર્ગ લહંત. ૫

ઢાલ—પુન્ય અસંસીઇ—એ દેશી.

ઇમ ગુરૂ મુખ થકી સાંભલીરે, લઘુ સુત કહેં ગુણ ખાણી;
વચન સુધારસ મીઠડાંરે, મન ધરિ અધીક વિનાણિરે.
માતજી! સાંભલો પાલો સુતનો નેહરે, મન કરી નિરમલો.
દુઃખમાં કાલમાં દુઃખ ઘણાં, લહીઇં ગૃહસ્થરે વાસ;—આંકણી.
અનુમતિ દો દિક્ષાતણીરે, મુજ મનિ ધરમ નિવાસોરે.
વલતું માતા ઇમ કહેરે, રૂડી મતિ તુજ એહ;
જો ગુરૂજી કરૂણા કરેં, તો હું પણિ સાધું છેહ રે.
ઇશ્યું વિમાસી ગુરૂ પ્રત્યેરે, ભાખે સંઘની સાખિ.
સુત યુગ સાથે મુજ દીઓ, સફલ તમારી દીખરે.
જહા સુખં દેવાણુ પ્રિય , ઇમ ગુરૂ વયણ વદંત;
સંઘ સામ્રગી સજ્જ કરે રે, મંગલ તૂર વજંત રે.
સંવત સત્તર બાવનના, વૈશાષિ સુદિ ગુરૂવાર;
દશમી દિન દિક્ષા લહી, મહા વ્રતનો ઉચ્ચાર રે.
નામ ઠવ્યું વૃદ્ધ ભ્રાતનું રે, ક્ષીરસાગર અભિરામ;
યથારથ લઘુ ભ્રાતનું રે, પ્રમોદસાગર અભિરામ રે.
શિક્ષા શીલ તે બિહું જણાં, યોગ વહે ગુણવંત;
આગમ પિસ્તાલીસના રે, અરથ ગ્રહે મતિ વંતો રે.
સેવા સહુની સાચવેરે, બાલ વૃદ્ધ જે ગ્લાન;
ગુરૂ વિનયા ગુણ રાગીયા, કુમતિનાં મોડે માનોરે.

દુહા.

પ્રમોદસાગર પ્રેમે કરી, કરવા શ્રુત અભ્યાસ;
પંડિત સેવે વિનયથી, વધતે બુદ્ધિ પ્રકાસ. ૧
લક્ષણ શાસ્ત્ર ઢક્ષી કરયા, કાવ્યેં કુશલ પ્રબંધ;
તર્કેં શક્રગુરૂ સમો, સાહિત્યે સંબંધ. ૨
અલંકારમાં અભિનવો, સામુદ્રિક સુવિચાર;
જ્યોતિષ યુક્તેં એહવો, અવર ન કો સંસાર. ૩

દુર્જય વાદધુરા ધરે, નવ રસ રંજે રાય;
બાંધે કાવ્ય પ્રબંધ બહુ, પંડિત સેવે પાય ૪
ચતુરતા વ્યાખ્યાનમાં, જાણી પણિ ન કહાય;
એકવાર જે સાંભલે, સંસે સીસ ડોલાય. ૫
મહા પસાય કરી ગુરૂ તદા, પંડિત પદવી દીધ;
જગમે કીરતિ વિસ્તરી, વંચ્છીત કારજ સીધ. ૬

ઢાલ—મન મધુકર મોહી રહ્યો— એ દેસી .

સોલ વરસનો સંયમી, જવ હુઓ મુનિરાય રે;
ભવિયણને પ્રતિ બુજવે, વરવર પ્રણમે પાય રે. ૧
ગુરૂ આણાનો રાગીઓ, સત્યવાદી શુભયોગી રે;
તપજપ સંયમ આદરે, સોહે જે દેહ નિરોગી રે. ૨
ગુરૂ સાથે પુહવીતલે, વિચરતા સૂરતિ આવ્યા રે;
પ્રમોદસાગર પન્યાસજી, સંઘ તણે મન ભાવ્યા રે. ૩
સંઘ કહે શ્રીપુજ્યને, એહની અવર ન જોડ રે;
ઉપાધ્યાય પદ દીજીયે, પૂરો અમચા કોડ રે. ૪
સૂરીશ્વર ઇમ સાંભલી, કહે તુહ્મ વચન પ્રમાણ રે;
ઓછવ કરી અતિ ઉલટે, વાજંતે નિસાણ રે. ૫
મહોપાધ્યાય પદ સ્થાપના, શુભ મુહરતમાં કીધી રે;
વ્યાખ્યાનાદિક કાર્યની, પૂજ્ય અનુજ્ઞા દીધી રે. ૬
સારણ વારણ ચોઅણા, કરી સમુદાયને પાલે રે;
ગ્રંથ ગહન જે જૈનના, ઉદ્યમ કરી સંભાલે રે. ૭

દુહા.

સિદ્ધાચલ ગિરિનાર તિમ, અર્બુદને તારંગ;
પંચાસર સંખેસરે, અંતરિક નવરંગ. ૧
ઇત્યાદિક વર તીર્થની, યાત્રા કરી ગુરૂ સાથ;
સૂરત બંદિર આવીયા, બહુ પરીવાર સંગાથ. ૨
ઇણિ અવસર શ્રીપુજ્યજી, જાણી નિજ ઉપયોગ;
ઉપાધ્યાયજી તેડીયા, આચારજ પદ યોગ. ૩

ઢાલ—જયો જયો જગચિંતામણી રે—એ દેશી.

સંવત સતર અઠયાસીઈં રે, કાંઇ વિજય દશમી ગુરૂવાર રે;
સૂરતિ સંઘ ઉમાહીઓ રે, લોક તણો નહી પાર રે
જયો જયો નરનારી ભણે રે.
જિન પૂજા પરભાવના રે, કાંઇ અઠાઇ મહોચ્છવ રંગ રે;
અમારી પડહ વજાડીયા રે, કાંઈ રાતીયોગ અભંગ રે. ૨
વાજિત્ર છંદસું વાજતે રે, કાંઈ ગાયન ગાવે ગીત રે;
ગુરૂ સનમુખ કિરિયા કરી રે, કાંઇ સામાચારી રીત રે. ૩
વાસ ઠવી મનુ આપોઓ રે, જેહનો મહિમા ભૂરિ રે;
મુહુરત યોગ્ય નામ થાપીઓ રે, કલ્યાણસાગર સૂર રે. ૪
પહિરામણી સહુ સાધુને રે, કાંઈ સાહમી વચ્છલ કીધ રે;
યાચક દાંન દેઈ ઘણાં રે, કાંઇ લક્ષ્મી લાહો લીધ રે. ૫
આગે રૂપ સોહામણું રે, વલી સૂરી મંત્ર પ્રભાવ રે;
મન મોહે ભવિ લોકના રે, કાંઇ ગુણ સોભાનો જમાવ રે. ૬
ચોમાસું પૂરણ કરી રે, કાંઈ ગુર્જર ધરતી વિહાર રે;
ગામ નગર પુર પાટણ રે, કાંઇ કરતા જગ ઉપગાર રે. ૭

દુહા.

દિક્ષા દીધી શિષ્યને, યોગ અને શ્રુતદાન;
માલ પહિરાવી બહુ પરે, વહેવરાવ્યાં ઉપધાન. ૧
બિંબ પ્રતિષ્ટા બહુ કરી, દ્વાદશ વ્રત ઉચ્ચાર.
ઇત્યાદિક શુભ કાર્યનો, કહેતાં નાવે પાર. ૨

ઢાલ.

રૂપ શોભાગ સોહામણો રે લાલ, સૌભાગ્ય દેવિ મલ્લાર મનોહારી રે;
કેશ સુમાલ સોહામણા રે લાલ, મસ્તક છત્રાકાર. મનો૦ ૧
અષ્ટમીચંદ્રને જીપતો રે લાલ, ભાલ સ્થલ ભાસંત; મનો૦
આંખડી પદ્મની પાંખડી રે લાલ, કરૂણાઈ ઉલ્લસંત. મનો૦ ૨

દીપ શિખાસી નાસિકા રે લાલ, અધર અરૂણ સિતદંત; મનો૦
કોમલ પત્રસી જીહડી રે લાલ, અમૃત વયણ વદંત. મનો૦ ૩
ઘન ગર્જીત ગંભીરતા રે લાલ, કરલવ કંબુજ ગ્રીવ; મનો૦
મૃનાલ નાલસી બાંહડી રે લાલ, ઉધરતી જગજીવ. મનો૦ ૪
લક્ષણ લક્ષિત હાથનો રે લાલ, અંગુલી પલ્લવાકાર; મનો૦
ઉરસ્થલ ઓપે ઘણું રે લાલ, પુર કપાટ વિસ્તાર. મનો૦ ૫
કેશરી લંક કટી તણો રે લાલ, નિમ્ન નાભિ રોમ રાય; મનો૦
જંઘા રંભા થંભશી રે લાલ, કચ્છપ પુંઠિસા પાય. મનો૦ ૬
ગજવર ગતિ ગામી ગુરૂ રે લાલ, મોહન મોહે મન્ન; મનો૦
પદમ સુતે મનુ મારની રે લાલ, શોભા હરી ઘડ્યું તન્ન મનો૦ ૭
ઓસવંસ ઉદયાચલેરે લાલ, ઉગ્યો અભિનવ ભાણ; મનો૦
તપ તેજે ત્રણ્ય લોકનારે લાલ, તિમર હરે ગુણી ખાંણિ મનો૦ ૮

દુહા.

વિચરતા પુહવીતલે, આવ્યા અમદાવાદ;
બહુ પરીવારે પરવરયા, ટાલે અરતી પ્રમાદ. ૧
સવંત અઢારસે આઠમાં, વિજય દસમી ગુરૂવાર;
સૂરીપદ નિજ શિષ્યને, થાપવા કરે વિચાર. ૨
શ્રી પુન્યસાગર સૂરિને, મનધરી અધિક સનેહ;
યોગ્યતા જોઈ આપીઓ, સૂરિપદ ગુણ ગેહ. ૩
સંઘ સૂરતિનો એહવે, સિદ્ધાચલ કરી યાત્ર;
અમદાવાદમાં આવીયો, ગુરૂ પ્રણમે ગુણ પાત્ર. ૪
વિનતિ કરે અતિ હર્ષ શું, પાઉધારો અમ દેશ;
તુમ આવેથી લોકને, હોસે લાભ વિશેષ. ૫
કરી પ્રમાણ તે વીનતી, તિહાંથી કીધ વિહાર;
સાથે સંઘ સોહામણો, ગુરૂની કરે મનોહાર. ૬
અનુક્રમે ગામો ગામમાં, લહે બહુ આદરમાન;
સૂરતિ સહેર પધારીયા, સામઈયા મંડાણ. ૭

ઢાલ—જીરેજી—એ દેશી.

જીરે માહરે ગુરૂજી પધાર્યા જામ, ઘર ઘર હુઇ વધામણી જીરેજી;
જીરે માહરે લોક થયા સવિ સજ્જ, ઉત્તમને ઇહા ઘણી જીરેજી. ૧
જીરે માહરે સિંણુગારયા ગજરાજ, અશ્વ અનોપમ આણીયા જીરેજી;
જીરે માહરે સુખપાલો કરી સાજ, શ્રાવક ગામમાં જાણીયા જીરેજી. ૨
જીરે માહરે નેજા ઝલકે સુરંગ, ગાજે નોબત અંબરે જીરેજી;
જીરે માહરે ભેર ભુંગલ સરણાઇ, તાલ કંસાલ તે સંભરે જીરેજી. ૩
જીરે માહરે મુક્તાફલ સોવન્ન ફુલે વધાવે માનની જીરેજી;
જીરે માહરે યાચક યશ બોલંત, ઉણીમ નહીં કો દાનની જીરેજી. ૪
જીરે માહરે શ્રાવિકા ગઇ ગીત, મધુર સ્વરેં ઉલટ ઘણી જીરેજી;
જીરે માહરે દરસન વંદન કીધ, દેહરે શાંતિ જિન તણેં જીરેજી. ૫
જીરે માહરે પાટીઇં બેઠા પૂજ્ય, ગુહલી કરે વર બાલિકા જીરેજી;
જીરે માહરે સુંદરી સજિ સિણગાર, અક્ષતસું ભરી થાલિકા જીરેજી. ૬
જીરે માહરે પૂજા પ્રભાવના ચંગ, દાન દીધં કરી લુંછણાં જીરેજી;
જીરે માહરે દાનેશ્વર થયા શ્રાધ, કરણ પણિ કરે ભૂંછણા જીરેજી. ૭
જીરે માહરે સાંભલી ગુરૂની વાણી, સહુ નિજનિજ સ્થાનિક ગયા જીરેજી;
જીરે માહરે માહોં માંહિ કહે વાત, ગુરૂ આવે સુખીયા થયા જીરેજી. ૮
જીરે માહરે કરસ્યું તપ જપ ધર્મ, ઉપધાન વલી માલ પહેરશું જીરેજી;
જીરે માહરે સુણસું આગમ વાણિ, સામાયિક કરી લેહેરસ્યું જીરેજી. ૯

દુહા.

વૃદ્ધ પણે હવે પૂજ્યનું, દેહ થયું અતિ ખીણ;
અવસર જોઇ આપણો, ધ્યાન સમાધે લીણ. ૧
શિષ્ય વર્ગ શ્રાવક તથા, પૂર્વ પરિચિત જેહ;
તે સહુને શિક્ષા કહે, મન ધરી અધિક સ્નેહ. ૨

ઢાલ—કોઇલો પરવત ધુંધલોરે લો—એ દેશી

દુલહો માનવ ભવ લહીરે લો, આરય કુલ શ્રુતનો બોધ રે; સેધાવી;
અહેલેં તે ન ગમાવસ્યોરે લો, રાખજો નિરમલ બોધ રે. સે૦

વયણુ મારૂં માનજોરે લો, ગુરૂ ભક્તા ગુણવંત રે મેધાવી–અંચલી.
વિષય કષાયના તાપથીરે લો, મત કરજો ગુણુ દાહ રે; મે૦
પઠિતાગમ ન વીસારસ્યો રે લો, રાખજ્યો મત ઉચ્છાહ રે. મે૦ ૨
સમાચારી આરાધજોરે લો, સેવજો બહુશ્રુતપાય રે; મે૦
કલેસ કદાગ્રહ વારજોરે લો, રાખયો મન નિરમાય રે. મે૦ ૩
લોક પ્રતિષ્ટા લહી ઘણું રે લો, મ કરસ્યો ગર્વ લગાર રે; મે૦
ગ્યાન વિરાધન વારજો રે લો, રાખજો ગછ સમારિ રે. મે૦ ૪
સ્વર્ગે અમો પોહતા પછી રે લો, મ ધરજ્યો આકરો ખેદરે; મે૦
અમે પાટે જે થાપીયા રે લો, તેહસું ધરજ્યો ઊમેદ રે. મે૦ ૫
જે તુમસું વિરૂઉં કર્યું રે લો, મિચ્છા દુક્કડ મુજ રે; મે૦
ખીરસાગર મત દુવજો રે લો, એ છે કહેણનું ગુંઝય રે. મે૦ ૬
એમ કરી અણુસણુ આદર્યું રે લો, ન કરે વયણુ ઉચ્ચાર રે; મે૦
લીન થયા શુભ ધ્યાનમાં રે લો, રાખ્યા યોગ સમારિ રે. મે૦ ૭

દુહા

અઢારસેં ઇગ્યારએં, જેઠ માસ વદિ બીજ;
ધ્યાન સમાધિ સંભારતા, સંભારે શ્રુત બીજ. ૧
ક્ષીરસાગર બાંધવ ઇશ્યે; ભાઇ ભાઈ કરે સાદ;
પ્રત્યુતર પામે નહી, તવ ઊપનો વિખવાદ. ૨
અતિ દુખભરથી ચેતના, મૂર્છા ગત ક્ષણુ એક;
સાવધાન થઇ વિલવલે, રાખી ન સકે ટેક. ૩

ઢાલ—કઠડાશં વાજતહો નણંદી વાજીયા—એ દેશી.

નયણુ વિકાસી હો બાંધવ બોલીએ, એ મુજ પ્રાણુ આધાર,
હો મારા બાંધવ રે હાકિમ દિન જાસે હો તુજ વિણુ માહરા.—
આંકણી.
અબુધ પણેથી જે માહરો, અવિનય થયો તે સમાર, હો૦ ૧
તુજ વિરહો ખિણુ નવિ ખમું, તે તું જાણે સુંજાણ, હો૦
કરી કરૂણા મુજ ઊપરે, મુખ બોલે જિમ પ્રાણ. હો૦ ૨

મોજ મહિરાંણ તું સહજથી, આજ ધરયો કિમ રોષ. હો૦
વૃદ્ધપણું ઇમ દુખ દીયે, વલી તુજ વિરહનો સોસ. હો૦ ૩
શિષ્ય લઘુ અછે તાહરા, કુણ લેંસે તસુ ભાલ. હો૦
પંડિત અવસર ઓલખે, વૃદ્ધપણું મુજ પાલ, હો૦ ૪
ભાઇ ભાઇ મુજને કહીં, કુંણ બોલાવસેં બોલ, હો૦
કઠિન હીયા ફુટે નહી, નિર્લજ પાહણ તોલ. હો૦ ૫
બાલ પણેથી મેં પાલીયો, આજ લગે ગચ્છરાય. હો૦
તે સઘલું અહેલે ગયું, મોટા કોઇના ન થાય. હો૦ ૬
ઇમ વિલવતા પન્યાસને, રાખ્યા મલી પરિવાર; હો૦
સામગ્રી સંસ્કારની, સજ્જ કરે તિણવાર. હો૦ ૭

દુહા

માંડવી નવ રંગી રચી, સણગારી સોવન્ન;
પધરાવ્યું તનું પૂજ્યનું, ખેદ ન માઇ મન્ન. ૧
સોવન ફૂલ ઉછાલતા, લેઇ ગયા શુભ ભૂમિ;
મધુ ધૃત અગરના હવનથી, વિશ્વાનર નિર્ધૂમ. ૨
કરી સંસ્કાર પાછા વલ્યા, શ્રાવક સહુ સુજાણ;
દેવ વંદન અવસરે, આવ્યા બહુ અખ્યાણ. ૩

ઢાલ—નમો નમો મનક મહામુની—એ દેશી.

મોહ ન કીજેરે માનવી, મોહથી દુરગત થાયરે;
મોહે મૂઝયા નિગોદમાં, કાલ અનંત ગમાયરે. મો૦ ૧
મોહ વસે જગ જીવડા, અહ મમકાર એ બુધ્ધેરે;
કાર્ય અકાર્યને આચરી, બાંધે કર્મ અશુધ્ધેરે. મો૦ ૨
મોહે ચઊદ પૂરવ ધરા, મનનાણી ઉવસંતરે;
ચઊગતિ માંહે રે રૂલે, અવરનો સ્યો વૃત્તાંતરે. મો૦ ૩
ભવપાથોધી ભ્રમણમાં, હુયા અનંત સબંધરે;
જે જે જીવથી જોઇએ, ન વીચારે મોહાંધરે, મો૦ ૪

ધ્યાને જોતાં ઠારશું, ભવ સ્વરૂપ એ ભાસેરે;
મોહન કીજે કોઇસું, રહીયે તત્વ વિલાસેરે. મો૦ ૫
પરસંગી પણે આતમા, પરસ્વભાવમેં ભૂલેરે;
ધ્યાનો શુદ્ધ દશા ભજે; સહજ સ્વભાવ જે' ખોલેરે. મો૦ ૬
તે માટે ગુરૂ રાગીયા, સત્તા ધર્મ સમારે રે;
સકલ વિભાવ દૂરે કરી, જીમ પામો ભવ પારોરે. મો૦

દુહા.

ઇમ નિસુણી ગુરૂ દેસના, સહુ પોહતા નિજ ધાંમ;
ગુરૂ ગુણ ગણ સંભારતા, મુખથી ન મૂકે નામ. ૧
વરસ દશ કુયર પણે, પાંચ વરસ મુનિરાય;
ત્રણ્ય વરસ પંડિત પણે, તિમ ચોવીસ ઊવઝાય. ૨
વરસ ચોવીસ સોહામણા પદવીજસું ગચ્છરાય;
સરવાલે સંખ્યા કહી, સડસઠિ વર્ષનું આય. ૩
હીર વિહાર માંહે કરી, ખર્ચી બહુલા દામ;
ગુરૂજી કેરી પાદુકા, સોહે તે અભિરામ. ૪

કલસ—રાગ ધન્યાસિરી.

ધન્ય હો ધન્ય જિણે શ્રી ગુરૂપદ વંદિયા,
ધન્ય જિણે સાંભલી સુગુરૂ વાણી.
શ્રી કલ્યાણસાગર સૂરિ પાટે પ્રતપો ઘણું,
પ્રણુત નિત નરવરા જોડી પાણી. ૧
પુન્ય જસ દર્શનં પુન્ય જશ દેશના, પુન્ય યશ જસ જગતમાં હુવો ચાવો;
સંપ્રતિ જયવતા શ્રીપુન્યસાગરસૂરિ, ભવિકજન તેહના સુગુણ ગાવો. ૨
તખત તપગચ્છને તેજ તરણી સમો, પ્રતિદિને વાધતે નૂર દીપે;
જાતિ બલ ઉજ વર રૂપ ગુણ આગલો, નિજ મતે સુર ગુરૂ જેહ જીપે. ૩
સુનય જસ દેશના સાંભલી ભવિજના, મન થકી મિચ્છની મુંઝ વામે;
સૂત્ર સ્યાદવાદની સહજ ભાવે લહી, સકલ નિજ કામીયાં તુરત પામે. ૪

શાસ્ત્ર સંશય નિર્દભ અવિતથ પણે, ભાખતા જૈન મારગ દીપાવે;
દ્રવ્ય ગુણ પજ્જવા વિશદ વર્ણન કરી, મુગધ જન ચિત્તમેં સુપરિષાવે. ૫
જિહાં લગે ચંદ રવિ મેરૂ મહિધર, ધરા જિહાં લગે ધ્રુવ તણી અચલ તારી;
તિહાં લગે સંઘયુત ગચ્છ સાગર ધણી, જયવતા જગ રહો કિર્તિ ધારી. ૬
સંવત અષ્ટાદસ સતર વરસે ભલો, માસ ફાલ્ગુન તણો કૃષ્ણ પક્ષ;
પંચમી ચૈત્ર બુધ વાસરે ગુરૂ ગુણી, ગાવતાં હરખીયા સભ્ય દક્ષ. ૭
વૃદ્ધ શ્રીજી તણા વૃદ્ધ જે સોદરા, મુનિપણો જે વલી સતીર્થ્ય ભાવે;
સારણા વારણાદિ કરે ગચ્છ તણી, પંન્યાસ શ્રી ક્ષીરસાગર કહાવે. ૮
સિંહો મુનિ વીરને વીર જેમ વેયાવચી; ગુરૂતણી ભક્તિમાં અધિક રસીઆ.
તેહ તણી ઊપમા પૂજ્ય પદ સેવતાં, પામતા પૂજ્ય ચિત માંહે વસીયા. ૯
તાસ પદસેવના પુન્યથી મેં લહી, જાસ સુદૃષ્ટિથી સુગુરૂ ગાયા;
માણિક્યસાગર કહે ગાવતા ગુરૂતણા, રૂદ્ધિ વરસિદ્ધ નવ નિધિ પાયા. ૧૦
પ્રિતિથી જે નરનારિ ગુરૂગુણ સુણે, જપે નામ નિત ચિત્ત સાચે;
તાસ ઘર ગાજતી મદવતી ગજઘટા, અતુલ મંગલતણો મેહ માચે. ૧૧



इति श्री कल्याणसागरसूरि निर्वाण रास ।

---

३३

# पंडित हेमचंद्र गणी रास.

દુહા.

સકલ સદા સુખદાયક અરિહંત આદિ જીણંદ;
પ્રણમું પ્રભુ પરમેસરૂ પરતખિ પરમાણંદ. ૧
સમરૂ શ્રુત દેવી સધર આણી ઉલટિ અંગ;
વચન વિલાસ વિચિત્ર બહુ દાયક એહ અભંગ. ૨
સહુ ગુરૂને પ્રણમું સદા જ્ઞાનદ્રષ્ટિ દાતાર;
કીડીથી કુંજર કર્યો એ મુજગુરૂ ઉપગાર. ૩
વલિ વંદુ સુધ સાધુને જિણિ સમર્યા સુખ હોય;
જૈન ધરમ સમરૂ સદા દોષ ન લાગે કોય. ૪
એ પંચે પ્રણમી કરી ધરી ધરમનું ધ્યાન;
સાધુ તણા ગુણ ગાયસ્યું મુજ કવિ દેજ્યો માંન. ૫
હેમચંદ્ર મુનીશના ગુણ કહિસ્યું અભિરાંમ.
રાસ રચિસ રલિઆંમણો જિમ સિજે સવિ કાંમ. ૬
કુણ હેમચંદ્ર કિહાં હવા કવણ દેશ વિખ્યાત;
ધરમ તણી કરણી કરી તે સુણીયો અવદાત ૭

ઢાલ પહિલી—ચોપાઇ.

પ્રથમ દ્વીપ જંબુ વર નામ, લાખ જોયણ પૃથુલ આયામ;
ત્રિગુણી પરધિ વિશેષેં હોય, સુત્રે વાત કહી છે સોય. ૧
મેરૂ સુદર્શન મધ્યેં જાણિ, સોવન મય સોભે મંડાણ;
લાખ નવાણું ઉંચો કહ્યો, સહસ એક તે મુલમાં લહ્યો. ૨
નિલવંત નિષધ નગ વડા, ઉત્તર દક્ષણ એ પડવડા;

તેત્રીસ સહસ્સ યોજન મધ્ય ગાલ, ઉત્તર કુરૂ દેવકુરૂ વિચાલ. ૩
શીતા અને શીતોદા નામ, સરિતા પુરવ પશ્ચિમ ધામ;
ક્ષેત્ર વિદેહ તણો નિરધાર, વિજય બત્રીશે અછે ઉદાર ૪
દોય ક્ષેત્ર યુગલના કહ્યા, ઉત્તર દિશિ ને સૂત્રથી લહ્યાં;
ક્ષેત્ર દોય દોય કહ્યાં છે યુગલ, દક્ષિણ દિશેં એ જાણો સકલ. ૫
ઐરવત ક્ષેત્ર છે ઉત્તર દિશે, ભરત ક્ષેત્ર છે દક્ષિણ દિશેં;
પાંચસેં છવીસ યોજન તેહ, છઓ કલા ઉપર છે જેહ. ૬
મધ્ય અછે વતાઢ્ય પ્રચંડ, ગંગા સિંધુ નદી અખંડ;
તિહાં બત્રીસ સહસ્સ છે દેશ, તિહાં ત્રિખિની હોયે પરવેસ. ૭
આરિજ દેશ કહ્યા મધ્ય ખંડ, સાઢા પંચવીસ છે મહિમંડ;
સકલ દેશ તિણો સિણગાર, માલવદેશ મહા સુખકાર. ૮
જિણિ દેશેં કોઇ ન પડે દુકાલ, સદા સુખી બહુ લોક સુગાલ,
બહુલી નદીઓ છે ભરપુર, નરનારીના સુખ પરિપુર. ૯
એક લખ બાણું સહસ્સ વરગામ, દાન સાલા બહુ પુન્યના ઠામ;
સુપરે લોક વસે છે ઘણા, બહુ પરિવારે નહીં કો મણા. ૧૦
યાચક ને બહુ દેવે દાન, ખટ દર્શનના જિહાં બહુ માન;
ધરમી જનની સેવા કરે, પુન્ય તણા તે પોતાં ભરે. ૧૧
ઉજ્જેણી નયરી પુરકામ, બહુલા લોક વસે તિણિ ગામ;
દિલ્લીસરનું તિહાં છે રાજ, સારે સહુના વંછિત કાજ. ૧૨
સુદર્શન પુર તેહ પરિસર ગામ, અતિ આનુંદિત જન આરામ;
બ્રાહ્મણ બહુલ વસે છે ઘણા, ખટ શાસ્ત્રી તે વિદ્યા તણા. ૧૩
જીવનનંદ વિપ્ર તિહાં વસે, વિદ્યા ચઉદશ તે અભ્યસે;
મતિ ધૃતિ ગતિ રતિ માને તેહ, પરિવ્રાજક મત જાણે જેહ. ૧૪
તસ ઘર ઘરણી સોહે સતી, પતિ ભગતી તે છે સુભમતિ;
રૂપે રંભાને અનુહાર, વહદયવારૂ છે દાતાર. ૧૫
જીવાં બાઇ એક દિન જસે, સૂતી સુપનું દેખે તિસે;
સીંહ સુપન લહી જાગી જામ, તત ખિણ પૂછે પતિને તામ. ૧૬
સ્વામી સુપન લહ્યું મ્હેં આજ, સારૂં લો દીઠો મહારાજ;
પૂરી હુઇ એ પહિલી ઢાલ, વલ્લભકુશલ બહુ મંગળ માલ. ૧૭

દુહા.

જીવનનંદ સુણો કહે, સુણિ તું નારી વાત;
હોશ્યે સુત સોહામણો, પૂરણ ગુણઅંખિયાત. ૧
પતિ ઉગતો જીવાં સુણી, હુઓ હરખ મન માંહિ;
ગરભ વધે સુકૃત કરે, ગોરી ઘણે ઉછાંહિ. ૨
દોહલા જે મન ઉપજે, પૂરે તે તતખેવ;
પૂન્ય પસાયે તેહના, સુપરે સારે સેવ. ૩
નવ માસે પૂરણ હુએ, પ્રસવ્યો પુત્ર રતન્ન;
લક્ષણ બત્રીસે શોભતો, કરતાં કોડિ જતન્ન. ૪
દિન દિન ચંપક તરૂ પરે, વધતે દેહી વાંન;
માતાપિતા દીધું તિસે, હેમરાજ અભિધાન. ૫
સુંદર સુત સોહામણો, બુદ્ધિ તણો પરગાસ;
તાત ભણાવે ભાવસ્યું, સીખે સુત અભ્યાસ. ૬
એક દિન મુનિવર પેખિયા, ઉપનો ભાવ અપાર;
હેમરાજ મન હરખ સ્યું, મુનિ વંદે ધરી પ્યાર. ૭
મુનિ વંદી હેમ આવીયા, આખે પિતુને આમ;
અનુમતિ આપો તાતજી, સંયમની અભિરામ. ૮

ઢાલ બીજી—દેશી અલબેલાની

તાત કહે સુણિ ન્હાંનડારે લાલ,
તું છે બાલક વેસ, સુખકારી રે.
યોગ તણી ગતિ દોહિલી રે લાલ,
તે તું કિમ સાધેસ. સુ૦ ॥ તા૦ ॥ ૧
હેમ કહે હું નહિ રહું રે લાલ,
જાસ્યું સાધુને સાથ; સુ૦ ॥
કાયા માયા કારમી રે લાલ,
અસ્થિર એ સવિ આથ; સુ૦ ॥ તા૦ ॥ ૨
તેહવે તિણિ ગામે તિહાંરે લાલ,

સુંદરચંદ્ર પન્યાસ; ॥ સુ ॥
આવ્યા ઉલટ આણિને રે લાલ,
સુદર્શન પુર સુખવાસ. સુ૦ ॥ તા૦ ॥ ૩
જીવનનંદ તિહાં આવીયો રે લાલ,
પુત્ર સહિત ઉલ્લાસ ॥ સુ૦ ॥
પય પ્રણમી બેઠા તિહાં રે લાલ,
આખે વયણ વિલાસ. સુ૦ ॥ તા૦ ॥ ૪
સ્વામી મુજ સુત તુમકને રે લાલ,
ભાવ ધરે છે અપાર; સુ૦
દ્યો દિક્ષા તુમે દિલધીરી રે લાલ,
જાણ્યો અથિર સંસાર. સુ૦ ॥ તા૦ ॥ ૫
ભિક્ષા દિધી સુત તણી રે લાલ,
હવે હેમરાજ કુમારઃ સુ૦
ગુરૂપાસે રહે મોહસ્યુ રે લાલ,
આણી હરખ અપાર. સુ૦ ॥ તા૦ ॥ ૬
બ્રાહ્મણ નિજ ઘરે આવીયા રે લાલ,
સાધુ ચાલ્યા સુત લેય; સુ૦
ઉદ્યમ ભણવાનો કરે રે લાલ,
આનંદ અધિક ધરેય. સુ૦ ॥ તા૦ ॥ ૭
સુભ લગનેં સંયમ દીયો રે લાલ,
ભાવ અધિક ભરપૂર; ॥ સુ૦ ॥
વિહાર કરે વિધિસ્યું વલી રે લાલ,
આલસ છોડી દુર. સુ૦ ॥ તા૦ ॥ ૮
માંડલિયોગ વહ્યો વલીરે લાલ,
હુઇ દિક્ષાગિરિષ્ટ; ॥ સુ૦ ॥
યોગ વહ્યો ખટ માસનો રે લાલ,
ભગવતિ કેરો વિશિષ્ટ. સુ૦ ॥ તા૦ ॥ ૯
પંડિત પદ દિધો વિહારે લાલ,

ગચ્છનાયક ગુણવંત; સુ૦ ॥
વિનય વિવેક તિહાં સીખીયો રે લાલ,
ઉપસમવંત મહંત. સુ૦ ॥ તા૦ ॥ ૧૦
વિહાર કરે મહિ મંડલે રે લાલ,
ચઢતે ચિત પરણામ; સુ૦ ॥
અનુક્રમે માલવદેશમાં રે લાલ,
આવ્યા ઉજ્જેણી ધામ. સુ૦ ॥ તા૦ ॥ ૧૧
ચોમાસું કીધુ તિહાંરે લાલ,
વલિ આવ્યા દખ્ખણ દેશ; સુ૦ ॥
બરાનપુરમાં મોદસ્યું રે લાલ,
મનસ્યું સંવેગ વિશેષ સુ૦ ॥ તા૦ ॥ ૧૨
કાલધરમ જવ ગુરૂ થયા રે લાલ,
તવ આવ્યો વૈરાગ; સુ૦ ॥
કપડા કીધાં કાથીયા રે લાલ,
હુઓ અતિ સોભાગ. સુ૦ ॥ તા૦ ॥ ૧૩
મમતા ભાવ સવે ટલ્યો રે લાલ,
કીધો પરિગ્રહ ત્યાગ; સુ૦ ॥
ઢાલ ભણી બીજી ઈહાં રે લાલ,
કહે વલ્લભ ધરિ રાગ. સુ૦ ॥ તા૦ ॥ ૧૪

દુહા.

દ્વાદશ વિધિ જે તપ કહ્યો, તે ધારે નિશ દીસ;
બાહ્ય અભ્યંતર ષટ વિધે, પાલે વિસવા વીસ. ૧
અણસણ અને ઉણોદરી, વૃત્તિ સંક્ષેપ વિચાર;
રસત્યાગી સૂધો તિસો, કાયકિલેશ સુધાર. ૨
અંગ ઉપાંગ ચાલે નહિં, એ બાહ્યતપો વિધિ જાંણિ.
હવે અભ્યંતર તપતણો, સુણજો જાંણુ સુજાંણ. ૩
પ્રાયછિત્ત પાતિક તણો, લીજે ભાવેં સોય;

તપીયા જ્ઞાનીનો વિનય, વેયાવચ્ચ તિગ જોય. ૪
કરે સજ્ઝાય આગમ તણો, ધ્યાનસુકલ નિરધાર;
ઉપસર્ગ આત્મા સવિ સહે, અભ્યંતર તપસાર. ૫
પંચ મહાવ્રત જે કહ્યાં, તે ધારે દ્રઢચિત્ત;
સુમતિ ગુપતિ સુધ સાચવે, કાય છએસ્યું હિત્ત. ૬
વિકથા ચારે પરિહરી, ધરિ આતમસ્યું ધ્યાન;
સંવર ભાવેં નિત રહે, સમતા રસસ્યું જ્ઞાંન. ૭

ઢાલ ત્રીજી—ઈડર આંબા આંબિલી રે—એ દેશી.

હવે હેમચંદ્ર મુનીસરૂ રે, વિચરે દેશ વિદેશ;
ઉગ્ર વિહાર કરે ઘરો રે, દોષ ન લાગે લેશ. ૧
મુનીસર સાચો સાધુ સરૂપ, એ તો મુનિજન માંહિ ભૂપ ॥મુ૦॥સા૦॥ આં૦
ભેદ સત્તર સંયમ તણા રે, તે પાલે મત સુદ્ધ;
કાલેં કાલ સમાચરે રે, નિરમલ જેહની બુદ્ધ. ॥ મુ૦ ॥ સા૦ ॥ ૨
પ્રાણ ભુત જીવ સત્ત્વનેં રે, જાણે આપસમાંણ;
બિતિચારિંદ્રી હીન જે રે, તેહને કહીયે પ્રાણ. ॥ મુ૦ ॥ સા૦ ॥ ૩
ભૂદગવર્ણ્હિ વાયુને રે, ભૂત કહી જે એહ;
સુરનરતિર્યંનારકી રે, જીવ કહ્યા નિસંદેહ. ॥ મુ૦ ॥ સા૦ ॥ ૪
હવે સુણો સત્ત્વ તણા સહી રે, સાધારણ પ્રત્યેક;
ભુત કહીજે એહને રે, એ જ્ઞાનીનો વિવેક; ॥ મુ૦ ॥ સા૦ ॥ ૫
પ્રથમ સંયમ પૃથવી તણો રે, બીજો અપ્પનો જાંણ;
વર્ણ્હી સંયમ ત્રીજે સહી રે, ચોથે પવન પરમાણ. ॥ મુ૦ ॥ સા૦ ॥ ૬
વણપ્ફઇ સંયમ પાંચમે રે, એ સંયમ હિત હોય,
જેહની મતિ છે નિરમલી રે, ગુણધારક છે સોય. ॥ મુ૦ ॥ સા૦ ॥ ૭
સંયમ ત્રસ થાવર તણો રે, આશ્રવ છાંડો એહ;
મૃષાવાદ સવિ પરિહરો રે, જિમ હુઇ નિરમલ દેહ. ॥ મુ૦ ॥ સા૦ ॥ ૮
અદત્તાદાન દુષણ તણા રે, જેહ કરે પરિહાર;
તૃણ કંચણ મણિ કાંકરા રે, સરિખા જાણણહાર. ॥ મુ૦ ॥ સા૦ ॥ ૯

ચાર વ્યસન ભુંડું અછે રે, એહથી દુઃખ અનંત;
વિજય ચોર ચોરી થકી રે, નરકે ગયો તે તંત. ॥ સુ૦ ॥ સા૦ ॥ ૧૦
ચોથું વ્રત સુધ રાખતાં રે, લહીએ કોડિ કલ્યાણ;
શીલ સમો જગ કો નહીં રે, શીલ વડો વ્રત જાંણ. ॥ સુ૦ ॥ સા૦ ॥ ૧૧
સેઠ સુદર્શન શીલથી રે, લાધો જસ જગ માંહિ;
સૂલી સિંઘાસન થયું રે, રાખ્યું શીલ દૃઢ ત્યાંહિ, ॥ સુ૦ ॥ સા૦ ॥ ૧૨
શીલ થકી સોલે સતી રે, પામી અવિચલ ઠામ;
ઇમ જાંણી શીલ પાલીયે રે, મન રાખી એક ઠામ. ॥ સુ૦ ॥ સા૦ ॥ ૧૩
ચોથા વ્રત આશ્રવ તણો રે, કીધો હેમે ત્યાગ;
ચોખે ચિત્તે આચરે રે, હેમચંદ્ર વડભાગ. ॥ સુ૦ ॥ સા૦ ॥ ૧૪
પરિગ્રહ આશ્રવ ટાલયો રે, અસ્થિર જાંણી તેહ;
અતિ આરંભ પરિગ્રહ થકી, દુર ગતિ દાયક જેહ. ॥ સુ૦ ॥ સા૦ ॥ ૧૫
પાંચ્યો અણુ પાંચ્યો હુઇ રે, એ પરિગ્રહ પરિવાર;
ઢાલ કહી ત્રીજી ભલી રે, રાગ સારિંગ મલાર. ॥ સુ૦ ॥ સા૦ ॥ ૧૬

દુહા.

નિગ્રહ પંચેંદ્રી તણો રાખે રૂડી રીતિ;
પ્રથમ કાય નિગ્રહ કીયો હેમ રિષી ધરિ પ્રીતિ. ૧
ફરસેંદ્રી પરવશિ થકી મયગલ પામે દુઃખ;
ફરસેંદ્રીને વશિ કરે પામે તે અતિ સુખ. ૨
રસનેંદ્રી તિમ વસિકરી છાંડ્યા ખટ રસ સ્વાદ;
રસના નિગ્રહ આદરી ટાલ્યો સવિ વિષવાદ. ૩
રસના પરવસિ માછિલો પડીયો ધીવરજાલ;
સંકટ સબલા ભોગવે કર્મ તણા જંજાલ. ૪
સુરભિ દુરભિગંધ નિગ્રહે તે કહીયે મુનિ સંત;
ઘ્રાણ અનિગ્રહથી ભ્રમર પામે મરણ અસંત. ૫
વિષય નયનના વસિકરે તે સુખ પાંમે પુર;
નિગ્રહ નયન તણો નહીં તે નર સુખથી દુર. ૬

દીપક જ્યોતિ દેખી કરી રાચે ચિત્ત પતંગ;
જલે જલણમેં વેગસ્યું કર્મ તણે વશિ ભંગ. ૭
શ્રવણ અનિગ્રહણ તિણિ પામે મરણ અકાલ;
નિગ્રહ શ્રવણ તણો કરે તે લહે મંગળ માલ. ૮

ઢાલ ચોથી—દેશી મધુકરની.

એ દશ ભેદ કહ્યા ભલા,
હવે કહું સાતે ભેદ હો. ॥ ભવિજન ॥
ચાર કષાય તે ચોગણુ,
તેહનો કીધો છેદ હો. ॥ ભવિજન ॥ ૧
ઉપશમ ધર્યો રે સુભમતી,
ઉપસમ સુખનો પૂર હો; ॥ ભ૦ ॥
ક્રોધ તજ્યાં અતિ સુખ ઘણાં,
ઉપસમથી દુઃખ દુર હો. ॥ ભ૦ ॥ ૨
॥ ઉપ૦ ॥ આંકણી.

અનંતાનુબંધી પ્રથમ કહ્યો,
પરવત આવી રાય હો; ॥ ભ૦ ॥
બીજો પ્રત્યાખ્યનીયો,
જલ સુકે તરડાય હો. ॥ ભ૦ ॥ ઉ૦ ॥ ૩
અપ્રત્યાખ્યાંની ત્રીજો વલી,
વેલુ ઉપરી રેખ હો; ॥ ભ૦ ॥
સંજલણો ચોથો ભલો,
જલની રેખા પેખ હો. ॥ ભ૦ ॥ ઉ૦ ॥ ૪
હવે ત્રિણ્ય દંડ સંભારિયે,
દુકૃતથી મન ટાલિ હો; ॥ ભ૦ ॥
ટાલો દોષ બચન તણા,
દોષ કાયાના સંભાલિ હો. ॥ ભ૦ ॥ ઉ૦ ॥ ૫
એ સતરે સંયમ તણા,

શેઠ ધરે મુનિ હેમ હો; ॥ ભ૦ ॥
પાલે એક મનો થઇ,
ચારિત્ર ઉપરિ પ્રેમ હો. ॥ ભ૦ ॥ ઉ૦ ॥ ૬
હાસ્ય અરતિ રતિ ભય વલી,
શોક દુગંછા દાગ હો; ॥ ભ૦ ॥
વેદત્રિણ્યે ઇમ જાણીયે,
પું સ્ત્રી કલીવનો ત્યાગ હો. ॥ ભ૦ ॥ ઉ૦ ॥ ૭
નો કષાય એ નવ કહ્યા,
તેહનો કીધો નાસ હો; ॥ ભ૦ ॥
પંચ સુમતિ સુધ સાચવે,
તીન ગુપતિ પરગાસ હો. ॥ ભ૦ ॥ ઉ૦ ॥ ૮
પંચ પ્રમાદને પરિહર્યો,
જાંણિ અથિર સંસાર હે; ॥ ભ૦ ॥
વિકથાથી મન વાલીયો,
જેહ સંસારમાં ચાર હો. ॥ ભ૦ ॥ ઉ૦ ॥ ૯
વાડિ નવે વિધિ સાચવી,
પાલે શીલ અખંડ હો; ॥ ભ૦ ॥
નારી પશૂ પંડગ વિના,
વસતી શુદ્ધને મંડ હો. ॥ ભ૦ ॥ ઉ૦ ॥ ૧૦
સ્ત્રીય કથા ન કહે મુની,
બીજી વાડિ એ જાંણિ હો; ॥ ભ૦ ॥
આસણિ સ્ત્રી બેઠી જિણે,
તિહાં નવિ બેસે સુજાણ હો. ॥ ભ૦ ॥ ઉ૦ ॥ ૧૧
ત્રીજી વાડિએ જાંણયો,
બ્રહ્મચારી ગુણવંત હો; ॥ ભ૦ ॥
અવયવ સ્ત્રીના ન નિરખીયે,
ચોથી વાડિ રખંત હો. ॥ ભ૦ ॥ ઉ૦ ॥ ૧૨

ભીંતિ પરિચિ ને અંતરે,
બ્રહ્મચારીન વસંત હો, ॥ ભ૦ ॥
પંચમી વાડિ સોહામણી,
શીલવંત ધરિ તંત હો. ॥ ભ૦ ॥ ઉ૦ ॥ ૧૩
પૂર્વક્રીડા ન સંભારીયે,
છઠી વાડિ સત હો; ॥ ભ૦ ॥
સરસ આહાર ન કીજીએ,
સાતમી વાડિ સોહંત હો. ॥ ભ૦ ॥ ઉ૦ ॥ ૧૪
અતિ માત્રાઈ નવિ કરે,
શીલવંત આહાર હો; ॥ ભ૦ ॥
આઠમી વાડિ એ જાંણિયો,
બ્રહ્મચારી વ્યવહાર હો. ॥ ભ૦ ॥ ઉ૦ ॥ ૧૫
નવમી વાડિ મ ધારયો,
શીલવંત શિણગાર હો; ॥ ભ૦ ॥
ઢાલ ચોથી વલ્લભ ભણે,
ધન્ય હેમચંદ્ર અણગાર હો. ॥ ભ૦ ॥ ઉ૦ ॥ ૧૬

દુહા.

વિધિ પૂરવ કરિ ચિત ધરે વાડિ નવે સુખકાર;
પણ વીસ કિરિયા પરિહરે હેમચંદ્ર ધરિ પ્યાર. ૧
કાઈક અધિકરણી વલી પાપસિકા પરતાપ;
પ્રાણાતિપાત આરંભિકા જિણિ ટાલ્યા સંતાપ. ૨
પરિગ્રહિકા માયાતણી મિથ્યાદર્શન વૃત્તિ;
અપચખાણ દિઠિ પુઠિકી પડુચ્ચિય સાનુત્તિ. ૩
વિનય નહંન્થિ સહથી આનવનીય વિચાર;
અનાભોગ અનવકંખતી વર્ત્તનિકા નિરધાર. ૪
અન્યપ્રયોગ સામુદાયિકી રાગ દ્વેષ ચોવીસ;
ઇર્યાપથિકી જાંણિયે એ કિરિયા પંચવીસ. ૫

એ ટાલણ હેમચંદ્રજી ઉદ્યમ કર્યો ઉદાર;
સંવર ભાવે આતમા રાખે તે નિરધાર. ૬
સાહસીક સોહામણો ઉપસમ રસ ભંડાર;
હેમચંદ્ર મુની સાચવે સાધુ ધરમ સુવિચાર. ૭

ઢાલ પાંચમી—સખીરે એ દેશી

દશ વિધ સુધ ધર્મ વિચારે, ખંતી દઢ મનસ્યું ધારે
આર્જવ મદ્દવ સંભારે, મુનીસર હેમચંદ્ર મુનિવંદો,
અણુગાર માંહિ એ ચંદો, મુ૦ હે૦ આંકણી. ૧
મુત્તી તપ સંયમ લુધ્ધ, સત્ય ભાષા ભાષણ બુધ્ધ,
સૌચ ભાવ અકિંચિણ સુધ્ધ ॥ મુ૦ ॥ હે૦ ॥ ૨
બ્રહ્મચર્ય ધરે મતિવંત, દશ એ વિધિ છે ગુણવંત,
સોભાગી સોહે મહંત ॥ મુ૦ ॥ હે૦॥ ૩
જીણ આણ સદા મન ધારી, સહજેં જે સુધ્ધ આચારી,
નિશ્ચેનય અંગ વિચારી ॥ મુ૦ ॥ હે ॥ ૪
ત્રિણ્ય સલ્ય જેં દુરિ નિવારે, શ્રુત જ્ઞાનનો અર્થ વિચારે,
દીઠે જસ દુરગતિ વારે ॥ મુ૦ ॥ હે૦ ॥ ૫
ત્રિણ્ય ગારવ કીધા દૂર, તપ ધન કરતા ભરપૂર,
પ્રગટયો જસ પૂન્ય અંકુર ॥ મુ૦ ॥ હે૦॥ ૬
વિરાધન ત્રિણ્ય ટાલે, જ્ઞાનદર્શનચારિત્ર પાલે,
ઇણિ પરિ આતમ અજુઆલે ॥ મુ૦ ॥ હે૦॥ ૭
પરિસહ બાવીસે કહીયા, સૂત્ર પણે તે સવિ સહીયા,
આતમ હિતસ્યું નિરવહીયા ॥ મુ૦ ॥ હે૦॥ ૮
વ્રત ધારણ સાહસ ધીર, પુરૂષોત્તમ એ વડવીર,
નહીં રાગ નહિ દીલગીર ॥ મુ૦ ॥ હે૦॥ ૯
આતમ પરમાતમ જાણે, ચઢતે ઉત્તમ ગુણઠાણે,
અણુખ અરૂચિ નવિ આણે ॥ મુ૦ ॥ હે૦॥ ૧૦
જસ જગ માંહિ વસ્તિરોયો, ઉપસમ રસ કેરો દરીયો,
ગુરૂ જ્ઞાનકલા ગુણ ભરીયો ॥ મુ૦ ॥ હે૦॥ ૧૧

દુહા.

સહુ શ્રાવક મન હરખીયા, મુનિવર આગમ જાંણિ;
વાંદે સહુ આણંદસ્યું, નિસુણે અમૃત વાંણિ. ૧
ચોરાસી ગછના સવે, આવે શ્રાવક સર્વ;
હેમચંદ્ર મુનિ વાંદતાં, મુક્યા સઘલા ગર્વ. ૨
પોસહ પડિકમણાં કરે, પચ્ચખાંણ નિત મેવ;
સાહમી વછલ નિત નવાં, સારે સુપરે સેવ. ૩
તપગછની સોભા વધી, જસ પસર્યો જગ માંહિ;
જૈન ધરમ દિપાવીયો, હેમમુનીસર ત્યાંહિ. ૪
ચોથા આરાની પરેં, ધરમ તણો ગેંહગાટ;
હેમમુનીસર આવતે, ટલીયા સવે ઉચાટ. ૫

ઢાલ સાતમી—કાગલીયો કિરતાર ભણી સીપરિલિખું રે—એ દેશી.

શ્રાવક શ્રવિકા અતિ આણંદસ્યું રે, સફલ કરો અવતાર;
મુનિનાં દરસણ દુર્લભ પાંમીયાં રે, ઇણિ ખોટે સંસાર. ૧
એવા મુનિવર નિત નિત વાંદીયે રે, આણી હરખ અપાર;
પાંચમે આરે એહવા થોડિલા રે, જે પાલે સુદ્ધ આચાર.
॥ એ૦ ॥ આંકણી ૨
ઉનાલે આતપ આતપના રે, કાયાની નહીં સાર;
સીયાલે અતિશીત પડે ઘણું રે, કરે કાઉસગ તિણુવાર. ॥ એ૦ ॥ ૩
ઉઘાડે ડીલેં ધીરજ ધરી રે, પડિકમણાં દોય વાર;
ન સુઇ સંથારો તે પાથરી રે, અનિલા રહિત લિગાર. ॥ એ૦ ॥ ૪
એકાંતરિ છઠ અઠમ આદરે રે, પારણે અલપ આહાર;
સ્વાદ રહિત ભોજન તે આદરે રે, વિગય તણો પરિહાર. ॥ એ૦ ॥ ૫
પરિચય કોઇ ન રાખે કેહનારે, સહુ પરિ સરિખી દ્રષ્ટી;
કોઇક પૂજે કો તાડે વલીરે, રાખે મનની પુષ્ટિ. ॥ એ૦ ॥ ૬

કોઈક લાલચિ કારણિ, તપ તપેરે કોઈક માનતા કાજ;
હેમચંદ્ર આતમ હેતેં કરેરે, પામે ।। શિવ રાજ. ।। એ૦ ।। ૭
સદા મુદા સહજ પલટે નહીંરે, વધતે નિત પરિણામ;
આતમ રાંમી દુવિધા કો નહીંરે, સમ દમ ગુણ અભિરામ. ।। એ૦ ।। ૮
સુપરે આતમાના ગુણ ઓલખ્યારે, પરગુણ ટાલ્યા જેણિ;
નિત નિત અનુભવ રસમાં ઝીલતારે, વિરતા મનનો તેણિ. ।। એ૦ ।। ૯
રસીયો રાચે જિન ગુણ ગાયવારે, અવર ન કેહસ્યુ પ્રીતિ;
ભય સાતે જે દૂરિ નિવારિયાંરે, રહતાં રૂડી રીતિ. ।। એ૦ ।। ૧૦
મલ નવિ ફેડે તે કાયા તણોરે, વાધ્યા નખ ને કેસ;
તો પણ રૂપ સદા સોહામણુંરે, જલ હલ કાંતિ વિશેસ. ।। એ૦ ।। ૧૧
અધિકી કરણી જગમાં જેહનીરે, જિણિ સાધ્યાં આતમ કાજ;
પ્રીતિ સદા ધારી પરમેષ્ટિસ્યુંરે, તેહની વાધી લાજ. ।। એ૦ ।। ૧૨
એ સમ બીજો જગમાં કો નહીંરે, હેમચંદ્ર હુઓ હેમ,
સાતમી ઢાલે વલ્લભ ઇમ ભણેરે, સુણતાં કુસલને ખેમ. ।। એ૦ ।। ૧૩

દુહા.

સાહ લિખિમી દાસ સુત સાહ જવેર સુરીતિ;
ચોમાસું પધરાવીયા આપઘરે ધરિ પ્રીતિ. ૧
નિત પ્રતિ પરભાવન ઘણી પૂજેનવાંગી સાર;
યાચક જન સંતોષિને દીધાં દાન અપાર. ૨
જીવ છુડાવ્યા જુગતિસ્યું કીધા પર ઉપગાર;
ધરમ ધ્યાન અહનિશ ઘણા ચઢતે ચિત્ત ઉદાર. ૩
સાધુનું દરસણ કરી નિત પ્રતિ સુણે વખાંણ;
સંધ્યા પ્રાત તણાં વલી પડિકમણાં પચખાંણ. ૪
હેમ તણી વાંણી સુણી બુજ્યા ભવિજન લોક;
આદર ધરી આવે ઘણા શ્રાવક શ્રાવીકા થોક. ૫
મહિમા વાધ્યો તિહાં ઘણો ધરમ તણો પરગાસ;
આરંભ છોડી ભવિજના કરતા જ્ઞાન અભ્યાસ. ૬

## હાલ આઠમી—દેશી વધાવાની અજિત જીણંદસ્યું.

સમકિત ધારી શ્રાવક ભલા, શુભ શ્રાદ્ધક હો અવસરના જાણ કે;
આણ ન લોપે જીનવરતણી, પુણ્ય કારણ હો બહુ આગેવાંણ કે.
અવરંગાવાદ સુહ મણું. ૧

જિણિ કીધાં હો પુણ્ય કેરાં કાજ કે, સદ્‌ગુરૂ હેમમુનીસને;
પડિલાભી હો સાર્યાં આતમ કાજ કે ॥ અવરંગાવાદ૦ આંકણી ॥ ૨

દ્વાદસ વ્રત ધાર્યાં કિણે, કિણે લીધાં હો કંદમૂલ પચખાંણ કે;
કોઇક ચોથું વ્રત આદરી, કિણિ વહીયાં હો ઉપધાંન પ્રમાણ કે. ॥અ૦॥ ૩

કોઇ શ્રાવક શુભ મતી, બાવીસે હો પરિહરતા અભક્ષ કે;
પૂજા જિન ચોવીસની, સ્તુતિ સ્તવના હો કરતા પરતક્ષ કે. ॥ અ૦ ॥ ૪

સહીયર સવિ ટોલે મિલી, વલિ પહિરે હો સુભસોલ શ્રૃંગાર કે;
હેમમુનીશ વાંદણ ભણી, આવે નિત હો ધરિ ભાવ ઉદાર કે. ॥ અ૦ ॥ ૫

ભાસ દીયે ભાવેં કરી, કોકિલસ્વર હો જીપે કરિ રસાલ કે;
હેમ તણા ગુણ ગાવતી, મુખ નિરખે હો મુનિવરનું વિશાલ કે. ॥ અ૦ ॥ ૬

કુંકુમ ભરીય કચોલડી, મુગતાફલ હો ચોખે ભરિયલી થાલ કે;
ગુંહલી કરે ગુરૂ આગલેં, ઉજ્જલ ચિત હો વસ્ત્ર ઝાકઝમાલ કે. ॥ અ૦ ॥ ૭

પૂરે સોહાસણિ સાથીયો, ઉપરિ શ્રીફલ હો મુકે મનોહાર કે;
મોતી વધાવે મનિરૂલી, લટકંતી હો વાંદે અણગાર કે. ॥ અ૦ ॥ ૮

મહિમા મોટો મુની તણો, જાણે વલિ હો સગલો સંસાર કે;
સહુ કહે ધિન ધન એ મુની, કીધો જિણિ આરંભ પરિહાર કે. ॥ અ૦ ॥ ૯

સાહ ધનજી સુત જાણીયે, સાહ કાનજી હો આંણી વૈરાગ કે;
પુત્રને કહે પ્રેમે કરી, અમ્હે કીધો હો સંયમસ્યું રાગ કે. ॥ અ૦ ॥ ૧૦

પુત્ર કહે હું કિમ રહું, વહુ કહે હો અમ કેહુનો આધાર કે;
તાત કહે સુણો સુત વહુ, મ્હે જાંણ્યો અસ્થિર સંસાર કે. ॥ અ૦ ॥ ૧૧

અનુમતિ લીધી સુત તણી, સંઘ સહુને હો મેલી તિણિ વાર કે;
ભલામણ દીધી ઘણી, વલ્લભ સુતની હો તુમે કરયો સાર કે. ॥ અ૦ ॥ ૧૨

ચોમાસુ પૂરૂં કરી, ચે સિંધ પુર હો આવ્યા મુનિરાજ કે;
માસ કલપ તિહા કિજિ કરી, પ્રતિ બોધ્યા હો ભવિજનને સહાજકે.॥અ૦॥૧૩

કાનજી સાહ કર્મજોગીને, ઇમ આખે હો મુખિ મધુરી વાણિ કે;
સ્વામી ચરિત્ર લીજીયે, કરિ કરૂણા હો સેવક ને જાંણિ કે. ॥ અ૦ ॥ ૧૪

જીમ સુખ દેવાનુ પ્રિયા, મત કરયો હો કોઇ પ્રતિબંધ કે;
હેમ મુનીસર ઇમ કહે, તે સુણિને હો હુઆ અપ્રતિબંધ કે. ॥ અ૦ ॥ ૧૫

હરખ હૃઆ મન અતિ ઘણો, કાનજીને ઉમેદ અપાર કે;
આઠમી ઢાલે વલ્લભ કહે, સંયમસ્યું હો ધર્યો અતિ પ્યારકે. ॥ અ૦ ॥ ૧૬

દુહા.

લગન મહુરત શુભ લીયા દીયા ઉછાહ અનેક;
સાંહમી નેં નંતોર્યા અગાઉ પાઉ સવિવેક. ૧

ખાદિમ સ્વાદિમ વિવિધિસ્યું સાધુ દાન વિશેષ,
ગંધ્રવ ગુણિ જનને દીયા દયા દાન ધરિ એષ. ૨

સાધૂ ને પહિરાંમણી ઘરમા વસ્ત્ર પટ કુલ;
ઓછવ અતિ ગહંગાટસ્યું સહુસ્યું મન અનુકૂલ. ૩

શ્રાવક સકલ તેડાવીયા સાહુલાલૂ સભાચંદ;
સાહ સોભાગ ઉદેસિંઘ સુત ડુંગર અમરસી અમંત. ૪

ગિરિધર જીવણ દાસનો સાહ નથુચંદ્ર ભાણ;
જવિહર લિખિમીદાસ તણા વડગોટે મંડાંણ. ૫

મોતીચંદ નિહાલચંદ હર્ષચંદ નેમિદાસ;
ઉદેસિંઘ માનસિંઘ વલી ઉદેભાંણ નહાનાખાસ. ૬

સાહ નનૂ હીરા ભલા ભગુ ભવાંનીદાસ;
માણિકચંદ નથુસુદે ભગવતી સુંદરદાસ. ૭

સાહ નાંના રૂપચંદ શુભ ધર્મચંદ માણિકચંદ;
સાહ સોભાગ રતનજી સાહ નાંના સૂરચંદ. ૮

આસાઢ વદિ તેરસિ દિનેં, મુનિ બોલ્યા હો હેમચંદ્ર મુનીસકે;
જય જય સબદ સહુ કરે, ઓછવ અતિ હો હુઆ વિસવા વીસકે.॥ સં૦॥ ૧૦
સોવન ફૂલ મુગતાફલે, વધાવે હો શ્રાવક મન રંગકે;
ગોરી ગુણ ગાવે ભલા, સહુ કોનેં હો હુઆ ઉછરંગકે. ॥ સં૦॥ ૧૧
ઈમ શુભ કરણી શ્રાવકતણી, નિત કરતા હો ભાવે ભવિ લોકકે;
યાચક જન સંતોષીયા, માન દાનેં હો હેઈ સવિ થોકકે. ॥ સં૦॥ ૧૨
દિન દિન અધિક ઉછાહ ઘણું, નર નારીના હો પોહતા સવિ કોડકે;
ઢાલ ભણી નવમી ઇસા, કહે વલ્લભ હો ભાવે કર જોડકે. ॥ સં૦॥ ૧૩

દુહા.

વહ્યા ઉપધાન શ્રાવક સુહા, લીધા વ્રત ઉચ્ચાર;
શુભ કરણી નિત આચરી, સાહુણી ગછર ગાર. ૧
હવે અધિપતિ જે દેશનો, વડો નિવાબ નિઝામ;
આવ્યા અતિ આડંબરે, શ્રાવક જવેહર તામ. ૨
સાથે વેગિ આગ્યો વલી, વાંદ્યા મુનિવર હેમ;
ઉત્તમ કામ હુઆ ભલા, પૂછ્યા કુશલ ને ખેમ. ૩
ચોમાસુ પૂરણ થયું, જવહર સાહ સુજાંણ;
કરી વિનંતી પધરાવીયા, આપણ પઈઆદિઠાંણ. ૪
પંચ દિવસ તિહાંકણિ રહી, પરવર પોષે આય;
એક દીવસ ને પારણે, જસવંતપુર કહ્યું જાય. ૫
શ્રાવક અતિ આગ્રહ કીયા, નવિ માને મુનિરાજ;
સંઘ સકલ વાંદી વલ્યા, કરતા ધરમનાં કાજ. ૬
ચિકલઠાણે વાસો રહી, વિચર્યા તિહાંથી સાધ;
જવહાર સાહ સાથે થકી, જલગામે નિરાબાધ. ૭
વાસો એક તિહાં રહી આગે ચલ્યા રૂષિરાય;
ગુરૂ વાંદી ઘરિ આવીયા જવહર સાહ સહાય. ૮
મુની પધાર્યા જાલણે, સુણી સંઘ ઇમ વાત;
ધ્યાન ધરે રૂષિરાજનું, આણંદ અંગ ન માત. ૯

ઢાલ દશમી—રાગ ધન્યા શ્રી, સાધુજી ને ભામણડે જાઉં, એ દેશી

ધન ધન હેમ ચંદ્ર રૂષિ રાયા જસ મન ધરમ સવાયારે;
મહિયલ માંહિ સુયશ ગવાયા ધારમીને મનિ ભાયારે. ॥ ધ૦ ॥ ૧
પરમાતમ આતમ હિતકારી મમતા દૂરિ વિવારીરે;
સમતા ભાવે સુધ આચારી કહિ કાલે વ્યવહારીરે. ॥ ધ૦ ॥ ૨
સંવર ધર ખટ કાય ઉગારી આગમ અધિક વિચારીરે;
બાલ પણાથી જે બ્રહ્મચારી તારે નરને નારીરે. ॥ ધ૦ ॥ ૩
સંવેગી મુનીવર સોભાગી ઉપસમ રસના રાગીરે;
પરિગ્રહથી જે હુઆ ત્યાગી તે વાંદું પદ લાગીરે. ॥ ધ૦ ॥ ૪
ધન ધન માત પિતા જિણિ જાયો મહિયલ માંહિ ગવાયોરે;
સ્તવના કરતાં બહુ સુખ પાયો હીયડે હરખ સવાયોરે. ॥ ધ૦ ॥ ૫
મુનિજન માંહિ નિરમલ હીરો એ કોડિ દીવાલી જીવોરે;
શ્રોતા જન શ્રવણે ગુણ પીવો રસીયા રાચો સદીવોરે. ॥ ધ૦ ॥ ૬
રાસ રચ્યો ભાવે સવિસેસેં જવહર સાહુ ઉપદેસેરે;
હેમચંદ્ર મુનિ દખખણ દેસેં હું પ્રણમું મુનિસેસેંરે. ॥ ધ૦ ॥ ૭
અલ્પ મતિ ને કરૂણા કીજે મુનિવર ધ્યાન રહીજેરે;
અધિકું ઓછું જે કહ્યું ખીજેં તે મિછામિ દુક્કડ દીજેરે. ॥ ધ૦ ॥ ૮
તપગછ પતિ વિજેક્ષેમ સુરિંદા દીપે જાંણિ દિણંદારે;
તસ પટ ધર વિજેદયા સુણિંદા પ્રતપે સાંપ્રતિગણિંદારે. ॥ ધ૦ ॥ ૯
તસ ગછ પંડિત શિરોમણી સોહે વૃદ્ધિ કુશલ બુધ સોહેરે;
ગ્યાતા ગુરૂ સેવક પદિ ઓહે જ્ઞાન ગયવર આરોહેરે. ॥ ધ૦ ॥ ૧૦
તસ પદ પંકજ સીસ કહાયા વલ્લભકુશલ ગુણ ગાયારે;
સતર ત્રાણુંઆ વરસ સુહાયા સિત મૃગશિર સુખપાયારે. ॥ ધ૦ ॥ ૧૧
દ્વિતીયા તિથિ ચંદ્રોદય દિવસેં સોમવાર સુધિ સરસેરે;
હેમચંદ્રમુનિના ગુણ હરસે સકલ સંઘ સુખ કરસેરે. ॥ ધ૦ ॥ ૧૨

॥ ઇતિ શ્રી પં. હેમચંદ્ર ગણિ રાસ સંપૂર્ણ ॥

# રાસ-સાર.

## રત્નકીર્તિસૂરિ.

(ભાગ ૧, પૃષ્ઠ ૧-૧૩.



વૃદ્ધ તપાગચ્છમાં રત્નકીર્તિ નામના આચાર્ય થયા તેમનું સંક્ષિપ્ત ચરિત્ર તેમનાજ હસ્તદીક્ષિત શિષ્ય નામે સુમતિવિજયે ગુજરાતી પદ્યમાં રચ્યું છે અને તે આ સંગ્રહમાં પ્રથમાંકે છપાણું છે. તેનો ટુંકસાર આ પ્રમાણે છે:—

ગુર્જરદેશમાં અહમદનગર (તે બીજું કોઇ નહિં પણ હાલનું પ્રસિદ્ધ અમદાવાદ કે જેને *રાજનગર એવું સંસ્કૃત નામ આપવામાં આવે છે તે) માં ચરિત્રનાયકનો જન્મ સં. ૧૬૭૯ ના ભાદરવા વદિ બીજને સોમવારે થયો હતો. તેના પિતાનું નામ પુંજાશાહ અને માતાનું નામ પ્રેમલદે હતું. જાતિ શ્રીમાલી વણિક હતી. જન્મના સંબંધમાં એવું જણાવવામાં આવે છે કે પ્રેમલદેને પુત્રની ખોટ હતી. તેથી તે પુત્ર પ્રાપ્તિ માટે અનેક પ્રકારના સુપ્રયત્નો કર્યા કરતી. એવામાં તેનાજ ભ્રાતા કે જેમણે જૈનદીક્ષા લઇ ‡ વૃદ્ધતપાગચ્છમાં

---

* અમદાવાદના, અહમદનગર, અહમ્મદપુર, અહમ્મિપુર, રાજનગર આદિ જૂદા જૂદા નામો સંસ્કૃત અને ગુર્જર અનેક જૈન ગ્રંથોમા દષ્ટિગોચર થાય છે.

‡ વિક્રમ સંવત્ ૧૨૮૫ માં શ્રીજગચ્ચંદ્રસૂરિને આઘાટ (હાલમાં જેને 'આહડ' કહે છે અને જે મેવાડની રાજધાની ઉદયપુરની પાસે આવેલું છે.) નગરમાં રાજા તરફથી 'તપા' બિરૂદ પ્રાપ્ત થતાં વૃદ્ધગચ્છનું નામ તપાગ-

આચાર્ય પદ્વી પ્રાપ્ત કરી હતી તે નામે ભુવનકીર્તિસૂરિ અમદાવાદમાં પધાર્યા. તે વખતે બહેને બાઈને પુત્રની ખોટ જણાવી. સૂરિ તરફથી શ્રીમણિભદ્રના મહિમાનો ઉપયોગ સૂચવાયો અને પૂર્વ પુણ્યના પ્રતાપે પ્રેમલદેને ગર્ભ રહ્યો. ગુરૂ વચન સફલ થયું જાણી બધો પરિવાર આનંદિત થયો. થોડા દિવસ પછી આચાર્યે વિહાર કર્યો. પ્રેમલદેને પછી બધા મળી પાંચ પુત્ર અને બે પુત્રી થઈ, તેમાં જ્યેષ્ઠ પુત્રનું નામ રૂપજી અને લઘુ પુત્રનું નામ રામજી હતું. આ રામજી તેજ આ ચરિત્રનાયક રત્નકીર્તિસૂરિ.

વિચરતાં વિચરતાં ભુવનકીર્તિસૂરિ પાછા અમદાવાદ આવ્યા. અને બહેનની પાસે એક ભાણેજની માગણી કરી. લઘુ પુત્ર રામજીનો જન્મ ઉત્તમ લગ્નમાં થયેલો હોવાથી ભવિષ્યમાં તે ઉત્તમ પુરૂષ તરીકે પ્રસિદ્ધ થશે, એમ જાણી આચાર્યે તેની અર્પણા કરવા જણાવ્યું. ગુરૂવચન અનુલ્લંઘ્ય સમજી બહેન અને બનેવીએ પોતાના બે સાત વર્ષના પ્રિય બાલને સંઘની સમક્ષ સૂરિજીને સમર્પણ

---

ગચ્છના રૂપમાં પરિણત થયું. શ્રીજગચ્ચંદ્રસૂરિના બે પ્રધાન શિષ્યો નામે દેવેંદ્રસૂરિ અને વિજયચંદ્રસૂરિ થયા. દેવેંદ્રસૂરિની શિષ્ય સંતતિ 'લઘુતપા' અથવા સામાન્ય 'તપાગચ્છીય' ના નામથી પ્રસિદ્ધ થઇ ત્યારે વિજયચંદ્રસૂરિની સાધુપરંપરા 'વૃદ્ધતપાગચ્છીય' ના નામથી પ્રખ્યાતિ પામી. વિજયચંદ્રસૂરિની ૪ થી પાટે "શ્રેયઃશ્રિયાં મંગલકેલિસદ્મ" એ આદિ પાદવાળી ૨૫ કાવ્યોની 'રત્નાકર-પચીશી' ના કર્તા રત્નાકરસૂરિથી એ સંપ્રદાયનું બીજું નામ 'રત્નાકરગચ્છ' પણ પ્રખ્યાત પામ્યું. વિજયચંદ્રસૂરિથી તે ભુવનકીર્તિસૂરિ સુધી આ ગચ્છ-પરંપરામાં નિમ્નલિખિત આચાર્યો મૂલ ગચ્છ-નાયક થયા છે.

| | | |
|---|---|---|
| ૧ જગચ્ચંદ્રસૂરિ. | ૯ ધર્મદેવસૂરિ. | ૧૭ ધનરત્નસૂરિ. |
| ૨ વિજયચંદ્રસૂરિ. | ૧૦ જ્ઞાનચંદ્રસૂરિ. | ૧૮ અમરરત્નસૂરિ. |
| ૩ ક્ષેમકીર્તિસૂરિ. | ૧૧ અભયસિંહસૂરિ. | ૧૯ દેવરત્નસૂરિ. |
| ૪ હેમકલશસૂરિ. | ૧૨ જયતિલકસૂરિ. | ૨૦ જયરત્નસૂરિ. |
| ૫ રત્નાકરસૂરિ. | ૧૩ ઉદયવલ્લભસૂરિ. | ૨૧ ભુવનકીર્તિસૂરિ. |
| ૬ રત્નસિંહસૂરિ. | ૧૪ જ્ઞાનસાગરસૂરિ. | \| |
| ૭ રત્નપ્રભસૂરિ. | ૧૫ ઉદયસાગરસૂરિ. | ૨૨ રત્નકીર્તિસૂરિ. |
| ૮ મુનિશેખરસૂરિ. | ૧૬ લબ્ધિસાગરસૂરિ. | ૨૩ ગુણસાગરસૂરિ. |

કર્યો. સંવત્ ૧૬૮૯ ના વૈશાખ સુદિ ૫ ના શુભ દિવસે, રાજનગર (અમદાબાદ) ના રાજપુરામાં, ઉત્સવપૂર્વક રામજીને દીક્ષા આપવામાં આવી અને રાજકીર્તિ નામ સ્થાપન કર્યું. શ્રીમાળી જ્ઞાતિની વૃદ્ધ શાખાવાળા શા. કાનજીએ (કે જેની સ્ત્રીનું નામ ગમતાદે અને પુત્રનું નામ પુંજો હતું) ઘણા આડંબર પૂર્વક દીક્ષા મહોત્સવ કર્યો.

સાધુના સંયમપૂર્વક રાજકીર્તિએ તેમના પૂજ્ય ગુરૂસાથે દેશ-વિદેશમાં વિહાર કર્યો. એમ કરતા વીશ વર્ષ પ્રસાર થયાં અને શ્રીભુવનકીર્તિસૂરિએ અમદાવાદમાં ચોમાસું કર્યું. આ સમયે શ્રીમાલી લઘુ શાખા (દશા) જ્ઞાતીય શાહ રતને પોતાની સ્ત્રી ગમતાદે સંઘાતે સૂરિજી પાસે આવી આચાર્યમહોત્સવ કરવાની ઉત્કંઠા દર્શાવી. તે વાતનો સ્વીકાર થતાં કંકોતરી મોકલાવી સાજન માજનને બોલાવ્યા, ને રત્નકીર્તિને સંવત્ ૧૭૦૭ ના વૈશાખ સુદિ ત્રીજને દિને આચાર્ય-પદ આપી ગુરૂએ પોતાના ગણધર-યુવરાજ સ્થાપ્યા. આ મહોત્સ-વમાં શાહ રતન સુત નાગજીએ પણ સારો ભાગ લીધો.

આ પછી ગુરૂની આજ્ઞાથી જ્યાં જ્યાં પોતાનો પરિવાર હતો તે તે ગામમાં રત્નકીર્તિસૂરિએ વિહાર કર્યો. ત્રણ વર્ષ થયાં એટલે ભુવનકીર્તિએ સ્વર્ગગમન કર્યું. ત્યાર પછી એક વર્ષે દધિગ્રામ-દધિપુર (હાલ જેને દભોઇ કહેવામાં આવે છે) ના શ્રીમાલી જ્ઞાતીય શાહ પ્રેમજી કે જેની સ્ત્રીનું નામ ફૂલબાઇ હતું, તેણે ગુરૂના પદ-મહોત્સવ કરવાનો લ્હાવો લેવાનું મન થતાં રત્નકીર્તિસૂરિને આમંત્રણ કર્યું. અને સૂરિ ગામમાં આવતા સંવત્ ૧૭૧૧ ના ચૈત્ર વદિ ત્રીજને દિને ઉત્સવપૂર્વક પદ પ્રતિષ્ઠા કરી. શાહ પ્રેમજીના પાંચ પુત્ર (દેવચંદ, અમીચંદ વગેરે) અને એક પુત્રીએ આનંદપૂર્વક આમાં ભાગ લીધો.

આવી રીતે ઘણા નગરો અને દેશોમાં ફર્યા. તે દરમ્યાન તેમને ચાર શિષ્ય થયા. છેવટે અંતસમય સમીપ આવ્યો જાણીને

૪

તેઓ દર્ભિપુર (ડભોઈ) મુકામે આવ્યા અને ત્યાંજ સંવત્ ૧૭૩૪ ના પોશ વદી બીજને દિને સૂરિએ કાલ કર્યો. આ રીતે ૫૫ વર્ષ ને ચાર માસ આયુષ્ય ભોગવી ચાર શિષ્ય નામે પંડિત રામવિજય, સુમતિવિજય, હેમવિજય અને ગંગવિજય મૂકી સૂરિએ સ્વર્ગગમન કર્યું. પાછળ તે ચારમાંના ગંગવિજયને રાજનગરના સંઘે પટ્ટધર સ્થાપ્યા અને નામ ગુણસાગરસૂરિ આપ્યું. શ્રીમાલી વૃદ્ધ શાખા (લા ?) ના સંઘે (ગલુ શાહ, કલ્યાણજી વગેરેએ) આ આચાર્યમહોત્સવ સારી રીતે ઉજવ્યો.

ઉક્ત ચાર શિષ્યમાંનાજ એક નામે સુમતિવિજયે આ રાસ સંવત્ ૧૭૪૯ ના આપાઢ શુદ ૭ બુધવારે એટલે કે સૂરિના સ્વર્ગવાસ પછી ૧૯ વર્ષે રચ્યો. આથી આ રાસની પ્રામાણિકતા અને વિશ્વસનીયતા સિદ્ધ થાય છે.

સદ્ગત વિદ્વાન્ શ્રાવક ચિમનલાલ ડાહ્યાભાઇ દલાલ, એમ. એ. દ્વારા, ખંભાતના જૈનભંડારમાંથી મળેલી ૭ પત્રાત્મક પ્રાચીન પ્રતિ ઉપરથી આ રાસ મુદ્રિત કરવામાં આવ્યો છે. મૂળ-પ્રતિ ઉપર સાલ વિગેરે લખેલાં નથી તો પણ તેની સ્થિતિ ઉપરથી અનુમાન કરી શકાય છે કે તે રાસ બન્યા પછી તુરતજ લખાયલી હોવી જોઇએ.



નામથી લઘુ પણ પ્રતિષ્ઠામાં મહાન્ એવી શ્રીદેવેંદ્રસૂરિની શિષ્યપરંપરાના (લઘુ તપાગચ્છના) ગચ્છનાયક આ વખતે—રત્નકીર્તિસૂરિના ગચ્છાધિપત્ય સમયમાં-વિજયપ્રભસૂરિ હતા. મહોપાધ્યાય વિનિતવિજય, મેઘવિજય, વિનયવિજય, યશોવિજય, માનવિજય આદિ પ્રખર વિદ્વાનો અને પ્રસિદ્ધ ગ્રંથકર્તાઓ એ આચાર્યના સૌભાગ્યને પોતાના વિનયભાવ-સૂરિ ઉપાસકત્વથી શોભાવી રહ્યા હતા.

લઘુતપાપક્ષની માફક વૃદ્ધતપાગચ્છ પણ પૂર્વે જે મહાન્ ખ્યાતિ પામ્યો હતો અને અનેક પ્રભાવક આચાર્યો તથા પ્રસિદ્ધ પંડિતો દ્વારા જે પ્રકાશમાન થયો હતો તે આ વખતે-પ્રસ્તુત આચાર્યના

અધિકારકાલમાં-દિનપ્રતિદિન ક્ષીણુ દશાને પામતો જતો હતો. આ કારણથી રત્નકીર્તિસૂરિનો સાધુસમુદાય બહુજ અલ્પ સંખ્યામાં હતો; એ આપણને, આ આચાર્યના માત્ર ૪ જ શિષ્યો થયેલાનો જે ઉલ્લેખ આ રાસમાં કરવામા આવ્યો છે તે ઉપરથી, સ્પષ્ટ જણાય છે. તેમાં વિદ્વાનો અને ગ્રંથકર્તાઓ તો નહિં જેવાજ થયેલા જણાય છે. મ્હારી શોધ-ખોળ દરમ્યાન, માત્ર એકજ કૃતિ એમના આચાર્ય કાલમાં થયેલી જોવા-જાણવામાં આવેલી છે. એ કૃતિ, તે 'ભગવતી -સૂત્ર' ઉપર સુંદર અને સરલ ગુજરાતીમાં ટબ્બા રૂપે છે. એના કર્તા રાજસુંદરોપાધ્યાયના શિષ્ય પદ્મસુંદર-ઉપાધ્યાય છે. એ 'ટબ્બા' ની પ્રશસ્તિ આ પ્રમાણે છે:—

प्रणम्य श्रीमहावीरं गौतमं गणनायकम् ।
श्रुतदेवीप्रसादेन मया हि स्तवकः कृतः ॥ १ ॥
श्रीपञ्चमाङ्गसूत्रस्य टीकां दृष्ट्वा सुबोधिनीम् ।
श्रीअभयदेवकृतां यथामत्यनुसारत. ॥ २ ॥

श्रीमद्बृहत्तपागच्छनायक सकलभट्टारकश्रेणिभूषण भट्टारक श्रीधनरत्नसूरीश्वर पट्टालंकार भ० श्रीअमररत्नसूरीश्वरपट्टोदद्योतकारी भ० श्रीदेवरत्नसूरीश्वरपट्टप्रभावक भ० जयरत्नसूरिपट्टपूर्वाचले सहस्रकिरणोपम भ० श्रीभुवनकीर्तिसूरि पट्टप्रभावक भ० श्रीविजयमानश्रेणिमुकुटायमानचतुर्दशविद्याविनोदरंजितानेकभूपालसूत्रकृतगात्रचारित्रपात्र भ० श्रीरत्नकीर्तिसूरिविजयराज्ये तद्गच्छे भ० श्रीदेवरत्नसूरिशिष्योपाध्यायश्रीराजसुन्दरगणिचरणकमलभ्रमरतुल्येनोपाध्यायेन श्रीपद्मसुन्दरगणिना स्वज्ञानावरणीकर्म्मक्षयार्थं श्रीभगवीसूत्रात्मकपञ्चमाङ्गस्य स्तबुक-विवरणं कृतं ।





# પંડિત વૃદ્ધિવિજયગણિ.

(રાસ ૨, પૃષ્ઠ ૧૪-૨૧.)

શ્રીવિજયસિંહસૂરિના સુપ્રસિદ્ધ શિષ્ય સત્યવિજય પંડિત થયા. તેમણે ગચ્છનાયકની અનુજ્ઞા લઇ ક્રિયોદ્ધાર કરી સંવિજ્ઞ માર્ગની શુભ સ્થાપના કરી. તેમના શિષ્ય કહો યા પ્રશિષ્ય કહો નામે પંડિત વૃદ્ધિવિજયગણિ કે જેઓ તે સમયમાં તપસીના ઉપનામથી સંવિજ્ઞ-સમુદાયમાં પ્રસિદ્ધિ પામ્યા હતા. તેમનું નિર્વાણ, તેમના શિષ્ય હંસવિજયની ઇચ્છાથી કવિ ગુણસાગરે રચ્યું છે. તેનો ટુંક સાર આ પ્રમાણે—

પ્રથમ કવિ સત્તર હજાર ગામવાળા ગુર્જરદેશનો મહિમા વર્ણવતાં શંખેશ્વર, પાટણ, પાલણપુર અને તારંગા આદિ પ્રસિદ્ધ તીર્થ સ્થળો જણાવી હાલના વડનગરા નાગરોનું ઉત્પત્તિસ્થાન નામે વડનગર (સંસ્કૃતમાં વૃદ્ધનગર) કે જેને પહેલાં આનંદપુર પણ કહેવામાં આવતું હતું, તેનું વર્ણન કરે છે.

છયલ છબીલા જન ઘણા રે, નિવસેં નાગર લોક;
આદિ જિણેસર દેહરૂં રે, પ્રણમેં પ્રેમેં થોક.*

*આ કડીનો ભાવાર્થ એવો છે કે—વડનગરમાં સુખી અને આનંદી એવા ઘણા નાગરો વસે છે કે જેઓ પ્રેમપૂર્વક આદિનાથ ભગવાનના મંદિરમાં (કે જે વડનગરમાં મુખ્ય મંદિર હોઇ તીર્થભૂત ગણાય છે) પ્રભુની પૂજા કરે છે. આથી એ સિદ્ધ થાય છે કે પ્રથમ નાગરો પણ ઘણાક જૈનધર્મ પાળનારા હતા. એ કથનને બીજા પણ અનેક શિલાલેખો-પ્રશસ્તિઓ વિગેરેથી ચોક્કસ પુષ્ટિ મળે છે.

આ વડનગર પાસે રાભલી નામે ગામ છે ત્યાં પ્રગટમલ્લ (એ પોરવાડ જ્ઞાતિનું, જેમ ઓસવાલોનું અરટકમલ્લ બિરૂદ છે તેમ, બિરૂદ છે) પોરવાડ આણંદશાહ નામે વ્યવહારી વસતો હતો. તેને ઉત્તમદે નામની સુલક્ષણી ગૃહિણી હતી. તેણીએ પોતાના પીયર વીસલનગરમાં એક પુત્ર પ્રસવ્યો હતો કે જેનું નામ ઓઘો પાડવામાં આવ્યું હતું. ક્રમથી જ્યારે તે આઠ વર્ષનો થયો ત્યારે તેને નિશાળે મુકવામાં આવ્યો કે જ્યાં તેણે થોડાજ સમયમાં ઉચિત એવું વ્યાવહારિક જ્ઞાન મેળવ્યું.

એક સમયે તપાગચ્છના પ્રસિદ્ધ સાધુ કવિ [1]સત્યવિજય ગણિ તે ગામમાં પધાર્યા. તેમનો ઉપદેશ સાંભળી કુમાર ઓઘાનું મન સંસાર ત્યાગી સંયમ લેવા તત્પર થયું. ગુરૂ મહારાજને તે વાત જણાવી અને દીક્ષા આપવાની માંગણી કરી. પ્રથમ તો મુનિવરે ચારિત્રની કઠિનતા દેખાડી અને પછી કહ્યું કે સ્વજન વિગેરેની અનુમતિ લઈ. સંયમ નિર્વહવાની પોતાની શક્તિનો પૂર્ણ વિચાર કરી પછી દીક્ષા લેવી જોઈએ. ઓઘાએ તે પ્રમાણે સ્વજનોને સમજાવી ઘણી મુશ્કેલીએ તેમની અનુમતિ મેળવી. ગુરૂ મહારાજની સાથે ગમન કર્યું અને ચાણસ્મા ગામમાં ભટેવા પાર્શ્વનાથની સન્મુખ, પુણ્યક્ષેત્ર પાટણના સંઘ સમક્ષ સંવત્ ૧૭૩૫ માં દીક્ષા લીધી. વૃદ્ધિવિજય નામ આપી ગુરૂએ પોતાના મુખ્ય શિષ્ય પંડિત [2]કર્પૂરવિજય ગણિને શિક્ષા ગ્રહણ કરાવા માટે સોંપ્યા. ક્રમથી શાસ્ત્રનું અધ્યયન કરવા માંડ્યું. કવિ કુશલવિજય પાસે પણ કેટલોક અભ્યાસ કર્યો. સૂત્રોના યોગોદ્વહન કર્યા પછી યોગ્ય જાણી ગુરૂમહારાજે ગચ્છનાયક પાસે પંડિત–પદ અપાવ્યું.

સત્યવિજયગણિ પોતાની વૃદ્ધાવસ્થામાં કેટલાક વર્ષ પાટણમાં સ્થિરવાસ રહ્યા ત્યારે તેમનું વૈયાવૃત્ય કરવા માટે વૃદ્ધિવિજય તેમની

---

૧–૨ આ બન્ને ગુરૂ–શિષ્યના ચરિત્ર માટે જુઓ "જૈનરાસમાળા–ભાગ ૧ લો."

સેવામાંજ રહ્યા. સંવત્ ૧૭૫૫* માં ગુરૂએ સ્વર્ગવાસ કર્યા બાદ વૃદ્ધિવિજયે જૂદા જૂદા ગામોમાં વિહાર કર્યો. પાટણમાં તેમજ બીજા પરિચિત ગામોમાં તેમનું ઘણું માન હતું. સં. ૧૭૬૯ માં વૃદ્ધિવિજય ગણિ પાટણમાં ચાતુર્માસ રહ્યા. કાર્તિક વદિ ૧૪ ના દિવસે ચોવિહાર ઉપવાસ કર્યો. બીજે દિવસે વ્યાખ્યાન આપી પોરશી વિગેરે ક્રિયાઓ કરી, પારણા માટે ગોચરી સંચર્યા. કર્મદશાના યોગે, રસ્તામાં ફેર આવતાં એક શ્રાવકના ગૃહમાં વિશ્રાંતિ માટે વિરાજમાન થયા. ભાવિ યોગે ત્યાંજ કાલધર્મ પ્રાપ્ત કર્યો. શ્રાવક લોકોએ બહુજ ખેદની સાથે અમાવાસ્યાના દિવસે તેમનો અગ્નિસંસ્કાર કર્યો. જ્યાં પ્રથમ સત્યવિજયગણિના ચરણો સ્થાપન કર્યા હતાં તેમની પાસેજ સંઘે એમનાં પણ પગલાં સ્થાપન કર્યાં.

આ નિર્વાણકાર અંતે જણાવે છે કે—

'ધર્મમિત્ર' સુખસાગર કવિ ઇણિપરિ ભણેં રે હંસવિજયને હેતિ;

આથી એ જણાય છે કે, સુખસાગર કવિ વૃદ્ધિવિજયના 'ધર્મમિત્ર' હતા અને તેમણે હંસવિજય કે જે વૃદ્ધિવિજયના શિષ્ય હતા તેમના માટે આ રચના કરી છે. આ ઉપરથી એ પણ સ્પષ્ટજ છે કે નિર્વાણ રચનાર અને નિર્વાણ પ્રાપ્ત કરનાર બન્ને સમકાલીન તથા કેટલીક વખતે સહચર પણ હતા.

---

* સંવત્ ૧૭૫૫ માં સત્યવિજયજીએ સ્વર્ગવાસ કર્યો એ વાત વિશેષ સત્ય જણાય છે, કારણ કે તેમનાં નિર્વાણનો રાસ રચનાર જિનહર્ષ કે જે તેમના સમકાલીનજ હતા અને પાટણમાંજ ઘણો વખત રહેતા હતા તેમણે તે રાસ સં. ૧૭૫૬ માં રચ્યો છે, તેથી તે પૂર્વેજ સ્વર્ગગમન થયું હોવું જોઇએ, એ સ્વતઃ સિદ્ધ છે. આથી કર્પૂરવિજય રાસ કે જે તેના કર્તા જિનવિજયજીએ ૧૭૭૯ માં રચ્યો છે તેમાં જે એમ જણાવેલું છે કે :—

સત્તાવંને પોસ માસ, શ્રીસત્યવિજય પંન્યાસ,
સ્વર્ગવાન લહે નવ પદ ધ્યાન પસાઉલેજી.

તે યોગ્ય લાગતું નથી. એમ જણાય છે કે પંચાવનને બદલે સત્તાવન એ

કર્પૂરવિજયનિર્વાણરાસમાં તો જણાવવામાં આવ્યું છે કે વૃદ્ધિવિજય કર્પૂરવિજયના શિષ્ય અને ક્ષમાવિજયના ગુરૂભ્રાતા હતા. જુઓ, ઉક્ત રાસની ૭ મી ઢાળની નીચે આપેલી ૪ થી કડી.

દેશ વિદેશે વિહરતાજી, દોય શિષ્ય થયા ખાસ;
પંન્યાસ શ્રીવૃદ્ધિવિજય ગણિજી, શ્રીક્ષમાવિજય પંન્યાસ.

ક્ષમાવિજયનિર્વાણ રાસમાં પણ (જુઓ, જૈનરાસમાલા, ભાગ ૧, પૃષ્ઠ ૧૨૭ ઉપર, 'ગુરૂસમાગમ' વાળા શિરોલેખ નીચે આવેલા દુહાઓમાંથી પ્રથમ અને બીજો દુહો.) એજ પ્રમાણે જણાવેલું છે. ત્યારે આ રાસકાર તેમને ખુદ સત્યવિજયપંન્યાસના શિષ્ય તરીકેજ ઓળખાવે છે. આથી એમ જણાય છે કે તેઓ નામથી તો કર્પૂરવિજયના જ શિષ્ય હશે પરંતુ સત્યવિજય વૃદ્ધગુરૂ હોવાથી તેમજ તેમની પાસેજ વધારે સમય રહેવાથી, સુખસાગરે તેમને સત્યવિજયના શિષ્ય તરીકે જણાવ્યા છે, અને એ પ્રમાણે આજે પણ વ્યવહાર થતો અનુભવાય છે. તેથી આમાં કાંઈ વિરોધ જેવું સમજવાનું નથી.

ક્ષમાવિજયગણિ કે જેઓ ઉપર જણાવ્યા પ્રમાણે વૃદ્ધિવિજયના ગુરૂભ્રાતા થતા હતા, તેમને દીક્ષાવ્રત પણ સંવત્ ૧૭૪૮ ના જેઠ સુદી ૧૩ ના દિવસે, આ વૃદ્ધિવિજયગણિએ જ આપ્યું હતું, એમ ક્ષમાવિજયના રાસ ઉપરથી જણાય છે. (જુઓ, જૈનરાસમાલા, પૃષ્ઠ ૧૨૮.)

    

આ રાસની બે પ્રતિઓ પ્રાપ્ત થઈ હતી જેમાં એક પ્રવર્તક-શ્રીકાંતિવિજયજી મહારાજના શાસ્ત્ર-સંગ્રહની હતી અને બીજી તેમના જ શિષ્ય મુનિવર શ્રીભક્તિવિજયજીના પુસ્તક-સમૂહની હતી. બન્ને જુની હતી. લખ્યાની સાલ લખાયલી ન હતી.

---

પ્રતિની અશુદ્ધતાને લઈને થયું હશે, યા તો સ્મૃતિભ્રંશને લઈને હોય. વાસ્તવિક રીતે સં. ૧૭૫૫ ના યા ૧૭૫૬ ના પોષ માસની શુદ ૧૨ શનિવારે સત્યવિજયજીનું નિર્વાણ થયું હોય એમ સ્પષ્ટ જણાય છે.

સરખાવો પ્રસ્તાવના પૃ૦ ૩૯ ની ફુટનોટ.
જૈન૦ ઐતિ૦ રાસમાળા, ભા. ૧ લો.



# વિબુધવિમલસૂરિ.

( ભાગ ૩, પૃષ્ઠ ૨૨-૩૬. )

સીતપુર નગરમાં ગોકલ મહેતા કરીને પોરવાડ જ્ઞાતિના શેઠ હતા. તેની રઇઆ નામે સ્ત્રીથી લખમીચંદ નામે પુત્ર થયો. તે એક વખતે પોતાના ગામમાં પધારેલા કીર્તિવિમલ મુનિનો ઉપદેશ સાંભળી સંસારથી વિરક્ત થયો. પોતાની બાલ્યાવસ્થા હોવા છતાં તીવ્ર વૈરાગ્યના બળે દીક્ષા લેવાનું મન કરી માતાપિતાની સંમતિ લઇ તેમજ પોતાના ચાર બાંધવ અને બહેનની અનુમતિ-આશીષ મેળવી કીર્તિવિમલ ગુરુ પાસે સંયમ લીધો. લખમીચંદ લખમીવિમલના નામે સાધુ થયા.

ગુરુની સાથે વિહાર કરી પાટણ આવતાં શાસ્ત્રાભ્યાસ કર્યો. પછી અમદાવાદ આવ્યા અને ત્યાં છ ગૃહસ્થોને પ્રતિબોધ આપી શિષ્યો કર્યા. ત્યાંથી ચોમાસું ઉતર્યે સંખેશ્વરની યાત્રા કરવા ગયા. ત્યાં જ્ઞાનવિમલસૂરિના પટ્ટધર સૌભાગ્યસૂરિના શિષ્ય સુમતિસાગરસૂરિનો મેળાપ થયો. તે સૂરિએ લખમીવિમલ મુનિને સર્વ પ્રકારે યોગ્ય જાણી સંવત ૧૭૧૮ (?૮૮) માં સૂરિપદ આપ્યું. અને વિબુધ-વિમલસૂરિ એવું નામ સ્થાપન કર્યું. કર્મસંયોગે બીજેજ દિવસે સુમતિસાગરસૂરિ કાલધર્મ પામ્યા. તે પછી વિબુધવિમલસૂરિ ત્યાંથી વિહાર કરી પાલણપુર ગયા અને તે ચોમાસું શ્રાવકોના ઘણા આગ્રહથી ત્યાંજ કર્યું.

પછી દેશાટન અને તીર્થયાત્રા કરવાનો વિચાર કરી ત્યાંથી વિહાર કરી પ્રથમ પાટણ આવ્યા. ત્યાંથી અમદાવાદ આવ્યા. ત્યાં ઘણાક

શ્રાવકોને વ્રત-નિયમ આપ્યાં. અને કેટલાંકોને દીક્ષા પણ અપી. પછી તારંગા, આબુ, નવાનગર, સિધ્ધાચલ, ગિરનાર, ઉદયપુર, ઉજ્જેણી એમ અનેક સ્થળોએ ફર્યાં-તીર્થ યાત્રા કરી. ત્યાંથી બુરહાનપુર ગયા. પછી ત્યાંથી સાદરે આવ્યા. ત્યાં ઓસવાલ જ્ઞાતિના સારાંભાઈના પુત્ર નામે મૂલચંદે દીક્ષા લીધી અને ભાણવિમલ એવું નામ આપવામાં આવ્યું. ચોમાસા પછી ત્યાંથી વિહાર કરી ફરતા ફરતા ગાંદલી ગામે આવ્યા. ત્યાં એક વરસ રહ્યા. પછી ત્યાંથી બાલાપુર ગયા અને ત્યાંથી અંતરીક્ષતીર્થની યાત્રા કરી આવી પાછા બાલાપુર આવ્યા. તે ચોમાસું ત્યાંજ કર્યું. ત્યાં ઔરંગાબાદથી મીઠીબાઈ નામની ભાવિક શ્રાવિકા વાંદવા અર્થે આવી. અને તેણીએ પોતાના ગામમાં આવવા ઘણો આગ્રહ કર્યો. તે સ્વીકાર કરી વિહાર કરતા કરતા ઔરંગાબાદ આવ્યા. ત્યાં એક ચોમાસું પુરું થયા પછી છ જણાએ ઘણી ધામધૂમથી દીક્ષા લીધી. પછી ત્યાંથી ઇલોરાની યાત્રા કરવા ગયા. યાત્રા કરી પાછા ઔરંગાબાદ આવ્યા અને ચોમાસું પણ ત્યાંજ રહ્યા. ઘણાક લોકોને ઉપદેશ આપ્યો. તેમાં કેટલાક નાગર વાણીયા જૈન ધર્મ સ્વીકારી શ્રાવક થયા.

પછી ત્યાંના શ્રાવકોના આગ્રહથી સંવત્ ૧૮૧૩ ના ફાગણ સુદી પંચમીના દિવસે મહિમાવિમલને સૂરિપદ આપ્યું. શ્રાવકોએ ઘણા ઉત્સાહથી સૂરિપદનો મહોત્સવ ઉજવ્યો. પછી વિબુધવિમલસૂરિ, મહિમાવિમલસૂરિને ઔરંગાબાદમાં મુકી પોતે જાલણે ગયા. ત્યાંથી પાછા ઔરંગાબાદ આવ્યા અને સંવત્ ૧૮૧૪ ના માગસર વદી ૩ ના દિવસે ત્યાંજ સ્વર્ગવાસ પામ્યા. ઔરંગાબાદના શ્રાવકોએ ઘણા આડંબરની સાથે તેમના શબનો અગ્નિસંસ્કાર કર્યો. અને મરણ નિમિત્ત અનેક પ્રકારનાં દાનધર્મ કર્યાં.

છેવટે, વિબુધવિમલસૂરિની પૂર્વ પરંપરા આપી છે. તે આ પ્રમાણે:-

હેમવિમલસૂરિ.
|
આણંદવિમલસૂરિ.
|
વિજયદાનસૂરિ.
|
વિજયહીરસૂરિ.
|
વિજયસેનસૂરિ.
|
વિજયદેવસૂરિ.
|
વિજયપ્રભસૂરિ.
|
જ્ઞાનવિમલસૂરિ.
|
સૌભાગ્યસાગરસૂરિ.
|
સુમતિસાગરસૂરિ.
|
વિબુધવિમલસૂરિ.

સંવત્ ૧૮૨૦ માં જ્યારે મહિમાવિમલસૂરિ બુરહાનપુરમાં આવ્યા હતા ત્યારે કોઈ વાન નામના શ્રાવકે—જે વિબુધવિમલસૂરિનો ભક્ત હતો તેણે આ રાસ બનાવ્યો છે.

રાસની માત્ર એકજ પ્રતિ પ્રાપ્ત થઈ હતી અને તે પ્રવર્તક શ્રીકાંતિવિજયજી મહારાજના શાસ્ત્ર-સંગ્રહમાંથી મળી આવી હતી. પ્રતિ જૂનીજ હતી પરંતુ લખ્યાની સાલ નહોતી.

---

આ વિબુધવિમલસૂરિ સારા વિદ્વાન્ હતા. એમણે ગ્રંથરચના પણ થોડી ઘણી કરેલી જણાય છે. સમ્યક્ત્વપરીક્ષા નામનો એક ગ્રંથ એમનો કરેલો અમારા જોવામાં આવ્યો છે. એ ગ્રંથ સંસ્કૃત પદ્યમાં છે અને તેના ઉપર ગુજરાતીમાં બાલાવબોધ નામનો ટબાર્થ પણ પોતેજ કરેલો છે. એ ગ્રંથની પ્રશસ્તિમાં એમણે પોતાની ગુરૂ-પરંપરા તથા આચાર્યપરંપરા વિગેરે આપી છે તે આ ઠેકાણે સંબંધ-વાળી હોવાથી તેમાંનો કેટલોક સાર, તેમનાજ શબ્દોમાં અહીં ઉધૃત કરવામાં આવે છે:—

“ એકસઠિમેં પાટે શ્રીવિજયપ્રભસૂરિ થયા. બાસઠિમેં પાટઇં શ્રીજ્ઞાનવિમલસૂરીશ્વર થયા. સાધુમાંહિ સંવેગની સંજ્ઞાવંત આચાર્ય થયા. તિહાં ઢૂંઢિયાનો મત વિશેષે પ્રવર્ત્યો તિહાં સંવેગી સાધુના શ્રીપૂજ્ય થયા. તેહ શ્રીજ્ઞાનવિમલસૂરીશ્વરનઇં પાટેં, ત્રેસઠિમેં પાટેં

શ્રીસૌભાગ્યસાગરસૂરિ થયા. તેહ સૂરિની સંપદા સહિત થયા. ચોસઠિમેં પાટેં શ્રીસુમતિસાગરસૂરિ થયા. તેહ મહાતપસ્વી શ્રીવર્ધમાન તપસ્યાના કરનાર્યો. એક ઘીની વિગઇ વિના પંચવિગઇના પચ્ચખાણના કરનાર્યા.

"પૂર્વે જે કહી તેહ, શ્રીઆનંદવિમલસૂરીશ્વર થકી ગુરૂની પરંપરા કહી તેહ આચાર્યપદની પરંપરા જાણવી. જે ગ્રંથ કર્તા વિબુધવિમલસૂરિ તેહના આચાર્યપદના દાતા શ્રીસુમતિસાગરસૂરીશ્વર થયા. દીક્ષા ગુરૂ તો પંડિત શ્રીકીર્તિવિમલગુરૂ પંન્યાસ પદ ધારી. તેહના ગુરૂ શ્રીઋદ્ધિવિમલ ગણી મહાપુરૂષ મહાતપસ્વી સંવેગી થયા. તે, સંવત્ ૧૭૧૦ વર્ષે ગુજરાત મધ્યે ધાણધાર મધ્યે શ્રીપાલણપુરને પાસેં ગોલાગ્રામ મધ્યે શ્રીમહાવીરસ્વામીની સાનિધ્યેં ક્રિયા ઉદ્ધાર કર્યો. તેહ કાલેં શ્રીયશોવિજય ઉપાધ્યાય કાશીમાંહિં ન્યાયશાસ્ત્ર ભણીને ઈહાં પધાર્યા છે. તેહ સંવેગપક્ષી બહુશ્રુત વિચરતા હતા તેહની સાહાય્યઇ શ્રીઋદ્ધિવિમલગણિ ક્રિયા પાલતા હવા. તેહના શિષ્ય કીર્તિવિમલગણિ થયા. તેહની કીર્તિ મોટી છે. અનેક ભવ્યજીવને પ્રતિબોધીને દીક્ષા દીધી છે. જેહના ગુણ ઘણા વિખ્યાત છે જગત્રય માંહિ. તે બહુશ્રુત ગુરૂ ગ્રંથકર્તાના ગુરૂ છે. તેહના જે શિષ્ય, તેહ ગ્રંથકર્તા શ્રીવિબુધવિમલસૂરિ જેહને શ્રીસુમતિસાગરસૂરીશ્વર સંવત્ ૧૭૯૮ વર્ષે વૈશાખ સુદિ ત્રીજેં સૂરિપદની સ્થાપના શ્રીશંખેશ્વરગ્રામ મધ્યે કરી.

"જે નોરંગાબાદ નગરને વિષે, તેહ પુરી કહેવી છે. જે નગરીને વિષે કરાવ્યા છે તીર્થંકરદેવના દેહર્યાં, જે શ્રદ્ધાના સમૂહ એહવા ઘણા શ્રાવક છે. જૈનના દેહર્યાં પ્રતિમા, પ્રતિષ્ઠા, દીક્ષા મહોત્સવના કરનાર્યા, દ્રવ્યસ્તવરૂપઇં કરીને સમ્યકત્વ નિર્મલ કરતા થકા એહવા શ્રાવક ઘણા છે. તેહ શ્રાદ્ધવર્ગ સહિત એહવી પુરી તેહને વિષે: શ્રીશાંતિનાથ ભગવંતના દેહરામધ્યે સંવત્ ૧૮૧૩ ના વર્ષે ફાગુણ સુદી૦ પંચમીને દિનેં સા કર્પૂરચંદ મોતીચંદ તથા સા દેવચંદ

લાલજી પ્રમુખ સંઘે ઘણો મહોચ્છવ કરીને આચાર્યપદની સ્થાપના કરી તેહ શ્રીમહિમાવિમલસૂરિ ઇતિ નામઇં કરીને પ્રસિદ્ધ છે જેહ એહ ગ્રંથકર્તા છે તેહના શિષ્ય તથા પં० શ્રીક્ષાંતિવિમલ પ્રમુખ અનેક શિષ્યઇં શુભ પરિવારઇ પરવર્યા એહવા ગ્રંથકર્તા સમ્યક્ત્વ-પરીક્ષા ગ્રંથ કરતા હવા.

"શ્રીશાલિવાહનઇ રાજાઇ પ્રવર્તાવ્યો જે શાકે સંવત્સર ૧૬૭૯ ના વર્ષે, સંવત્ ૧૮૧૩ વીરવિક્રમાદિત્ય સંવચ્છરને વિષે એહ ગ્રંથ સંપૂર્ણ થયો.

"સુદી તેરશને દિવસે સાધુ ભાનુવિમલના આગ્રહ થકી એહ ગ્રંથ કર્યો. સંવત્ ૧૮૧૪ ના વર્ષે ફાગુણવદિ ૭ વાર બૃહસ્પતદિને લિખિત. શ્રીનારંગાબાદ મધ્યે."





# વિજયરત્નસૂરિ.

રાસ ૪, પૃષ્ઠ ૩૭-૪૪.

આ ચરિત્ર નાયક, તપગચ્છની પટ્ટાવલિમાં થયેલ વિજયપ્રભસૂરિના પટ્ટધર છે. તેમનું સંક્ષિપ્ત ચરિત્ર આ રાસમાંથી નીચે પ્રમાણે મળી આવે છેઃ-

ગુર્જરદેશમાં પાલણપુર શહેર જૈનોની સારી વસ્તીવાળું હતું અને હાલ પણ ગણાય છે. તેને તેથી કવિ 'જૈનકાંતિપુર' એ બિરૂદ આપે છે. ત્યાં વસતા હીરાશાહને પોતાની પત્નિ હીરાદેથી ન્યાનજી અને વીરજી એ નામના બે પુત્રો થયા અને ત્યાર પછી શુભસ્વપ્નસૂચિત એક ત્રીજો પુત્ર થયો અને તેનું નામ જેઠો પાડયું. જેઠો પાંચ વર્ષનો થયો એવામાં તેના પિતા હીરાશાહ સ્વર્ગસ્થ થયા. આથી માતાને સંસારપર વૈરાગ્ય થતાં તીર્થયાત્રા કરવાની ઇચ્છા થઇ. સિદ્ધાચલ, રૈવતગિરિ (ગિરનાર) ની યાત્રા કરી, અને તે વખતે જૂનાગઢમાં વિજયપ્રભસૂરિ વિરાજતા હતા, તેમને સપરિવાર હીરાદેએ વંદના કરી, અને તદુપરાંત તેણીના પુત્રોએ સૂરિજીની નવઅંગે પૂજા કરી.

"નવઅંગે પૂજા રે કરે ગુરૂરાયનીરે, સુત સુંદર સુકમાલ".

આ પુત્રોમાંના કનિષ્ઠ પુત્ર જેઠાને જોતાં સૂરિના દિલમાં તે વસી ગયો. માતાને સ્વપ્નમાં શાસનદેવીએ આવી સૂરિજીને બધા પુત્ર આપવાની અને તેમની સાથે તેણીને પણ દીક્ષા લેવાની આજ્ઞા કરી, ને સાથે જણાવ્યું કે તેમાં જેઠો શાસનદીપક થશે. આથી માતાએ બધા પુત્રો સૂરિજીને આપ્યા અને પોતે પણ દીક્ષા લીધી. સૂરિજીએ ત્રણેને દીક્ષા આપી જ્ઞાનવિજય, વિમલવિજય અને જિતવિજય એ નામ આપ્યાં.

આમાં જિતવિજયની સ્મરણશક્તિ ઘણી તીવ્ર હતી. એક દિવસમાં ચાર ઘડી દિન પાછલો રહે ત્યાં ત્રણસો સાઠ ગાથા ભણી જતા. ષટ્દર્શનનો અભ્યાસ આદર્યો, અને તેમાં પારંગતતા મેળવી. આથી વિજયપ્રભસૂરિએ પ્રસન્ન થઇ જિતવિજયને નાગોરશહેરમાં સૂરિપદ આપી વિજયરત્નસૂરિ, એ નામ અર્પ્યું અને પોતાના યુવરાજ બનાવ્યા. સંવત્ ૧૭૩૨. આ સૂરિમહોત્સવ મેઘા પુત્ર મોહનદાસે બારહજાર રૂપીઆ ખર્ચી કર્યો.

વિજયરત્નસૂરિ માલવા, મેવાડ, મરૂધર (મારવાડ), ગુજરાત, વાગડ અને ગોડવાડમાં વિચર્યા. મતરસેં ગામવાળા વાગડદેશના રાવલ ખુમાણસિંહની સભામા વાદીઓને જીત્યા અને અષ્ટાભિધાન (અવધાન !) સાધી રાજાને પ્રસન્ન કર્યો. તેની રાણીએ મોતીનો સાથીઓ સૂરિના માનમાં પૂર્યો. રાજનગરમાં (અમદાવાદમાં) આજમશાહ સુબો સૂરિને બહુ માન આપતો. એક સંન્યાસી એક બાળકને લઇ ગયો હતો તેથી આજમશાહે એવું ફરમાન કાઢયું કે કોઇ ફકીર કે સંન્યાસીએ નગરમાં રહેવું નહિ. સૂરિએ સુબાને સમજાવી તે ફરમાન પાછું ખેંચાવ્યું હતું અને આવી રીતે બધા મતવાળા સાધુઓ ઉપર આવેલું સંકટ દૂર કરાવ્યું. અહીં પોતાના સગાભાઇ ને સાથે ગુરૂભાઇ એવા વિમલવિજયને ઉપાધ્યાય પદ આપ્યું. ગુરૂએ ગુજરાતમાં ચાદ ચોમાસાં કર્યાં અને પછી ઉદયપુર આવ્યા.

ઉદયપુરમાં મેવાડ દેશનો હિંદુ છત્રપતિ નરેશ ('ચિત્રોટા રાણા') [1] રાજ્ય કરતો હતો તેને પ્રતિબોધ આપી–જૈનધર્મમાં શ્રદ્ધા ઉત્પન્ન કરાવી. ઘણા પંડિતોને વાદમાં જીતી જૈનધર્મનો મહિમા

૧ મેવાડ–ઉદયપુરમાં પ્રસિદ્ધવીર રાજસિંહ રાણાના પુત્ર જયસિંહે સં. ૧૭૩૭ થી સં. ૧૭૫૬ સુધી રાજ્ય કર્યું. અને ત્યાર પછી તેના પુત્ર અમરસિંહરાણા ગાદીએ બેઠા. અને ત્યાર પછી તેમના પુત્ર સંગ્રામસિંહરાણા બેઠા કે જે અઢાર વર્ષ સુધી રાજ્ય કરીને સં. ૧૭૯૦ માં સ્વર્ગસ્થ થયા. તે રાણા હમણાં વિદ્યમાન હતા. તેઓ ચારિત્રશાળી, પ્રતાપી અને લોકપ્રિય હતા.

વધાર્યો. આથી રાણો ખુશી થયો અને ગુરૂના ઉપદેશથી હુમ્માલો કર બંધ કર્યો, સરોવરમાં માછલાં મારેની જાળો નાંખવાની તથા ચકલીઓ મારવાની અટકાયત કરી, ગર્ભવિદારણ તથા મનુષ્યવધના પાપોનું આલોચન લીધું. મરૂધર (મારવાડ) દેશની રાજધાની જોધપુરમાં રાજા [1] અજીતસિંહ હતો–ત્યાં ચોમાસું કર્યું. મેડતાનો અપાસરો હતો તેપર મુસલમાનોએ મસીદ બનાવી હતી, તે ગુરૂના વચને બદલાવી ફરીવાર તેનો અપાસરો બનાવ્યો. ત્યાં સંગ્રામસિંહ રાણાએ પોતાના મહેલમાં સંઘસહિત શ્રીમહાવીર પ્રભુના જન્મ સંબંધીનું વ્યાખ્યાન ગુરૂના મુખથી સાંભળ્યું. આ રીતે શાસનશોભા વધારી અને બધાં તીર્થની યાત્રા કરી.

પછી ઉદયપુરમાં પ્રથમ ચાર ચોમાસાં કર્યાં હતાં અને સંઘપ્રત્યે ગુરૂની ધર્મપ્રીતિ હતી, તેથી પુનઃ ત્યાં પધાર્યા. અહીં પોતાનું મરણ નજીક જાણી પોતાની પાટે* વિજયક્ષમાસૂરિને આચાર્યપદ આપી સ્થાપ્યા. સંવત્ ૧૭૭૩ ભાદ્રપદ શુદ ૮ પછી પોતે અનશન કરી ભાદ્રવાવદિ બીજે પદ્માસને ધ્યાન ધરતાં સ્વર્ગવાસ કર્યો. શ્રાવકોએ સાતસેં રૂપીઆ એકઠા કરી રૂડી માંડવી બનાવી અગ્નિસંસ્કાર કર્યો. આ રાત્રીએ વિમલવિજયઉપાધ્યાયને સ્વપ્ન આવ્યું કે દેવવિમાનમાં ગુરૂ સ્વર્ગે સીધાવ્યા.

---

૧ અજીતસિંહ રાઠોડવંશી પ્રતાપી વીર રાજા હતો. તેનું, મોટા કુંવર અભયસિંહની પ્રેરણાથી નાગોરમા તેના નાના કુંવર વખ્તસિંહે રાજ્યલોભથી ખૂન કર્યું હતું. ઇ. સ ૧૭૨૫. પછી અભયસિંહ ગાદીપર આવ્યો.

* જન્મ મારવાડ દેશના પાલીનગરમાં ઓસવાલ શાહ ચતુરજીને ત્યા. સૂરિ થયા પછી અન્યાન્યદેશમાં વિચરી સોરઠના દીવબંદરમા આવ્યા ને ત્યા સં. ૧૭૮૫ માં દેવલોક ગયા. આ વર્ષમાં તેમના પટધર વિજયદયાસૂરિનો દીવબંદરમાંજ આચાર્યોત્સવ થયો. ત્યાર પછી તેઓ સુરત ગયા. ત્યા બાદશાહના સુબા નવાબ વગેરે અનેક તેમના ભક્ત થયા. ત્યાંથી વિહાર કરી સોરઠ દેશમા આવ્યા ને ધોરાજી ગામમા સં. ૧૮૦૯ મા સ્વર્ગવાસ કર્યો.

આ પછી ઉદયપુરના સંઘે વીસ હજાર રૂપીઆ ખર્ચી વિજયક્ષમાસૂરિનો આચાર્યપદોત્સવ ઉજવ્યો. આ સમયે વિમલવિજયના શિષ્ય વાચક શુભવિજય સારા વિદ્વાન ગણાતા હતા અને પોતાના ઉપદેશથી બહિર્ લોકોને પ્રતિબોધ આપતા હતા.

રાસકાર ચરિત્રનાયકના શિષ્યજ છે. તેમનું નામ રામવિજય હતું. રચનાની સાલ આપી નથી, પરંતુ સૂરિજીના સ્વર્ગગમન પછી તુરતજ રચના થઈ હોય એવું લાગે છે.

અન્ય સ્થલેથી મળતી હકીકત અહીં મુકવામાં આવે છે:— સૂરિજીના પિતા ઓસવાલ જાતિના હતા. સંવત્ ૧૭૭૦ નું ચોમાસું જોધપુરમાં ત્યાંના રાજાના ખાસ આગ્રહથી કર્યું હતું. નગર પ્રવેશ કરતી વખતે રાજા અજીતસિંહ પોતાની બધી સેના સાથે સૂરિજીની સામે ગયા હતા અને સૂરિજીને દૂરથી દેખીનેજ પોતાનાં રાજ્યચિહ્નો છોડી રાજાએ સવિનય નમસ્કાર કર્યો હતો. રાજા સૂરિજીના તપસ્તેજથી અત્યંત પ્રસન્ન થયો હતો. સુવર્ણ અને રૂપાનાં ફુલોથી રાજાએ સૂરિજીની પૂજા કરી હતી. ઘણા આરંભરથી તેણે સૂરિજીનો નગરપ્રવેશ કરાવ્યો હતો અને યાચકોને પણ ખૂબ દાન આપ્યું હતું. તેણે અંતઃપુરની રાણીઓના હાથે મોતીઓના સાથીઆ વગેરે કરાવી ગુરૂજીની પૂજા કરાવી હતી ત્યાર પછી રાજસભામાં રાજાએ સૂરિ સાથે ધર્મવાર્તા કરી હતી. પછી સૂરિજી મેવાડમાં ગયા ત્યાં અમરસિંહનામના રાજા રાજ્ય કરતા હતા. તેની પાસે ચકલી, વનના જીવો, ગૌ, પશુ આદિનો વધ પર્યુષણપર્વમાં કોઈ ન કરે એ સંબંધીનો ફરમાનપત્ર લખાવી લીધો હતો.

આ સમયમાં ભોજસાગરગણિનામના લક્ષ્મીસાગરથી ઉતરી આવેલા ઉત્તમ વિદ્વાન સાધુ વિદ્યમાન હતા. તેમણે રચેલ દ્રવ્યાનુયોગતર્કણા (પ્રસિદ્ધ થયો છે) તથા બીજો ગ્રંથ રમલશાસ્ત્ર ( સંવત્ ૧૭૯૮ સુરતમાં ) રચેલ છે. તેમણે વિજયરત્નસૂરિજીની સ્તુતિ રચી છે તે અહિં આપવામાં આવે છે:—

આયો આજ ગચ્છરાજ વડસાજ જોધાણપુર,
આપ મહારાજ કીધો સા(સ)મેલો,
ઘર ઘર સાર શુભકાર વધામણા,
લોકનો થોક હૂઓ સમેલો–આ. ૧
સીસ સિંદ્દૂર મદપૂર રણતૂર રવ,
ઘટા ઘણઘાટ ગજઘાટ ઝૂલઇ,
અતિહુ ઉત્તંગ હેમંગ જિમ હાલતા,
દેખિ અભિમાન ઐરાવ ભૂલઇ–આ. ૨
નીલડા પીલડા કાછિ કંબોજડા,
આરબી ખૂબ ઓપેઇ એરાકી,
અબલ ખુરસાણ ઘમસાણ કીધઇ ઘણા,
તેજિયાં પવન જિમ ગમતાકી–આ. ૩
સાબલાં હાથ્ર સસનાથ ફોજાં દૃણં,
ખાસ નીસાણ ઝંડા સુહાવૈ,
ભલભલા યોધ આગૈ વધઇ આખતા,
કુરંગા ઉમંગા પવંગા નચાવઇ–આ. ૪
મુખમલી ઝૂલ મખતૂલ રથ જોતર્યા,
વૃષભ વડજાતમય મત્ત સોહા,
પરૂમિયાં અંગ ઈક અંગ જિમ આરિસા,
સારિસા ધવલ ચાલૈં છછોહા–આ. ૫
અબલ સુખપાલ બહુમાલ હુંતાવણી,
કનકકરિ કુંભ જિમ કુંભસીસૈં,
મોતીયાં જાલિયાં પાટ ઝબાલિયાં,
જડિત અસમાન સુમયાન દીસૈ–આ. ૬
પંક અણપાર અસવાર આગૈ હુઆ,
દોડતા ઉચ્ચરૈ એમ વાંણી,
સુગુરૂ દરિસણ કિયો પ્રસન હૂઆ હિયો,
આજ શુભકાજ જમવાર જાંણી–આ. ૭
એમ અણથાહ ઉચ્છ‌હ વડ ચાહસૈં,
વાજતી નોબતાં જૈન ઘાઇ,
ભનત બિરૂદાવલી ભટ્ટ ચારણવલી,

ધવલ મંગલ વધાઇ વધાઉં—આ. ૮
સિતરેં માસ અસાઢ સુદિ તીજ દિન,
નગર જોધાંણુ પરવેસ કીધો,
સકલ હિંદુવાણ દીવાણવિચ સામઠો,
શ્રીમહારાજ ભલ સુજસ લીધો—આ. ૯
વેદ વેદાંત સિદ્ધાંત મુખપાઠ સબ,
શ્રીમુખેં સુગુરૂ ઉપદેશ દેવૈં,
દુનિય જન રંજિયા કુમતિ ભટ ગંજિયા,
ભંજિયા ખંડ પાખંડ હેવેં—આ. ૧૦
નિરખી હિત નેણ સુણિ વેંણ બહુ રંજિઓ,
શ્રીમહારાજા અવરજીત મારૂ,
અહો અહો એહ પટધાર અવતાર જિમ,
અવતર્યો એ એ કલિકાલ મારૂ—આ. ૧૧
આજ સુવિહાણ ભલભાણ નભ ઉગિઓ,
ધન્ય એ યામ શુભ ધામ દાખેં,
ધન્યકૃત પુણ્ય હું દરિસ તાહરો કિયો,
એમ મહારાજ અજિતેશ ભાખેં—આ. ૧૨
યુગલ સશિસૂર ઈક નૂર જા લગિ તપે,
તાં લગેં શ્રીવિજયરત્ન રાજા,
તેજ પ્રતપો સદા ભોજ ગાવેં મુદા,
સબલ બલ સીહ જિમ દીહ સાજા—આ. ૧૩

આ રાજસ્થાની યા રાજસ્થાની મિશ્ર ગુજરાતી ભાષાનો કંઈ ખ્યાલ આપે, એમ લાગે છે. આ ભોજસાગરગણિ વિજયરત્નસૂરિના વિજયક્ષમાસૂરિ અને તેના વિજયદયાસૂરિની પાટ પરંપરા સુધી વિદ્યમાન હતા.

આ રાસની પણ એકજ પ્રતિ મળી શકી હતી અને તે વડોદરા સંઘના જ્ઞાનભંડારની હતી. પ્રતિ ઉપર લખ્યાની સાલ નહોતી પરંતુ તેની આકૃતિ ઉપરથી તે જૂનીજ જણાતી હતી.

---



# રાજસાગરસૂરિ.

( રાસ ૫, પૃ. ૪૫-૬૭ )

ગુર્જરદેશમાં સિંહપુર નામના ગામમાં ઓસવાલજ્ઞાતિના દેવીદાસ શાહને તેમની ધર્મપત્ની કોડાંથી બે પુત્ર થયા. પાછળથી કોડાંને સંસાર ઉપરથી વિરક્તિ થઇ અને પોતાના બન્ને પુત્રો સાથે લબ્ધિસાગર ગુરૂ પાસે દીક્ષા લીધી. ગુરૂએ બન્ને ભાઇઓનાં ક્રમથી મુક્તિસાગર અને નેમિસાગર એવાં નામ આપ્યાં. બન્ને ભાઇઓ શાસ્ત્રાભ્યાસ કરી યોગ્ય થયા ત્યારે ગુરૂએ મુક્તિસાગરને ‘ પંડિત ’ પદ અને નેમિસાગરને ‘ પાઠક ’ ( ઉપાધ્યાય ) પદ સમર્પણ કર્યું. સંવત્ ૧૬૭૩ માં માંડવગઢમાં બાદશાહ આગળ નેમિસાગર ઉપાધ્યાયે પોતાના પ્રતિસ્પર્ધિઓ સાથે વાદ કર્યો અને વિજય મેળવ્યો, પરંતુ કર્મ પ્રભાવે ત્યાંજ થોડા દિવસમાં કાલ કરી સ્વર્ગવાસી થયા. ×

બીજા ભાઇ મુક્તિસાગરની દિવસે દિવસે પ્રગતિ થતી ગઇ અને તેમની ખ્યાતિ વધતી ગઇ. સંવત્ ૧૬૭૯ માં ગચ્છનાયકની ખાસ ઇચ્છા અને આજ્ઞાથી તેઓ મારવાડમાં ગયા અને નડુલાઇ ( નાડલાઇ ) માં ચોમાસું કર્યું. તેમના ઉપદેશથી ચોમાસામાં ત્યાંના શ્રાવકવર્ગે ઘણાં ઘણાં ધર્મકૃત્યો કર્યાં અને જૈનધર્મનો મહિમા વધાર્યો. એવામાં તપગચ્છપતિ વિજયદેવસૂરિએ અમદાવાદથી ત્યાંના પ્રસિદ્ધ શેઠ શાંતિદાસની પ્રેરણાથી શાહ અમર સાથે ઉપાધ્યાયપદ સમર્પણ કરવા સારૂં વાસક્ષેપ મોકલ્યો. પછી નાડલાઇના સંઘે ઘણા ઠાઠમાઠથી આદિનાથના મંદિરમાં નેમિસાગરને ‘ મહોપાધ્યાય ’ નું પદ

---

× આ નેમિસાગર માટે વિશેષ જુઓ, ઐતિહાસિક રાસમાળા ભાગ ૧, માનો ‘ નેમિસાગરનિર્વાણરાસ ’ પૃષ્ઠ ૨૪૪ થી ૨૫૬.

સમર્પણ કરી આડંબર સાથે વંદન કર્યું. એ પદવીદાનના માનખાતર સંઘે ઘણા મહોત્સવો વિગેરે કર્યા. ચોમાસું ઉતર્યા પછી ઉપાધ્યાયજી ત્યાંથી વિહાર કરી ફરતા ફરતા ભિન્નમાલ ગયા અને તે ચોમાસું ત્યાં રહ્યા. ત્યાંથી ચોમાસું ઉતરે વિહાર કર્યો અને રાધનપુર, શંખેશ્વર અને વીરમગામ આદિ ગામોમાં થઈ અમદાવાદ આવ્યા. અમદાવાદના આગેવાન શેઠ શાંતિદાસ વિગેરે ઘણા આડંબરપૂર્વક તેમની સન્મુખ ગયા અને નગર પ્રવેશ કરાવ્યો.

અમદાવાદમાં તે વખતે વિજયદેવસૂરિ વિરાજમાન હતા. શાંતિદાસ શેઠે તેમને મુક્તિસાગરને આચાર્યપદ આપવા વિનંતિ કરી. પરંતુ સૂરિજીના મહુવરોએ ખોટો પ્રપંચ રચવા માંડ્યો, ત્યારે શેઠે મુક્તિસાગરને ત્યાંથી સાહુ મૂલાના ઉપાશ્રયમાં લઈ ગયા. આ પ્રસંગે ઘણા બનાવો બન્યા હતા પરંતુ તે રાસકાર આપતા નથી અને છેવટે શી રીતે આચાર્ય પદ મળ્યું તેનીજ વાત કરે છે.

મુક્તિસાગરવાચક મૂલાસાહુના ઉપાશ્રયમાં આવ્યા પછી વિજયદેવસૂરિએ તેમને સૂરિપદ આપવાની હા ભણી અને તે પ્રમાણે સંવત ૧૬૮૬ ના જેઠ માસમાં મહાવીરસ્વામીના મંદિરમાં મુક્તિસાગરને વિજયદેવસૂરિના હાથે આચાર્યપદ આપવામાં આવ્યું અને 'રાજસાગરસૂરિ' એવું નામ સ્થાપન કર્યું. સાહુ વર્ધમાનના પુત્ર વસ્તુપાલે એ સૂરિપદના મહોત્સવ ઘણું દ્રવ્ય ખર્ચી ઉજવ્યો હતો.

રાજસાગરસૂરિની સાથે સાધુ-સમુદાય ઘણા મોટા પ્રમાણમાં હતા અને તેમાં ઘણા સારા વિદ્વાનો હતા. એ સાધુ-સમુદાયમાંથી કેટલાકનાં નામો રાસકાર આ પ્રમાણે આપે છેઃ—

| | | |
|---|---|---|
| ૧ વિવેકહર્ષ, | ૨ ગુનસાગર, | ૩ ગુણસાગર, |
| ૪ દર્શનસાગર, | ૫ મેઘસાગર, | ૬ કીર્તિસાગર, |
| ૭ શ્રીસૌભાગ્ય, | ૮ સત્યસૌભાગ્ય, | ૯ માણિક્યસાગર, |
| ૧૦ કૃપાસાગર, | ૧૧ કુશલસાગર, વિગેરે વિગેરે. | |

આ પછી રાસલેખક, શાંતિદાસ શેઠની પ્રશંસા લખે છે અને જણાવે છે કે–શેઠને દિલ્લીપતિએ ખુશી થઇને શિરપાવ આપ્યો હતો. હાથી, ઘોડા બક્ષીસ આપ્યા હતા. જહાંગીરબાદશાહે તેનો ઘણો સત્કાર કર્યો હતો. લાખો રૂપીઆ ખર્ચી ચિંતામણિપાર્શ્વનાથનું તેણે મંદિર બંધાવ્યું હતું. તેણે પોતાની લક્ષ્મીવડે જૈન અને બીજી દીનપ્રજાનો ઉદ્ધાર કર્યો હતો. અનેક મ્હોટા ઉમરાવો તેને માન આપતા હતા. અમદાવાદ, બુર્હાનપુર, વીજાપુર, દીલ્લી, આગરા અને સિંધ વિગેરેના રાજ્યદરબારોમાં તેની ઘણી ખ્યાતિ ફેલાયલી હતી. એવો એ શાંતિદાસ શેઠ રાજસાગરસૂરિનો પરમ ભક્ત હતો. ‡

સંવત ૧૬૯૮ ના પોષ શુક્લ પૂર્ણિમા, ગુરૂવાર અને પુષ્યનક્ષત્રના યોગમાં, વૃદ્ધિસાગરને, રાજસાગરસૂરિએ સૂરિપદ આપી પોતાના પટધર બનાવ્યા. શ્રીપાલ સાહુના પુત્ર સાહુ વાઘજીએ આ પ્રસંગે વિપુલ ધન ખર્ચી સૂરિપદનો મહોત્સવ ઉજવ્યો.

રાજસાગરસૂરિએ પોતાની હયાતીમાં ઘણાં ઘણાં ધર્મકૃત્યો કર્યાં કરાવ્યાં. જેવાં કે–બિંબ પ્રવેશ, પ્રતિષ્ઠા, યાત્રા, પંડિત અને વાચક પદીદાન, ઉપધાન, માલારોપણ વિગેરે વિગેરે. તેમણે શત્રુંજય, ગિરનાર, આબુ, રાણકપુર, વરકાણા, શંખેશ્વર, અંતરીક્ષ આદિ તીર્થ સ્થળોની સંઘો સાથે યાત્રાઓ કરી હતી. ધર્મસાગર ઉપાધ્યાયે જે વિચારો પ્રકટ કર્યા હતા તેમનું સ્થાપન કરી પ્રતિપક્ષિઓનો મદ ઉતાર્યો હતો અને પોતાના ગુરૂ લબ્ધિસાગરની કીર્તિ જગત્‌માં વધારી હતી. આવી રીતે પોતાનું જીવન નિર્વહતા સંવત્ ૧૭૨૧ માં તેઓ અમદાવાદના રાજપુર નામના પુરામાં ચોમાસું રહ્યા. તે વખતે વૃદ્ધિસાગરસૂરિ, રત્નસાગરઉપાધ્યાય, પંડિત સૂરસાગર, હીરસાગર, માનસાગર, સુંદરસાગર વિગેરે તેમની સેવામાં જ હતા.

ત્યાર પછી રાસકારે, રાજપુરના શ્રાવકોનાં નામો આપ્યાં છે, જેઓ

‡ શાંતિદાસ શેઠના સંબંધમા વિશેષ જાણવા માટે જુઓ, જૈન ઐતિહાસિક રાસમાળા, ભા. ૧.

હમેશાં સૂરિજીની સેવામાં હાજર રહેતા હતા. સાતમી ઢાલમાં અમદાવાદનું કાંઇક અલંકારિક વર્ણન આપ્યું છે. પછી જણાવ્યું છે કે— શાંતિદાસશેઠ, વર્ધમાનસાહ અને વાઘજીસાહના પુત્રો વિગેરે શહેરના શ્રાવકોએ મળીને વિચાર કર્યો કે સૂરિજી ત્યા પુરામાં રહેલા છે પરંતુ ચોમાસામાં કીચડના લીધે આપણાથી હમેશાં ત્યાં શીરીતે જઇ શકાશે અને સૂરિજીની ભક્તિ કેમ થઇ શકશે માટે તેમને શહેરમાં લાવવા જોઇએ. એ વિચાર કરી બધા સૂરિજી પાસે ગયા અને ત્યાંથી તેમને મૂલાસાહના ઉપાશ્રયમાં પધરાવ્યા. દિવસ અને રાત ભક્તજનો તેમની સેવામાં હાજરને હાજર રહેતા હતા. ગાયકજનો નિરંતર તેમના ગુણગાન કરતા હતા. શ્રાવિકાઓ ગહુંલીઓ ગાતી હતી અને ઘર ઘર રાત્રિ જાગરણ થતાં હતાં.

આઠમી ઢાળમાં અમદાવાદના આગેવાન અને શ્રીમાન શ્રાવકોની નામાવલી આપી છે. તેમાં શાંતિદાસશેઠના પુત્ર રતનસાહ, લખમીચંદ, માણેકચંદ અને હેમજીસાહ લક્ષ ખેંચે છે. તેમણે સં. ૧૭૧૭ માં પડેલા દુકાળ વખતે જગડુસાહની પેઠે લોકોના સંકટનું નિવારણ કર્યું હતું. તેમનું પણ રાજાઓ અને ઉમરાવો વિગેરેમાં ઘણું માન હતું. બાદશાહ પણ તેમનો સારો સત્કાર કરતો હતો, વિગેરે. પછી બીજા ઘણા શ્રાવકોનાં નામો આપી છેવટે જણાવે છે કે, શહેરના અને પ્રેમાપુર, રાજપુરા, નવાપુરા, અસાવલી, ઇદિલપુરા, શેખપુરા, ઉસમાપુરા, મીરાંપુરા, નિજામપુરા, અહિમ્મદપુરા, સકંદરપુરા, બીબીપુરા, કાલુપુરા ઇત્યાદિ સઘળા પુરાઓનો શ્રાવકવર્ગ સૂરિજીની સેવામાં એકઠો થયો તે વખતે સૂરિએ છેલ્લો ઉપદેશ દીધો અને જણાવ્યું કે :—

સંવત્ ૧૭૧૫ માં અમારા પરમભક્ત અને પ્રાણ જેવા પ્રિય શાંતિદાસ સ્વર્ગે ગયા. અમારે પણ પોતાના એ સ્વધર્મિને મળવા માટે જવાનો અવસર આવી ચુક્યો છે તેથી અમે પણ હવે પ્રયાણ કરીશું. ત્હમે સઘળાઓ જે પ્રમાણે ધર્મારાધન કરો છો તે

પ્રમાણે કરજો' અને અમારો આ છેલ્લો ધર્મલાભ માનજો; એમ કહી સૂરિજીએ પોતાનો હાથ ઉંચો કર્યો અને તેજ વખતે પોતે ચારે આહારનો ત્યાગ કરી અણુસણ ઉચર્યું.

ત્યાર બાદ ખંભાત, સુરત, બુર્હાનપુર, પાટણ, રાધનપુર ઇત્યાદિ શહેરોના આગેવાન શ્રાવકોનાં નામ લઇ તેમને ધર્મલાભ પહોંચાડવાની સૂચના કરી. તે પછી ભાદ્રપદ માસના શુકલ પક્ષની છઠની રાત્રિએ સૂરિજી ચોરાશી વર્ષનું આયુષ્ય સમાપ્ત કરી નિર્વાણ પામ્યા.

તેમને પોતાના આયુષ્યના ૨૮ મા વર્ષમાં પંડિતપદ મળ્યું હતું. ચોદ વર્ષ લગી પંડિતપદ ભોગવ્યું. પછી ઉપાધ્યાયપદની પ્રાપ્તિ થઇ અને ૭ વર્ષ લગી તે પદે રહ્યા. ત્યાર પછી આચાર્યપદ્દવી મેળવી અને તે પદ્દવી પાંત્રીસ વર્ષ સુધી ભોગવી ૮૪ મા વર્ષે સ્વર્ગસ્થ થયા. આ હિસાબે, સં. ૧૬૩૭ માં જન્મ, ૧૬૬૫ માં પંડિત પદ, ૧૬૭૯ માં વાચક પદ અને ૧૬૮૬ માં આચાર્ય પદ મેળવ્યું હતું; એમ રાસમાં જણાવ્યા પ્રમાણે બરાબર મળી આવે છે.

સૂરિજીના સ્વર્ગસ્થ થયાના સમાચાર સાંભળી શહેરનો સકલ શ્રાવક-શ્રાવિકા સમુદાય એકત્ર થયો અને તેણે આચાર્ય (વૃદ્ધિસાગરસૂરિ) ને સૂરિજીના શબને પ્રક્ષાલન કરવાની વિનંતિ કરી. તેમણે મનમાં ધૈર્ય આણી પોતાના ગુરૂના શરીરને પ્રથમ નિર્મલ નીરથી સ્નાન કરાવ્યું. પછી પોતાના હાથે ચંદન વિગેરેનું વિલેપન કર્યું. પછી ઉત્તમ વસ્ત્રો પહેરાવી એક પાટ ઉપર સ્થાપન કર્યા. ત્યાર બાદ બધા સંઘે મળી શબની પૂજા કરવી શુરૂ કરી. જેમાં સૌથી પ્રથમ શાંતિદાસશેઠના પુત્રોએ તેની શુરૂઆત કરી અને અગર, અબીર વિગેરે ઉવેખી સોના નાણું મૂકી અંગ પૂજા કરી. તેમના પછી વર્ધમાન સાહના પુત્રોએ અને વાઘજી સાહના પુત્રોએ તેજ પ્રમાણે પૂજા કરી. ત્યાર બાદ દોસી ગોવિંદ વિગેરે સકલસંઘે પૂજા કરી. આવી રીતે પૂજા કરતાં એકંદર અઢી હજાર રૂપીઆ ભેગા થયા હતા.

પછી એક મ્હોટી માંડવી બનાવી અને તેને જરી કસબ વિગેરે અનેક પ્રકારનાં બહુમૂલ્યવસ્ત્રોથી સજ્જ કરીને તેમાં સૂરિજીના શબને પધરાવી બહાર લઇ જવાંમાં આવી. તે વખતે સોના રૂપાના ફુલો ઉછાળવામાં આવ્યાં. ઝવેરીવાડા સુધી ઘણા લોકોએ વધાવ્યા, પૂજા કરી અને અંતિમ દર્શન કર્યાં. ત્યાર બાદ પૈસા વિગેરે ઉછાળતાં ઉછળતાં ગામના મુખ્ય બજારમાં થઇ સ્મશાન ભૂમિમાં તેમને લઇ જવામાં આવ્યા. તે વખતે સાથે લગભગ બે હજાર માણસો હતાં, અનેક પ્રકારના વાજિંત્રો વાજતાં હતાં અને સાથે નગર રક્ષક કોટવાલ પણ પોતાના લવાજમા સાથે ચાલતો હતો. રસ્તામાં પણ ઠેકાણે ઠેકાણે હજારો લોકોની ઠઠ જામી હતી. સ્મશાન ભૂમિમાં પંદર મણ સુખડની મ્હોટી ચિતા રચી તેના ઉપર માંડવી મૂકી. ચિતામાં સવામણ અગર, પાંચ શેર કપૂર ઉપરાંત અંબર, કસ્તૂરી અને ચૂઓ વિગેરે પદાર્થો નાખવામાં આવ્યાં હતાં. તે પછી શબના મુખમાં સોના નાણું મૂકી, દૂધની ધારા દઇ, 'નમો અરિહંતાણું' ગણી, સંઘ જનોએ અગ્નિસંસ્કાર કર્યો.

પછી શ્રાવકવર્ગ પાછો ઉપાશ્રયે આવ્યો. ત્યાં વૃદ્ધિસાગરસૂરિ સાથે દેવવંદન કરી સૂરિના ગુણ સ્મરણ કરતો અને વિદ્યમાન આચાર્યને શોક શમન કરાવતો પોતપોતાના સ્થાનકે ગયો.

આ રાસ કૃપાસાગરના શિષ્ય તિલકસાગરે રચ્યો છે. રચ્યાની સાલ આપવામાં આવી નથી પરંતુ જે પ્રતિ ઉપરથી આ રાસ મુદ્રિત કરવામાં આવ્યો છે તે પ્રતિ સં. ૧૭૨૨ ની લખેલી હોવાથી, અર્થાત્ રાસનાયકના નિર્વાણ પછી, તેજ વર્ષે લખાયેલી હોવાથી, એની રચના પણ, સૂરિના નિર્વાણ પછી તુરતજ—ચાર છ મહિનામાં જ—થયેલી જણાય છે.

રાસની હસ્તલિખિત પ્રતિ પ્રવર્તક શ્રીકાંતિવિજયજી મહારાજના શાસ્ત્ર-સંગ્રહમાંથી જ પ્રાપ્ત થઇ હતી. પ્રતિ ઘણી જ ઉત્તમ રીતે અને મનોહર લિપિમાં લખેલી છે. તેના એકંદર ૨૧ પત્રો હતાં. પ્રતિના અંતે લેખકે આ પ્રમાણે લખેલું છે :—

संवत् १७२२ वर्षे श्रावणमासे शुक्लपक्षे तृतीयातिथौ गुरुवासरे तपागणगगनविकाशनसहस्रभानुनिखिलनृपतिमुकुटरत्नप्रभासलिलधौतपादारविन्दद्वितयसकलभट्टारकसभाभामिनीभालस्थलतिलकायमानभट्टारकशिरोवंतसभट्टारकश्री श्री श्री श्री श्रीराजसागरसूरीश्वरचरणकमलमधुकरायमाण-सकलपण्डितशिरोमणिपण्डित श्री ५ श्रीशान्तिसागरगणिशिष्यगणिदयालसागरेण लिखितेयं प्रतिः ॥





# પંડિત ન્યાયસાગર.

( રાસ ૬, પૃ. ૫૮-૮૫ )

રાસકાર પ્રથમ શંખેશ્વરપાર્શ્વનાથ, તથા સરસ્વતીને પ્રણામ કરી ન્યાયસાગર પંડિતના ચરિત્રની શરૂઆત કરે છે.

મરૂધર (મારવાડ) દેશના ભિન્નમાલ નામના પ્રસિદ્ધ નગરમાં જે વખતે રાઠોડ અજિતસિંઘ રાજ્ય કરતો હતો, તે વખતે ત્યાં ઓસવાલ જ્ઞાતિનો સાહુ મોટો કરીને એક ધર્મનિષ્ઠ અને શ્રીમાન્ વ્યાપારી રહેતો હતો. તેનું નગરજનોમાં તેમજ રાજ્યમાં ઘણું સારૂં માન હતું. તેને રૂપવતી અને ગુણિઅલ રૂપાં કરીને પત્ની હતી. એક દિવસે તેણિએ રાત્રિના અવસાન કાલના સમયે સ્વપ્નમાં આમ્રવૃક્ષ જોયો. અને તે હકીકત પતિને કહેતાં તેણે ગુરૂ પાસે તેનું ફળ પુછયું. ગુરૂએ 'તમને બુદ્ધિમાન્ અને પ્રભાવશાલી પુત્રની પ્રાપ્તિ થશે.' એમ ઉત્તર આપ્યો. થોડાજ સમયમાં રૂપાને ગર્ભ રહ્યો અને ઉત્તમ દોહલાસૂચિત નવમાસ પૂર્ણ થયે, સંવત્ ૧૭૨૮ ના શ્રાવણ માસના શુક્લપક્ષની અષ્ટમી વ્યતીત થયે અને નવમીના પ્રારંભે સૂર્યોદય વખતે પુત્રને જન્મ આપ્યો. તે પુત્રનું નામ નેમિદાસ રાખવામાં આવ્યું. બાલપણાથીજ નેમિદાસ બુદ્ધિમાન, ચંચલ, ચતુર અને શાંલ-લતાંની સાથેજ વિદ્યા ગ્રહણ કરનારો જણાયો. જ્યારે તે લગભગ આઠ વર્ષનો થયો ત્યારે તેનો પિતા વ્યાધિગ્રસ્ત થઈ મરણ પામ્યો. પિતાના મરણથી બાલક નેમિદાસના મન ઉપર ઘણી અસર થઈ અને તે સંસારની અસારતા સમજી વૈરાગ્ય તરફ મન વાળવા લાગ્યો. પોતાના પિતના ભાઈને (કાકાને), પોતાનો વિવાહ કરવાના વિચારમાં ગુંથાએલા જોઈ નેમિદાસે તેમ કરવા ના પાડી. અને પોતે

લગ્ન કરવા અનિચ્છા દર્શાવી. નેમિદાસ હમેશાં ગુરૂ પાસે જઇ જ્ઞાન મેળવવા પ્રયત્ન કરતો અને નવકારશી, પોરસી, એકાસણાદિ વ્રત પચ્ચખ્ખાણ કરતો. એક વર્ષ વીત્યા પછી અર્થાત્ જ્યારે તે નવ વર્ષનો થયો ત્યારે તેના કાકાએ તેને ભણવા માટે નિશાળે મુકયો. થોડાજ સમયમાં તેણે પોતાની તીવ્રબુદ્ધિને લીધે અધ્યાપકની પ્રીતિ સંપાદન કરી લીધી અને વિદ્યા પણ સઘળી ગ્રહણ કરી લીધી. આથી તેની માતા અને કાકા વિગેરે કુટુંબીજનો ઘણાં ખુશી થયાં.

એક દિવસે નેમિદાસ પોતાના કાકા સાથે ચૈત્યજુહારવા (દેવદર્શન કરવા) અર્થે ગયો. મંદિરમાં દેવદર્શન કરી ગુરૂવંદન કરવા બન્ને જણા ઉપાશ્રયે ગયા. ત્યાં તે વખતે ઉત્તમસાગરજી નામના મુનિ પોતાના શિષ્ય પરિવાર સાથે ચાતુર્માસ રહેલા હતા. તેમનું વ્યાખ્યાન સાંભળી નેમિદાસની સુષુપ્ત વૈરાગ્યવૃત્તિ જાગૃત થઇ અને તેણે પોતાના કાકાને, પોતાનો દીક્ષા લેવાનો વિચાર જણાવ્યો. કાકાએ, તેના ઘણા આગ્રહથી અનુમતિ આપી અને બાલક નેમિદાસને ઉત્તમસાગરજી ગુરૂ પાસે મૂકયો. શુભ મુહુર્ત્ત જોઇ ગુરૂએ દીક્ષા આપી અને નેમિદાસને બદલે ન્યાયસાગર નામ સ્થાપન કર્યું. ભિન્નમાલના શ્રાવકવર્ગે ઘણા દ્રવ્યનો વ્યય કરી તેનો દીક્ષા મહોત્સવ ઉજવ્યો.

હવે, ન્યાયસાગરને પ્રથમ ગુરૂ મહારાજે ષડાવશ્યક શીખવી, ક્રમથી જીવવિચાર નવતત્ત્વ, દ્રવ્યગુણપર્યાયસ્વરૂપ, કર્મગ્રંથ, કર્મપ્રકૃતિ વિગેરે સઘળા પ્રકરણ ગ્રંથો શીખવ્યા. પછી ગણધર ગ્રથિત આગમનો અભ્યાસ કરાવ્યો. જૈન વ્યાકરણ, ( સિદ્ધહેમશબ્દાનુશાસન ? ) હરિભદ્રસૂરિ અને યશોવિજય ઉપાધ્યાયના રચેલા પ્રૌઢ અને ગહન ગ્રંથોનો પણ સાથે અભ્યાસ કર્યો લઘુ કૌમુદી, સિદ્ધાન્તકૌમુદી, અને સવાલક્ષ શ્લોક પ્રમાણ મહાભાષ્ય ( પાતંજલ મહાભાષ્ય ), નૈષધાદિ પંચ કાવ્ય, અલંકાર શાસ્ત્ર અને જ્યોતિષશાસ્ત્રનું પણ યથેષ્ટ અધ્યયન કરી તેમાં પ્રવીણતા મેળવી.

આવી રીતે શાસ્ત્રાભ્યાસ કરતા કરતા તેમજ ગુરૂમહારાજની

સેવાનો લાભ લેતા લેતા એક વખતે સાહુજાનપુર અને સારંગપુર (માલવામાં આવેલા) તરફ વિહાર કર્યો. ત્યાં રહીને ન્યાયશાસ્ત્રોનું પઠન કરવું શરૂ કર્યું અને થોડાજ સમયમાં તર્કસંગ્રહ, તર્કભાષા, ન્યાયમંજરી, મુક્તાવલી, ચિંતામણિ, શિરોમણિ અને મકરનાથી વિગેરે ગ્રંથો ભણી ગયા. આવી રીતે ન્યાયસાગરે સર્વ શાસ્ત્રોનો અભ્યાસ કરી ઉત્તમ વિદ્વત્તા મેળવી સારા સારા વિદ્વાનોના મનહરણ કરવા માંડયાં. પોતાના શિષ્યની આવી શક્તિ અને વિદ્વત્તા જોઈ ગુરૂ મહારાજને પણ ઘણો આનંદ થતો. ન્યાયસાગરની જ્યારે ત્રીસ વર્ષની અવસ્થા થઈ ત્યારે ઉત્તમસાગરજીનો સ્વર્ગવાસ થયો અને સંઘે તેમને મહોત્સવ કરી, ગુરૂજીની ગાદી ઉપર બેસાર્યા.

હવે એક સમયે આઠ સાધુઓના પરિવાર સાથે ન્યાયસાગરજી ધુલેર ગામમાં ઋષભદેવની (જેને કેશરીયા તીર્થ કહેવામાં આવે છે તેની) યાત્રા કરવા અર્થે આવ્યા. ત્યા તે વખતે નરેંદ્રકીર્તિ નામના કુંભટગચ્છ (દિગંબર સંપ્રદાય) ના આચાર્ય આવેલા હતા અને શાંતિવિજય નામના બીજા એક શ્વેતાંબર વિદ્વાન પણ ત્યાં હાજર હતા. ન્યાયસાગરજીના સાધુઓને જોઈ દિગંબર આચાર્ય શ્વેતાંબરો માટે હલકા શબ્દો ઉચ્ચારતો અને પોતાની વિદ્વત્તાનો ગર્વ દેખાડતો. તે જોઈ શાંતિવિજય આદિ સાધુઓએ ન્યાયસાગરજીને દિગંબરાચાર્યનો મદ ઉતારવા આગ્રહ કર્યો તેથી તેની સાથે શાસ્ત્રાર્થ કરી દિગંબર ભટ્ટારકનો પરાજય કર્યો અને તેની જે પાલખી હતી તે ખુંચવી લેવામાં આવી!

આવીજ રીતે, ન્યાયસાગરજીએ ઉજ્જેણીમાં કુમતિઓને (મૂર્તિપૂજા ઉત્થાપકોને) હરાવી જિનમૂર્તિની સિદ્ધિ કરી, સિદ્ધપુરમાં પણ ઢુંઢકો સાથે વાદ કરી તેમનો પરાજય કર્યો. એક વખતે તેઓ ફરતા ફરતા દશરથપુર (માલવામાં આવેલા મંદસોર શહેર) માં આવ્યા. ત્યાંનો નગરાધીશ કોઈ યવન (મુસલમાન) હતો. તે પોતાના કોઈ કાર્યની સિદ્ધિ માટે ન્યાયસાગરજીને પ્રશ્ન પૂછવા આવ્યો. ન્યાયસા-

ગરજીએ 'કાર્યની સિદ્ધિ થશે' એવો જવાબ આપ્યો અને થોડાજ સમયમાં તેનો મનોરથ સિદ્ધ થયો. આથી તે યવનને ન્યાયસાગરજી ઉપર ઘણો સદ્‌ભાવ થયો અને કેટલોક 'માલ' (દ્રવ્ય) લઇ તેમને ભેટ તરીકે આપવા લાગ્યો. પરંતુ ન્યાયસાગરજીએ તો હમે સાધુ હોવાથી તમારી ભેટ સ્વીકારી શકતા નથી, વિગેરે સમજાવી તેને વિદાય કર્યો. પછી ન્યાયસાગરજીના મનમાં ઘણોજ વૈરાગ્ય આવ્યો અને પરિગ્રહને પાપનું મૂળ જાણી તેનો સર્વથા ત્યાગ કર્યો. ત્યાર પછી યાવજ્જીવ લગી પાંચ વિગઇનો ત્યાગ કરી અને સંવત્ ૧૭૬૩ માં ક્રિયા-ઉદ્ધાર કરી શુદ્ધ આચાર પાલવા લાગ્યા.

આવી રીતે વૈરાગ્યવૃત્તિયુક્ત થઇ અનેક નગર અને દેશમાં વિચારતા તથા પોતાની વિદ્વત્તાવડે ઘણા ભવ્યજીવોને પ્રતિબોધ કરતા ન્યાયસાગરજી એક વખતે અમદાવાદ આવ્યા. ત્યાં ઘણા લોકોને ધર્મોપદેશ આપ્યો. તેમના ઉપદેશથી ચ્યાર ગૃહસ્થોએ સંસારની વિરસતા જાણી તેમની પાસે દીક્ષા લઇ શિષ્ય થયા. બધા મળીને તેમને નવ શિષ્ય હતા.

ત્યાં, અમદાવાદમાં પણ ઢુંઢિયાની સાથે ચર્ચા કરી, 'ચૈત્ય' શબ્દનો અર્થ જે તે લોકો 'જ્ઞાન' કરતા હતા, તે ખોટો ઠરાવી, આગમ અને તેમની ટીકા, ભાષ્ય, ચૂર્ણી વિગેરેથી 'ચૈત્ય એટલે શિખરબદ્ધ મંદિર' એવું સિદ્ધ કરી આપી તેમને નિરૂત્તર કર્યા.

અમદાવાદથી વિહાર કરી ન્યાયસાગરજી જુદા જુદા તીર્થોની યાત્રા કરવાનો સંકલ્પ કરી, પ્રથમ શત્રુંજયતીર્થે ગયા. ત્યાં ઋષભજિનની યાત્રા કરી, સાહ સામીદાસની સ્ત્રીએ કરાવેલાં બિંબોની પ્રતિષ્ઠા કરી. ત્યાંથી ભાવનગરના સંઘના આગ્રહને લઇ ત્યાં ગયા. અને ત્યાં પણ કેટલીક પ્રતિમાઓની પ્રતિષ્ઠા કરી. ત્યાંથી ઘોઘાસ્થિત નવખંડા પાર્શ્વનાથની યાત્રા કરી ગિરનારતીર્થે ગયા. આવી રીતે-આબુ, તારંગા, પાટણ વિગેરે સ્થળોના ચૈત્યો જુહારતા દક્ષિણ દેશમાં વિહાર કર્યો. ત્યાં અંતરીક્ષ પાર્શ્વનાથની યાત્રા કરી. ત્યાંથી અવરંગાબાદ ગયા. ત્યાંના સંઘે ઘણા આડંબરપૂર્વક તેમનો નગર પ્રવેશ કરાવ્યો.

ત્યાં બુર્હાનપુરના સાહુ કસ્તુરચંદની વિનંતી આવી કે,-મ્હેં પાર્શ્વનાથનો જન્મ મહોત્સવ કરવા સામગ્રી એકઠી કરી છે અને તે આપના હાથે કરવાનો છે માટે આપ અહિં પધારો. તે વિનંતીનો સ્વીકાર કરી ન્યાયસાગરજી બુર્હાનપુર ગયા અને ત્યાં બિંબપ્રતિષ્ઠા પણ કરી. પછી ત્યાંથી ગુજરાત તરફ વિહાર કર્યો. ત્યાં સુરત, જંબુસર અને ખંભાત વિગેરે ગ્રામોમાં વિચરતા હતા, એટલામાં ગચ્છપતિ ( આચાર્ય ) નો નવાનગર તરફ જવાનો આદેશ ( હુકમ ) આવતાં તે તરફ વિહાર કર્યો.

રસ્તામાં ચાલતાં કોકગાંગડ × નામના ગામ સુધી પહોંચ્યા હતા, એટલામાં ત્યાં શરીરમાં વ્યાધિ પેદા થયો. આ વાતની અમદાબાદના લોકોને ખબર પડતાં તેઓ તે ગામમાં આવ્યા અને શરીરની શિથિલતા જોઇ ચોમાસું અમદાબાદમાં કરવા આવવા માટે વિનંતી કરી. તેમની તે વિનંતીનો સ્વીકાર કરી ન્યાયસાગરજી અમદાબાદ ગયા અને લુહારની પોલના ઉપાશ્રયે ઉતર્યા. ત્યાં શરીર દિન પ્રતિદિન વધારે ક્ષીણ થતું ગયું અને એવી રીતે ચાર વર્ષ વ્યતીત થઈ ગયાં. સાહુ ન્યાનચંદ અમીચંદ આગેવાન થઇને ન્યાયસાગરજીની ઘણી સેવા ભક્તિ કરી અને તેમની સારવાર માટે ઘણું દ્રવ્ય ખર્ચ્યું. તેમજ સાહુ લાલચંદનો પુત્ર મોતીચંદ કે જેની કીર્તિ રાજનગરમાં ઘણી પ્રસરેલી હતી તે પણ, ન્યાયસાગરજીની સેવામાં સતત હાજર રહેતો હતો. તેણે તેમની સોના રૂપાના નાણાવડે નવે અંગે પૂજા કરી અને તેમના માનમાં ' અઠાઇ મહોત્સવ' રાત્રિ જાગરણ, સાધર્મિવાત્સલ્ય, પૂજા અને પ્રભાવના વિગેરે અનેક ધર્મ કૃત્યો કર્યાં. તેવીજ રીતે મલુકચંદ સાહુના પુત્રો ઝવેર અને પાનાચંદે પણ સાધર્મિવાત્સલ્ય વિગેરે કરી પુષ્કળ દ્રવ્યનો વ્યય કર્યો. ગુરૂભક્તા શ્રાવિકા કુસલબાઇ ગુરૂજીના ઔષધ વિગેરેની બધી વ્યવસ્થા કરતી હતી.

---

× જે પ્રતિ ઉપરથી આ સુકણ થયું છે તેમાં ' કોકગામડ ' નામ છે પરંતુ અક્ષરો જરા અસ્પષ્ટ જેવા છે. પરંતુ પાછળથી જે બીજી પ્રતિ મળી તેમાં સ્પષ્ટ અને ચોખ્ખી રીતે ' કોકગાંગડ ' છે અને તેજ યથાર્થ છે,

પં. મણિસાગર, ઉદયસાગર, ધીરસાગર, અને જયસાગર નામના ચ્યાર શિષ્યો તેમની સેવામાં નિરત હતા. આવી જાતની ચતુર્વિધ સંઘવડે કરાયલી સારવાર સાથે છેવટે જ્યારે અંતસમય નજીક આવ્યો ત્યારે ન્યાયસાગરજીએ ચ્યાર શરણનું સ્મરણ કરી અણસણ ઉચર્યું અને બધા સંઘને અંતિમ શિખામણ અને હિતોપદેશ આપી સંવત્ ૧૭૯૭ ના ભાદ્રવા વદી અષ્ટમીના પ્રાતઃકાલે તેમણે દેહત્યાગ કર્યો.

નવમી ઢાલમાં, રાસકાર, અમદાબાદના કેટલાક આગેવાન શ્રાવકોના નામ આપે છે અને તેમણે આડંબર પૂર્વક ન્યાયસાગરજીના શબનો કદમપુરાની વાડીમાં, અગ્નિ સંસ્કાર કરી ત્યાં સ્તૂપ બનાવી તેમાં ચરણ સ્થાપના કરી, એટલું જણાવી ઢાળની અને સાથે ચરિત્રની સમાપ્તિ કરે છે.

દશમી ઢાળ, ચરિત્ર નાયક અને રાસકર્ત્તાની ગુરૂ પરંપરા જણાવવા અર્થે રચવામાં આવી છે. અત્રે એ જણાવવું આવશ્યક છે કે, પ્રથમ જે પ્રતિ ઉપરથી આ રાસ મુદ્રિત કરવામાં આવ્યો છે તે પ્રતિ પ્રવર્તકજીના શાસ્ત્ર સંગ્રહમાંની હતી અને લિપિ ઉપરથી જીર્ણજ જણાતી હતી. પરંતુ, તેનું એક અંતિમ પત્ર અનુપલબ્ધ હતું અને તેના લીધે પ્રશસ્તિવાળી ઢાળનો કેટલોક ભાગ અપૂર્ણજ છપાવવો પડયો. પછીથી કાર્ય પ્રસંગે જ્યારે હું (સંપાદક) છાણી મુકામે ગયો, ત્યાં ત્યાંના જ્ઞાનમંદિરમાં સંરક્ષિત પંન્યાસશ્રીઆણંદસાગરજી-હવે શ્રીસાગરાનન્દસૂરિ-ના શાસ્ત્રસંગ્રહમાં તપાસ કરતાં આ રાસની પ્રતિ ઉપલબ્ધ થઇ આવી. આ પ્રતિ સંપૂર્ણ છે અને તેમાં છેવટનો ભાગ પણ મૌજુદ છે તેથી એ આખી ઢાળ અત્રે આપવી આવશ્યક છે.

તપગછમાંહિં અધિકવિરાજે, આનંદવિમલસૂરિ ગાજે રે;
તેહ સમે તે જાણો, ઉવઝાય શ્રીવિદ્યાસાગર મનિ આણોરે. ૧
ભવિયણ ભાવ ધરીને વંદો,-આંકણી.

છઠ છઠ આંબિલનો તપ કીધો, સ્વર્ગતણાં સુખ લીધાં રે.

તત્પટ ધર્મસાગર ઉવઝાયા, સહુ પ્રણમે જેહના પાયા રે;
તત્પટ વિમલસાંભોધિ ધીરા, તત્પટ પદ્માબ્ધિ હીરા રે. ૨
તાસ પાટ ઉવઝાય સુખંકર, શ્રીકુશલસાગર ધુરંધુર રે;
તત્પટ ઉત્તમસાગરજી સોહે, સવિ પંડિતના મન મોહે રે. ૩
તાસ પાટ પંકજ સમજાણો, યથા ન્યાયસાગરજી ભાણો રે;
જિનવર ધર્મ બહુ અજુઆલ્યો, કુમતિવાસને ટાલ્યો રે. ૪
શ્રીપૂનિમગચ્છ અધિકો ગાજે, ઢંઢેર શાખા છાજે રે;
શ્રીભાવપ્રભસૂરિ તખત વિરાજે, વાદીમતને ભાજે રે. ૫
સંઘે વિનતી ગુરૂને કહાવી, શિષ્ય મોકલો ચિત્તમાં ઠરાવી રે;
ગુરૂ આદેશે શિષ્ય પુણ્ય આવ્યા, પૂનિમગચ્છ સંઘ મનિ ભાવ્યોરે ૬
શ્રીપુણ્યરત્નને વાણી સુંદર, સંઘે કહી અતિ સારી રે;
શ્રીજયસાગરજીના કહ્યાથી, નિર્વાણ રચ્યો સુખકારી રે. ૭
શ્રીપુણ્યરત્ને ગુરૂ સુપસાયે, પં. ન્યાયસાગર ગુણગાયારે;
સંવત્ સતર સતાણુઆ વર્ષે, આશ્વિનવદી રવિવાર સોહાયારે. ૮
પંચમીદિન સંપૂર્ણ કીધો, વિઘ્ન રહિત ઉજમાલો રે;
ભણસ્યે ગણસ્યે જે સાંભલસ્યે, તસઘરિ લચ્છિ વિશાલો રે. ૯

इतिश्री न्यायसागरजी निर्वाणरास संपूर्णः । संवत् १७९७ ना वर्षे ज्येष्ट वदि ७ रवौ संपूर्णः ॥

આ પ્રશસ્તિ ઉપરથી જણાય છે કે,-રાસનાયક ન્યાયસાગરજી મહોપાધ્યાય ધર્મસાગરજીની સંતતિમાંથી ઉતરી આવેલા હોઇ તેમનાથી પાંચમી પેઢીએ થએલા છે. ગુરૂપરંપરા આ પ્રમાણે છે:—

મહોપાધ્યાય ધર્મસાગરજી (હીરવિજયસૂરિના સમકાલીન)
|
ઉપાધ્યાય વિમલસાગર
|
ઉપાધ્યાય પદ્મસાગર (જગદ્ગુરૂ કાવ્યદિના કર્ત્તા)
|
ઉત્તમસાગર
|
ન્યાયસાગર

ન્યાયસાગરજીએ કેટલાક ગ્રંથોની રચના કરી હોય તેમ જણાય છે, તેમની એક કૃતિ મ્હારા જોવામાં આવી છે અને તે સંસ્કૃતમાં યમકમય સ્તુતિ રૂપે છે. તેના ઉપર ટીકા પણ પોતેજ કરેલી છે. વડોદરાના જ્ઞાનભંડારમાં એ કૃતિની પ્રતિ છે.

રાસકર્તા, ચરિત્રનાયકના સમુદાયના ન હોઇ–સમુદાય શું પણ ગચ્છના પણ ન હોઇ–અન્યગચ્છીય છે એ ખાસ ધ્યાન ખેંચવા લાયક બાબત છે. રાસ લેખકનું નામ પુણ્યરત્ન છે અને તેઓ પૂનમીઆ ગચ્છની ઢંઢેરવાડાની શાખાના આચાર્ય ભાવપ્રભસૂરિના *અનુયાયી છે. અમદાવાદના પૂનમિયા ગચ્છના સંઘના આગ્રહથી તેમને ચોમાસું કરવા તેમના ગચ્છનાયકે ત્યાં મોકલ્યા હતા. તેજ વર્ષે ન્યાયસાગરજીનું નિર્વાણ થવાથી, તેમના શિષ્ય જયસાગરના કહેવાથી પુણ્યરત્ને આ રાસની રચના કરી છે. ચરિત્રનાયકના મરણ પછી ૨૭–૨૮ દિવસે તેની સમાપ્તિ થઈ છે. અન્યગચ્છીય વિદ્વાન્ સાધુ આવી રીતે ન્યાયસાગરજીના નિર્વાણ રાસની આવી ભકિતભરેલી રચના કરે એ હકીકત અવશ્ય તેમના ગૌરવ અને સાધુત્વની સૂચક હોવી જોઇએ.

મુનિ જિનવિજય.

---

* પૂનમિયા ગચ્છની આ શાખાનું નામ, પાટણમા આવેલા ઢંઢેરવાડામાં આ સમુદાયનો ઉપાશ્રય અને પાટ આવેલા હોવાથી તેના ઉપરથી પડ્યુ છે. એ સ્થાન ઘણા જૂના સમયથી એ લોકોનુ છે એમ કેટલાક પુરાવાઓથી જણાય છે. હાલમા પણ તેનું અસ્તિત્વ છે ભાવપ્રભસૂરિ એજ સ્થાને એક વિદ્વાન્ આચાર્ય ન્યાયસાગરજીના સમકાલીન થઇ ગયા છે. તેમણે યશોવિજયોપાધ્યાયના કેટલાક ગ્રંથો ઉપર ટીકા ટિપણ લખેલા છે



# પંડિત વીરવિજય

રાસ ૭, પૃષ્ઠ ૮૬-૧૦૫

તેમના શિષ્ય રંગવિજયે આ રાસ રચ્યો છે તેમાં પ્રથમ શંખેશ્વરપાર્શ્વનાથ, પદ્માવતી, અને સરસ્વતીને નમન કરી તે જણાવે છે કે-

રાજનગર કે જ્યાં અનેક સુંદર જિન પ્રાસાદ છે અને જ્યાં શેઠ હેમાભાઇના પુત્ર શેઠ પ્રેમાભાઇ ( નગર શેઠ ) વસે છે ત્યાં શાંતિદાસનો પાડો એ નામની પ્રધાન પોળ ઘીકાંટા આગળ આવેલ છે; તેમાં જટ્રેશ્વર નામનો બ્રાહ્મણ પોતાની પ્રિયા નામે વિજયા સહિત રહેતો હતો. તેને એક પુત્રી નામે ગગા અને એક પુત્ર નામે કેશવ થયા હતા. કેશવ મોટો થતાં તેને રળીયાત નામની એક વિપ્ર કુમારિકા સાથે પરણાવ્યો. કેશવ અઢાર વર્ષનો થયો એટલે ભીમનાથ ગામે માતા સહીત ગયો ને ત્યાં એક દિવસ માતાએ ગાલ દેતાં કલહ થયો એટલે કેશવ રોયક ગામ ગયો. ત્યાંથી પાલીતાણે જતાં રોગ થયો, ઘણા ઉપાય કરતાં તે મટે નહી. શુભવિજય ગુરૂ મળતાં તેનો રોગ ગયો પછી કેશવે પોતાને ઘેર જવાની આજ્ઞા માગી એટલે ગુરૂએ કહ્યું કે ઘેર જઇ શું કરવાનું છે ? અમારી પાસે દીક્ષા લ્યો. કેશવે વિચાર કરતાં તેમ કરવા કબલ કર્યું. ગુરૂએ ખંભાત જઇ દીક્ષા આપવા જણાવ્યું, ત્યારે કેશવે વચમાં કોઇ સારૂં ગામ આવે ત્યાંજ દીક્ષા લેવા કહ્યું

વિહાર કરતાં માર્ગમાં પાનસર પહોંચ્યા, ત્યાં ગુરૂએ સં ૧૮૪૮ ના કાર્તિક માસમાં કેશવને દીક્ષા આપી નામ વીરવિજય પાડ્યું. ખંભાતના સંઘને કહેવરાવતાં ગુરૂ શિષ્યને સામૈયા સાથે ખંભાતમાં પ્રવેશ કરાવ્યો. શુભવિજયને વીરવિજય અને ભાણવિજય એ

બે શિષ્યો હતા અને વીરવિજય તે ત્રીજા. વીરવિજયે ગુરૂની ભક્તિ-વૈયાવચ્ચ અપૂર્વ ભાવથી કરી, અને અભ્યાસ પણ સતત કરી પંચ-કાવ્ય, છદર્શન, આગમાદિ અવલોકયાં.

ભાણવિજય ગુરૂઆજ્ઞાથી ગ્રામાંતર વિહર્યા, જ્યારે ખંભાતમાં શુભવિજય ગુરૂ અને ધીર તથા વીર બને શિષ્યો રહ્યા. અત્ર વીરવિજયે સં. ૧૮૫૮ માં સ્થુલિભદ્રની શિયલવેલ તેમજ અષ્ટપ્રકારી પૂજા પદ્યમાં રચી ધીરવિજય ત્યાં ખંભાયતજ રહ્યા અને શુભવિજય વીરવિજય-ગુરૂશિષ્ય ( લુહાર ) ની પોળમાં ઉતર્યા. ત્યાંથી વટપદ્રમાં ( વડોદરામાં ) જઇ સૂત્રના યોગ સંઘસમક્ષ વહેવરાવ્યા, અને વીરવિજયએ ગુરૂને પંન્યાસપદ આપ્યું. યોગ વહીને સૂત્રનું વાંચન-વ્યાખ્યાન થાય એ જિનાજ્ઞા અનુસાર હવે વીરવિજય તેના અધિકારી થયા. અત્ર શુભવિજય સં. ૧૮૬૦ ના ફાગણ શુદ ૧૨ ને દિને સ્વર્ગવાસ પામ્યા.

વીરવિજયે ઉપદેશ આપી સંઘને વિહારની ઇચ્છા જણાવી નીકળ્યા. લીંબડી, વઢવાણ, જઇ સુરત શહેરમાં આવ્યા. સુરતના સંઘે ઘણા આડંબર પૂર્વક તેમનું સામૈયું કર્યું. તે જોઇ ત્યાં રહેનારા જતિઓ કકળ્યા અને તેમણે તીથિનો ઝગડો ઉત્પન્ન કર્યો. આ વખતે સુરત ઉપર ટોપીવાળા ( અંગ્રેજ ) નું રાજ્ય હતું. ત્યાં વાત જતાં જ્યોતિઃ-શાસ્ત્રના પ્રમાણે વીરવિજયે ખુલાસો કરતાં અંગ્રેજે જોશીને બોલાવી અને તેને પૂછતાં વીરવિજયનું કથન સત્ય લાગતાં જતિઓને દંડ્યા અને ત્યારપછી શાંતિ જળવાઈ. પછી અમદાવાદ આવ્યા ત્યાં ભઠીની પોળમાં જગા લઇ લાલભાઇ કીકુ વગેરેએ પોષધશાળા કરાવી અને ત્યાં વીરવિજય ગુરૂને પધરાવ્યા.

અહીં સં. ૧૮૭૮ માં ઢુંઢક સાધુઓએ પ્રતિમાનું ઉત્થાપન કર્યું અને તેના વાદમાં ઉતર્યા. ક્લેશ વધ્યો, વાત સરકાર-દરબારે ચડી. ભુજથી આણંદ શેખરજી આવ્યા, અમદાવાદમાં ખુશાલવિજય અને માનવિજય હતા, ખેડેથી દલિચંદજી લબ્ધિવિજય સાથે આવ્યા.

આમ સાધુ પરિવાર એકઠો થયો, અને જૂદા જૂદા ગામથી સંઘના પ્રતિષ્ઠિત માણસો આવ્યા અને આ બધા સાથે લઇ દરબારમાં ગયા. શ્રાવકમાં શ્રીમાલીના શેઠ ભગવાનશેઠ, ઇચ્છાશા, વખત માનચંદ (કે જે મુત્સદી હતા), હુરખા માનચંદ વગેરે હતા. વીસનગરથી ગલાલશા જેચંદશા વગેરે આવ્યા હતા. તે બધા ભેગા મળી દરબારમાં ગયા. સાહિબે વીરવિજયજીને ખુરશીપર બેસાર્યા, પછી ઢુંઢકને બોલાવ્યા. તેમના તરફથી જેઠારિખ આવ્યા. તેમને પ્રશ્ન પૂછતાં ઉત્તર ન મળવાથી તેને બદલે નરસીરિખને બોલાવી તેને સવાલ પૂછતાં જવાબ મળે નહિ. સાહેબે તેમને ફરીવાર ન પૂછતાં સૂત્રમાં પ્રતિમાનો શો અધિકાર છે એ પૂછતાં શ્રાવકોએ અને વીરવિજયે તેનો અધિકાર બતાવતાં તે વાત સાચી ઠરી અને આ રીતે જીત થઇ.

વીરવિજયે ૪૫ સૂત્રની વાંચના કરી અનેક શ્રાવકોને વ્રતધારી કર્યા. તેમાં મુખ્ય નગરશેઠ હેમાભાઇના પુત્ર પ્રેમાભાઇ અને ભુરાભાઇ શેઠ, ભવાન ગમાનના જ્યેષ્ઠ પુત્ર (પાટવી) દલીચંદ, રૂપચંદ પાનાચંદના પુત્ર ઉમાભાઇ અને ત્રિકમદાસ વિગેરે. એ પ્રપાલ પોતાના બધાને શ્રાવક બનાવ્યા. શ્રાવિકાઓમાં મુખ્ય હઠીસીંઘ શેઠનાં પત્ની હરકુંવર શેઠાણી હતાં. સં. ૧૮૯૩ ના મહાવદ ૧૧ ને દિને અંજનશલાકા કરી અને મુંબાઇવાલા મોતીશા શેઠે સિદ્ધાચલ ઉપર ટુંક કરાવી. જિનબિંબ સ્થાપના કરી. આ રીતે પાંચહજાર પ્રતિમા સ્થાપી. આથી મોતીશાના પુત્ર ખીમચંદભાઇ ખુશી થયા.

રાજનગરમાં ઓસવંશીય કેશરીસિંહ સુત હઠીસિંઘ શેઠ પ્રતિષ્ઠિત હતા, તેમણે વીરવિજયના ઉપદેશથી એક મોટો જિન પ્રાસાદ કરાવ્યો, પરંતુ તેની અંદર પ્રતિમાની સ્થાપના કરાવવાની હોંશ ઘણી છતાં તેમ થાય તે પહેલાં અકસ્માત શેઠ સ્વર્ગે સિધાવ્યા. તેમની પત્ની હરકુંવર શેઠાણીએ શેઠનો શોક મૂકી પ્રતિમા પધરાવાનું ધર્મકાર્ય કર્યું. અંજનશલાકા કરાવી અઢળક ધન ખર્ચ્યું.

[આ દહેરૂં અમદાવાદમાં એક જાણવા અને જોવા ચોગ્ય સ્થળ લેખાય છે. તેના સંબંધમાં ગુજરાત સર્વસંગ્રહમાં–આવૃત્તિ ૧૮૮૬ પૃ. ૪૨૫ માં જણાવેલું છે કે "શહેર બહાર ઉત્તરેથી શરૂ કરતાં દિલ્લી દરવાજાની પેલીપાસ કેમ્પના રસ્તાની જમણી મેર હઠીસીંગનું દહેરૂં છે. એ ધર્મશાળા તથા બંગલા સાથે ૧૮૪૮ માં દશલાખને ખરચે બંધાઇ રહ્યું હતું. દહેરૂં પ્રેમચંદ સલાટે સણુગારની મોટામાં મોટી દોલતે પૂરૂં કીધું છે. કોતરકામ ઉતરતું છે, શિલ્પ ધાટી સ્વચ્છ નથી પણ કામ એવું તવંગર છે કે જે કાળમાં જૈન શિલ્પનો ઉત્કર્ષ હતો તે કાળના જેવુંજ, ને તે ઉપરથી જણાય છે કે હજીપણ ગૂજરાતમાંથી બાંધવાનો ને પથ્થર કાપવાનો હુન્નર ગયો નથી. દહેરામાં બાવન ગોખલા છે ને એક એકમાં તીર્થંકરની કે કોઇ સાધુની આરસની મૂર્ત્તિ છે. દહેરામાં મુખ્ય મૂર્ત્તિ ધર્મનાથની છે."]

વીરવિજયપાસે અંજનશલાકા કરાવી બિંબસ્થાપનાનું મુહુર્ત્ત દીનાનાથ જોશીને સાથે રાખી લેવરાવ્યું ને તે સં. ૧૯૦૩ ના માહા વદ ૧૧ ને દિને આવ્યું. તે દિને ગુરૂના વચનાનુસાર સર્વ ક્રિયા કરી શેઠાણી તથા શેઠના નાના ભાઈ નામે ઉમાભાઈએ મળી તે પ્રતિષ્ઠા ઉત્સવ ઉજવ્યો.

પછી વિશેષાવશ્યક સૂત્ર કે જે ન્યાયથી પૂર્ણ અને તેથી દુર્ઘટ છે તે ગુરૂએ વાંચ્યું અને ૪૫ આગળના ચોગ વહેવરાવી શિષ્યાદિ (રાસકર્ત્તા સહિત) પર ઉપકાર કર્યો.

સં. ૧૯૦૮ ના શ્રાવણ માસમાં ગુરૂને વ્યાધિ થયો અને ભાદરવા વદી ત્રીજને ગુરૂવારે તો ગુરૂએ સ્વર્ગગમન કર્યું. પ્રેમભાઇ શેઠ, મગનભાઇ, ઉમાભાઇ, વગેરે અગ્રણી શેઠીઆઓ એકઠા થઇ શિબિકા કરી મૃતશરીરને તેમાં પધરાવી ગાજતે વાજતે લઇ જઈ દાહ કર્યો. તે દિવસે સર્વ બજારો બંધ રહી ગુરૂના પટ્ટપર આસો માસની વિજયાદશમીને દિને રંગવિજયને સ્થાપ્યા. જે તીથિએ સ્વર્ગવાસ થયો તે દરમાસે આવનાં ઘણા ગૃહકાર્ય મૂકી પૌષધ વ્રત પાળતા હતા. બારમાસ જતાં ૧૯૦૧ (૧૯૦૯) ના માહ શુદ ૬ ને સોમવારે સ્વર્ગસ્થ ગુરૂનાં પગલાં સ્થાપ્યાં.

વીરવિજયે અનેક ગ્રંથ બનાવ્યા છે તેમાં સંશય ને દૂર કરે તેવો પ્રશ્નચિંતામણિ ગ્રંથ મહત્ત્વનો અને મુખ્ય છે.

આ રાસના કરનાર વીરવિજયનાજ શિષ્ય રંગવિજય છે કે જેમણે સં. ૧૯૧૧ ચૈત્ર શુ. ૧૫ સોમવારે રાસ પૂર્ણ કર્યો છે. આ વખતે તપાગચ્છના આચાર્ય તરીકે વિજયદેવેન્દ્રસૂરિ હતા.

[ અમદાવાદમાં હજુ એક ઉપાસરો છે કે જે વીરવિજય ત્યાં રહેતા હતા તેથી તેમના નામથી 'વીરનો ઉપાસરો' કહેવાય છે. હાલ તેમાં સારી મરામત થઇ નવીન સ્વરૂપમાં તે મૂકાયો છે. તેમાં પંન્યાસ ગુલાબવિજય નિવસેછે અને તેઓ આ રાસ વીરવિજયની સ્વર્ગતીથિપર વાંચે છે. ]

વીરવિજયમાં કાવ્યકલા ઘણી સુંદર રીતે ખીલી હતી. તેમની ગુજરાતી કવિતા જૈનેતર કવિઓની કવિતાને ટક્કર મારે અને ગૂજરાતી કાવ્યસાહિત્યને શોભાવે તેવી છે. તેમની રચેલી જૂદી જૂદી પૂજા હાલમાં એટલી બધી પ્રચલિત થઇ ગઇ છે તેનું કારણ તે કાવ્યનો પ્રવાહ, ભાવપૂર્ણ અર્થ અને હૃદયને સંતોષ આપે તેવો રસ છે અને તેથી શ્રોતાજનોનાં મન તેની સાથે સંગીતના સૂરની મિલાવટ થતાં અતિ રંજિત થાય છે. તેમની કૃતિઓની યાદી નીચે પ્રમાણે છેઃ—

૧ અષ્ટ પ્રકારી પૂજા સં. ૧૮૫૮ ભાદ્રપત શુદ્ધ ૧૨ ગુરૂવાર. રાજનગરમાં.

* ૨ સુરસુંદરીની (?) શિયલવેલ સં. ૧૮૬૨ પોષ શુદિ ૧૨ ગુરૂવાર રાજનગરમાં.

૩ કોણિક રાજાનું સામૈયું. સં. ૧૮૬૪ શ્રાવણ શુદ ૭ રાજનગર.

* ૪ ચોસઠ પ્રકારી પૂજા સં. ૧૮૭૪ અક્ષય તૃતિયા રાજનગર.

* ૫ પીસ્તાલીસ આગમની પૂજા સં. ૧૮૮૧ માગશર માનએકાદશી

* ૬ નવાણુ પ્રકારની પૂજા સં. ૧૮૮૪ ચૈત્ર શુદ ૧૫.

* ૭ દ્વાદશ ( બાર ) વ્રત પૂજા સં. ૧૮૮૭ દિવાલી રાજનગર.

* ૮ પંચકલ્યાણ પૂજા. સં. ૧૮૮૯ અક્ષય તૃતીયા

* ૯ ધમ્મિલકુમાર રાસ સં. ૧૮૯૬ શ્રાવણ શુદ ૩ રાજનગર.

૧૦ ચંદ્રશેખર રાસ, સં ૧૯૦૨ વિજયાદશમી રાજનગર.

*૧૧ અનેક સ્તવનો—જેવાં કે શંત્રુજય-સિદ્ધાચલ સ્તવનો અને અનેક સઝાઓ જેવી કે રહનેમી રાજુલસ્વરૂપ, દશ શ્રાવક, સોદાગર, ચેતન ઉપદેશ, સહેજાનંદી સામાયકના ૩૨ દોષ, મુહપત્તિની ૫૦ બોલ, આ ભવ પર ભવ વગેરે; લાવણી હોરી વગેરે—છુટક કાવ્ય સંગ્રહ.

સ્તવન, સંઝાય, આદિ છૂટક છૂટક કાવ્યો વિરવિજયજીએ કર્યાં હશે. એવું કહેવામાં આવે છે કે કોઈપણ નવી દેશી કે નવી ઢાળ કે ગરબી સાંભળવામાં આવતી કે તરતજ તેવા કાવ્ય જોડતા. આ બ્રાહ્મણ-સાધુએ આ રીતે જૈનગુર્જર કાવ્યને ખીલવી સારામાં સારી વૃદ્ધિ કરી છે. ૧૯ મી સદીમા વીરવિજય એકલા અને પ્રધાન કાવ્યવીર છે તેમાં કાઇ શક નથી.

તેમના ગુરૂ પંરપરાના આદ્ય સત્યવિજય, અને તેમના કર્પૂરવિજય અને તેમના ક્ષમાવિજયનાં ચરિત્રો અમારી જૈન ઐતિહાસિક માળાના ભાગ પહેલામાં મૂકેલાં છે તે અવલોકવા વાંચકને વિનંતિ છે. ક્ષમાવિજયથી પરંપરા આ પ્રમાણે છેઃ—

ક્ષમાવિજય.




આપરથી જણાશે કે થોડા વર્ષો સુધી પદ્મવિજય અને વીરવિજય સમકાલીન હતા, અને પદ્મવિજયના સ્વર્ગવાસ પછી રૂપવિજય અને વીરવિજય સમકાલીન ઘણા વર્ષો રહ્યા. ૬

—વીરવિજય રાસ સાર સંપૂર્ણ.

# મંત્રી કર્મચંદ્ર વંશપ્રબંધ.

(ભાગ ૮, પૃ. ૧૦૬-૧૩૩.)

---

મહાન મુગલ સમ્રાટ અકબર બાદશાહના સમયમાં, રાજપૂતાના (મારવાડ) માં કર્મચંદ્ર મંત્રી કરીને ઓસવાલ જ્ઞાતિમાં શૂરવીર, બુદ્ધિશાલી અને દાનીપુરૂષ થઇ ગયો. તે એક ઘણો જ ચુસ્ત જૈન અને કુશલ રાજકારી નરપુંગવ હતો. તેની કીર્તિ આખા રાજપૂતાનામાં અને મુગલ સામ્રાજ્યમાં ઘણી જ પ્રસરેલી હતી. તેનું કુલ ઘણા પ્રાચીન કાલથી પ્રખ્યાત અને ગૌરવશાલી હતું. તેજ કુલની કીર્તિનું કાંઇક ગૌરવ વર્ણન કરવા તેમજ ભવિષ્યના માટે સ્થાયિ કરવાના ઉદ્દેશથી ગુણવિનય નામના વાચકે, એ મંત્રીની વિદ્યમાનતામાંજ, સંવત્ ૧૬૫૫ ની સાલમા, આ તેનો વંશપ્રબંધ,-જેમાં તેનો અને તેના પૂર્વજોનો સંક્ષિપ્ત ઇતિહાસ વર્ણવેલો છે—રચ્યો.

અહિં આ એક ખાસ જાણવા જેવું છે કે, ગુણવિનય વાચકની આ (પ્રબંધરૂપ) કૃતિ સર્વથા સ્વતંત્ર કે મૌલિકરૂપે નથી, પરંતુ એક બીજી કૃતિના અનુકરણ-ઘણા ભાગે અનુવાદ-રૂપે જ છે. એ બીજી મૌલિક કૃતિ તે, આ પ્રબંધ-લેખકના જ ગુરૂ પાઠક જયસોમે, સંસ્કૃત ભાષામાં શ્લોકમય એજ, ('मंत्री कर्मचन्द्र प्रबन्ध') નામે, સંવત ૧૬૫૦ માં રચેલા ગ્રંથરૂપે છે તેજ ગ્રંથ ઉપરથી, પાંચ વર્ષ પછી વાચક ગુણવિનયે, પ્રચલિત દેશભાષામાં, આ રચના ઉતારી છે. અને તેનું સૂચન પણ રચના છેવટે, ૧૩૨ માં પૃષ્ટની છેલ્લી કડીમાં—"દેખી વંશપ્રબંધેરે"—એ વાક્યથી, કરી દીધેલું છે એનાથી એ સમજી લેવાનું જ છે કે જેટલી હકીકત ઉક્ત સંસ્કૃત પ્રબંધમાં છે, તે કરતાં નવીન કાંઇ પણ નથી. (અમારો વિચાર એ સંસ્કૃત પ્રબંધ પણ સવિસ્તર વિવેચન સાથે 'હિન્દી' માં પ્રકટ

કરવાનો છે, અને તત્સંબંધી વિશેષ ઐતિહાસિક ઉહાપોહ પણ તેમાં જ કરવાનો ધાર્યો છે, તેથી આ સ્થળે ફક્ત 'સાર' માત્ર જ આપી અને થોડાક અપેક્ષિત બાહ્યસંબંધ મેળવીને સંતોષ પકડીશું.

સંસ્કૃત-પ્રબંધના લેખકે, મંત્રીના પૂર્વજો સંબંધી જે હકીકત લખી છે તે કયાંથી મેળવી ? એ શંકા થવી સ્વાભાવિક છે, અને તેનું સમાધાન કરવા, એ લેખક પોતે જ ગ્રંથાન્તે કહે છે કે—

वंश्यावली वाचक पुण्यसार मुखाद्यथाऽश्रावि तथा विविच्य ।
अस्माभिरप्यादरसारचित्तैर्लिखीकृतेयं कृतिनां सुखाय ॥

અર્થાત્—આ બધી વંશ્યાવલી અમે વાચક પુણ્યસારને મુખેથી જેવી સાંભળી તેવી જ આદરયુક્ત ભાવથી લખી છે. આથી એ ધ્યાનમાં રાખવા જેવું છે કે-મંત્રી કર્મચંદ્ર સંબંધી જેટલી હકીકત છે તેમાં તો સંદેહને સ્થાન હોઈ શકે જ નહિ કારણ કે ગ્રંથકર્ત્તા પોતે તે સમયે વિદ્યમાન જ છે, એટલું જ નહિ, પણ કેટલાંક બનાવો તો તેની સન્મુખ જ બનેલાં હોઈ શકે છે; પરંતુ, તે મંત્રીના પૂર્વેના સેંકડો વર્ષો ઉપર થઇ ગએલા પૂર્વજો સંબંધી જે વર્ણન છે તેમાં કિંચિત્ અન્યથા કે અતિશયોક્તિયુક્ત પણ હોય તેમાં અસંભવ જેવું નથી. તેની સત્યાસત્યના કે ઐતિહાસિકતાનો નિર્ણય કરવા માટે આપણી પાસે કાંઇ સાધન નથી; અને ગ્રંથ લેખકે જેના મુખથી સાંભળી પોતે આ પ્રબંધ લખ્યો છે, તે વર્ણન-કરનારે પણ, પરાપૂર્વથી ચાલતી આવેલી લોક કથા કે ભાટો-ચારણોના મોઢેથી સાંભળીને જ તેનું જ્ઞાન પ્રાપ્ત કર્યું હશે, એ શિવાય બીજાં સાધનો તેના માટે પણ નહિ જ હોય. આવી સ્થિતિમાં, આ પ્રબંધમાં, મંત્રીના પૂર્વજો સંબંધી તેમજ જે જે રાજાઓ વિગેરેના ઉલ્લેખો કરેલા છે તેમનો પત્તો આધુનિક ઇતિહાસોમાં ન મળે કે અસંબદ્ધતા જેવું જણાય તો તે વખતે આ ઉપર્યુંકત કથન અવશ્ય ધ્યાનમાં રાખવાનું છે. તેમજ આપણા આધુનિક ઇતિહાસોમાં પણ કયાં પૂર્ણતા કે સુસંગતતા છે કે જેથી તેમના ઉપર સંપૂર્ણ વિશ્વાસ

રાખી શકાય. આટલું પ્રાસ્તાવિક જણાવી હવે મૂળ ગ્રન્થ ( પ્રબંધ ) ના સાર તરફ દૃષ્ટિ કરીએ.

પ્રારંભમાં, પ્રબંધકાર ફલવર્ધી ( મારવાડમાં મેડતાની પાસે આવેલા ફલોધી ગામના ) પાર્શ્વનાથને પ્રણામ કરી, સરસ્વતી દેવીનું સ્મરણ કરી અને જિનકુશલસૂરિ ( જેઓ ખરતરગચ્છમાં દાદાજીના નામે પ્રસિદ્ધ છે ) ના ચરણકમલને હૃદયમાં ધારણ કરી, પોતાના આચાર્ય જિનસિંહસૂરિની આજ્ઞાથી, જૈનધર્મનો ઉદ્યોત કરનાર કર્મચંદ્ર મંત્રીના પ્રબંધની રચના કરવાની શરૂઆત કરે છે.

પૂર્વે દેવલવાડા + નામના સ્થાનમાં દેવડાવંશનો× શૂરવીર એવો સાગર નામે રાજા થયો કે જેણે માલવાના બાદશાહનો પરાજય કરી તેના દેશને ઉજ્જડ કર્યો. તેને એકંદર આઠ રાણીઓ હતી જેમાં મુખ્ય પટરાણી માનવતી નામે હતી. તેને બોહિથ, ગંગદાસ અને જયસિંહ એમ ત્રણ પુત્રો થયા. બોહિથને બહિરંગદે કરીને પત્ની હતી. તેની સંતતિ બોહિથરા× નામે પ્રસિદ્ધ થઈ. તેને એકંદર શ્રી કરણાદિ આઠ પુત્રો અને પદ્મા નામે એક પુત્રી હતી. બોહિથ રાજાએ એક વખતે ૧૧૦૦ સુભટ લઇ ચિત્રકૂટ ( ચિત્તોડ ) ઉપર ચઢાઇ

---

+ જે પ્રતિના આધારે આ પ્રબંધ મુદ્રિત કરવામાં આવ્યો છે તે પ્રતિ પાટણમાં આવેલા સાગરગચ્છના ઉપાશ્રયના જ્ઞાનભંડારની હતી, તે પ્રતિ પ્રાચીન લગભગ તેજ વખતે લખાયલી-હતી. તેના પાના હવાની સીનાશને લઈને પરસ્પર ચોંટી ગયા હતા અને તેના લીધે કેટલીક જગ્યાએ અક્ષરો નષ્ટ-ભ્રષ્ટ થઇ ગયા હતા. આ 'દેવલવાડા' શબ્દ તેમજ આગળની ૧૪ મી કડીમાં આવેલો 'મડોરઈ' શબ્દના અક્ષરો ખરાબ થઇ બિલકુલ વાંચી નહિં શકાય તેવી સ્થિતિમાં હતા. તો પણ સૂક્ષ્મદર્શક કાચના યોગે જેમ તેમ કરીને અક્ષરો અનુમાનથી ઓળખ્યા પરંતુ સર્વથા અસંદિગ્ધ નહિં જણાવાના લીધે એ શબ્દોની આગળ ( ? ) આવું શંકાચિન્હ મૂક્યું છે પરંતુ, પાછળથી જ્યારે સંસ્કૃત પ્રબંધ મળ્યા ત્યારે તેમાં તપાસ કરતાં આ શબ્દો જ યથાર્થ મળી આવ્યા, તેથી હવે આ સ્થાને મૂકેલાં શંકાચિન્હો નિરર્થક સમજવા. આપેલા પાઠો યથાર્થ છે.

કરી. ત્યાંના રાજા રામસિંહ સાથે યુદ્ધ કર્યું અને તેમાં વિજય મેળવ્યો, પરંતુ આખરે ત્યાંજ તેનો સ્વર્ગવાસ થયો. તેની ગાદિએ જયેષ્ટ પુત્ર શ્રીકરણ આવ્યો, તેણે પોતાના બળથી ગઢ મંડારસર કર્યો અને તેથી તેને રાણા એવો બિરૂદ મેળવ્યો. તેને રતનાદેવી કરીને રાણી હતી અને સમધરાદિ ચાર પુત્રો હતા. એક વખતે ( દિલ્હીના ) ગોરી શાહનો ખજાનો પોતાની રાજ્યની સીમા પાસેથી જતો હતો, તેના ઉપર હલ્લો લઇ જઇ શ્રીકર્ણ રાણાએ તે ખજાનો લુંટયો. પણ પાછળથી શાહ સૈન્ય લઇને આવ્યો અને તેની સાથે શ્રીકર્ણે પોતાના ૭૦૦ સુભટો સાથે જબરૂં યુદ્ધ કર્યું. યુદ્ધમા તેના સઘળા સુભટો કપાયા તેવામા અને જે પાછળથી કીલ્લાની રક્ષા કરવા રહ્યા હતા તે બધા જોહર ( કેશરીયા ) કરીને આવ્યા અને શત્રુ સાથે લડતાં માર્યા ગયા શાહે કિલ્લો લીધો અને લુંટ ચલાવી.

રાણી રતનાદેવી પોતાના ન્હાના ન્હાના ચારે બાલકોને લઈને ખેડપુર ગામે, જે તેનું પીયર થતું હતું ત્યાં, ચાલી ગઇ, ત્યાં બાલકો ધીમે ધીમે મોટા થવા લાગ્યા.

---

દેવલવંડા- એ મેવાડમાં ઉદયપુરથી ઉત્તરમાં ૧૭ માઇલ દૂર આવેલું હાલમાં દેલવાડા નામનું જે ગામ છે તેજ છે. સંસ્કૃત લેખોમાં એનું સંસ્કૃત ( સુધારેલું ) નામ देवलकुल पाटक આપેલું છે. પૂર્વે તે એક ઘણું આબાદ શહેર હતું. હાલમાં તો ઉધ્વસ્ત જેવી સ્થિતિમાં છે તેના માટે વિશેષ જુઓ. વિજયધર્મસૂરિએ લખેલો देवकुल पाटक નામનો નિબંધ.

† દેવડાવંશ--એ એક ચૌહાણ રાજપૂતોની શાખા છે. આબુ પર્વતની પાસે આવેલા સીરોહી રાજ્યના રાજકર્તા એજ શાખાના છે અને वलहठ बंका દેવડા એ તેમનો મુદ્રાલેખ છે. દેલવાડામાં એ શાખાનું પૂર્વે રાજય હતું કે કેમ અને આ પ્રબંધમા જણાવેલા સાગર આદિ રાજાઓ એ શાખામાં થઇ ગયા છે કે કેમ, એ સંબધી હજી બીજાં પ્રમાણો જોવામાં આવ્યાં નથી.

× બોહિથરા--નામનો વંશ મારવાડમાં ઓસવાલોમા હજી પણ પ્રચલિત છે અને એ વંશના સેંકડો કુટુંબો છે. કેટલાક લોકો તેનો ઉચ્ચાર 'બોથરા' કે 'બોતરા' એવો પણ કરે છે.

આ વખતે ખરતરગચ્છના આચાર્ય જિનેશ્વરસૂરિ ખેડપુરમાં આવી ચાતુર્માસ રહ્યા. તેમને એક રાત્રીએ શાસનદેવીએ આવીને કહ્યું કે તમને અહિં ઘણો લાભ થશે અને રાજાના ચાર પુત્રો જૈનધર્મ ધારણ કરશે. આ સાંભળી આચાર્ય બહુ હર્ષિત થયા. ધીમે ધીમે સુમધરાદિ રાજકુમારો આચાર્ય પાસે આવવા લાગ્યા અને તેમનો ઉપદેશ સાંભળી તેમણે જૈનધર્મ સ્વીકાર્યો. દિન પ્રતિદિન જૈનધર્મ ઉપર તેમની આસ્થા વધતી ગઇ, જિનપૂજા વિગેરે કરવા લાગ્યા. પછી તેમણે શત્રુંજય અને ગિરનારની યાત્રા કરવા માટે સંઘ કાઢયો અને રસ્તામાં જતાં દરેક ગામે જેટલા શ્રાવકના ઘર આવતા તે પ્રત્યેકને પૂગીફલ ( સોપારી ) ભરેલા થાલ ભેટણા તરીકે આપતો. આથી તેને લોકો 'ફોફલીઆ' ના નામે ઓળખવા લાગ્યા આવી રીતે સમધર 'સંઘપતિ' થયો.

સમધરને જયતી નામે સ્ત્રીથી તેજપાલ નામે પુત્ર થયો તેણે ગુર્જર દેશના ધણીની મુલાકાત લઇ બહુ માન મેળવ્યું. ઘણીક ભેટો આપી તેણે આખો દેશ મુકાતે લીધો અને આવી રીતે તે અણહિલપુરનો એક માલિક જેવોજ થયો. પછી તેણે સંઘ કાઢી શત્રુંજય અને ગિરનાર તીર્થની યાત્રા કરી. ત્યાં સંઘે મળીને તેને 'સંઘપતિ' નો હાર પહેરાવ્યો. તેણે ઘર દીઠ પાંચ સેર મોદકથી ભરેલો અને ઉપર સોનામહોર મુકેલો એવો એકેકો થાળ લ્હાણી તરીકે આપ્યો. પાટણમાં જિનકુશલસૂરિની આચાર્યપદ સ્થાપનાનો મહોત્સવ કર્યો. પછી સમેતશિખર તીર્થની યાત્રા કરવા માટે સંઘ કાઢયો. યાત્રા કરી પાછા આવતા રસ્તામાં શત્રુ સેનાએ સંઘ ઉપર હલ્લો કર્યો, પરંતુ સંઘની પ્રબલતા જોઇ તે સેના ન્હાસી ગઇ. રસ્તામાં, શત્રુંજય પ્રમાણે જ ઘેર ઘેર લ્હાણી કરી. ઘણાક ઠેકાણે સત્રૂકારો ( દાનશાળાઓ ) ઉઘાડયા. આવી રીતે અનેક ધર્મકૃત્યો કરી અંતે અણસણ ઉચરી તે સ્વર્ગે ગયો.

તેજપાલને તારાદેવી નામે પત્નીથી વીલ્હા નામે પુત્રરત્ન થયો, તે પણ શત્રુંજય વિગેરેની યાત્રાઓ કરી તેમજ પર્વ દિવસોના પારણા વિવિધ પકવાન્નોવડે સાધર્મિવાત્સલ્યો કરી પોતાની લક્ષ્મી નો સદુપયોગ કર્યો.

વીલ્હાને વીના નામે સ્ત્રી હતી અને તેને કડૂઆ અને ધરણા નામે બે પુત્રો થયા. તેમાં કડૂઆ ચિત્રકૂટ ( ચિતોડ ) જઇને વસ્યો. ત્યાંના રાજાએ તેને ઘણું માન આપ્યું. હવે, એક વખતે માલવાના બાદશાહની સેના મેવાડ ઉપર ચઢી આવે છે એવી ખબર મળતાં આખા દેશમાં ખળભળાટ થયો. લોકો આકુલ-વ્યાકુલ થવા લાગ્યા ત્યારે રાણાએ સંઘપતિ કડૂઆને કહ્યું કે કોઇ એવો ઉપાય કરો કે જેથી આ આફત ટળે. કડૂએ તે શત્રુની સેના સામે ગયો અને તેના સેનાનીને મળી યુક્તિથી સંધિ કરી-સમજાવી તેને પાછો કાઢયો આથી રાજા બહુ ખુશ થયો અને હાથી ઘોડા વિગેરે ઈનામ આપી તેને મંત્રીપદ આપ્યું. પછી તે મંત્રી અણહિલપુર ગયો અને ત્યાં પણ તેને રાજ્ય તરફથી ઘણો સત્કાર મળ્યો. ત્યાં તેણે અનેક જિનપ્રતિમાઓ ભરાવી, તેમની આડંબર પૂર્વક પ્રતિષ્ઠા કરાવી. લોકહિતાચાર્યની[1] પાસેથી જિનરાજને[2]આચાર્ય પદ અપાવી તે પદસ્થાપનાનો મ્હોટો મહોત્સવ કર્યો. એ ઉત્સવમાં જે જે સાધર્મિ ભાઈઓ આવ્યા તેમને બધાને વસ્ત્રાદિકની પહેરામણી આપી તેમનું સન્માન કર્યું આખા ગુર્જર દેશમાં અહિંસા પળાવી. શત્રુંજયની યાત્રા કરી ઘણું ધન ખર્ચ્યું. મંત્રી આમ અનેક પુણ્ય કામ કરી સ્વર્ગે સિધાવ્યા.

---

૧ લોકહિતાચાર્ય—એમને જિનોદયસૂરિએ સૂરિપદ આપ્યું હતું અને તેમણે જિનરાજસૂરિને સં. ૧૪૩૨ ( એક બીજી પુરાણી પટ્ટાવલિમાં ૩૩ ની સાલ લખી છે ) માં ફાગણ વદિ ૬ ને દિને અણહિલપુરમાં આચાર્ય પદવી આપી હતી. અને તે પદનો મહોત્સવ સાધારણાએ કર્યો હતો એમ પટ્ટાવલિમા જણાવ્યું છે

૨ જિનરાજસૂરિ—તેમને આચાર્યપદ ઉપર પ્રમાણે મળ્યું સં. ૧૪૪૪ મા ચિતોડગઢ ઉપર આદિનાથબિંબની પ્રતિષ્ઠા કરી હતી. તેમણે સવા લાખ શ્લોક પ્રમાણ ન્યાયગ્રંથ અભ્યાસ્યા હતાં અને સ્વર્ણપ્રભ ભવનરત્ન અને સાગરચંદ્રને સૂરિપદ આપ્યુ હતું. સં. ૧૪૬૧ માં દેવલવાડામાં (ઉદયપુર પાસે) તેમનો સ્વર્ગવાસ થયો તેના સ્મરણાર્થે ત્યાંના સા. નાન્હાક શ્રાવકે તેની સંગેમરમરપત્થરની એક મૂર્તિ બનાવી હતી, તે આજ પણ વિદ્યમાન છે. જુઓ દેવકુલપાટક પૃ. ૧૫

(૧) સાગર (૫) તેજપાલ (૯) માંડણ (૧૩) વચ્છરાજ
(૨) બોહિત્થ (૬) વીલ્હા (૧૦) ઉદયકરણ (૧૪ એ) કર્મસિંહ
(૩) શ્રીકરણ (૭) કડુઆ (૧૧) નરપાલ (૧૪ બી) વરસિંહ
(૪) સમધર (૮) મેરાગર (૧૨) જયધર (૧૫) નાગરાજ
(૧૬) સંગ્રામ (૧૭) કર્મચંદ્ર

વચ્છરાજ[3]—તે રણમલ રાજા પાસે મંત્રી હતો. એક વખત રણમલ ચિત્રકૂટમાં કુંભા[4] રાણા પાસે પોતાની સેવા બજાવવા આવ્યો ત્યાં તેને પ્રપંચ કરી હણવામાં આવ્યો. આથી તેનો પુત્ર જોધો પિતાનું વૈર

---

૩ શ્રીયુત ટૉડ લખે છે કે વચ્છરાજ મંડોરના રાજા રાવ રિડમલને લઇ મેડ પાટણે રહ્યો અને પોતાની કાર્યદક્ષતા અને નસીબની પ્રબલતાથી દિવાન-ના પદ સુધી જઇ શક્યો (તેથી અત્રે રણમલ તે કદાચ મંડોરના રિડમલ હોઇ શકે તેમ છે, કારણ કે બીજું વર્ણન બરાબર આવે છે કે) તે રિડમલને રાણા કુંભાએ કપટ કરી મારી નાખ્યો, અને તેથી વચ્છરાજે જોધાને મંડોરમાં બોલાવી તેને ગાદીપર સ્થાપ્યો. વળી તે વંશાવળીમાં જયધરને બદલે તેના નાના ભાઇ જેસલનો પુત્ર વચ્છરાજ હતો એમ જણાવે છે.

૪. કુંભાજી (સં. ૧૪૯૦–૧૫૨૫) ચિતોડની ગાદીપર હતો તે બાલક હતો તેથી તેના મામા મારવાડના રાવ રિડમલજીએ થોડા દિવસ ચિતોડ રહી રાજ્યનો પ્રબંધ કરવાનું ઉચિત જાણ્યું. અને એમ પણ કહેવાય છે કે તેની ઇચ્છા કપટથી મેવાડ લઇ લેવાની હતી. ગમે તે હો, રિડમલને ચિતોડમાં રહ્યા થોડા દિવસો થયા કે સિસોદિયાને તેને મેવાડ લેવાનું છે એવો સંદેહ થયો કે તેઓ બહુ ગભરાયા અને તુરત વીર ચૂંડાજીને માંડુ સમાચાર મોકલ્યા કે અહીં સર્વ પ્રકારે રાઠોડનો અધિકાર જામ્યો છે. ચુંડાજી તુરત ત્યાંથી ચઢી એક રાતના સમયમાં સં. ૧૪૯૮ માં અકસ્માત ચિતોડગઢ પર આવી રિડમલજીને સાથીઓ સહિત મારી ગઢમાં પોતાનો અધિકાર વર્તાવ્યો. તે સમયે ચૂંડાજીને નિશ્ચય થયો કે રિડમલજીના પુત્ર જોધાજી ભાગી ગયેલ છે તેથી તેને પીછો લીધો અને જોધાજીના જંગલોમાં ભાગી જવાથી સમસ્ત મારવાડપર પોતાનો અધિકાર કરી તેની રાજધાની મંડોર પણ લઇ લીધી. ત્યાં ચૂંડાજીએ પોતાના પુત્ર કુંતલજી અને મુંજાજીને રાખ્યા. પાંચ વરસ મંડોરમાં સિસોદિયાનું રાજ્ય રહ્યું. અંતમાં સં. ૧૫૦૦ માં જોધાજીએ પુનઃમંડોર લીધું. (ઇતિહાસ રાજસ્થાન).

લેવા ઉશ્કેરાયો, તે જોધાએ પોતાનો ઝનાનો લઇ જંગલમાં વાસ કરી વછરાજ મંત્રીની સલાહથી રાજ્ય કાર્ય કરવાનું શરૂ કર્યું. સેના

( આઠ રાણી) (૧) સાગર-(માનવતી મુખ્ય.)

(૨) બોહિત્થ-બહિરગંદે | ગંગદાસ | જયસિંહ

( આમનો પરિવાર બોહિત્થહરા નામથી ઓળખાય છે. )

(૩) શ્રીકરણ-રતનાદે | જેસિંગ | જયમલ | તાલ્હા | ભીમા | પદમા | સોમસિંહ | પુન્યપાલ

(૪) સમધર-જયતી | વીરદાસ | હરિદાસ | ઉધ્ધરણ

(૫) તેજપાલ-તારાદેવી

(૬) વીલ્હા-વીણા

(૭) કડુઆ | ધરણા

(૮) મેરાગર-હરિખમદે ( તેણે પણ વિમલગિરિ ( શત્રુંજય. ) આબુ, ગિરનાર એ તીર્થની જાત્રા કરી શત્રુંજયને કરથી મુક્તો કર્યો.

(૯) માડણ-સુમહિમા

(૧૦) ઉદયકરણ-ઉછરંગદે

(૧૧) નરપાલ | નાગદેવ-નારંગદે

(૧૨) જયધર | જેસલ | વીરમ

(૧૩) વછરાજ | દેવરાજ | હંસરાજ

૭ | દસુ | ડુંગ(મંત્રી) | તેજો

લઈ મેદપાટને ઉજાડ કરતો, પછી તે જોધપુર જનાનો જંગલમાંથી લઈ આવ્યો.

જોધો પોતાના પુત્ર [2]વિક્રમને બોલાવી (અંત સમયે) કહેવા લાગ્યો કે જે સ્વભુજથી પૃથ્વી મેળવી રાજ્ય કરે છે તે ખરેખર પુત્ર છે, માટે વચ્છરાજ મંત્રીની સલાહ લઈ તેને સાથે રાખી જંગલ દેશ લઈ રાજ કરજે. મંત્રીને પણ શિખામણ આપી કે જરા પણ નમતું ન મૂકતાં શત્રુને છલ બલથી વશ કરજે, અને કોઈ પણ કામ એવું ન થાય કે જેથી લાજ આવે. વિક્રમને તમારા ખોળે ભળાવું છું. પછી તેણે સ્વર્ગવાસ કર્યો. કાહુંની ગામમાં રહી વિક્રમ રાજ્ય કરવા લાગ્યો. વચ્છરાજે આ ગામને ગઢ કરાવ્યો. અને વાણિયા તેમજ બીજી વસ્તી ત્યાં વસવા આવેલ તેથી ગામની શોભા વધી. વિક્રમે શુભ મુહૂર્તે કાહુંની ગામને કોડિમદેસર એ નામ આપ્યું. વચ્છરાજ મંત્રિને 'પરભૂમિ પંચાનન' એ બિરુદ મળ્યું. તે મંત્રીએ શત્રુંજયાદિક તીર્થની યાત્રા કરી, દેરાઉરમાં જિનકુશલસૂરિની ( તેની-મૂર્તિની ) યાત્રા કરી. મુલતાણના રાજાએ આ મંત્રીની કીર્તિ સાંભળી, પોતાને ત્યાં બોલાવી એક છત્ર ભેટ આપ્યું.

---

૧ જોધો—( સં. ૧૪૭૩–૧૫૪૮) જેણે ટાપુની ગામમાં ઘણા વિપત્તિના દિન નિગમ્યા. સાત વર્ષ પછી સં. ૧૫૦૦ માં પોતાના પિતા રિડમલજીની મંડોરની ગાદી શિશોદિયા પાસેથી પાછી લીધી. સં. ૧૫૧૫માં મારવાડની પ્રાચીન રાજધાની મંડોર છોડી પોતાના નામથી જોધપુર વસાવી એક સુદૃઢ ગઢ ત્યાં બંધાવ્યો.

૨ બીકાજી ( વિક્રમ ) આ જોધાજીના ત્રીજો બેટો હતો. જેણે બીકાનેર કેમ વસાવ્યું તેનો વૃત્તાન્ત એ છે કે જોધાના નાના ભાઈ કાન્ધલજી રાજ-દરિ બીકાજી સાથે વાતો કરતાં જોધાએ "હસતાં કહ્યું કે ભત્રીજાનો ... પછી આજ તમે આવ્યા. તો તેને દેશ રાજ્ય અપાવશો. એમ લાગે છે. કાન્ધલજીએ ગંભીરતાથી તે વાત ઉપાડી લીધી, અને સં. ૧૫૨૭ માં બીકાજીને લઈ ૪૦૦







---

સવાર સહિત જોધપુરની ઉત્તર તરફના જાંગલૂ દેશમાં સાખલોનું રાજય હતું ત્યાં ચડાઇ કરી, તેના ૬૨૫ ગામ પર અધિકાર લીધો. રાજધાની જાંગલૂ વર્તમાન વીકાનેર નગરથી ત્રીસ મૈલ પશ્ચિમ દક્ષિણ હતું. સં. ૧૫૩૦ માં જોગલુન છોડી ચૂંડાસર ગામ ( વીકાનેરથી પશ્ચિમમાં ૧૬ મૈલ ) માં રહેવા લાગ્યા. ત્યાં સં. ૧૫૩૫ માં કોડમદેસરના નામના તળાવના તટપર ગઢ ચણાવ્યો. આ તળાવ પુંગલની ભાટિયોની આંખમાં આવ્યું તેથી તેમણે લડાઇ કરી. આખરે ભાટિયોથી દબાઇ કોડમદેસરપર ગઢ બનાવવાનો વિચાર છોડી દીધો. સં. ૧૫૪૨ માં વીકાજીએ વીકાનેર નગર વસાવ્યું કે જે સ્થાન મુલતાનના માર્ગ પર હતું તે માર્ગને તે સમયે રાતીઘાટી કહેતા હતા, ત્યાં સં. ૧૫૪૫ માં ગઢ બનાવ્યો પૂર્વમાં જાટોના સાત ભોમીચારે હતા, તેને દબાવી હરાવી તેના પર કાન્હલજીની શૂરવીરતાએ અધિકાર મેળવ્યો. સં. ૧૫૫૨ માં વીકાજી દેવલોકે ગયા. ( ઇતિહાસ રાજસ્થાન. )







(૧૪) કર્મસિંહ—જોધાના પુત્ર વિક્રમે પોતાના પુત્ર લુણકર્ણને લઘુ-વયે રાજનું ટીલું કર્યું-યુવરાજ પદ આપ્યું. ગાદી પર બેઠો. અને વિક્રમે વીકાનયર(વીકાનેર) પ્રસિદ્ધ કર્યું (સં. ૧૫૪૧), કર્મસિંહ મંત્રી થયા. તેણે નગરને ગઢ કરાવી નમિ વિહાર નામનું ચૈત્ય બંધાવ્યું. આ વખતે શાંતિસાગરસૂરિ પાસે નંદી મહોત્સવ સહિત જિનહંસસૂરિને સૂરિપદ અપાવ્યું. અને મંત્રીએ અનેકવિધ દાન જેવાં કે સ્વામી-વત્સલ, માંગણોને દાન વગેરે કર્યાં. પુંડરિક ગિરિ, (શત્રુંજય) રૈવત ગિરિ (ગિરનાર), આબુ તીર્થની યાત્રા કરી. શત્રુંજયના સંઘને મુક્ત કર્યો. મંત્રી માર્ગમાં લહાણી કરતો, અને ચૈત્યની

જાત્રા કરતો. મંત્રીએ સંઘ સાથે આ પ્રમાણે યાત્રા વગેરે કરવામાં ત્રણ લાખ પીરોજી ખરચી. સંવત્ ૧૫૪૨ માં હર્ષ સંહિત કલ્પસૂત્ર વંચાવ્યું, અને ચિત્રકૂટમાંના ચૈત્યમાં ઘણું દ્રવ્ય ખર્ચ્યું. પોતે સં. ૧૫૫૬ માં શરૂ કરાવેલ નમિ ચૈત્યને સં. ૧૫૭૦ માં પૂર્ણ કર્યું. એક વખત લૂણકર્ણને નંદગોકુલ (નારનોલ) માં મંત્રી સાથે લઇ શત્રુ સાથે લડવાનો પ્રસંગ આવ્યો. અરિઘાત કરવાના કાર્યમાં મંત્રીશ્વર કર્મસિંહ આગળ જઇ રણશૌર્ય બતાવી સ્વર્ગે ગયો. તેની સાથે તેનો પુત્ર રાજસી (રાજા) અને ભત્રીજો મેઘો (વરસિંહનો પુત્ર) પણ પડ્યા. રાજા લૂણકર્ણ અને તેનો પુત્ર પ્રતાપસિંહ બંને લડાઇમાં લડી મૃત્યુ પામ્યા. રાજાએ મરણ પામતાં પહેલાં રાજમુદ્રા પોતાના જેષ્ઠ પુત્ર જયતસીને આપી. જયતસીએ પોતાના મંત્રી તરીકે કર્મસિંહના ભાઇ વરસિંહને સ્થાપ્યા.

(૧૪બી: વરસિંહ—તેને વીઝાદેવી નામની શીલવતી ભાર્યા હતી. ચાંપાનેરમાં મદફ્ફરસાહની છ માસ સેવા કરી તેની પાસેથી શત્રુંજયની જાત્રાનો ફુરમાણ કરાવી લીધો. આ ફુરમાણ સહિત તેની, તેમજ આબુ ગિરનારની જાત્રા કરી, માર્ગમા લાણી આપી. મદ-

૧ લુણકર્ણ—સં. ૧૫૬૨-૧૫૮૩. સં. ૧૫૬૯ માં ફતેહપુરના નવાબ કરરેદોલતખાં પાસેથી ૧૨૦ ગામ છીનવી લીધાં અને સં. ૧૫૮૩ માં નારનોલના નવાબ અબ્દુલમીર પર ચઢાઇ કરી. નારનોલની પાસે ઢોસી ગામે લડાઇ થઇ તેમાં છાપર દ્રોણપરનો વીદાવત રાજા લુણકર્ણથી પલટી જઇ નવાબને મળી ગયો. તે લડાઇમાં લુણકર્ણજી ચાર કુંવરો સ.થ કાળ પામ્યા. અને સેના પરાસ્ત થઇ પાછી વીકાનેરમાં ભાગી આવી. (ઇતિહાસ રાજસ્થાન)

૨ જયતસી (જૈતસિંહ)—૧૫૮૩—૧૫૯૮ તેણે પિતાનું વેર લેવા વીદાવત રાજા પર ચડાઇ કરી ગાદી ઉપરથી ઉતારી મૂકયો સં ૧૫૯૧ માં હુમાયુના ભાઇ કામરાને ચઢાઇ કરી હતી. તેને લડાઇ કરી હટાવ્યો. સં. ૧૫૯૮ માં જોધપુરના મહારાજા માલદેવે વિકાનેર પર ચઢાઇ કરી તેમાં જૈતસિંહ પડયો.

કૂરશાહે પોતાના મહેલમાં લઇ જઇ મંત્રીને ઘણું માન આપ્યું. આ મંત્રીએ જિનકુશલસૂરિની જાત્રા દેરાઉરમાં સં. ૧૫૮૨ માં કરી ત્યાં સત્રુકાર મંડાવ્યો. પણ હંમેશાં સ્વપ્ન 'આવતું' કે ગઢાલામાં તે કરાવવો. ત્યાં જવાથી જાત્રા સિદ્ધ થશે. અહીંથી ગઢાલા તીર્થ થયું. આ મંત્રીના મરણ પછી રાજા જયતસીએ તેના પુત્ર નગરાજને મત્રી તરીકે સ્થાપ્યો.

(૧૫) નગરાજ—તેણે ગિરનારની યાત્રા કરી અને માર્ગમાં પ્રતિગામે લ્હાણી કરી. એક વખત માલદેવ રાજા જંગલીપુર ગામ લેવા સેના લઇ ચડી આવ્યો જયતસી રાજા મંત્રીને કહે કે ગમે તે મંત્રથી એવું કરો કે જેથી આપણું નામ–આબરૂ રહે. મંત્રીએ વિચાર્યું કે માલદેવ સબલ રાજા છે, તેથી તે સાથે નિબંલ રાજા વિગ્રહ કરે તો અર્થ પૂર્ણ સરે તેમ નથી, માટે શેરસાહ સુરતાણ (સુલતાન) ની સેવા કરી તેની મદદ લેવી. આ વિચારથી નગરાજ મંત્રીએ તો તેની પાસે જઇ હાથી ઘોડાની ભેટ અપી તેને સંતુષ્ટ કર્યો પાછળ યુવરાજ કલ્યાણને તથા સેનાને લઇ જયતસી માલદેવ સામો ચડ્યો અને પોતે રણમાં પડ્યો. માલદેવ જયતસીનું મરણ જાણી જંગલદેશ લઇ પોતાને સ્થાને ગયો. ત્યાં તો નગરાજે સેરશાહ સુરતાણની સેના સહિત આવી માલદેવની સેના સામે લડી પોતાની રાજભૂમિ પાછી વાળી જીત મેળવી આવ્યો. શેરસાહે કલ્યાણમલને ટીલો કરી ગાદીએ બેસાડ્યો અને મત્રી નગરાજ વીકાનેર મૂકી શાહ સાથે આવ્યો હવે કલ્યાણનૃપ ખુશીથી રાજ્ય કરતો હતો. મંત્રીને શાહે પાછો મોકલ્યો, રસ્તામાં અજમેર આવતા તે મંત્રી સ્વર્ગે સીધાવ્યો. કલ્યાણમલે નગરરાજના પુત્ર સંગ્રામને પોતનો મંત્રીશ્વર બનાવ્યો

(૧૬) સંગ્રામ શેરસાહે પણ મતિના સાગર એવા નગરાજનું મૃત્યુ જાણી તેના પુત્ર સંગ્રામને મંત્રીશ્વર સ્વીકાર્યો. આ મંત્રીએ આબુ, ગિરનારની જાત્રા કરી. શત્રુંજયની યાત્રા સેના સહિત

કરી માર્ગમાં ગામે ગામ લ્હાણી કરી પછી ચિત્રકૂટમાં મંત્રી આવતાં તેને રાણાએ ઘણું માન આપ્યું. ગામ તથા ગજની ભેટ આપી, પછી કલ્યાણમલ્લે બીકાનેર બોલાવતાં સેના લઇ સગ્રામ મંત્રી ચિતોડથી ચાલ્યો. વચમા (જોધપુરના) માલદેવનો દેશ આવતાં તેને છલકપટ કરતા જોઇ તે તેના મધ્ય દેશમાં ન પેસતાં બીજે માર્ગથી વિક્રમપુર આવ્યો. અનુક્રમે રિપુના બલ તોડી રાજ્યધુરા હાથમાં લીધી. જિનચંદ્રસૂરિ ક્રિયા ઉદ્ધાર કરવામાં પ્રયત્નશીલ હતા. તેઓં અનેક ઉત્સવ કરાવી પંડિતને ધન દેવરાવી શિષ્યોને પ્રકરણ ગ્રથોનું જ્ઞાન આપતા હતા પછી વિમલગિરિ જઇ વિધિ–ચૈત્ય કરાવ્યું. આમા સંગ્રામ મંત્રીએજ દ્રવ્ય સહાય આપી. પૌષધશાલા કરાવી, રૂપા નાણાની લ્હાણી કરી, ચિત્રકૂટમાં કલ્યાણમલ રાજાનો વિવાહ કરાવ્યો, અને તેથી [illegible]નપુરના રાયની કીર્તિ વધી. હાજીખાન, હસન કુલીખાન વગેરે મંત્રીશ્વર સાથે સંધી કરી, જિનમંદિરોનું રક્ષણ કર્યું. પછી સંગ્રામ મંત્રીનો સ્વર્ગવાસ થયો, અને તેના પુત્ર કર્મચંદ્રને મંત્રી પદ મળ્યું.

(૧૭) કર્મચદ્ર—રાય કલ્યાણે કર્મચંદ્રને મંત્રી બનાવ્યો. ત્યાર પછી તે મંત્રીએ શત્રુંજય, રૈવતગિરિ, ખંભાત જાત્રા કરી, પરિજન લઇ અર્બુદ–

---

માલદેવ—સં. ૧૫૫૮-૧૬૧૯ સં. ૧૬૧૯ જોધાના પુત્ર સુજાજી (સુર્યમલ્લજી)ના ગાંગાજીનો પુત્ર જોધપુરની ગાદી પર અદ્વિતીય રાજા થઇ ગયેલ છે. તેણે સં. ૧૫૯૮ મા વિકાનેર પર ચઢાઇ કરી. ત્યાંની પાસેના સોહુઆ ગામમાં બંને અજુના લશ્કરો જૈતસિંહ કામ પ્રસગે એક દિવસ માટે વીકાનેરમાં જતા તેની ગેરહાજરીમાં માલદેવે યુદ્ધ કર્યું પછી જૈતસિંહ આવતા લડાઇમા તે જૈતસિંહ પડયો. માલદેવે વીકાનેર લીધું. જૈતસિંહ પુત્ર રાવ કલ્યાણમલ્લજી પોતાનો દેશ છોડી નાઠા. તેના કાકા ભીમસિંહજી બાદશાહ શેરસાહ સૂરની પાસે દીલ્લી ગયા. સં. ૧૬૦૦ મા શેરસાહ સેના લઇને આવ્યો. લડાઇ થઇ, તેમા શેરશાહની જીત થઇ કલ્યાણમલ્લે બીકાનેરનું રાજ્ય પાછુ લીધુ

ગિરિ ચઢી તે તીર્થની યાત્રા પણ કરી. કલ્યાણમલના કુમાર રાયસિંહે[૧] પણ કર્મચંદ્રને મંત્રીશ્વર તરીકે સ્વીકાર્યો. એક વખત કલ્યાણમલ રાજાએ કુમારને શાહની સેવા કરવાની શિખામણ આપવા સાથે મંત્રી પાસે એવું જણાવ્યું કે અમારા પૂર્વજ વિક્રમ રાજાએ એક વખત જોધપુરમાં જઇ એક ઘડી પણ ગોખે ચઢી બેસું તો સારૂં એમ ઇચ્છયું હતું. આમ ન થાય તો કમલપૂજા કરૂં. તો શાહની સેવા કરી તેમ કરવું. આથી રાયસિંહ સહિત મંત્રીએ શાહની સેવા કરી શત્રુની સેના હરાવી. જોધપુરનું રાજ લઇ તેના ગોખમાં રાય કલ્યાણને બેસાડયો રાજા કલ્યાણે ઘણા હર્ષિત થઇ મંત્રીને વર

---

૧ રાયસિંહ—સં-૧૬૩૮-૧૬૬૮. સં ૧૬૩૦ માં આંબેરના કુમાર માનસિંહજીના સમજાવવાથી તે બાદશાહ અકબરની સેવામાં ઉપસ્થિત થઇ તેનો પાદ સેવી બન્યો. ૧૬૩૬ માં અકબરની આજ્ઞાથી સિરોહીના મહારાજા સુરતાનસિંહને પકડી બીકાનેરમા લઇ આવ્યો ને ત્યાં રાખ્યો. તે સમય સિરોહી રાજાનો મિત્ર આસિયા દુદાજી ચારણે બીકાનેર આવી પોતાની કવિતાથી રાયસિંહને ઘણો પ્રસન્ન કરી પોતાના મિત્ર રાજાને છોડાવી તેને સિરોહી અપાવી. તેણે બિકાનેરનો હાલનો ગઢ બંધાવ્યો છે, જેને સં ૧૬૪૨ માં શરૂ કરી ૧૬૪૫ માં પૂરો કર્યો. તે સં. ૧૬૬૮ માં બુરહાનપુરમાં મરણ પામ્યો. અકબરની તેના પર પ્રીતિ હતી. ઉદેપુરના મહારાણા પ્રતાપની પ્રશંસાના ચાર પ્રસિદ્ધ દોહા બનાવનાર અકબરની સભામાં રહેનાર પૃથ્વીસિંહ તે રાયસિંહના નાના ભાઇ હતા. રાયસિંહ પછી તેનો જ્યેષ્ટ પુત્ર દલપતસિંહજી ગાદી પર બેઠો. બાદશાહ શાહજહાંનને અપ્રસન્ન કરવાથી તેની સેનાએ આવી દલપતસિંહ ને કેદ કરી અજમેર રાખ્યો ને ગાદી પર તેના ભાઇ સુરજસિંહને બેસાડયો દલપતસિંહને હરસોલાવના ઠાકુર હાથીસિંહે અજમેરથી છોડાવ્યો. આથી બાદશાહની સેનાએ ફરી લડાઇ કરતાં તેમાં હાથીસિંહ અને દલપતસિંહ બંને કામ આવ્યા. સં. ૧૬૭૦ ( ઇતિહાસ રાજસ્થાન ) સિરોહીના ઇતિહાસ ( ઓઝા. ગૌરીશંકર કૃત ) માં સુરતાનસિંહજી (સં. ૧૬૨૮-૧૬૬૭ ) નો વૃત્તાંત જોતાં રાયસિંહ તેને કેદ પકડી લઇ ગયા એ વાત આવતીજ નથી. તે બંનેનો સંબંધ એટલો આવે છે, સુલતાનની પાસેથી અર્ધું રાજ્ય બાદશાહ

માગવા કહ્યું. કર્મચંદ્રે કહ્યું 'મારે રાજ કૃપાથી બધું છે. પણ પુણ્ય કરણી એટલી માગું છું કે આખું ચોમાસું કંદોઇ, ઘાંચી અને કુંભાર પોતાનો ધંધો ન કરે, નવકારના સ્મરનાર જનોના માલ છોડવવા, અને દાણનો ચોથો ભાગ માફ કરવો, છાલીનો કર કાઢી નાખવો' રાજાએ 'તથાસ્તુ' કહી એ પ્રમાણે કહ્યું કે મારી જે સંતતિ થાય તે, તારી સંતતિ જ્યાં સુધી કાયમ રહે ત્યાં સુધી તેને, હું જે અણમાગ્યાં ચાર ગામ તને આપુ છું તે કાયમ રાખે. આ પ્રમાણે લેખ કરી મંત્રીને આપ્યો.

એકદા ઇબ્રાહીમ મીરજો પોતાના યોદ્ધાઓ લઇ દિલ્લિનું રાજ્ય લેવા નાગોર પાસેથી જતો હતો. ત્યાં શાહ તરફથી એવો હુકમ આવ્યો કે તેને અટકાવી તેની સેનાને ભાગવી. કુમાર રાયસિંહ સહિત મંત્રીએ સેના લઇ મીરજાની સેનાને નસાડી ભાંગી નાંખી. બીજી વખત એમ બન્યું કે ગૂજર મંડલમાં મહમદ મીરજો જઇ પહોંચ્યો. તેની સાથે રાયસિંહે લડાઇ કરી તેને જીત્યો. સોજત, સમીયાણો, જાલોર અને આબુ સર કર્યો. આમાં ચાણાક્ય આદિ જેવા દક્ષ મંત્રી કર્મચંદ્રનુ બુદ્ધિચાતુર્ય વિશેષ વિજય આપનારૂં નિવડ્યુ હતું. યવન સેનાએ જે આબુ તીર્થ પર આક્રમણ કરેલું* તેને શાહી ફુરમાણ લઇ સાગા-સગ્રામે સુરક્ષિત રાખ્યુ હતું. તે પર મંદિરમા સુવર્ણ ખર્ચી તેર માસ સુધી સાગ્વાર કરી.

સં. ૩૫ ( ૧૬૩૫ ) માં દુર્ભિક્ષ પડ્યો, આથી ગરીબ લોકોને તેર માસ સુધી સર્વ પ્રકારની સહાય આપી, અને જે જે

---

અકબરને આવવાની રાયસિંહે કબુલાત લઇ શિરોહી માટેનો ખોટો હક કરનાર દેવડા બીજાને કાઢી મૂક્યો તુરસમ ખાનનુ નામ અબુલ ફજલના અકબરનામાની હકીકતમા આવે છે પણ શ્રીયુત ઓઝા તે અકબરનામાના વૃત્તાન્તની ઘણી ઘણી વાતો ખોટી જાહેર કરે છે. ગમે તેમ હો, આ પ્રબંધમાં જણાવ્યા પ્રમાણે તુરસમખાને શિરોહીને લૂંટેલું એ વાત સત્ય જણાય છે, કારણ કે આ પ્રબંધ ને સમયના દશ પંદર વરસના અરસામાં રચાયેલો છે.

સ્વધર્મી મંત્રી પાસે બહારગામથી આવ્યા તેને સબલ આપી નિજ નિજ સ્થાનકે પહોંચાડ્યા, તુરસમખાન સિરોહી લુંટતાં એક હજાર જિન પ્રતિમાને તેમાંથી સુવર્ણ લેવા ઉપાડી ગયો અને શાહ દરબારમાં લાવ્યો, ત્યારે મંત્રીએ સોનૈયા આપી તે છોડાવી. સારંગ નામના શાહનું દુઃખ ટાળ્યું. તુરસમખાન જે વાણીઆઓને ગુર્જર મંડલમાંથી બંદિવાન તરીકે લાવ્યો હતો તેને મંત્રીએ છોડાવ્યા. શત્રુંજય અને મથુરામાં તેમજ ઉત્તરમાં કાબુલપુરી સુધીનાં જીર્ણ ચૈત્યોનો ઉદ્ધાર કર્યો, ગીતાર્થ ગુરૂ પાસે અગ્યાર અંગ સાંભળ્યાં. અને આગમ લખાવ્યાં. ગિરનાર અને શત્રુંજય પર નવાં ચૈત્ય કરાવ્યા ચૌદ પર્વ રાજ્યમા વરતાવ્યા. એટલે તે દિવસોએ રાજ્યમાં કોઇ ઝાડને છેદી ન શકે. સતલજ, રેક અને રાવી નદીમા માંછલાં પકડવાનુ બંધ કરાવ્યુ. બલોચીની સામે ફોજ લઇ રાયસિંહે જીત મેળવી અને તેમા જે બંદી આવ્યા તે મંત્રીએ છોડાવ્યા. દેહરાસરમાં જિનના સ્નાત્ર કરાવ્યા. જિનકુશળ સૂરિની શુભ કરાવી, અને ફલોધિમા જિનદત્તસૂરિની શુભ કરાવી.

મંત્રીને બે પુત્ર નામે ભાગ્યચંદ્ર અને લખમીચંદ્ર થયા. આ રીતે વછરાજનો વંશ વધતોજ ચાલ્યો. રાયસિંહ રાજાને દિલ્લી શાહે ( અકબરે ) સન્માન આપી 'રાજા' નું બિરૂદ આપ્યું. અને પોતાના 'પાચ હજારી' નું માન આપ્યુ. રાયસિંહને જયવંતદે રાણીથી દલપતિરાજ, કૃષ્ણસિંહ અને સૂરજસિંહ કુમાર થયા. આ રાયસિંહ રાજાનું ચિત્ત પોતાના તરફ કલુષિત થએલું સમજતાં, મંત્રીએ રાજાની આજ્ઞાથી વિકાનેર છોડી મેડતામાં વાસ કર્યો. ત્યાંથી ફલોધી પાર્શ્વનાથની પૂજા અને જિનદત્તસૂરિની સેવા રાખી. દિલ્લીના સુલતાને મંત્રી અને રાજા વચ્ચેનું વૈમનસ્ય જાણતાં મંત્રીને મોકલવા રાજાને લખ્યું. રાજાએ મંત્રીને ફુરમાન કહાવતાં મંત્રી સુલતાન પાસે ચાલ્યો. રસ્તામાં અજમેર, ગુરૂની જાત્રા કરી, પછી લાહોર આવી સુલતાનને મળ્યો. સુલતાને ચિંતા ન

ફરવા કહી દરબારમાં એક હાથી મંત્રીને બક્ષ્યો. શિકારી ઘોડા તેને સોંપ્યા. શેખને, મૂલ નક્ષત્રમાં બેટી આવતાં, શાહે શાંતિ ઉત્સવ કર્યો. અહીં સલીમ સુલતાન આવતાં દશ હજાર રૂપીયાની ભેટ કરવામાં આવી. શાંતિક જલ લઇ તેણે નમન કર્યું. મંત્રી આથી ખુશી થયો.

( અકબર ) બાદશાહને જિનદર્શનનું તત્ત્વ જાણવાની ઇચ્છા થતાં તેના જાણકારની તપાસ કરતાં જિનચંદ્રસૂરિનું નામ અપાવ્યુ, અને કર્મચંદ્ર મંત્રી તેના શિષ્ય છે એમ જાણ થતાં તે સૂરિને બોલાવવાનું ફુરમાન કર્યું. ગૂર્જર દેશના ખંભાતમાં તે ફુરમાન પહોચ્યું એટલે ગુરૂ વિહાર કરી અમદાવાદ અને પછી શિરોહી આવ્યા. ત્યાં સુરતાણના પ્રભાવથી નૃપે ઉત્સવ કર્યો. ત્યાંથી સુવર્ણ-ગિરિ શાહે ચોમાસું રાખ્યા. ત્યાંથી મગસીજી, મેડતા, નાગપુર, પછી વિક્રમપુર ( વીકાનેર ) ત્યાંથી મરૂમંડલમાં રાણપુર, અનુક્રમે આવ્યા. રાણપુરમાં સંઘે મહોત્સવ કર્યો, અને ત્યાંથી સાંકર સૂત વીરદાસ સાથે ચાલ્યો. અને પછી લાહોર જતાં ફાગણ સુદના અરસામાં આવી બારસને દિને લહોર સૂરિજી પધાર્યા. શાહે ગોખમાંથી જોઇ સૂરિજીને સુખ શાતા પૂછી માન આપ્યું. પરબતશાહે પ્રવે-શોત્સવ કરી ઘણું દ્રવ્ય ખર્ચ્યું.

ગુરૂજીએ શાહને દ્વારકાના દેશના વિનાશ સંબંધી તેમજ તીર્થરક્ષા સંબધી કહેતાં શાહ અકબરે શત્રુંજ્ય આદિ ( જૈન ) તીર્થો બક્ષવાનું ફરમાન કરી આપ્યું, આજમખાનને તે ફરમાન બરાબર પળાવવા હુકમ કર્યો. કાશ્મીરમાં શાહ જતાં ગુરૂને બોલાવ્યા. ત્યાં શાહે આષાઢ સુદિ નવમીથી સાત દિવસની 'અમારી' અગ્યારે સુબામા રહે એવું ફરમાન આપ્યું. ગુરૂ સાથે માનસિંહજીને રહેવા હુકમ કર્યો. ગુરૂ સાથે ડૂંગર તથા પંચાયણ આવી કાશ્મીરગિરિ આવ્યા. મંત્રીને રોહિતાસીમાં ઝનાની રક્ષાર્થે રહેવું પડયું. કાશ્મીર શાહે જીત્યું. પછી શાહ લાહોર જતાં ગુરૂ પણ વિનતિથી લાહોર આવ્યા.

ગુરૂપર અકબર બાદશાહનો પૂજ્ય ભાવ વધતાં તેમને ઉચ્ચપદ આપવાની ઇચ્છા થઇ. ઉચ્ચપદ યુગ પ્રધાનનું કહેવાય અને તેવા યુગ પ્રધાન પૂર્વે કોણુ થયા તેનો નિર્ણય કરવા માટે નાગદેવ શ્રાવકે અઠમ તપ કરી શાસન દેવતાને બોલાવતાં સુવર્ણ અક્ષરમાં જિનદત્તસૂરિનું નામ દેવતાએ લખ્યું. શાહે તેના જ જેવા જિનચંદ્રસૂરિ છે એમ જાણીને તેને યુગ પ્રધાન પદ આપ્યું. અમારી ત્યાં પળાવી, ખંભાત બંદરના સાગરની માછલી એક વરસ ન પકડવામાં આવે તેમ હુકમ કર્યો; લાહોરમાં એક દિવસ સર્વ જીવ ઉગાર્યા-વધથી મુક્ત કર્યા; જૈન ધર્મીના દરેક ઘેર એક એક ચુનડી, સોપારી, નાળીયેર અને એક શેર ખાંડ આપી, ને નંદીમહોત્સવપૂર્વક સૂરિનો યુગપ્રધાન પદવીનો ઉત્સવ ફાગણ સુદિ બીજે કર્યો. આ વખતે જિનસિંહસૂરિએ શ્રુતસાગર, જયસોમ અને રત્નનિધાન પાઠક બનાવ્યા, ગુણવિનય (આ પ્રબંધના રચનાર) અને સમય સુંદર (ઘણા રાસાઓ રચનાર) ને વાચક (ઉપાધ્યાય) પદ આપ્યું આ ઉત્સવમાં નવ હાથી અને પાંચસે ઘોડાઓ હતા. આ સર્વ કર્મચંદ્ર મંત્રીથી થયું. તેથી સર્વ સંઘે તેને ઘેર જઇ તેને યશ:તિલક કર્યું અને બહુ માન આપ્યું. પછી મંત્રીએ અવલ (અબુલ) ફજલને મોખરે કરી, અકબર બાદશાહની હજુરમાં જઇ દશસહસ્ર રૂપિયા, દશ હાથી, બાર ઘોડા અને વિવિધ વસ્ત્રની ભેટ કરી, આથી જલાલદી ગાજી (અકબર બાદશાહ) બહુ ખુશી થયો. બાદશાહે તે પર હાથ મૂકી તેની બક્ષીસ કરી. પછી મંત્રી શેખના મહેલમાં આવ્યો. સુરતાલ સલીમને ભેટ આપી સંતાષ્યો, યુગપ્રધાન ગણધાર (શ્રી જિનચંદ્રસૂરિ) ની બોહિત્ય સંતતિ એટલે કર્મચંદ્ર મંત્રીએ જયતિહુયણ સ્તોત્રથી ચોમાસી પજુસણ પર્વમાં સ્તુતિ કરી, અને સંવત્સરીની ચોમાસી પાખી પર સ્તુતિ કરી, સાંજના પ્રતિક્રમણમાં શ્રીમાલ પહેરાવી.

આવી રીતે કર્મચંદ્ર મંત્રી, અકબર બાદશાહ, અને જિન-ચંદ્રસૂરિનો સંયોગ સુખકર અને વિજયી નિવડયો. જૈન ધર્મની પ્રભાવના થઇ. મંત્રી સંઘની સેવા કરવાજ લાગ્યો. આખરે સં. ૧૬૫૫ માં માઘ વદિ દશમીને દિને, અનુરાધા યોગે, મંત્રી કર્મચંદ્રના રાજ્યમાં તેમના પ્રયોગથી સધરનગર કે જ્યાં સંભવનાથનું ચૈત્ય છે અને જિનકુશલસૂરિની થૂંભ કરમટ મંત્રીએ કરાવી છે ત્યાં ગુરૂ જયસોમ પાઠક ચોમાસું રહ્યા છે, અને તે વખતે સંઘના આગ્રહથી વાચક ગુણ વિનયે આ સરસ પ્રબંધ રચ્યો છે.

---

આ રીતે આખા રાસનો સાર છે. તેમાં ઘણી જાણવા યોગ્ય બિના છે. કર્મચંદ્ર મંત્રીના આખા વંશનું મૂળ જોતાં રાજપૂત-રાજ્ય કર્તામાંથી તે ઉત્પન્ન થએલ છે તે સિદ્ધ થાય છે. અને તેમના પૂર્વજો સમધર આદિ ચાર ભાઇઓને ખરતર ગચ્છીય જિનેશ્વર સૂરિએ જૈન કર્યા અને ત્યારથી ઉત્તરોત્તર વંશજોએ વીકાનેર રાજ્યને મહામંત્રીઓ પુરા પાડેલ છે. જિનેશ્વર સૂરિ સંબંધી પટ્ટાવલિમાં નિચે મુજબ છેઃ- (૪૭)

જિનેશ્વરસૂરિ—જન્મ મરોટમાં સં. ૧૨૪૫ માર્ગશીર્ષ સુદિ ૧૧ ભરણી નક્ષત્રે, પિતા ભાંડાગારિક નેમિચંદ્ર (ષષ્ઠીશતકના કર્તા) અને માતા લક્ષ્મી, મૂળ નામ અમ્બડ, ખેડનગરમાં તેમણે સં. ૧૨૫૫ મા દીક્ષા લીધી, અને વીરપ્રભ નામ ધારણ કર્યું. સં. ૧૨૭૮ ના માઘ સુદિ ૬ ને દિને સર્વદેવાચાર્યે તેમને જાલોર નગરમાં માલ્હૂ ગોત્રીય સાહ ખીમસીએ દશ હજાર રૂપા મુદા ખરચી કરેલા નંદિમહોત્સવ પૂર્વક સૂરિમંત્ર આપી પદસ્થાપન કર્યું. સંવત ૧૩૩૧ માં આશ્વિન વદી ૬ ને દિને મરણ થયું.

---

શા. તેજપાલે (૫) જે જિનકુશલ સૂરિને સૂરિપદનો ઉત્સવ કર્યો તેના સંબંધમાં પટ્ટાવલિમા જણાવેલું છે કેઃ—

જિનકુશલસૂરિ—(૫૦) ખરતર પટ્ટાવલિમાં ૫૦ મા પટ્ટધર—જન્મ સંવત ૧૩૩૦ માં સમિયાણા ગામના વાસી છાજહડ ગોત્રીય મંત્રી જીલ્હાગરને ત્યાં જયતશ્રીથી થયો દીક્ષા સંવત ૧૩૪૭ મા, અને સવત ૧૩૭૭ ના જ્યેષ્ટ વદિ ૧૧ ને દિને રાજેંદ્રાચાર્યે સૂરિમંત્ર આપ્યો, તે વખતે પાટણ વાસી શાહ તેજપાલે નંદિ મહોત્સવ કર્યો હતો તેજપાલ શાહે ૨૦૦૦ સાધુ સાધવી તથા ૭૦૦ વેષધરી યા અન્ય દર્શની પ્રમુખને વસ્ત્રો આપ્યાં હતાં, અને તે અવસરે દિલ્લીવાસી મહુતીયાણ ગોત્રીય વિજયસિંહ નામના શ્રાવક ત્યાં આવેલ તેણે પણ બહુ ધન ખર્ચી નંદિ મહોત્સવ ઉજવેલો. સંવત ૧૩૮૦ મા શાહ તેજપાલે કાઢેલા સંઘની સાથે શત્રુંજય તીર્થ પ્રતિ જઇ સૂરિએ ત્યાં માનતુંગ નામના ખરતર વસતિના પ્રાસાદમાં ૬૭ આંગલ પ્રમાણ શ્રીઆદિનાથ બિંબની પ્રતિષ્ઠા કરી, તથા ભીમપલ્લિ નગરમા ભુવનપાલે કરાવેલી ૭૨ દેવકુલિકાથી મંડિત વીરચૈત્યની પ્રતિષ્ઠા કરી. વિશેષમાં જેસલમેરૂ નગરમાં જયધવલે કરાવેલા ચિંતામણિ પાર્શ્વનાથની પ્રતિષ્ઠા કરી. પુનઃ જાલોર નગરમાં પાર્શ્વનાથની પ્રતિષ્ઠા કરી, 'તથા આગરા નગર નિવાસી સંઘના અતિ આગ્રહથી તેની સાથે જઇ શત્રુંજય યાત્રા કરીને ભાદ્રપદ વદી ૭ ને દિને પાટણનગરમાં આવ્યા, અને શ્રીગુરૂનો સાધુ સંપ્રદાય ૧૨૦૦ ની સંખ્યાનો થયો. સાધ્વી પરિવારની સંખ્યા ૧૬૦૫ ની થઇ. શ્રીગુરૂએ વિનયપ્રભાદિક શિષ્યોને ઉપાધ્યાય પદ આપ્યું. આ વિનયપ્રભ ઉપાધ્યાયે પોતાના નિર્ધન થએલા ભાઇને સપત્તિની સિદ્ધિ અર્થે મંત્ર ગર્ભિત ગૌતમ રાસ (કે જે હમણાં પ્રસિદ્ધ છે) રચ્યો. અને તેના જપવાથી તેમનો ભાઇ ફરી ધનવાન થયો. આ રીતે બહુ શ્રાવકોના પ્રતિ બોધક, પરમ જિન ધર્મ પ્રભાવક શ્રીજિનકુશલસૂરિ સંવત ૧૩૮૯ ના

ફાગણ વદિ અમાવાસ્યાને દિને દેરાવર નગરમાં આઠ દિનનું અનશન કરી સ્વર્ગવાસ પામ્યા. આ હમણા પણ દાદોજી એ નામથી સર્વત્ર પ્રસિદ્ધ છે. આમની દેરાઉરમાં થએલી શુભની જાત્રા વચ્છરાજ મંત્રીએ કરી હતી.

(૫૯) જિનહંસસૂરિ—કર્મસિંહ મંત્રીએ આ સૂરિને સૂરિપદ અપાવ્યું તેમના સંબંધમાં પટ્ટાવલિમાં જણાવ્યું કે તેઓ ૫૦ માં જીનકુશલસૂરિ ૫૧ જિનપદ્મ, ૫૨ જિનલબ્ધિ, ૫૩ જિનચંદ્ર, ૫૪ જિનોદય, ૫૫ જિનરાજ, ૫૬ જિનભદ્ર, ૫૭ જિનચંદ્ર, ૫૮ જિનસમુદ્ર એમ અનુક્રમ પછી ૫૯ માં પટ્ટધર હતા. તેમના સેત્રા નામના નગરના વાસી ચોપડા ગોત્રના સાહ મેઘરાજ પિતા, અને કમળાદેવી માતા, જન્મ સં. ૧૫૨૪ મા, અને દીક્ષા સં. ૧૫૩૫ માં, સં. ૧૫૫૫ માં અહમદાવાદમા પદસ્થાપના થઇ, તથા સં. ૧૫૫૬ ના વૈશાખ સુદી ૩ ને રોહિણી નક્ષત્રમાં વીકનેર નગરમાં કરમસી (કર્મસિંહ) એ લક્ષ પીરોજી ખર્ચી પુનઃ તેમનો પદ મહોત્સવ કર્યો અને એકદા આગરા નગરના વાસી સં. ડુંગરસી, મેઘરાજ, પોમદત્ત વગેરે સંઘના અતિ આગ્રહથી નિમંત્રણ થતાં જિનહંસસૂરિ ત્યાં ગયા, અને બાદશાહે મોકલેલ હાથી, ઘોડા, પાલખી, વાદિત્ર, છત્ર ચામરાદિ આડંબરથી તે ગુરૂનો પ્રવેશોત્સવ થયો ત્યાં ગુરૂભક્તિ, સંઘભક્તિ વગેરેમાં બે લાખ દ્રવ્ય ખર્ચાયું. તે વખતે કોઇએ ચાડી ખોટી ખાવાથી બાદશાહે ગુરૂને બોલાવ્યા. ધવલપુરમાં રક્ષિત કર્યા. ગુરૂએ જઇ દેવકૃપાથી પાદશાહને પ્રસન્ન કર્યો. પાદશાહે ૫૦૦ બંદીવાનો છોડી, અમારી ઘોષણા કરી; ગુરૂ ઉપાશ્રયે આવ્યા, અને સંઘ ખુશી થયો. ત્રણ નગરમાં પ્રતિષ્ઠા કરી અનેકને સંઘપતિ સ્થાપ્યા. ગુરૂ પાટણ નગરમા ત્રણ દિન અનશન કરી સં. ૧૫૮૨ માં સ્વર્ગે સિધાવ્યા.

આ સૂરિના સમયમાં. સં. ૧૫૬૪ માં મરૂદેશમાં ઉપાધ્યાય શાંતિ સાગરથી આચાર્યીય ખરતર શાખા નામની ભિન્ન શાખા છઠો ગચ્છભેદ

સ્થપાયો આ શાંતિચ્યાર તે જ લાગે છે કે જેના હસ્તથી આ સૂરિને સૂરિપદ મળ્યું. કે જે પદનો ઉત્સવ ઉક્તમંત્રી કર્મસિંહે કર્યો.

(૬૦) જિનમાણિક્યસૂરિ પિતા કૂકડગોત્રીય શાહ જીવ-રાજ, માતા પદ્મદેવી, જન્મ સં. ૧૫૪૯, દિક્ષા સં. ૧૫૬૦ અને ૧૫૮૨ માં ગૂર્જર પૂર્વદેશ, આદિમાં વિહાર કરનાર પચનદી સાધક. તેમણે સં. ૧૫૯૩ મા વીકાંનેર વાસ્તવ્ય વચ્છાસુત (ઉક્ત) મંત્રિ કર્મસિંહે કરાવેલા નમિનાથ ચૈત્યમાં બિંબ પ્રતિષ્ઠા કરી. તેમણે કેટલાંક વર્ષ જેસલમેર દુર્ગમાં ગાળ્યાં. પછી સર્વ સ્થળે શિથિલાચાર થયો હતો, પ્રતિમોત્થાપકોનું મત બહુ વિસ્તર્યું હતું. આથી વીકાંનેર વાસી વચ્છાવત મંત્રી સંગ્રામસિંહે (જેનો ઉલ્લેખ આપણે કરી ગયા છીએ.) ગચ્છ સ્થિતિનું રક્ષણ કરવા અર્થે આ ગુરૂને બોલાવ્યા આવ્યા, અને ક્રિયોદ્ધાર કર્યો. પહેલાં દેરાઉર નગરમા જિનકુશલસૂરિની યાત્રા કરી, પછી પરિગ્રહ ત્યજી અહીથી હું વિહાર કરીશ એમ ચિંતવી ગુરૂ યાત્રા દેરાઉર કરી આ સૂરિ જેસલમીર પાછા આવે છે ત્યા રસ્તામાં થયેલ તૃષાનો પરિસહ સહન કરી સં. ૧૬૧૨ ના આષાઢ સુદિ ૫ ને દિને સ્વર્ગ-વાસ પામ્યા. આની પછી પટ્ટધર ૬૧ માં જિનચંદ્રસૂરિ આવ્યા કે જેઓને અકબર બાદશાહનું નિમંત્રણ થયું વગેરે હકીકત આ સંબંધમાં આવી છે. તેના સંબંધમાં પટ્ટાવલિ કહે છે કે.

(૬૧) જિનચંદ્રસૂરિ—તિમરી નગર પાસેના વડલી ગામના વાસી રીહડ ગોત્રીય શાહ શ્રીવંતને ત્યા સિરિય દેવીથી આનો જન્મ સં. ૧૫૯૫ માં થયો. દીક્ષા સં. ૧૬૦૪, અને સં. ૧૬૧૨ ના ભાદ્રપદ સુદિ ૯ ને દિને જેસલમેર નગરમાં રાઉલ (રાજા) માલદેવે કરેલા નંદિમહોત્સવપૂર્વક સૂરિપદ મળ્યું. ગચ્છમાં શિથિલતા જોઇ સર્વ તજી મંત્રી સંગ્રામસિંહ પુત્ર કર્મચંદ (આ રાસના ચરિત્ર નાયક) ના આગ્રહથી વિકાનેર નગર ગયા. ત્યા આવી ઉગ્ર શિથિલાચારી યતિઓએ ગુરૂ સાથેથી જોઇ

મંત્રીએ પોતાની અશ્વશાલા ગુરૂને આપી અને ઘણી ગુરૂભક્તિ કરી. ગુરૂએ ત્યાં વિશેષ ક્રિયોદ્ધાર કરી સાધુ માર્ગનો આદર કરી સ્વસમાન આચારવાળા સાધુ સાથે ત્યાંથી વિહાર કરી સ્થાને સ્થાને પ્રતિમોત્થાપક મતનો ઉચ્છેદ કરતા કરતા સ્વસામાચારીને દઢ કરી ક્રમે ગુર્જર દેશમાં આવ્યા. ત્યાં અહમદાવાદ નગરમાં ચીભડાના વેપાર કરતા અન્ય દર્શન પ્રાગ્વાટવંશીય શિવા અને સોમજી નામના બે ભાઇઓને પ્રતિબોધી ધનવાન શ્રાવક બનાવ્યા. ( આ શિવા સોમજીની ટુંક શત્રુંજય પર મોજુદ છે. ) તથા પાટણ નગરમાં કોઇએ ( ધર્મસાગર ગણીએ ) એવો વાદ કર્યો કે નવાંગ પર વૃત્તિ રચનાર અભયદેવસૂરિ ખરતર ગચ્છમાં થયા ન હોતા. આ પર ભારે ચર્ચા કરી. તેમનો રચેલો કુમતિ કુદ્દાલ ગ્રંથ અશુદ્ધ ભાવને પ્રાપ્ત થયો. પુનઃ ફળવૃદ્ધિ પાર્શ્વનાથ દેવના ગૃહદ્વારમાં ( ગભારામા ) તપાગચ્છવાળાએ દીધેલાં તાળાં ઉઘડાવ્યાં. તથા વળી એકદા કર્મચંદ પ્રમુખ પાસેથી આ ગુરૂનું અતિ મહત્વ સાંભળીને તેમને પાદશાહે દર્શનાર્થે બોલાવ્યા. ગુરૂ લાહોર નગરે જઇ અકબરને પ્રતિબોધી સકલ દેશમાં ફુરમાણથી ( તીર્થને ) છોડાવી આઠ દિવસ અમારી પાલનનો હુકમ લીધો. એક વર્ષ સુધી સ્થંભન પાર્શ્વનાથના પાસેના સમુદ્રનાં માછલા છોડાવ્યાં. તથા વળી તેમનો અતિશય જોઇ પાદશાહે યુગપ્રધાન પદ આપ્યું. તેજ અવસરે શ્રીમદ અકબરના આગ્રહથી ગુરૂએ જિનસિંહને આચાર્ય પદે સ્થાપ્ય; તે વખતે આત પ્રમુદિત કર્મચંદ મંત્રીએ મહોત્સવ કર્યો. નવ ગામ નવ નવ હાથી ૫૦૦ ઘોડા યાચકોને આપ્યા. એ પ્રમાણે સવા ક્રોડ દ્રવ્ય આપ્યું. વળી મંત્રીએ અનેક રીતે ખરતર ગચ્છની ઉદ્દીપના કરી સં. ૧૬૫૨ માં ગુરૂએ પંચનદિ સાધી તેમાં પાંચ પીર માનભદ્રયક્ષ ખેજ, ક્ષેત્રપાળ વગેરે સાધ્યા. આ ગુરૂને પાંચ મહોટા શિષ્ય નામે સમયરાજ, મહિમરાજ, ધર્મનિધાન, રત્નનિધાન અને જ્ઞાનવિમલ શિષ્ય હતા. અને બીજા ૯૫ શિષ્ય હતા. આખરે ૭૫ વર્ષનું આયુ ગાળી

સં. ૧૬૭૦ ના આશ્વિન વદ ૨ ને દિને વેનાતટમા સ્વર્ગે ગયા. આમાં જણાવેલા પાંચ શિષ્યમાંના જ્ઞાનવિમલે મહેશ્વરસૂરિના શબ્દભેદ પ્રકાશ પર ટીકા લખી છે. ( બિકાનેર શહેરમાં સંવત ૧૯૬૪ / ઇ. સ ૧૬૩૮ ) કે જ્યારે રાજા ગયાસ્હનું રાજ્ય હતું તે વખતે લખી આષાઢ સુદિ ૨ રવિવાર ).

---

હવે આપણે શ્રીયુત ટાડે કર્મચંદ અને તેના વંશજ સંબંધી જે કંઇ બ્યાન પોતાના ન્હાના પુસ્તક નામે Jaina Historical Studies મા આપ્યું છે તે અત્ર ઉતારી આ સાર સમાપ્ત કરીશું:—

મંત્રી વચ્છરાજના વંશજો તે મંત્રીના પ્રભાવપરથી બચ્છાવત કહેવાયા, અને તે બચ્છાવતોમાં જે મહાન થયા તેમાં કર્મચંદ છેલ્લા મહાપુરૂષ હતા જ્યારે રાયસિંહ વિકાનેરની ગાદી પર સંવત ૧૬૨૯ ( સને ૧૫૭૩ ) મા આવ્યો ત્યારે તેણે પોતાના દિવાન તરીકે કર્મચંદને નીમ્યો, તે દિવાનમાં શક્તિવાળી સમજ હતી અને દક્ષ રાજદ્વારી અને શાણો રાજતંત્રી હતો. રાયસિંહને ગાદી આવ્યા થોડો વખત થયો ત્યા જયપુરના રાજા અભયસિંહે (?) વિકાનેર પર ચડાઇ કરી. તે સમયની સ્થિતિ છિન્નભિન્ન હતી અને ભયંકર તથા સંદિગ્ધ પરિણામવાળા યુદ્ધનું જોખમ લેવા રાજ્ય તૈયાર ન હતું. રાજાએ પડેલી મુંઝવણમાં મંત્રી સાથે મસલત ચલાવી, મંત્રીએ પોતાની લાક્ષણિક ચપલ નિર્ણય શક્તિ અને સૂક્ષ્મ દર્શી બુદ્ધિથી સલાહ કરવાની સલાહ આપી. આ પ્રમાણે રાજાએ કર્યું. કર્મચંદના ડહાપણથી બારીક સ્થિતિ દૂર થઇ અને વિકાનેર શાંતિ અને આબાદી ભોગવવા લાગ્યું.

રાયસિંહ અધીરો, ગમે ત્યાં ઝંપલાવનારો, અને વહેમી માણસ હતો. તેનામાં મોટો અવગુણ એ હતો કે પરિણામની

કંઈ દરકાર કરતો નહિ. ઉદાર તો એટલો બધો હતો કે પાસે ગમે તેટલું હોય તો એક વખત આઘું પાછું જોયા વગર દાન કરી નાખે. પૂર્વજોએ મેળવેલું નાણું ઉડાવી નાખ્યું. કિલ્લાઓ બાંધવામાં આવતું મહેસુલ ખરચી નાખતો. ભાટ અને ચારણને પૈસા આપવામા પાછું વાળી જોતો નહિ. એમ કહેવાય છે કે એક વખત શંકર નામના બારોટ તેના વખાણમાં કેટલીક કવિતા કરી રાયસિંહ દિલ્હીથી પાછો આવ્યો તે પ્રસંગે બોલ્યો, તેથી રાયસિંહ એટલો બધો આનંદના આવેશમાં આવી ગયો કે મંત્રીને તે ભાટને એક ખિલ્લાત આપવાનો તથા એક કરોડ રૂપીઆ દેવાનો હુકમ કર્યો. આથી મંત્રી અભો બની ગયો, તે આનાકાની કરી રાજાને સમજાવવા લાગ્યો, એટલે એક કરોડને બદલે સવા કરોડ રૂપીઆ વધારી આપવાનું કહ્યું. કહેવાય છે કે એક કરોડ રૂપીઆ એકદમ આપવામા આવ્યા અને બાકીના પા કરોડ માટે રાજ્યની મહેસુલ ઘરાણે મૂકવામાં આવી આ વાત અક્ષરશઃ ખરી હોય એમ માની ન શકાય, પણ તેના પરથી તે વખતે રાજ્યની સ્થિતિ રાજાના ઉડાઉપણાને લીધે કેવી હતી, અને મંત્રીને કેવી રીતે કામ કરવાનું હતું, તેનું મૂલ્ય કરી શકાય તેમ છે. આગળ આ મંત્રીને તથા રાજાને કેમ બન્યું નહિ હોય તે પણ આ પરથી કંઇક સમજાશે.

રાયસિંહ દિવસે દિવસે ખર્ચાળ ને ઉડાઉ બનતો ગયો. રાજનો ખજાનો ખુટી જવાની અણી પર આવ્યો. રાજવહિવટ ચલાવવામાં ગેરવ્યવસ્થા તેથી ચાલી, અને ભવિશ્ય ભયંકર ભાસવા લાગ્યું. છેવટે વિકાજીના વંશજો પ્રત્યે પોતાની પ્રીતિ અને ભક્તિથી પ્રેરાઇ કર્મચંદે રાજાને શુધપર લાવવાનો છેલ્લો દઢ પ્રયત્ન કર્યો, પરિણામ પોતાનેજ ભયંકર આવ્યું. એમ જણાવવામાં આવે છે સં ૧૬૫૧ (સને ૧૫૯૫) માં રાયસિંહને કોઇએ જણાવ્યું કે કર્મસિંહે તેને ઉઠાડી મૂકી દલપતસિંહ કે રાંમસિંહને ગાદી પર બેસાડવાનું કાવતરૂં રચ્યું છે. વિશેષમાં એમ કહેવામાં આવે કે

છે કે કર્મચંદ તેથી રાજ્યમાં સ્વસત્તાવાળો થવા ચાહે છે. અત્ર કહીએ છીએ કે આ વાતમાં વિશ્વાસ મૂકવાને અમે તૈયાર નથી, કારણ કે તેમ હોવાને માટે કોઇ પુરાવો નથી. તેમ સંજોગો ઉપરથી તે સંભવિત નથી. આવો રાજદ્રોહ કરવાનો કર્મચંદને શું હેતુ હોય તે અમો જોઇ શકતા નથી. જેઓએ તેના પર એવું તહોમત મૂક્યું તેઓ પણ દલપતસિંહને કે રાયસિંહને ગાદી પર બેસાડવા માટે તેણે પ્રપંચ કર્યો તેમાં સંમત નહોતા. તે ઉપરાંત અકબર કે જે રાયસિંહ સાથે ગાઢી મિત્રાચારી ધરાવતો હતો, અને પોતાના શાહજાદાના લગ્નથી રાયસિંહની સાથે સગપણથી જોડાયો હતો, તેણે કર્મચંદ દિલ્હી નાસી ગયો ત્યારે તેને અંતઃકરણ પૂર્વક મોટું માન આપ્યું હતું એ હકીકત કર્મચંદ્રના પ્રપંચની વાતથી વિરૂદ્ધ જાય છે. રાયસિંહ તે મંત્રી સાથે કેટલી તીવ્ર દુશ્મનાવટ ધરાવતો થયો હતો તે જાણ્યા પછી તે બાદશાહના દરબારમાં કર્મચંદ્રના ઉંચા પદને હલમલાવી નાબૂદ કરવામાં બાકી ન રાખે એ આપણે બધા જાણી શકીએ. કાં તો કર્મચંદ્રને પોતાને હવાલે કરવો કે તેને દેશમાંથી બહાર કાઢવો એટલું તો અકબરને તે કહી શકે તેમ હતું, અને તેમ કર્યું હત. અકબર કે જેના ન્યાયપરના પ્રેમ અને નિષ્પક્ષપાત માટે કોઇ જાતની શંકા લાવી શકાય તેમ નથી તેણે કર્મચંદ્રની નિર્દોષતા પર જરા પણ શંકા ન લીધી. તે કર્મચંદ ઉપર ખરાબ, નિષ્ટતાથી મૂકાએલાં અહોતાનાની સામે સંપૂર્ણ જવાબ છે. અકબરે તેનું મોટાં માન અને સત્કારથી સ્વાગત કર્યું. એમ કોઇ પૂછે કે જો કર્મચંદ્ર નિર્દોષ હતો તો શા માટે તે બિકાનેરથી દિલ્હી નાસી ગયો. જેઓએ રાજસ્થાનના ઇતિહાસનો અભ્યાસ કાળજીથી કર્યો છે. અને ઇંદરાજ સિંધી અને અમરચંદ સુરાણાની શું દશા થઇ તે પોતાની નજર આગળ રાખી છે તે અમારી સાથે એકદમ સંમત થશે કે તેણે તે પગલું સાચી દિશામાંજ લીધું હતું. દુર્ભાગ્યે તે સમયમાં એવો દૃઢ અને સ્વતંત્ર ન્યાયાધીશ હતો

નહિ કે ન્યાય મળવાનો પૂરો સંભવ હતો નહિ કે જેથી જેઓ સામે રાજદ્રોહીનો ગુન્હો હોય તેને નિષ્પક્ષપાત ન્યાય મળે. અમે માનીએ છીએ કે કર્મચંદ્ર તદ્દન નિર્દોષ હતો. કોઇ પણ પ્રપંચ તેણે કર્યો ન હતો, પણ તે તેનો ભોગ થયો હતો કર્તવ્ય નિષ્ઠા પ્રત્યે પોતાનો અપૂર્વ પ્રેમ હોવાના સબબે તેને પયમાલ થવું પડ્યું. તેને રાજાને સાચા માર્ગ પર લઇ આવવાનો પાકકો વિચાર હતો, અને તે લક્ષમાં રાખી તેણે અપ્રતિહત શ્રદ્ધા અને અશ્રાંત ઉત્સાહથી કાય કર્યું. આમ કરવામાં જેઓને રાજા ઉડાઉ અને સ્વચ્છંદી થાય તો પોતાને લાભ મળે તેમ હતું તેઓને આંખમા ખુંચ્યું, અને તેઓ મંત્રીના શત્રુઓ બન્યા. રાજા પાસે તેમનું વધારે ચાલ્યું અને કાચા કાનના રાજા પાસે મંત્રીએ કાવતરૂં રચ્યું છે એવી ખોટી વાત કરી તેને ભભેરી મૂકયો. રાજા ભોળો–વહેમી–હતો. આ વાત જહાંગીર બાદશાહે પોતે પણ પોતાની નોંધમાં નોંધી છે. તેણે બધી કાલ્પનિક વાતને સાચી માની, ને મંત્રીને પકડી મારી નાખવા નિશ્ચય કર્યો. મંત્રીના મિત્રોએ બધી વાત અગાઉથી જાણી મંત્રીને જણાવી દીધી, તેણે આ જાણતાજ વિકાનેરમાથી નીકળી જઇ અકબરનું રક્ષણ માગ્યું કે જે અકબરે આપ્યું. બાદશાહે અમીર ખવાસના આશ્રિતને દરેક જાતના વિનય પ્રેમથી સત્કાર આપ્યો, અને સભામાં એક પ્રતિષ્ઠિત પદવી આપી. પ્રતિદિન કર્મચંદ્ર અકબરનો પ્રીતિભાવ વધુ વધુ સંપાદન કરતાં ગયા, અને થોડા સમયમા તેના પર પોતાનો લાગવગ મેળવી શકયા.

જ્યારે રાયસિંહે જાણ્યું કે કર્મચંદ્ર નાસીને દીલ્હી ગયેલ છે; ત્યારે ક્રોધિત થઇ તેના પર વેર લેવાની પ્રતિજ્ઞા લીધી. આ પ્રતિજ્ઞા પોતાનાથી પૂરી ન પડી તેથી તેને કેટલી નિરાશા મળી તે આપણે હવે પછી જોઇશું.

જ્યારે કર્મચંદ દિલ્હિમાં બાદશાહના આશ્રિત તરીકે રહ્યા, ત્યારે ભાટનેરમાં એક વિચિત્ર બનાવ બન્યો, કે જેથી કર્મચંદને

રાયસિંહ પર વૈર લેવું હત તો તે લેવાની તક મળી. તે તકનો લાભ લઇ તેણે વેર લીધું કે નહિ તે નિશ્ચિત થતું નથી. ઇ. સ. ૧૫૯૭ માં જ્યારે રાયસિંહ પોતાના રાજ્યના ગામ ભાટનેરમાં આવી રહ્યો હતો, ત્યારે બાદશાહનો સસરો નાસિરખાન્ ત્યાં આવ્યો હતો. આ મહાન પરોણાની સર્વ પરોણાગત કરવા માટે રાજાએ તેજ બગોગ્ને નીમ્યો હતો. તેણે આદરસત્કાર ઘણો સરસ અને દબદબાભર્યો કર્યો. જ્યારે ખાન સહેજ ફરતો હતો ત્યારે તેનો એક ગાંડા માણસ હેવનો ઢોંગ કરી તેને ખાસડા વતી માર્યો. ખાને દિલ્હી તરફ એકદમ ચાલી જઇ અકબરને આ અપમાનની વાત કરી. બાદશાહે રાજાને તે અપમાન કરનારને શરણે કરવા કહ્યું, પણ રાજાએ તેમ કરવાની ચોકખી ના પાડી. આથી બાદશાહને ગુસ્સો વધતાં રાયસિંહની ભાટનેરની જાગીર તેની પાસેથી લઇ, તે રાયસિંહના દિકરા દલપતસિંહને આપી દીધી કર્મચંદ્રે ખાનનો પક્ષ બાદશાહ પાસે ખરી રીતે લીધો કે નહિ તે આપણે ચોકકસ કહી શકતા નથી. પણ રાયસિંહના મનમાં તો એવું જ આવ્યું કે તેણે તેમ કર્યું છે આથી રાજા અને મંત્રી વચ્ચે કડવાશ વધી ગઇ.

કર્મચંદ્રે પોતાની સમાજ ( સંઘ ) અને ધર્મ પ્રત્યે જે સેવાઓ બજાવી છે તે ઓછી નથી. સંઘના મહાન આશ્રયદાતા તરીકે હજુ પણ તેનું નામ સ્મરાય છે અને ૧૫૫૫ મા તેણે ખરતર ગચ્છના જિનચંદ્ર સૂરિનો વિકાનેરમાં નગર પ્રવેશોત્સવ મહા દબદબાથી કર્યો. જે કવિએ તે આચાર્ય પધાર્યાની ખુશ ખબર આપી તેને મોટું ઇનામ આપવામાં આવ્યું હતુ. તેની સખાવતો અનહદ હતી. તેણે ભાટ-ભાટની સામે પોતાની વિરૂદ્ધતા જણાવી હતી તે પરથી જણાય છે કે આગસુઓને કદી દાન કરતો નહિ હોય, દિલ્હીમાં હતો ત્યારે તેણે અકબરના મતમતાંતર પ્રત્યે સમભાવ-ક્ષમા રાખવાના સ્વભાવનો લાભ લઇને તેનામા જૈન શાસ્ત્ર અને ધર્મ પ્રત્યે

રસ ઉત્પન્ન કર્યો, તેની સલાહથી અકબરે હીરવિજયસૂરિ અને જિનચંદ્રસૂરિ કે જેઓ તે સમયના મહાવિદ્વાન સાધુઓ હતા તેને પોતાની સભામાં આમંત્રણ કરી બોલાવ્યા, અને તેમનો સહવાસ રાખ્યો. અકબરની સભામાં પ્રતિષ્ઠિત જનોમાં તેના ખજાનાના મંત્રી ટોડરમલનું નામ અતિશય આગળ પડતું છે. ટોડરમલ ઓસવાલની લોઢા જ્ઞાતિમાં થયેલ છે, અને તેના વંશજો કે જે ટોડરમલહોટ કહેવાય છે તે હજુ પણ અજમેર અને જોધપુરમાં વિદ્યમાન છે. થેરોશા ભણશાલી અકબરની સભામાં એક બીજો પ્રતિષ્ઠિત જન હતો કે જેણે આગ્રામાં એક જૈન મંદિર બંધાવ્યાનું કહેવાય છે. સન ૧૫૯૨ મા કર્મચંદ્રે લાહોરમાં જિનસિંહસૂરિ પટ્ટધર થયા તેનો ઉત્સવ યોગ્ય ભભકાથી કર્યો હતો. તેણે મુસલમાનોના હાથમાં પડેલી અનેક જૈન પ્રતિમાઓ છોડાવી વિકાનેરના મુખ્ય મંદિરમાં પ્રતિષ્ઠિત કરાવી. જેનો માટે જુદા જુદા હકો, દાનો અને બક્ષિસો બાદશાહ પાસેથી તેણે મેળવી આપેલા. ઓસવાલમાં ઘણા જરૂરી અને ઉપયોગી સુધારાઓ દાખલ કરેલા હતા.

સન ૧૬૦૫ માં બાદશાહ અકબર મૃત્યુ પામ્યો. અને પછી કર્મચંદ્ર પણ વધુ જીવ્યો નહિ. જ્યારે રાયસિંહે નવા બાદશાહને સલામી ભરવા દિલ્હીમા પગલાં કર્યાં ત્યારે તેણે તે મરણોન્મુખ મંત્રિ પ્રતિ સહાનુભૂતિ અને પ્રીતિ બતાવ્યાં. કર્મચંદ્રના પુત્રો નામે ભાગચંદ અને લક્ષ્મિચંદ પ્રત્યે તેણે એટલો બધો માયાળુ ભાવ બતાવ્યો, કે તેમણે પોતાના પિતાને કહ્યું કે જુઓ બાપુ ! રજા સાહેબ કેવા માયાળુ અને પ્રેમાળ છે ! " મરતા મંત્રીએ. પોતાના પુત્રો પ્રત્યે ક્રોધિત નજર કરી ભાગ્યા તૂટયા શબ્દોમાં સલાહ આપી. તમે કાચી બુદ્ધિના છોકરાઓ છો. તે રાજાના ઢોંગી ભાવથી ભરેલાં ખોટાં આંસુથી રખેને છેતરાઇ વિકાનેર જવાની હા પાડતાં હું કીર્તિમાં ને કીતિમાં મરૂં છું તે જોઇને રાજાને હૃદયમાં દિલગીરી

રહી ગઇ છે. આ ઉપદેશ અને ચેતવણી આપી તે મહાપુરૂષે સ્વર્ગવાસ કર્યો. રાજાએ તેના તે બંને પુત્રોને બહુ શોક પ્રદર્શિત કરી તેમને વિકાનેર આવવા અને પિતાનું મુખ્ય પદ લેવા કહ્યું પણ તે ફોગટ ગયું.

પોતાની મનમાં ધારેલી નાથ ધારણામાં નિષ્ફળતા મળવાથી અને પોતાની વેર લેવાની પ્રતિજ્ઞા તાજીને તાજી હોવાથી રાયસિંહને ઘણું લાગ્યું, સન. ૧૬૧૧ માં તેને ભયંકર મંદવાડ થયો. અને તેનો રોગ પ્રાણઘાતક નિવડ્યો, મરણ નજીક જાણી પોતાના પુત્ર સૂરસિંહને પોતાની પાસે બોલાવી અંતિમ ઉપદેશ આપ્યો. ' મારા પુત્ર, હું નિરાશા લઇને મરૂં છું. મારી છેલ્લી સલાહ તને એ આપુ છું કે કર્મચંદ્ર બચ્છાવતના પુત્રોને વિકાનેર પાછા લાવી તેમને તેમના પિતાના પાપ માટે પૂરી નસીહત આપજે. " આ કહી રાજા સ્વર્ગે સંચર્યો.

રાયસિંહ પછી દલપતસિંહ ગાદીપર આવ્યો, અને તેણે સુમારે બે વર્ષ જ રાજ્ય કર્યું. ઇ. સ. ૧૬૧૩ માં સુરસિંહ રાજા થયો. પોતાના પિતાએ મરતી વખતે જે પોતાની ઇચ્છા જણાવી હતી તે સુરસિંહ ભૂલ્યો ન હતો, પણ પોતાના પિતાએ જે પ્રપંચ કરી કર્મચંદ્રના કુટુંબપર વેર લેવાની આજ્ઞા કરી હતી તેની તક જોઇ બેઠો હતો પોતાનું રાજ્યારોહણ થયા પછી તુરતજ તે દિલ્હી ગયો. ત્યાં જવાની પોતાની મુરાદ બે કાર્ય સાધવાની હતી. એક તો બાદશાહની સલામી લેવી. અને બીજું બચ્છાવત કુટુંબને વિકાનેર આણવું. આમાં પોતે વિજય મેળવ્યો. તેણે ભાગચંદ અને લખમીચંદ બંનેને મળી તેઓને ઘણા પવિત્ર વચનો તથા ખાત્રી આપી અને વિકાનેર પોતાની સાથે આવવા તેઓની હા મેળવી.

પોતાને કોઇ પણ જાતની આંચ આવશે નહિ એવી ઢોંગવાળી ખાત્રીથી લલચાઇ, તેમજ પોતાના જુના હક્કો બધા સ્વાધીન કરવામાં આવશે એવી આશા આપી હતી તેથી-બચ્છાવત બંધુઓએ પોતાના કુટુંબ સહિત પોતાના સ્વદેશ પ્રત્યે પ્રયાણ કર્યું. તેઓ મનમાં

અતિ હર્ષ પામતા હતા કે હવે દેશવટો દૂર થયો, અને પોતાના સ્વજન સાથે માતૃભૂમિમાં વસવાના સુખદ દહાડા આવ્યા આનો યશ પોતાનાપર દયા રાખતા રાજાને આપતા હતા. દુર્ભાગી બંધુઓને ભાગ્યેજ સ્વપ્નમાં આવ્યું હશે કે જે વચનો આપવામા આવ્યા હતા તેનો ભંગ થવાનો છે, અને તેઓનું પ્રારબ્ધ દુઃખદાયક ફેજ પ્રત્યે દોરી જાય છે. સુરસિંહ પોતાની બાજી ખિલકુલ કળાય નહિ તે માટે ઘણી સંભાળ રાખતો હતો. પોતાના દિવાનને રજા આપી દીધી, અને એવો ઢંઢેરો પિટાવ્યો કે તે દિવાનની પદવીના ખરેખરા હકદાર આવે છે તેમને તે આપવામા આવશે. વખત જતાં તે ભાઇઓ વિકાનેર આવી પહોંચ્યા, અને રાજાએ ઘણા આદરમાનથી તેમનો સત્કાર કર્યો. બે માસ જ્યાં પૂરા થયા નહિ ત્યાં એક સવારે તેઓની ભારે અજાયબી વચ્ચે તેઓના ઘરને સુરસિંહના ત્રણ હજાર સપાઈઓએ ઘેરી લીધું. ભાઇઓએ જાણી લીધું કે ભુંડી થઇ. તેમણે શરણે જઇ બદનામી લેવા કરતાં લડીને વીર માફક મરણ વશ થવાનું પસંદ કર્યું. તેઓના બહાદુર રજપૂત નોકરોની નાની ટોળી લગભગ ૫૦૦ માણુસોની હતી તે સર્વ માલેક પાસે આવી તેમના માટે મરવા કટિબદ્ધ થયા. દરેકે દરેકમાં જાન જતાં સુધી લડી બચાવ કરવાની હિંમત હતી. બચ્છાવતો અને તેના માણુસો વીર માફક લડયા, પણ તે ખરૂં યુદ્ધ તો હતું નહિ માત્ર એક જાતનુ કસાઇપણું હતું—અને તે પણ એક મહા ઘાતકી વિશ્વાસઘાતીએ પ્રપંચ કરીને કરેલું હતું. જ્યારે છુટકારાની કોઇ પણ બારી દેખાઇ નહિ ત્યારે બહાદુર ભાઇઓએ ઓસવાલના જુસ્સાના વફાદાર રહી પોતાના કુટુંબનો અંત પણ સાથે આણી મરવાનો નિશ્ચય કર્યો. જોહારની પ્રાચીન રીતિ પ્રમાણે ચિતા સળગાવી દરેક સ્ત્રી પુરૂષે એક બીજાની રજા લઇ અંતિમ પ્રણામ કરી લીધા. બૈરાં છોકરાંઓ ડોસાઓ અને અપંગોએ પોતાના આત્માનો ઉત્સર્ગ કર્યો. કોઇએ તલવારથી તો કોઇએ ચિતામાં બળી મરીને. એક બાજુ લોહીની નદી વહી, બીજી બાજુ આગના ધુમાડા ગોટેગોટા ઉંચે જવા લાગ્યા. કોઇને મરવાની

બીક હતી નહિ. શહેર અંદરનાં કિંમતી માલનો નાશ કરી નાખ્યો, અને કેટલેક કુવામાં નાખી દીધા. આ સર્વ કર્યા પછી બે ભાઇઓ અર્હંતને નમસ્કાર કરી કેસરી પાઘ પહેરી એક બીજાએ છેલ્લી છેવટના પ્રણામ કર્યા, અને પછી હવેલીના દરવાજા પાસે આવી તલવારથી લડયા. આખરે કેટલાકને મારી પોતે પડયા, અને તેમના ટુકડે ટુકડા કરવામાં આવ્યા. તેમનાં ઘરને જમીનદોસ્ત કર્યાં. રાજાએ બાગ્છાવતનો એક પણ વંશજ ન રહે તે પ્રમાણે વીણી વીણી દરેકનું ખુન કરવા પ્રયત્ન કર્યો કુદરતનું નિર્માણ જુદું હતું. એક માત્ર બાગ્છાવતની આ અજાયબ સંજોગોમાં ત્યાંના કતલમાંથી છુટી થઇ પોતાના પીયર કીશનગઢમાં જઇ રહી અને એક પુત્ર તેને થયો, અને આ પ્રમાણે બાગ્છાવતના વંશનો રોપો કાયમ રહ્યા છે.



# જૈન ઐતિહાસિક ગૂર્જર કાવ્ય સંગ્રહ.



## સોમવિમલસૂરિ.

રાસ. ૯, ( પૃ. ૧૩૪–૧૪૫ )



આ તપગચ્છની પટ્ટ પરંપરામાં થયા. શ્રી જગચ્ચંદ્રસૂરિએ બાર વરસ સુધી આંબિલ તપ કર્યું, તેથી તે તપસ્વી પરથી તેમનું નામ સં. ૧૨૮૫ માં " તપા " એ બિરૂદ રાજાએ આપ્યું અને તેમના ગચ્છનું નામ " તપ " ગચ્છ પડ્યું. તેમની પાટે દેવેન્દ્રસૂરિ થયા કે જેના શિષ્ય વિદ્યાનંદસૂરિ ( એક ઉત્તમ વ્યાકરણ કર્તા ) થયા છે. તે પછી અનુક્રમે ધર્મઘોષસૂરિ, સોમપ્રભસૂરિ, સોમતિલકસૂરિ, દેવસુંદરસૂરિ, સોમસુંદર, ( ક્રિયાવંત અને તપસ્વી ), મુનિસુંદર (સહસ્રાવધાની), રત્નશેખર, લક્ષ્મિસાગર, સુમતિસાધુ ( કે જેના ઉપદેશથી જાવડશાહે બિંબપ્રતિષ્ઠા કરી હતી. ) અને હેમવિમલ થયા.

હેમવિમલ સૂરિના સૌભાગ્યહર્ષ અને તેના આ સોમવિમલસૂરિ, સૌભાગ્યહર્ષે લઘુશાલા નામની શાખા ચલાવી. આ સંબંધી હકીકત હેમવિમલસૂરિના અધિકારમાં આપી છે.

આપણા આ ચરિત્ર નાયકનો જન્મ ત્રંબાવતી ( ખંભાત ) ની પાસે કંસારી નામના પુરમાં ( પ્રાગ્વાટ જ્ઞાતીના મંત્રી સમધરના વંશના રૂપવંત ( રૂપા ) ને ત્યાં તેમની ભાર્યા અમરાદેથી થયો હતો. અને તેનું નામ જસવંત પાડ્યું હતું. તેના

મોટાભાઈનું નામ પિત્રિદાસ હતું. જસવંત જરા મોટો થયો એટલે એ અવસરે હેમવિમલસૂરિ પધાર્યા અને તેમના ઉપદેશથી જસવંતે દીક્ષા સં. ૧૫૭૪ ના વૈશાખ સુદિ ૩ શનિવારે રોહિણી નક્ષત્રમાં લીધી. આ દીક્ષાનો ઉત્સવ અમદાવાદમાં સંઘપતિ ભુભંચે (લૂણંચ જસુકે) કર્યો અને દીક્ષિતનું નામ સોમવિમલ રાખ્યું.

દીક્ષા પછીના સમયમાં શાસ્ત્રાભ્યાસ, યોગોદ્વહન વગેરે કરી સંયમ સારી રીતે પાળ્યો. સં. ૧૫૮૩માં હેમવિમલસૂરિએ સૌભાગ્યહર્ષ સૂરિને પટ્ટધર સ્થાપ્યા. તે સૌભાગ્યહર્ષસૂરિએ સોમવિમલને ગણિ પદ આપ્યું. આ પદનો ઉત્સવ સ્તંભતીર્થમાં પ્રાગ્વાટ જ્ઞાતીય શાહ ઠીકુએ ઘણું દ્રવ્ય ખર્ચી કર્યો. શિરોહીમાં શ્રીમંત ગાંધી નામે રાણા જોધાએ કરેલા મહોત્સવપુરઃસર સં. ૧૫૯૪ ના ફાગણ વદિ ૫ ને દિને સૌભાગ્યહર્ષસૂરિએ સોમવિમલગણિને પંડિત પદ આપ્યું. પછી ગુરૂ શિષ્ય વીજાપુર આવ્યા કે જ્યાં તેના સંઘે પ્રવેશ મહોત્સવ ઘણા ભભકાથી કર્યો, ત્યાંના અગ્રણી માંગરાજ (પટ્ટાવલિમાં તેજામાંગા), જતનપાલ, ચોધ (જોધા) વગેરેએ શાસન કાજ કરવા આચાર્યપદ મહોત્સવનો મનોરથ કર્યો. ત્યાં અમદાવાદના સંઘે અનુમતિ આપી. એટલે તે ઉત્સવ પૂર્વક સૌભાગ્યહર્ષસૂરિએ સોમવિમલને " ઉપાધ્યાય " પદ આપ્યું. સ્વામી વાત્સલ્યના જમણ થયા, અને લાહણી પણ સારી થઇ.

આ પછી વિહાર કરતાં મુનિ પરિવાર સહિત અમદાવાદ આવી આચાર્ય ચોમાસું રહ્યા, અત્ર આચાર્યપદ આપવાની વાત ચાલી. અમદાવાદ, ખંભાત વગેરેના સંઘોએ મળી તે પદ સોમવિમલ ઉપાધ્યાયને આપવાનું નક્કી કર્યું, અને ઘણા મોટા ઉત્સવથી એ પદ સં. ૧૫૯૭ આસો સુદ ૫ ગુરૂવારે આપવામાં

આવ્યું. આ વખતે સકલહર્ષસૂરિ નામના બીજા લઘુ આચાર્ય સ્થાપ્યા.

ત્યાર પછી વિહાર કરી ખંભાતમાં આવ્યા, ત્યા ડોસી જયચંદે પ્રવેશ મહોત્સવ કર્યો. ત્યાંના સંઘની આજ્ઞા લઇ વાઘરાજ અને મેઘરાજે કરેલ અતિ ઉત્સવ પુરઃસર ગચ્છનાયક પદ સં. ૧૬૦૫ ના મહા સુદ ૫ ને દિને સોમવિમલસૂરિને આપવામાં આવ્યું.

આ રીતે સોમવિમલસૂરિ રાસ આણંદસોમે સં. ૧૬૧૯ ના મહા સુદ ૧૦ ગુરૂવારે નંદરબારમાં પૂર્ણ કર્યો છે. આ આણંદ-સોમ સોમવિમલપરથી ગચ્છનું નામ પણ સોમગચ્છ આવે છે, અને પોતે તેમના એક શિષ્ય છે એવું પોતાના નામ પરથી જણાય છે, અને તેથી તેમનું ચરિત્ર જે આપેલ છે તે વિશ્વસ-નીયતાને પાત્ર છે

હવે આ આચાર્ય સોમવિમલસૂરિ સંબંધી બીજી હકીકત લઘુપોશાલિક તપગચ્છની પટ્ટાવલિમાંથી નીચે મુજબ મળી આવે છે.

તેમનો જન્મ સં. ૧૫૭૦ માં ૧૫ દિનોદયે થયો હતો. દીક્ષા સમયે માત્ર ચાર વર્ષની તેમની ઉમર હતી, એ તે પરથી સિદ્ધ થાય છે. આવા બહુજ નાની વયે દીક્ષા લેનારના દાખલા ઘણા મળી આવે છે. વિજાપુર ગયા પહેલાં અજાહરીમાં ( અજારા-માં ) પંડિતોએ આરાધિત કરેલી શારદાનો વિજય વર સોમવિમલ પંડિતને મળ્યો હતો. સં. ૧૫૯૭ માં અમદાવાદથી વિદ્યાપુર ( વિજાપુર ) ના ડોશી તેજાએ ઘણાં ગામના સઘોને સાથે લઇ તેત્રીશ સાધુ યુત આ સોમવિમલ આચાર્ય સહિત વિમલાચલની યાત્રા ચાર લાખ દ્રવ્ય ખર્ચી કરી હતી. તે વખતે સંઘમાં મરકી થઇ રહી હતી, અને તે ગુરૂએ ધ્યાન કરી શાંત કરી હતી. સં. ૧૫૯૯ મા તેમણે પત્તન ( પાટણ ) મા ચોમાસુ કર્યું હતું. તેમણે

અનેક અભિગ્રહો લીધા હતા અને તે દરેક પાળ્યા હતા. તેની એક રૂપ આપી છે. તે આ પ્રમાણે છેઃ—

૧ તે વર્ષમાં પાટણમાં પ્રતિક્રમણ કરી કાયોત્સર્ગમાં એવો અભિગ્રહ કર્યો કે શાલા (ઉપાશ્રય) માં બેઠેલો સંઘવી ગોગી વાંદી જ્યારે ઘેર જાય ત્યારે પારણું કરીશ. તે ત્યાં જ રહ્યો. પ્રભાતમાં ચાર ઘડી ગયે તે સંઘવી વંદીને ઘેર ગયો.

૨ પર્યુષણ પછી આઠમે એવો અભિગ્રહ લીધો કે વીસાપાસુની સ્ત્રી સખમાદે કુલડીમાં દૂધ લઈને આપે તો પારણું કરવું. પાંચ અપવાસ કર્યા પછી આ અભિગ્રહ પૂર્ણ થયો.

૩ કાર્તિક ચતુર્માસ પછી એવો નિયમ લીધો કે દોસી પચાયણના ભાઇ નામે દોશી ગોધા જિનાલયમાં જિનપૂજા કરી ધોતીયું પહેરીને પોતાને દૂધ થી સહિત વહોરાવે તો આંબેલનું પારણું કરવું. ૨૭ દિને તે વાત બનતાં નિયમ સચવાયો.

૪ અમદાવાદના સંઘવી સહજપાલ વંદનાર્થે આવ્યો, તેજ દિને પ્રતિક્રમણ પછી કાયોત્સર્ગ કર્યો. જ્યારે તે હાથેથી પગને વાંદી એમ કહેશે કે તમે ઉત્સર્ગ પાળો ત્યારે હું તે કાયોત્સર્ગ પાળીશ. તે તો દૂરથી વાંદી ચાલ્યો ગયો. બીજે દિને સવારે જિનવંદનાર્થે વાટિકાપુર ગયો. સવા પહોરે આવ્યો, ને તેજ પ્રમાણે તેણે વંદણા કરી. આ રીતે અભિગ્રહ પૂર્ણ થયો.

સં. ૧૬૦૦ માં ચાતુર્માસ કરી કાર્તિક સુદ ૧ ને દિને પાટણના સંઘ સાથે શ્રીશત્રુંજય તથા રૈવતકાચલની (ગિરનારની) યાત્રા અર્થે ગુરૂ ચાલ્યા. ત્યાં યાત્રા કરી દીવ બંદરે આવ્યા. ત્યાં ચૈત્ર સુદ ૧૪ દિને અભિગ્રહ લીધો કે,

૫ સ્તંભતીર્થના (ખંભાતના) સા. સહજપાલની સ્ત્રી નામે સહજલદે શૃંગાર સહિત અક્ષતને લઇને ગુરૂસ્તુતિ બોલી એમ કહેશે

કે આપ અમારા ગૃહ વિહાર કરી પધારો. ત્યાં ગયા પછી તે સ્ત્રી ખજૂરને ઘી સહિત શેઠલી આપશે ત્યારે હું પારણું કરીશ. નહિ તો સાત ઉપવાસ કરીશ. આઠમા દિને તે પ્રમાણેજ અભિગ્રહ પૂર્ણ થયો.

ત્યાંથી ચાલીને શ્રીશત્રુંજયની યાત્રા કરી ધવલક્કક (ધોળકા) માં આવ્યા. ત્યાં અહમ્મદવાદને સંઘ વંદનાર્થે આવી મળ્યો હતો.

૬ ત્યાં ઘીની લાણીની પ્રભાવના ઉત્સવ સહિત શાલાદ્વારે (ઉપાસરાના બારણે) કોઈ કરશે તો પારણું કરીશ. તે પછી પ્રહર થયો કે સંઘ આવ્યો, દ્વાર ઉઘડયાં કે શાલાદ્વારે તેવી પ્રભાવના થતા અભિગ્રહ પૂર્ણ થયો.
ત્યાંથી સંતભતીર્થે આચાર્ય પધાર્યા, ત્યાં એવો કાર્યોત્સર્ગ એકદા કર્યો કે

૭ સો. ખીમસી એ નામના ઓસવંસ જ્ઞાતિના અને લઘુશાખીય શ્રીમાલીરાજ (દશાશ્રીમાલી) વ્યાપારી સા. ખીમુ એ બંને સાથે આવીને એમ કહેશે કે કાઉસગ્ગ પાળો ત્યારે હું કાઉસ્સગ્ગ પાળીશ. કાર્યોત્સર્ગ આ રીતે કર્યો પછી સડા પાંચ પહોરે અભિગ્રહ પૂરો થયો.

ત્યાર પછી કાન્હમ દેશમાં વઘુછરા ગામમાં આવ્યા, ત્યાં સંઘના આગ્રહથી શ્રીધમાએ કરેલા મહોત્સવ વડે એક લાખ દ્રવ્યનો ખર્ચ કરી પંડિતશ્રી આણુંદપ્રમોદ ગણીને વાચક પદ આપ્યું. આ ઉપાધ્યાય આણુંદપ્રમોદે ગણુપરિધાપનિકા નામની ક્રિયા કરી. ત્યાર પછી ક્રમે આમ્રપદ (આમોદ) નગરે આવ્યા. ત્યાં સં. માંઠહે કરેલા મહોત્સવ પૂર્વક પં. વિદ્યારત્ન ગણી તથા પં. વિદ્યાજય ગણીને વિબુધ પદ આપ્યું. અહીં આઠમો અભિગ્રહ લીધો.

૮ અષ્ટમી દિને પૌષધ કરી પાછલા પહોરે ગામ બહાર

પત્તન (પ્રપા) માં પચ્ચક્ખાણવાળી એવા પ્રકારનો કાયોત્સર્ગ કર્યો કે જો કર્યરવાડા ગામમાંથી ચતુર્વિધ સંઘ સહિત પં. આનંદનમિ ગણિ આવીને વાંદશે ત્યારે તે કાઉસગ્ગ પાળીશ. આ અભિગ્રહ સાડા ૭ પહોરે પૂરો થયો.

પછી અહમદાવાદ પ્રત્યે ચાલ્યા. તેની નજદીકમાં આવતાં એ અભિગ્રહ લીધો કે.

૯ મૌન રહેવું, સૂવું નહિ, અને આહાર લેવો નહિ. ચંપક દુર્ગના (ચાંપાનેરના) પારેખ કાલા સુત પારેખ જીવરાજ પોતાના ઘેર લઇ જઇ ચાર આહારમાંથી ચોથા ખાદ્ય કાંઇક ન્યૂન આપશે ત્યારે પારણું કરીશ. નહિ તો પાટણ જઇ પારણું કરીશ. આ અભિગ્રહ ચોથે દિન પૂર્ણ થયો. ક્રમે સં. ૧૬૦૨ માં અહમ્મદાવાદમાં ચાતુર્માસ રહ્યા.

૧૦ ભાદ્રપદ સુદિ ૮ ને દિને એવો અભિગ્રહ લીધો કે સાહીરો નામનો શ્રાવક બે પહર પછી ચંપટક પર્પટિકા, ગુડપર્પટિકા, પોલિકા (પોળી રોટલી) પોતાના હાથથી વહોરાવશે ત્યારે પારણું કરીશ, આ અભિગ્રહ નવમે પૂર્ણ થયો.

૧૧ આશ્વિન સુદ ૧ ને દિને અભિગ્રહ લીધો કે પત્તન (પાટણ) ના સં. અમારા મંત્રિ ગોરા આવીને પોતાને ઘેર લઇ કાદંબ વહોરાવશે ત્યારે પારણું કરીશ. આ અભિગ્રહ નવમે દિને પૂર્ણ થયો.

૧૨ તેજ વર્ષે વાગડ દેશમાં ગોલ નગરમાં ચૈત્ર સુદ ૧૪ દિને અભિગ્રહ લીધો કે પાછલા પહોરે ગ્રામાધિકારી મંત્રી કમલો વાંદીને એમ બોલશે કે કાઉસગ્ગ પાળો તો હું પાળીશ. આ ત્રીજે ઉપવાસે ૭ પહોરે અભિગ્રહ પૂર્ણ થયો.

૧૩ ત્યાંથી ચાલી ઇલદુર્ગ (ઈડરગ) માં આવ્યા. ત્યાં વૈશાખ સુદિ પૂર્ણિમા દિને ષષ્ટ તપ (છઠ) કર્યો. પાછલા પહોરે સૂર્યગુફામાં રહી કાયોત્સર્ગ કર્યો. દો. તેજાએ સા. સાલિગ સાથે આવી બીજા પહોરના સમયે આવી અભિગ્રહ પૂર્ણ કર્યો.

સં ૧૬૦૫ માં સ્તંભતીર્થમા ચાતુર્માસ રહ્યા. ત્યાં પારખ વાઘા મેઘાએ કરેલા મહોત્સવ પુરઃસર આચાર્યશ્રીને ગચ્છત્રય પરિધાપનિકા પરિધાન પૂર્વક દર્શન બહુ સઘ મળી બહું દ્રવ્યના વ્યયથી ગચ્છાધીશ પદ સં. ૧૬૦૫ ના માઘ સુદિ ૫ ને દિને આપવામાં આવ્યું. સં ૧૬૦૮ માં રાજપુરમાં ચાતુર્માસ રહ્યા. ચાતુર્માસ પછી રહુબિદપુરમા માસકલ્પ કર્યો.

૧૪ અહીં એવો અભિગ્રહ મૌન, શયન અને આહારના ત્યાગ પૂર્વક લીધો કે સંઘવી રૂપચંદ ગૃહે બોલાવી પ્રથમ સેવા તિકા મોદક સહિત ચાર જુદી જાતના મોદક (લાડુ) આપશે ત્યારે પારણું કરીશ. છઠ્ઠે દિને તે પૂરો થયો. સં. ૧૬૧૦ માં ફરી પત્તન (પાટણ) માં ચાતુર્માસ કરી વેશાખ સુદ ૩ ને દિને પ્રતિષ્ટા કરી. ચીઠીઆ શ્રી અમીપાલે કરાવેલી સ્ફાટિકમયી પ્રતિમા બે કહીર (વાંસ) ની, અને ૨૫ પાષાણુની પ્રતિમા સોમવિમલે પ્રતિષ્ઠિત કરી. તેમા પાંચ લાખ ટંકના દ્રવ્યનો વ્યય શ્રી અમીપાલે કર્યો. સં. ૧૬૧૭ માં અક્ષયદુર્ગમાં ચાતુર્માસ રહ્યા. આસો માસની સુદ ૧૪ દિને અશુભસૂચક કંઇક જોઇ આચાર્યે સંઘને કહ્યું કે આ દુર્ગનો ભંગ થશે. તે સાતમા દિને બન્યું. ગુરૂ હાથિલ ગામમાં આવ્યા. તે સમયે કુંડપદ ગામમાં મરકીની ઉત્પત્તિ થઇ. ઘણા માણુસો તથા પશુઓ મરી ગયા. તે વખતે હાથિલ ગામમાં શ્રી પૂજ્ય આવ્યા છે એમ જાણી તેના સંઘે આવી વિનતિ કરી કે આપ પધારી મરકીનું નિવારણ કરો. આચાર્યે ત્યાં જઇ મરકી નિવારી.

સં. ૧૬૧૯ માં સ્તંભતીર્થમાં ચાતુર્માસ રહ્યા. તે વખતે આસો સુદ ૧ ને દિને અભિગ્રહ લીધો કેઃ—

૧૫. 'સા. ધનરાજ પા. વાઘા સાહિત હાથેથી અખંડ દધિનું જોરસ વહોરાવશે તો પારણું કરીશ, નહિતો પંદર ઉપવાસ કરીશ. આ અભિગ્રહ પાંચમા ઉપવાસે પૂર્ણ થયો.

આ ચાતુર્માસ પછી નંદુરબારે આવ્યા. સંઘના આગ્રહથી ત્યાં ચાતુર્માસ રહ્યા. (આ વખતેજ આણંદસોમ ઉપાધ્યાયે આ રાસ રચ્યો છે.)

૧૬ સં ૧૬૨૦ ના ભાદરવા વદિ ૧૪ દિને એવો અભિગ્રહ લીધો કે વૈષ્ણવ ભક્તિવાળા દેશાધિકારી મંત્રી શ્રીભાઇ આવી ગૃહે લઇ જઇ ખંડાયુત દૂધ આપશે ત્યારે પારણું કરીશ. પાંચમે દિને અભિગ્રહ પૂરાયો.

સં. ૧૬૨૩માં અહમદાવાદમાં પોસ માસે છ વિકૃતિના ત્યાગ રૂપ અભિગ્રહ લીધો કેઃ—

૧૭ જ્યારે કોઇ શ્રાવક કાસ્મીર પુરીથી આવી ઘી, ગોળ આપશે ત્યારે પારણું કરીશ, અન્યથા છ માસ સુધી સર્વ વિકૃતિનો ત્યાગ. તેત્રીસમે દહાડે સા. ભવાદેએ આ અભિગ્રહ પૂર્યો.

બીજા પણ ઘણા પ્રભાવો આચાર્યના છે, જેવા કે તેઓ અષ્ટાવધાની, ઇચ્છા લિપિ વાચક, અભિધાન સ્મરણ પ્રભાવથી શ્રીવર્ધમાન વિદ્યાસૂરિ મંત્ર સાધક, અને ચૌર્યાદિ ભય નિવારક હતા. સંદેશ કહીને, વંદનથી એકાંતરીઓ, બે આંતરીઓ, ત્રણ આંતરીઓ તાવ વગેરે રોગને અપહરતા, તેમના પગના જળને પાવાથી સ્ત્રીઓને સુખે પ્રસવ થતો, તથા કુષ્ટ (કોઢ) આદિ દુષ્ટ રોગને નિવારતા. તેમના પાદવંદનથી આધા શીશી ચાલી જતી, આવી રીતે અનેક મહિમાવાળા આ સૂરિ હતા.

તેમણે શ્રીકલ્પસૂત્રના ટબો વિગેરે બહુ સુગમ ગ્રંથ રચ્યા છે. એક શબ્દના સો અર્થ કરવાથી તેમને " શતાર્થી " નામનું બિરૂદ મળ્યું હતું. ( તેમના ગ્રંથો માટે નીચે જુઓ. )

હવે રાસકાર આણુંદસોમના સંબંધમાં ઉક્ત પટ્ટાવલિ જણાવે છે. તેમનો જન્મ સં. ૧૫૯૯ કાર્તિક સુદ ૧૫ ને દિને થયો હતો. અને તેમણે દીક્ષા સં. ૧૬૦૧ ના કાર્તિક સુદ ૧૫ ને દિને પા. સાંડાએ કરેલા મહોત્સવ-પુરઃસર લીધી હતી. સં. ૧૬૧૧ કાર્તિક વદિ ૫ ને દિવસે પાં. સાંડાએ કરેલા મહોત્સવ પુરઃસર તેમને પંડિત પદ આપવામાં આવ્યું હતું. સં. ૧૬૨૫ વૈશાખ સુદ પાંચમને દિને પત્તનમાં સં. પંચાયણના તેમની ભાર્યા વરબાઇથી થએલા પુત્ર રત્ન સં. દેવજીએ કરેલા મહોત્સવપૂર્વક શ્રીસોમવિમલસૂરિએ આણુંદસોમને સૂરિપદ–આચાર્ય પદ દીધું હતું. તે સમયે અણુ પરિધાપનિકા ક્રિયા કરવામાં આવી હતી. સં. ૧૬૩૦ ના માહ સુદ પાંચમે અહમ્મદાવાદમાં આણુંદસોમ આચાર્યનો વંદનપાદન મહોત્સવ થયો હતો. તે સમયે હંસસોમગણિ તથા દેવસોમગણિને ઉપાધ્યાય-વાચક પદ આપવામાં આવેલ હતા. તે વખતે સંઘાધિપ–સંઘપતિ નામના વિરૂદ ધરાવનાર વૃદ્ધનગર ( વડનગર ) ના સંઘવી લખમણના પુત્ર નાનજી, સંઘજી, મેઘજી, સુરજી એ સમસ્ત વિબુધ પરિધાપનિકા નિશાબાગર સાધર્મિક વાત્સલ્યાદિ કરવામાં બહુ દ્રવ્ય ખર્ચી ઉત્સવ કર્યો. તે આણુંદસોમસૂરિ શ્રીપૂજ્ય–સોમવિમલસૂરિ વિદ્યમાન હતા. ત્યારે–એટલે સં. ૧૬૩૬ ના ભાદ્રપદ વદિ ૫ ને દિને સ્વર્ગવાસ પામ્યા. ત્યાર પછી શ્રીહેમસોમને સૂરિ પદ આપ્યું.

રાસકાર.

---

સોમવિમલસૂરિ સં. ૧૬૩૭ માં માર્ગશીર્ષના દિનોદયે સ્વર્ગે ગયા. તેમણે બધા મળી બસો સાધુને દીક્ષા આપી હતી.

હેમસોમસૂરિ પટ્ટ પર આવ્યા. તેમનો જન્મ સં. ૧૬૨૩ માં ધાણધાર દેશમાં (પાલણપુર આદિ) તેના નિવાસી પ્રાગ્વાટ જ્ઞાતિની વૃદ્ધ શાખામાં સા. જોધરાજને ત્યાં તેની પત્ની રૂડીથી થયો હતો. આઠ વર્ષની ઉમર થઈ ત્યારે સોમસૂરિ વિચરતા વિચરતા વડગ્રામે આવ્યા. ત્યાં સર્વ સંઘ સહિત જોધરાજ પોતાના ઉક્ત કુમાર હંસરાજને લઈને વંદનાર્થે આવ્યો. ત્યાં દેશનાથી વૈરાગ્ય પામી હર્ષકુમારે સં. ૧૬૩૦ માં દીક્ષા લીધી. ત્યારે ઉપસ્થાપના નંદિ મહોત્સવ સં. પુણ્યપાલ વર્ધમાને કર્યો. નામ હેમસોમ પાડ્યું. સં. ૧૬૩૫ માં સં. લખમણે કરેલા મહોત્સવપૂર્વક પંડિત પદ આપ્યું. સં. ૧૬૩૬ ના વૈશાખ વદિ બીજને દિને સં. લખમણે વૃદ્ધનગરમાં સર્વ સંઘને દાન આપવા સાથે અને નવકારશી સહિત કરેલા ઉત્સવપૂર્વક હેમસોમને સોમવિમલસૂરિએ સ્વહસ્તે સૂરિપદ આપ્યું. સ્વગચ્છને ચોરાશી ગચ્છની પરિધાપનિકા થઈ.

પટ્ટપરંપરા.

ત્યાર પછી અનુક્રમે વિમલસોમ, વિશાલસોમ, ઉદયવિમલ, અજસોમ, મુનીંદ્રસોમ, રાજસોમ, આણંદસોમ, દેવેંદ્રવિમલસોમ, તત્ત્વવિમલસોમ, અને પુન્યવિમલસોમ-સૂરિ થયા.

સોમવિમલસૂરિએ ગુજરાતી સાહિત્યમાં કલ્પસૂત્ર પરના બાલાવબોધ ઉપરાંત રાસાઓ આદિ રચેલ છે. તે નીચે પ્રમાણે છે.

ગ્રંથો.

૨ ધમ્મિલકુમારરાસ. સં. ૧૬૧૫ (?) ૧૫૯૧ (ચંદ્રનિધાનવલી તિથિ) પોસ સુદ ૧ ને રવીવાર ખંભાતમાં

૨ ચંપકશ્રેષ્ઠિરાસ. સં. ૧૬૨૨ શ્રાવણ સુદ ૭ શુક્રવાર. વિરાટનગરમાં
૩ શ્રેણિકરાસ અથવા સમ્યકત્વ સારસાર. સં. ૧૬૩૦ (ભુવન આકાશે મકર કલાએ) ભાદ્રપદ સુદી ૧ કુમારગિરીમાં

કુમારગિરિ પર કુમારપાલ રાજાએ શાંતિનાથનું બિંબ સ્થાપેલું છે. ત્યાં આ કુમારગિરિ મંડણ શાંતિનાથનું સ્તવન પણ ૩૮ કડીમાં સોમવિમલ સૂરિએ રચ્યું છે.

૪ ક્ષુલ્લકકુમારરાસ—સં. ૧૬૩૩ ભાદ્રપદ વદ ૮ અમદાવાદના રાજપરામાં. આ શિવાય પરચુરણ ગીત સ્તવનાદિ પણ રચ્યા છે તેમની કૃતિઓ વિક્રમ શતક સત્તરમાના પ્રારંભની ભાષાના નમુનરૂપ છે.

# દેવરત્નસૂરિ-ફાગ.

## રાસ. ૧૦. ( ૧૫૦-૧૫૮ ).



કર્તા પ્રથમ જિરાઉલી પાર્શ્વનાથ તથા સરસ્વતીને નમન કરી આગમ ગચ્છમાં થયેલા દેવરત્નસૂરિનું વર્ણન કરે છે. તે મૂલ પ્રાગ્વંશ વણિક કુલમાં જન્મ્યા હતા. અણુહિલવાડ પાટણમાં ચાંપસી ચેથડના કુલમાં ઉત્પન્ન વહોરા કરણિગ વસતો હતો, તેને કુતિગદે નામની સ્રીથી જાવડ નામનો પુત્ર થયો. તે પાંચ વર્ષનો થયો ત્યાં ગુરૂ આવ્યા, અને તેને રૂપે સુંદર અને કાંતિથી પૂર્ણ સુલક્ષણ જાણી તેને દીક્ષા આપવાની વાત ગુરૂએ પિતાને કરી. પિતાની આજ્ઞા લઈ તે ગુરૂ નામે જયાનંદસૂરીએ સં. ૧૪૬૭ ના માહ માસની શુદ ૫ મે ( વસંત પંચમીએ ) માત પિતા સહિત પુત્રને પાટણમાં દીક્ષા આપી.

( વસંતનું મનોહર વર્ણન આપી કવી જણાવે છે કે મદનને જીતી યૌવન શુદ્ધ બ્રહ્મચર્યમાં ગાળ્યું ) પછી સં. ૧૪૯૩ માં વૈશાખ સુદ ૫ ને બુધવારે શ્રી જયાનંદસૂરીએ સૂરીમંત્ર આપી પટ્ટપર પાટણમાં દેવરત્નને સ્થાપ્યા.

આ કૃતી નામે ફાગ સં. ૧૪૯૯ માં રચાયેલી છે, તે પરથી સંવત પનરમા સૈકામાં ગુજરાતી ભાષા કેવી હતી, તેનો સુંદર ખ્યાલ આવી શકે તેમ છે.



# વિજયસેનસૂરિ.

રાસ. ૧૧-૧૨. ( પૃ. ૧૫૯-૧૬૫ અને ૧૬૬-૧૭૦. )



જિનશાસનમાં મહા પ્રભાવક એવા હિરવિજયસૂરિના પટ્ટધર વિજયસેનસુરિ કે જેમણે અનેક બિંબ પ્રતિષ્ઠા કરી, તીર્થના ઉધ્ધાર કરી ખ્યાતિ મેળવી છે, તેમના સંબંધમાં કવિ જણાવે છે કે:—

નડોલાઇ નગરીમાં જ્યારે ઉદયસિંહ રાણો રાજ્ય કરતો હતો ત્યારે, સં. ૧૬૦૪ ના ફાગણ શુદ ૧૫ ને રોજ તેમનો જન્મ થયો હતો. પિતાનું નામ કમા અને માતાનું નામ કોડિમદે હતું. જયસિંગ નામ રાખ્યું. પિતાએ જયસિંગ ૭ વર્ષનો થયો ત્યારે દીક્ષા લીધી. માતા જયસિંગની સાથે સુરત આવી, અને ત્યાં બંનેને વિજયદાનસૂરિએ દીક્ષા સં. ૧૬૧૩ ના જેઠ શુદ ૧૧ ને દિને આપી. જયસિંહનું નામ જયવિમલ પાડ્યું, અને હીરવિજયસૂરિને તે શિષ્ય સુપ્રત કર્યો. હીરસૂરિ અનુક્રમે વિહાર કરતાં ડીસામાં આવ્યા, ત્યાં તે ધ્યાનસ્થ રહેતા ત્યારે વ્યાખ્યાન કરવાનું જયવિમલ ગુરૂઆજ્ઞાથી કરતા હતા. તે સૂરિને ધ્યાનમાં એક દેવતાએ આવી જણાવ્યું કે જેસંગ શિષ્ય ( જયવિમલ ) ગંગા પ્રવાહ સમાન ત્રિજગપાવન થશે. ગચ્છપતિએ હર્ષિત થઇ વિહાર કર્યો, અને ત્યાં જયવિમલને સં. ૧૬૨૬ ફાગણ સુદ ૧૦ મે શ્રાવીકા પુનીએ કરેલા પદોત્સવ પૂર્વક પંડિતપદ આપવામાં આવ્યું. ત્યાંથી આચાર્ય રાજનગર ( અમદાવાદ ) માં ગયા. અને ત્યા મૂલા શેઠે પરિખ વીપાને ઘેર કરેલા ઉત્સવ પૂર્વક સં. ૧૬૨૮ ફાગણ સુદ ૭ ને દિને ( પ્રથમ રાસના પૃ. ૧૬૦ પર મહા વદ ૭ એમ મિતિ જણાવી છે તે યોગ્ય નથી લાગતી, કારણ કે વિજયપ્રશસ્તિમાં પણ ફાગણ શુદ ૭ જણાવે છે ) જયવિમલને સૂરિપદ

આપ્યું. નામ વિજયસેનસૂરિ પાડયું. તે વખતે યોગ અમૃતસિદ્ધિ અને ચંદ્ર મૃગશિરમાં હતો. શ્રી પૂજ્ય હીરસૂરિ ૧૬૩૦ માં પાટણમાં આવ્યા, અને જેસંગજીને-વિજયસેનસૂરિને પોતાના પટ્ટધર સ્થાપીને હીરસૂરિએ તેમને વંદન કર્યું. હવે હીરસૂરિની આજ્ઞા લઇ વિજયસેનસૂરિએ સ્વતંત્ર વિહાર કરવા માંડયો. જુદા જુદા દેશમાં જેવા કે દિલ્લી, લાહોર, આગ્રા, મારવાડ, ગુર્જર, સોરઠ, કોંકણ, કાન્હત-કાનરા, હાલા ( હાલાર ) વગેરેમાં વિહાર કર્યો. શ્રી ભૂષણ ( દિગમ્બરી સાધુ હશે ) એ નામના વાદીનો સુરતમાં મદ ઉતાર્યો. રાજનગરમાં સૂબા ખાનખાનાને પોતાના ઉપદેશથી ખુશ ખુશ કરી નાંખ્યો કે જેથી તે તેમના દર્શને આવતો. રાધનપુર જઇ ચાતુર્માસ કર્યું. ત્યાં અકબર બાદશાહનું નિમંત્રણ આવ્યું. હીરસૂરિને વંદના કરી લાહોર જઇ ત્યાંના લોકોને પ્રબોધી શાહ જલાલુદીન અકબર બાદશાહને જઇ મળ્યા. બાદશાહ દર્શનથી પ્રસન્ન થયો, બોધથી શીતલ થયો. 'હીરસૂરિ કરતા પણ તમે સવાયા' એમ કહી 'હીર સવાઇ' -સવાઇ હીરલા' એ નામનું બિરૂદ બાદશાહે આપ્યું. જીવ માટે અમારિ મેળવી, શત્રુંજયગિરિ તીર્થનો ઉદ્ધાર કર્યો, અને અનેક બંદીજનોને મુક્ત કરાવ્યા.

હીરસૂરિના બોલાવ્યા એકદમ નીકળી ગુજરાતમાં તેમને મળવા આવ્યા. અણહિલપુર પાટણમાં આવતાં ખબર મળી કે હીરસૂરિ દિવંગત થયા. શોક નિવારી ભટ્ટારક તરીકે તપગચ્છનો ભાર લઇ અનેક સત્કાર્યો કર્યાં. ૫૦ બિંબ પ્રતિષ્ઠા મોટી કરી ( ખંભાતમાં સં. ૧૬૪૫ જેઠ સુદ ૧૨ ને દિન ) વિજય ચિંતામણિ પાર્શ્વનાથની પ્રતિષ્ઠા કરી, અનેક જીર્ણ મંદિરોના ઉદ્ધાર કરાવ્યા.

વિજયદેવસૂરિ ( કે જેના પિતાનું નામ થેરા અને માતાનું નામ રૂપા હતું અને ઓશવાલ વંશમાં જેનો જન્મ હતો ) જેવાઓને દીક્ષા આપી, આઠને વાચક પદ પર સ્થાપ્યા,

અને ૧૫૦ને પંડિતપદ આપ્યાં. જ્યારે શત્રુંજયગિરિની યાત્રા પોતાના પટ્ટધર સાથે કરી, ત્યારે સંઘાતે સાડાત્રણસો મુનિઓ હતા. સોરઠમાં ચાર ચોમાસાં ગાળ્યાં. ગિરનારની યાત્રા કરી. કપીતાન, ( કૅપ્ટન ) કાજી, તથા પાદરીઓ અને ફિરંગીઓના તેડવાથી દીવ પહોંચ્યા. જામનૃપ, ગુરૂના દર્શનથી, હર્ષ પામ્યો હતો. શંખેશ્વર વિહાર કરી, અમદાવાદ આવી ત્યાં બેને ગણધર—આચાર્ય બનાવી ત્યાં સંઘમાં વિરોધ હતો તે દૂર કર્યો.

રાજનગરથી અનુક્રમે સોજિત્રે આવ્યા. ત્યાં જેઠ વદિ ૧૦ મી સુધી શરીર સ્થિતિ સારી હતી, ધ્યાનમાં તાન હતું. ત્યાંથી નારિ ( નારિંગપુર ) નગરમાં ગયા. અહીં શરીર પ્રકૃતિ બગડી. ત્યાંથી અકબરપુરામાં ( ખંભાતના ) લઇ જઇ સં. ૧૬૭૧ માં ઉપાશ્રયમાં મધ્યરાત્રે પધરાવ્યા. ( બીજા રાસમાં એમ જણાવ્યું છે કે સં. ૧૬૭૨ માં ખાંભનગર ( ખંભાત ) ના અકુબરપુરમાં ચાતુર્માસ કર્યું ) અને ત્યાં તેના અકબરપુરમાં જેઠ વદિ ૧૧ રવિવારના દિવસે સવારે વિજયસેનસૂરિ સ્વર્ગસ્થ થયા. આ અંતસમયે નંદિવિજય ઉપાધ્યાય, કીર્તિવિજય પંડિત, બે રામવિજય, શાંતિવિજય આદિ વૈયાવચ્ચ કરવા હાજર હતા.

શબને કથીયા પંચભાતિ વસ્ત્ર પહેરાવી સત્તર ખંડની માંડવીમાં પધરાવી અગ્નિસંસ્કાર કર્યો. આ વખતે ખંભાતના સંઘે શ્રીપૂજ્યના અંત પૂજણ નિમિત્તે બે હજાર મહમુંદી (રૂપિયા) વાપર્યા. ૪૦ મણ સુખડી વહેંચી. અગ્નિસંસ્કારમાં બે મણ ( ત્રણ મણ ), અગર, અધમણ કેસર વાપર્યા. સર્વ મળી આઠ હજાર મહોર વાપરી. આ વખતે ખંભાતના સંઘમાં અગ્રણી કુંવરજી ગાંધી, સોમાશાહ, સોમકરણ સઘવી વગેરે હતા. આ અગ્નિ સંસ્કાર ભૂમિ ઉપર સોમા શાહે એક થુભ ( સ્થંભ ) રચાવ્યો. આ થુભને ભેટવા જુદા જુદા દેશોમાથી સંઘના અનેક જનો આવે છે.

આ રીતે બંને નિર્વાણ રાસનો સાર છે. પ્રથમ રાસના રચનાર વીપા નામના વિબુધના શિષ્ય વિદ્યાચંદ છે, જ્યારે બીજા રાસના રચનાર વિજયસેન સુરિનાજ શિષ્ય પંડિત કેમલવિજયના શિષ્ય વિદ્યાવિજયના શિષ્ય ગુણવિજય છે, કે જેમણે મેડતા નગરમાં રહી વિજયદેવસૂરિ પટ્ટધરના સમયે તે રચના કરી છે.

---

## વિજયદેવસૂરિ.

૧૩ (પૃ. ૧૭૧-૧૭૬)

ઇડરમાં થિરા નામનો (ઓસવાલ) શ્રીમંત વસતો હતો. તેની સ્ત્રી રૂપાઈથી આ આચાર્યનો જન્મ થયો હતો. (સં ૧૬૩૪) તેણે લઘુ વયમાં (સં ૧૬૪૩-અમદાવાદમાં) જેસિંગજી (વિજયસેનસૂરિ) પાસે દીક્ષા લીધી. જન્મથી બુદ્ધિ તીવ્ર હોઇ નાનપણમાં ૭ લાખ છત્રીશ હજાર શ્લોક પ્રમાણ ગ્રંથોની વાચના લીધી. (સં. ૧૬૫૫ માં સિકંદરપુરમાં પન્યાસપદ, સં. ૧૬૫૬ માં ખંભાતમાં આચાર્ય પદ ૧૬૫૮ માં પાટણમાં ગણાનુજ્ઞા, ૧૬૭૧ માં ભટ્ટારક પદ મળ્યું અને સં. ૧૬૭૪ માં) સલીમ-જહાંગીર બાદશાહે 'મહાતપા' નામનું બિરૂદ આપ્યું. મેવાડા (ઉદયપુરના) રાણા જગતસિંહ, જામનગરનો લાખો જામ, આ આચાર્યને બહુ માન આપતા હતા.

અનેક દેશમાં વિહાર કરી ઉપદેશ પ્રવાહ ચલાવી બિંબ પ્રતિષ્ઠાદિ કરી સારી ખ્યાતિ મેળવી. પોતાના આયુષ્યક્રમમાં બેને આચાર્યપદ, ૨૫ સાધુને વાચકપદ, ૫૦૦ ને પંડિત પદ આપ્યા. પોતાના શિષ્ય ૨૦૦ હતા. પોતના સાધુઓનો કુલ પરિવાર ૨૫૦૦ નો હતો. અને સાધ્વીઓની સંખ્યા સો હતી. શ્રાવક શ્રાવિકાનો કુલ પરિવાર સાત લાખ હતો. સેંકડો મંદિરોની પ્રતિષ્ઠા કરી હજારો બિંબો ભરાવ્યાં. છઠ, અઠમ, આંબિલ, નીવી ઉપવાસ વગેરે અનેક કરી તપસ્વી તરીકે પ્રસિદ્ધ થયા.

પાંચ કરોડ સજ્ઝાય કરી દિવસે કદી પણ નિદ્રા લેતા નહિ, ૧૧ દ્રવ્ય સિવાય અન્ય દ્રવ્યના પચ્ચખાણ લીધા, ને પાંચ વિગય (વિકૃતિ) નો ત્યાગ કર્યો. હમેશ એક વખત જમતા. સાંઝે ચોવિહાર કરતા. તેમને ૧૮ યક્ષ સાંનિધ રહેતા. સ્વામીવાત્સલ્ય કરાવી તેમાં એક લાખ અને ઓગણસાઠ હજાર સ્વધર્મીઓને જમાડયા. આવા મોટા જમણ કરનારા શ્રીમંત અને આજ્ઞાધીન શ્રાવકો આચાર્યના તે સમે હતા. સ્થલે સ્થલે જઈ શ્રાવકોને પ્રતિબોધ આપી ઉગ્રવિહાર કરતા.

રાજનગર પાસેના અહમદપુરમાં એકદા ચાતુર્માસ કર્યું. ત્યાંથી બીબીપુરમાં કર્યું. અત્ર આગ્રાથી સંઘવી ગોવર્ધનદાસ વાંદવા આવ્યા તેમણે પૂજા પ્રભાવનાદિમાં અતુલ દ્રવ્ય ખર્ચ્યું. આ વખતે વાયુ પ્રકૃતિથી શરીરમાં વેદના થઈ. ચોરાસી ગચ્છના શ્રાવક, યતિ વગેરે વંદનાર્થે આવ્યા. અને આચાર્યની સુખાકારી નિમિત્તે અનેક તપ કર્યાં અને મહાજને દાનમાં નવ હજાર ખર્ચ્યો. સાતમે દિવસે પુણ્ય પ્રભાવે શરીર સ્વસ્થ થયું. એક માસમાં બીબીપુર રહી અનુક્રમે રાજનગરમાં આવી માસ કલ્પ કર્યો. કેટલાકને વાચક તો કેટલાકને પંડિતપદ ત્યાં આપ્યાં. પછી સિદ્ધાચલ, અજાહરા પાર્શ્વ નાથ તીર્થની યાત્રા કરવા ચાલ્યા.

દીવનગરથી ભણશાલી રાયચંદે આ અવસરે આવી આચાર્યને સ્વનગરમાં પધારવા વિનંતિ કરી. સૂરિજી વિમલાચલની યાત્રા કરી દીવ પહોંચ્યા. ત્યાંના આદિ જિનેશ્વરને જુહારી અનેક અભિગ્રહ વૈરાગ્ય હેતુએ આદર્યા. અજાહરા પાર્શ્વનાથને વાંદી હીરવિજયસૂરિના શુભને નમી ઉનામાં આવ્યા. સંઘે પ્રવેશોત્સવ આડંબરથી કર્યો. અહીં આચાર્ય વિનયપ્રભસૂરિ વગેરેને બોલાવી રૂડી શિક્ષા આપી ધર્મ સંભળાવ્યો, સર્વ જીવને ખમાવી સં. ૧૭૧૩ ના આષાઢ માસની ઉજળી આઠમે સૂત્ર સિદ્ધાંત શ્રવણ કરી ત્રિવિહાર અણસણ આદર્યું. દશમને દિને ચોવિહાર અણશણ કરી (૧૧ ને દિને) દેહોત્સર્ગ કર્યો.

ભણસાલી રાયચંદ પ્રમુખ સંઘે દેહનો અગ્નિસંસ્કાર હીરસૂરિના શુભ પાસે જ કર્યો; ને ઉક્ત ભણસાલીએ ત્યાં શુભ રચાવ્યો.

આ નિર્વાણ રાસના રચનાર સાધુવિજય કવિના શિષ્ય સોભાગ્યવિજય છે. કે જેણે આ રચના વિજયપ્રભસૂરિના સમયમાં જીર્ણગઢમાં (જુનાગઢમાં) કરી છે.

વિજયદેવસૂરિયે સંબંધમાંજ રચાયેલ વિજયદેવ માહાત્મ્ય નામની સંસ્કૃતકૃતિ આપણી જૈન આત્માનંદ સભા ભાવનગર તરફથી છપાય છે, તે પ્રકટ થયે ઘણી બીનાઓ જાણવાજેજ મળી આવશે.

---

## વિજયસિંહસૂરિ.

૧૪ (પૃ ૧૭૩-૧૮૧)

(મેડતામાં ઓશવાલ નથમલ્લ નાથુની ધર્મપત્ની, નાયકદેની કુક્ષિથી ઉત્પન્ન થયેલા (પાંચ પુત્રો નામે જેઠો, જેસો, કેશવજી કર્મચંદ્ર અને કપૂરચંદ પૈકી કર્મચંદ્ર) આ વિજયસિંહ સૂરિ. (જેઠા અને જેસાને ગૃહકાર્યભાર સોંપી માતપિતાએ પોતાના બીજા ત્રણ પુત્રો સહિત વિજયસેનસૂરિ પાસે સં. ૧૬૫૪ મહા સુદ ૨ દિને દીક્ષા લીધી. કર્મચંદ્રનું દીક્ષા નામ કનકવિજય રાખ્યું તેમનો જન્મ સં. ૧૬૪૪માં, પંડિતપદની પ્રાપ્તિ સં. ૧૬૭૦, વાચકપદ વિજયદેવ સૂરિએ પાટણમાં સં. ૧૬૭૩ માં, અને આચાર્યપદ ઇડરમાં સં. ૧૬૮૧ વૈશાખ સુદ ૬ ને દિને આપ્યું)

આ આચાર્યે ગુજરાત દક્ષિણ, સોરઠ, હાલાર, માલવા, મેદપાટ (મેવાડ) મરૂધર (મારવાડ) મેવાત, બુંદી, કચ્છ વાગડ, વઢિયાર, ગોઢવાડ (ગોલવાડ), સાહિજ, રાયદેશ વગેરેમાં વિચરી ઉપદેશ ધારા વર્ષાવી હતી. સં. ૧૭૦૮ માં ચાતુર્માસ માટે દીવ તરફ જવાની તૈયારી કરી, ત્યારે રાજનગર (અહમદાવાદ) ના સંઘે અમદાવાદ ચાતુર્માસ કરવા વિનતિ કરી, તેથી અહમ્મદાવાદમાં અહમદપુર ચાતુર્માસ કર્યું ખંભાત તરફ વિહરતા વિજયદેવસૂરિને વિનતિ કરી સાથે આરેજાથી ચાલી આસાવલિપુરમાં બંને ગુરૂઓ આવ્યા. ત્યાંથી

ઇલમપુર, પછી નવેપુર રહ્યા. ત્યાં વિજયસિંહના શરીરને અશાતા ઉપજી અમદાવાદમાં કેટલાંક પરાં હતાં તેમાંના કેટલાંકના નામ અહમ્મદપુર, ખીખીપુર, પ્રેમાપુર, રાજપુર, ઇલમપુર, નિજામપુર આસાવલી, ઉસમાપુર, સરખેજ શેખપુર, ઇદલપુર, વજીરપુર વગેરે ત્યાંથી સર્વ સંઘ એકઠો થયો. વિજયસિંહસૂરિએ સર્વજીવને ખમાવી અનશન આદરી ૨૮ વર્ષ સૂરિપદ પાળી સં. ૧૭૦૯ ના અષાઢ સુદ ૨ ને દિને સ્વર્ગવાસ કર્યો. ઉત્સવપૂર્વક શબને અગ્નિસંસ્કાર કર્યો, અને તેમાં સંઘે ઘણું વિત્ત ખર્ચ્યું. ગુરૂસેવામાં ઘોલા સુત આખા નામના આગેવાન શ્રાવકે સારો ભાગ લીધો હતો.

આ નિર્વાણ રાસ સૂરિના શિષ્ય વીરવિજયે સ્વર્ગના વર્ષમાં એટલે સં. ૧૭૦૯ ના ભાદરવા વદ ૬ સોમવારે અહમદપુરમાં ચોમાસુ રહી વાસુપૂજ્યના પસાયે રચ્યો છે.

વિજયદેવ સૂરિની હયાતીમાંજ વિજયસિંહસૂરિ સ્વર્ગસ્થ થયા એ ખાસ લક્ષમાં લેવું ઘટે છે, તેથી વિજયદેવના પટ્ટધર વીરવિજય અને પાછળથી એટલે સં. ૧૭૧૦માં આચાર્યપદ લઇ થયેલા વિજયપ્રભસૂરિ થયા. આ વીરવિજયજ આ રચનાના કરનાર સંભવે છે.

---

## વિજયપ્રભસૂરિ.

૧૫ ( પૃ. ૧૮૨-૧૮૫ )

જન્મ કચ્છના મનોહરપુરમાં ( સં. ૧૬૭૭ માહ સુદિ ૧૧ દિને ) થયો હતો. પિતાનું નામ ( ઓસવાલ વંશી ) શા. શ ( શિ ) વગણ અને માતાનુ નામ ભાણી હતુ. પોતે લઘુવયમાં ( એટલે સ. ૧૬૮૬ માં ૯ વર્ષની ઉમરે ) વિજયદેવસૂરિ પાસે દીક્ષા લઇ ( વીરવિજય નામ ધારણ કર્યું હતુ. સં. ૧૭૦૧ માં પંન્યાસ-પદ, સં. ૧૭૧૦ વૈશાખ શુદિ ૧૦ ને દિને ગંધારમાં આચાર્યપદ મેળવ્યું. હવે તેમનું નામ વિજયપ્રભસૂરિ પડયું.)

ત્યાર પછી વિજયદેવસૂરિના પટ્ટધર થઇ ગચ્છભાર ગ્રહણ કર્યો. ઉપદેશ દેવા ઉપરાંત સંઘ સાથે યાત્રા, બિંબ પ્રતિષ્ઠા, યોગ

ઉપધાનવહન વગેરે ધર્મકાર્ય અને મહોત્સવ કર્યા. સોરઠ, કચ્છ, હાલાર, મરૂધર, મેવાત, માલવ, દક્ષિણ અને ગુજરાતમાં તેમની આજ્ઞા શ્રાવકો અને સાધુઓ શિરે ચડાવતા. આબુ સુવર્ણગિરિ, શત્રુંજય, ગિરનાર એમ અનેક તીર્થની યાત્રા કરી. આમ ઉગ્ર-વિહાર કરી જન્મભૂમિ કચ્છ દેશમાં આવ્યા, કે જયાં રાજાએ તેમનું બહુ માન કર્યું.

ત્યાં દીવબંદરમાં મેઘબાઇ નામની શ્રાવિકાને ગચ્છપતિ પધરાવવાનો કોઠ થતાં ત્યાના સંઘનો વિચાર સૂરિને બોલાવવાનો થયો. આથી મેઘબાઇએ પોતાની વહુઓ વગેરે પરિવાર સહિત કચ્છ જઈ આચાર્યને વિનંતિ કરી. આથી સૂરિ દીવ આવ્યા. અજાહરા પાર્શ્વનાથ, હીરવિજયજીની થૂભ, વગેરેને વંદના કરી ઉન્નતપુર (ઉના) માં પધાર્યા. મેઘબાઈએ ઘણું દ્રવ્ય આના ઉત્સવમાં ખર્ચ્યું. દીવનો સંઘ આજ્ઞાધીન રહ્યો. ત્યાં ચાર ચોમાસાં લાગટ ગાળ્યા. પછી જેતાબાઇએ સંઘ કાઢયો. તે સંઘ સહિત ગુરૂશ્રીએ શત્રુંજય-ગિરિની યાત્રા કરી પાછા દીવબંદર પધારી નવલખ પાર્શ્વનાથને વંદન કર્યાં. દેશદેશના સંઘપતિ અને જનો આવી અંગપૂજા, પ્રભાવના વગેરે કરવા લાગ્યા. દીવમાં સંઘપતિ અભયચંદ અને સામા નામના મંત્રીએ આગ્રહથી ગુરૂનાં ત્રણ ચોમાસાં કરાવ્યાં. ગુરૂશ્રીએ છઠ આઠમ, નિત્ય એકાશન, આંબિલ નીવી વગેરે તપશ્ચર્યા કરી કાયાને ગાળી નાંખી હતી. ઉનામાં ગુરૂ પધાર્યા અને ત્યાં સં. ૧૭૪૯ના વૈશાખ વદિ એકાદશીને દિને અનશન ચોવિહાર આદરી તેરસને દિને સ્વર્ગવાસ કર્યો પરિખ જેસગ સુત વિજયસંગે તેરખંડી માંડવી કરાવી તેમાં શબને પધરાવ્યું. શ્રાવકની ઠઠ એહબારની થઈ હતી. સુગંધી દ્રવ્યથી શબનો અગ્નિસંસ્કાર જે સ્થલે હીરવિજયસૂરિ અને વિજયદેવસૂરિની થૂભો હતી તે નજદીક કર્યો. ત્યાં પરિખ વિજયસંગે વિજયપ્રભસૂરિની થૂભ કરાવી પછી પટ્ટધર વિજયરત્નસૂરિ થયા.

આ નિર્વાણરાસના રચનાર ઉક્ત આચાર્યના જ શિષ્ય વિમલવિજય છે.

## હેમવિમલસૂરી.

૧૬-૧૭ ( પૃ. ૧૮૬-૧૯૨ )

મરૂમંડલ-મરૂધર ( મારવાડ ) દેશ કે જ્યાં જીરાઉલા પાર્શ્વનાથ નામનું તીર્થક્ષેત્ર છે ત્યાં વડગામ નામનું એક ગામ છે ત્યાં ગાંગાધર ( ગાંગા ) નામનો વણિક વસતો હતો. તેને ભાર્યા ગંગાથી હદરાજ નામનો પુત્ર થયો હતો ( સં ૧૫૨૦ કાર્તિક સુદ ૧૫, જ્યારે તે પુત્ર પાંચ વર્ષનો થયો ત્યારે નિશાળમાં મૂકયો. પછી ક્રમે એક દિવસે લક્ષ્મિસાગરસૂરિ વિહાર કરતા કરતા તે ગામમાં પધાર્યા.

---

( લક્ષ્મીસાગરસૂરિ જન્મ સં. ૧૪૬૪ ભાદ્રપદ વદિ ૨, દીક્ષા ૧૪૭૦, પન્યાસપદ ૧૪૯૬, વાચકપદ ૧૫૦૧, સૂરિપદ ૧૫૦૮, ગચ્છ નાયક પદ ૧૫૧૭ ( મારવાડી ૧૫૧૮ વર્ષમાં ) તેમના પાદની સ્થાપના પેથાપુરમાં થઇ તેમજ તેમનાં પગલાં વિદ્યાપુર ( વીજાપુર અને લાટાપલ્લી ( લાડોલ ) માં થયાં અને તે પદ મહોત્સવ સાહ નગરાજે કર્યો. લાટાપલ્લીના સંઘવી મહાદેવે બે ઉપાધ્યાયપદ અને અગિયાર આચાર્ય પદનો મહોત્સવ કર્યો. ગિરિપુરમાં સાહશ્રી સાહભાકે પંચાવન આંગળ પ્રમાણ ત્રણ પ્રતિમા કરાવી. આ સૂરિ પાસે પ્રતિષ્ઠા કરાવી. મંડપ ( માંડવગઢ ) માં સં. ચાંદાકે ૭૨ દેવાલય ૩૬ પૂજોપકાર સહિત ૨૪ પટ્ટ પ્રતિષ્ઠા કરી. શ્રી સુમતિ સાધુને સૂરિપદ મંડપના સં. સૂરાવીરાએ અપાવ્યું. ઉંબરહટ્ટમાં ૨૪ પટ્ટ પ્રતિષ્ઠા કરી. શ્રી શુભરત્નને સૂરિપદ પત્તનમાં દેવગિરિના સંઘવી નગરાજ ધનરાજે અપાવ્યું. અહમદાવાદના શ્રીસંઘના મુખ્ય સંઘવી ગદાકે આબુ આવતાં ૪૦ આંગલની પ્રતિમાની પૂજા રચાવી. શ્રીસૂરિનાં પગલાં સીરોહીમાં સં. ખીમાકે કરાવ્યાં. પેથાપુરમાં ચાર વાચકપદ ને તેમાં પંડિત શ્રીચરણપ્રમોદગણિ શિષ્ય પ્રમુખ ૨૪ ને પંડિતપદ આપવામા આવ્યા. તે ચરણપ્રમોદ ગણિએ ૧૮૦૦ સાધુ પરિવારને બે બે વખત કલ્પપ્રદાન-પ્રત્યેકને ૩૬૦૦ કલ્પપ્રદાન પૂર્વક ગણિ પરિધાપનિકા ક્રિયા કરી. વિબુધ-પદ તેમજ સાધ્વીઓને મહત્તરા, પ્રવર્તિની આદિ પદ આપવામાં આવ્યાં. પાંચસો સાધુને આ સૂરિએ દીક્ષા આપી. એક પટ્ટાવલિ )

ઉક્ત લક્ષ્મીસાગરસૂરિ પાસે સં. ૧૫૨૮ માં દીક્ષા તે પુત્રે લીધી. નામ હેમવિમલ રાખ્યું. સુમતિસાધુએ સૂરિ પાસે રહી સર્વ શાસ્ત્રનો અભ્યાસ કર્યો. એક વખતે તે બન્ને પંચલાસા ગામમાં આવ્યા. ત્યાંના સંઘપતિ નામે પાતરાજ ( પાતાકથી કરેલા સૂરિપદ મહોત્સવ પૂર્વક હેમવિમલને સૂરિપદ ( સં. ૧૫૪૮ ) માં ગચ્છ નાયક પદ સુમતિસાધુસૂરિએ આપ્યું. ત્યાંથી વિહાર કરતા ઇડરમાં આવ્યા. અત્ર ગૂર્જર, માલવ, મરહઠ, સોરઠ દક્ષિણ દેશના તેમ ગામે ગામના સંઘો મળ્યા હતા. તેમણે હેમવિમલસૂરિને તપગચ્છનો ભાર સોંપ્યો. આનો ( ગચ્છ નાયક પદનો ) મોહોત્સવ કોઠારી શ્રી સાયંર તથા સહજપાલ (શ્રીપાલ) બંનેએ ઉત્સાહથી કર્યો

સરખાવો-સોમવિમલકૃત ગચ્છનાયક પટ્ટાવલી સજાય ઐતિહાસિક સજાયમાલા પૃ. ૪૭ કે જેમાં જણાવે છે કેઃ-

ગુરૂવિહાર કરતાં પહુતા પુર પંચલાસી, હેમવિમલસૂરીશ્વર થાપ્યા મન ઉલાસેં પંન્નર અઠતાલિપદ ઉછવ અધિકાર તિહાં સંઘપંતિ પાતો વેચેવિત્ત અનિવાર ઇડરગઢ મોટો સોહે ભાણો ભૂપાલ, તિહાં વસે કોઠારી સાયરને શ્રીપાલ, મારે ગચ્છ નાયકપદ ઉછવ સુજગ, ચિહું દિસના શ્રીસંઘ આવે કરત. ગ ૪૧

આ ફાગ નામની કૃતિ દાનવર્દ્ધન નામના પંડિતના શિષ્ય હંસધીરે સં. ૧૫૫૪ ના શ્રાવણ માસમાં રચી છે. બીજી કૃતિ એક સજાય છે તેમાં ઉપર જણાવ્યું તેથી કંઇ વિશેષ મળી આવતું નથી અને તેમાં કર્તાએ પોતાનું નામ જણાવ્યું નથી. એક લઘુ પોશાલિક પટ્ટાવલિમાં વધુએ જણાવ્યું છે કેઃ-

હેમવિમલસૂરિએ ગચ્છનાયક પદ લીધું તે સમયમાં ઇંદ્રનંદી સૂરિએ અને કમલકલશસૂરિએ જુદા જુદા એમ બે ગચ્છ નોખા ચાલ્યા. તેમાં એકનું નામ કતબપુરા ગચ્છ અને બીજાનું નામ કમલકલશા મૂળશાખામાંથી પાલ્હણપુરા એ ત્રીજી શાખા

હેમશાખા ઉભી થઇ. સં. ૧૫૫૦માં દેવે આપેલા સ્વપ્નથી સ્તંભતીર્થના શ્રીસંઘ સાથે શ્રીશત્રુંજયની તીર્થયાત્રા મહોત્સવથી કરી. સં. ૧૫૫૨માં સોની જીવા જાગાએ કરેલા પ્રતિષ્ઠા મહોત્સવમાં શ્રીદાનધીર સૂરિને સૂરિપદ આપ્યું, પરંતુ તેમનું ટુંકું આયુષ્ય હોઇ છ માસમાં તે સ્વર્ગે ગયા. ત્યાર પછી ગુરૂ (હેમવિમલસૂરિ) બાલપુરમાં ચોમાસું રહ્યા ત્યાં સં. ધિરાની સાંનિધ્યે શ્રીસૂરિમંત્ર સાધ્યો. સૂરિમંત્રના અધિષ્ઠાયકે વર આપ્યો (ઉપરોક્ત કતબપુરા ગચ્છમાંથી હર્ષવિનય સૂરિએ નિગમ મત કહાડયો અને તેનુ બીજુ નામ ભૂકટીયા મત પડયુ. ત્યાર પછી હર્ષવિનય સૂરિએ નિગમમત છોડી દીધો અને બ્રાહ્મણોએ તે રક્ષ્યો. સં. ૧૫૬૨માં થિરાપદ્ર (થરાદ) નગરમાં કટુક વણિકે કટુક (કડવા) મત કહાડયો. તેમાં ગુરૂ પ્રત્યે દ્વેષ-એટલે સત્ય ગુરૂ કોઇ નથી એવો સિદ્ધાંત છે. સં. ૧૫૭૦ માં લુંપક મતમાંથી નીકળી વીજા નામના વેષધારીએ વીજામત કાઢયો. તેના બે ભંગ છે) સં. ૧૫૭૦ માં હેમવિમલસૂરિએ ડાભિલા ગામમાં સ્તંભતીર્થના સોની જીવા જાગાએ આવી મહા મહોત્સવથી શ્રી આણંદવિમલસૂરિને સૂરિપદ, અને દાનશેખર ગણિ અને માણિકશેખર ગણિ એ બેને વાચક પદ આપ્યાં. તથા એક સાધ્વીને મહત્તરા પદ આપ્યું. સં. ૧૫૭૨ માં શ્રી સ્તંભતીર્થ જવાને ઇલાપ્રાકાર (ઇડરથી) ગુરૂ ચાલ્યા. કર્પટવાણિજ્ય (કપડવંજ) માં શ્રી પૂજ્યનાં પગલાં થયાં ત્યારે દો૦ આણંદે સુઆણના આગમન સમયે જેમ તેલીઆ તોરણ થાય છે તેમ સર્વત્ર ધ્વજારોપણ આદિ કરી ઉત્સવપૂર્વક પ્રવેશ મહોત્સવ કર્યો. તે જાણતાં એક પિશુને પાતસાહ મુદાફર પાસે ચાડી કરી કે આવી રીતે (રાજાને યોગ્ય) પ્રવેશોત્સવ કર્યો આથી કપડવંજમાં બંદાઓ મોકલ્યા. ગુરૂએ પૂર્વ તરફ ચાલી ચુણેલિ ગ્રામ આવી ત્યાંથી શ્રાવકોને વિઘ્ન આવશે માટે રાત્રિએ ચાલવું યોગ્ય છે એમ કહી રાતોરાત ચાલી સોજીત્રા ગામમાં આવ્યા. સવારે બંદાઓ ગુરૂની શોધમાં ચુણેલિ ગામમાં આવી ગ્રામાધીશને પૂછયું કે ગુરૂ

ક્યાં છે ? ત્યારે તેણે જવાબ આપ્યો કે ખબર નથી કે અહીંથી તે ક્યાં ગયા. બંદાઓ પાછા વળ્યા. ગુરૂ એકદમ સ્તંભતીર્થમાં આવ્યા. સંઘે ઉત્સવ કર્યો. આ ખબર જાણી ચાડીઆએ ચાડી ખાધી કે ગુરૂ ખંભાત આવેલ છે એટલે શોધવા જનારાએ ગુરૂને બંદીખાને રાખ્યા. સંઘ પાસેથી બાર હજાર ટંક રૂપું નાણું લીધું. ગુરૂએ મનમા ચિંતવ્યું કે સર્વત્ર આવું થશે તો અતિ દુંકર થશે, એવું વિચારી આચામ્લ (આંબેલ) તપ કરી સૂરિ મંત્રને આરાધ્યો. અધિષ્ઠાયકે વચન આપ્યું કે સંઘે આપેલું દ્રવ્ય પાછું મળશે. ત્યાર પછી શતાર્થી પંડિત હર્ષકુલ ગણિ, પં. સંઘહર્ષ ગણિ, પં. કુશલસંયમ ગણિ, શીઘ્ર કવિ, પં. શુભશીલ ગણિ પ્રભૃતિ ગીતાર્થ ચાર સાધુને ચંપકદુર્ગમા (ચાંપાનેર) મોકલ્યા, ત્યા જઈ સુરત્રાણને સ્વકાવ્ય કલાથી રંજન કરી દ્રવ્યને પાછુ અપાવગાવી ગુરૂ પાસે આવી વંદન કર્યું. સં. ૧૫૭૮ માં શ્રી પૃજ્યપત્તન (પાટણ) માં ચાતુર્માસ રહ્યા તે વખતે કરેલા પ્રવેશોત્સવ સમયે ઉદેશ જાતિના દો. નાકર પંચાનને ચતુર્થ વ્રત અંગીકાર કરવા સાથે અઢારસો મઠ સંઘને આપ્યા સ્તંભતીર્થમાં સા. લાખાકે ૬૫ મણ સાપના હીરીમય પટ્ટો કરાવ્યા અને તેની પ્રતિષ્ઠા હેમવિમલસુરિ પાસે કરાવી. વળી પત્તનમાં દો. ગોપાકે ૬૧ મણ ૧-ની જિનપટ્ટિકા કરાવી અને તેની પ્રતિષ્ઠા પણ હેમવિમલસૂરિએ કરી. વિજાનગરમાં (વીજાપુરમાં કોઠારી આટાર શ્રીપાલે કરાવેલા પ્રાસાદમાં પ્રતિમા પ્રતિષ્ઠાને મહોત્સવ શ્રીપૂજ્યે કર્યો. એવી રીતે કેટલુ ચરિત્ર લખવું ? પાંચસે સાધુઓને દીક્ષા આપી આ સૂરિમહારાજના સાગર થયા. તેમ શ્રીપૂજ્યના આદેશથી આણંદવિમલસૂરિ કુમ-ગિરિપર ચતુર્માસ ર. શ્રીપૂજ્યની આજ્ઞા લીધા વગર સાધ્વી સાધ્વીને દીક્ષા આપી તે વય ઘણી નાની હતી, તેથી શ્રીપૂજ્યે કહ્યુ કે મારી આજ્ઞા વગર તેં શા માટે દીક્ષા આપી ? અને જો દીક્ષા આપી તો પછી તેને છોડી દેવી ઘટે છે. આવું કીધા છતાં આણંદવિમલે તે સાધ્વીને ન છોડી પછી સિદ્ધપુર, સિરોહી ચાર ચાતુર્માસ કરી આણંદવિમલસૂરિ

ગુર્જર ભૂમિમાં આવી શ્રીહેમવિમલસૂરિને પૂછયા વગર સં. ૧૫૮૨ ના વૈશાખ સુદ ૨ ને દિને જુદા ઉપાશ્રયમાં સ્થિતિ કરી, ત્યાં તેમને ધૂળથી વસ્ત્ર મલીન કરવામાં આવ્યાં અને રૂષિમતવાળાની આવૃત્તિ થઇ. અથ શ્રીપૂજ્યે સ. ૧૫૮૩ માં વિસલનગરમાં જેઠ માસમાં સ્થિતિ કરી. ત્યાં રહ્યા સતા આશ્વિન માસમાં શ્રી પૂજ્યના શરીરે અસમાધિ થઇ, વટપલ્લી (વડાલ) માં ચાતુર્માસ રહેલા આણંદવિમલ આચાર્યને બોલાવ્યા. તેમને ગુરૂએ કહ્યું 'તું ગણનો ભાર લે' ત્યારે તેમણે કહ્યું કે 'ગણનો ભાર લેવાની મારી અપેક્ષા નથી' પછી ગીતાર્થ શ્રી સંઘે એકઠા મળી આણંદવિમલ આચાર્યની સમક્ષ હેમવિમલસૂરિ પાસે સ્વહસ્તે શ્રી સૌભાગ્યહર્ષસૂરિને તેમના પટ્ટે સ્થાપિત કરાવ્યા. સં. ૧૫૮૩ આસો સુદ ૧૩ દિને સ્વર્ગે ગયા. સં. ૧૫૮૩ માં ઋષિમતથી ઉત્પત્તિ થઇ. ઋષિમતમાંથી બિવેદનીક ગચ્છથી આવેલા રાજ્યવિજયસૂરિએ લઘુ ઉપાશ્રયમત કાઢયો.

૫૯. તેની પાટે શ્રી સૌભાગ્યહર્ષસૂરિ સં. ૧૫૫૫ માં જન્મ, સં. ૧૫૬૩ માં હર્ષદાનગણિ સાથે વૃદ્ધ (વડ) નગરમાં વિહાર કરતા શ્રી હેમવિમલસૂરિએ દીક્ષા આપી. સં. ૧૫૩૮ ના આસો સુદ ૧૦ ને દિને હેમવિમલસૂરિએ પોતાના પટ્ટ પર સ્થાપિત કરી. ત વખતે વ્યવહારી (વણિક) ભીમસી, રૂપા, દેવદત્ત, કુમા જયવંત, વગેરેએ એક (જીર્ણ) લાખ ટંક પ્રમાણ ખર્ચ કરી તે પદ મહોત્સવ કર્યો સં. ૧૫૮૬ માં વૃદ્ધનગરના અલવર નગરમાથી આવેલા ટંકસાલીય સા. ડાહા ભૈરવદાસ, ભવાનીદાસ ત્યાંના ગુર્જરભૂમિના શ્રીસંઘ સહિત તપાગચ્છરા શ્રીસૌભાગ્યહર્ષસૂરિ સાથે પત્તનથી આરંભી શત્રુંજય ગિરિનાર સુધી દરેક નગરે સુવર્ણ ટંક, કલંભન (લાણી) પૂર્વક શ્રીસ્તંભતીર્થ યાત્રા કરી સ્તભતીર્થ નગરમા સં. ૧૫૮૯ ના જેઠ સુદ. ૯ રવિવારે જગસીકુરા સા. સોમસી, રત્નસી, લખમસી,

ખીમસીએ કરેલા નમસ્કારપૂર્વક સુવર્ણટંક, ખંડલંભન, સાહમી વચ્છલ, દર્શન, અર્ચાથી સુભગ એવો ગચ્છનાયકના પદનો મહોત્સવ કર્યો. વિદ્યાપુર ( વીજાપુર ) માં સં. ૧૫૮૫ પોષ સુદ ૫ ગુરૂ પુષ્ય યોગે દોસી તેજા માંગાએ થાલી સાથે મોદકની લાણી કરવાપૂર્વક અહમ્મદાવાદી શ્રીસંઘના મિલનપૂર્વક પં. સોમવિમલ ગણિને વાચકપદ આપ્યું. તેજ વર્ષે ઇલપ્રકાર ( ઇડર ) માં સુહડાસીઆ સાહ શ્રી આસરાજ પોપટે નવ લાખ ટંક ખર્ચે કરેલ પ્રતિષ્ઠા મહોત્સવ કે જેમાં ઘણા ગામથી સંઘો ૭૦૦, દિગંબર ૫૦૦. અને અન્ય ગચ્છના યતિ ૫૦૦ આવ્યા હતા તેમાં દર્શન પરિધાપિના પૂર્વક પાંચસો બિંબ શીલમય રીરીમય અને બીજા અસંખ્ય બિંબો સૌભાગ્યહર્ષ સૂરિએ પ્રતિષ્ઠિત કર્યાં. વળી બીજું એ કે સં. ૧૫૯૬ માં અમદાવાદમાં સૌભાગ્યહર્ષ સૂરિ આવ્યા ત્યારે સંઘે પ્રવેશ નંદિ મંડનમાલારોપણાદિ અનેક ઉત્સવો કર્યા, અને ત્યાં ચાતુર્માસ રહ્યા. શ્રીસંઘે ૧૫૯૭ આશો સુદ ૫ ને દિને વાચક સોમ વિમલગણિ તથા સકલ હર્ષમુનીને સૂરિપદ આપ્યું. તે વખતે સા. ગંગદાસ પુત્ર સા દેવચંદે પાંચ લાખ દ્રવ્ય ખર્ચી સૂરિપદ મહોત્સવ કર્યો. બેને વાચકપદ આપ્યુ. વિજયકુલ ઉપાધ્યાય ઘણા મહિમાવાળા થયા. સં. ૧૫૯૭ ના કાર્તિક શુ. ૧૨ દિને સ્વર્ગવાસ પામ્યા. તેમને ઉસવંશ જ્ઞાતિય સાધુ ૩૦૦ દીક્ષિત થયા હતા. આની પાટે સોમવિમલ સૂરિ ( ૬૦ માં ) આવ્યા. કે જેમનું ચરિત્ર જુદું આપવામા આવ્યું છે.

---

# આણંદવિમલ સૂરિ.

## ૧૮-૧૯ ( બે સઝાય પૃ. ૧૯૩-૧૯૫

૧ આ તપગચ્છના પટ્ટધર હતા. તેનો ઇડરનગરમાં જન્મ થયો હતો. પિતાનું નામ ( ઓસવંશીય ) મેઘા અને માતાનું નામ માણેક. તેમણે ઉગ્ર તપ કર્યો. જિનપ્રતિમા પાસે રાખી સર્વ પાપ આલોવ્યાં. ૧૮૧ ઉપવાસ, ૨૦ વાર વીસસ્થાનક તપ, ૪૦૦ ચોથ, વળી સ્થાનક તપ કરી છઠ કર્યો. ૪૦૦ છઠ કર્યા. વીસ વિહરમાનના છઠ વીસ, અને વીસ પ્રભુના ૨૨૯ છઠ અને તે ઉપરાંત પાખી ચુમાસી અઠાઇના છઠ કર્યાં. પહેલા કર્મના ( જ્ઞાનાવરણીયના ) ૧૨ પંચ, બીજા દર્શનાવરણીય કર્મના ૯ દશમ અંતરાયના ૧૨ પંચ, મોહનીયના ૨૮ અઠમ, વેદની ગોત્ર અને આયુષ્ય એ કર્મના આઠ દશમ કર્યા અને નામ કર્મનું તપ ન થયું. એટલું મનમાં રહી ગયું.

તેમનો વિહાર ઉગ્ર હતો. ગૂજર્ર, માલવ, વાગડ, દેશમાં ભેદપાટ, મારૂઆડ, વિદેરામાં, સોરઠા, કાન્હમ, દમણ, દેશમાં વિહાર કરી અનેકને બોધ આપ્યો. ઠામ ઠામ મહોત્સવ કરાવ્યા. ૧૫૮૨ માં સાધુ પંથ લીધો. શુદ્ધ ક્રિયા ફેલાવી. સં. ૧૫૯૬ માં ચૈત્ર સુદિ ૭ ના દિવસે ૯ દિવસનું અનશન લઈ સ્વર્ગવાસ કર્યો. આ સઝાય તેમના શિષ્ય વિનયભાવે રચી છે.

૨ આમાં વિશેષ એટલું મળે છે કે સૂરિનો ઇડરમા જન્મ થયો તે વખતે ભાણ રાજા રાજ્ય કરતો હતો. કુલ શ્રીવંત ( શ્રીમાલી ) હતું. મૂલ નામ વાઘકુવર પાડવામાં આવ્યું હતું. દીક્ષા હેમવિમલ સૂરિ ( જેને માટે જુદું ચરિત્ર લખાયું છે તે જુઓ ) પાસે લીધી. શાસ્ત્ર ભણ્યા પછી લાલપુરમાં તેમને ઉપાધ્યાય પદ મળ્યું કે જેનો ઉત્સવ સઘવી થિરે વિત્ત ખર્ચી કર્યો. ડાભિલા નગરમાં તપગચ્છ નાયક હેમવિમલ સૂરિએ સૂરિમંત્ર આપી

આચાર્ય કર્યા કે જેનો ઉત્સવ ખંભાતના સોની જીવરાજે કર્યો. આ સઝાય પણ વિનયભાવે રચી છે

૩ ત્રીજી સઝાય કે જે તેમના શિષ્ય સોમવિમલસૂરિએ રચી છે. ( જુઓ નં. ૫૧ ઓ સઝાયમાલા ભા. ૧ ) તેમાં જણાવ્યું છે કે આણંદવિમલસૂરિના પરિવારમાં અગ્રગણ્ય જે હતા તે વિજય-દાનસૂરિ, વિદ્યાસાગર ઉપાધ્યાય, અમરહર્ષ અને વિનયભાવ ( ઉપ-રોકત સઝાયના કરતાર ) પંડિત હતા.

પોતાની રચેલી પટ્ટાવલિમાં ધર્મસાગર ઉપાધ્યાય જણાવે છે કેઃ—૫૮ મા તપગચ્છની પટ્ટ પરંપરામાં આણંદવિમલ છે કે જે સૂરિ ભગવાને દુઃષમ કાલમાં પ્રવચનને પીડા કરનાર ભસ્મ ગ્રહના માહાત્મ્યથી ઉત્પન્ન થયેલ અનેક કુમત રૂપી સર્પોના વચન વિષે માણસોનાં ચિત્ત વ્યાકુલ કર્યાં હતાં. તે આ સૂરિએ પોતાની અમૃત વાણીથી ઝેર વગરનાં કરી સમ્યકત પ્રાણથી વધાર્યાં. ઘણા શેઠીઆ-ઓના પુત્રોને વૈરાગ્ય ઉપજાવી દીક્ષિત કર્યા. જે વાદે જય પામે તે નગરમાં રહે એવો સુરતાન મહિમૂદના નામથી અંકિત થયેલો લેખ લઇને સૂરાષ્ટ્રમાં સાધુ વિહાર નિમિત્તં यदीय श्रावकः सुरत्राण-दत्तपर्यस्तिका वाहनो मलिकश्री नगदलनामा सा०तूणा सहायः श्रीगुरूणां विज्ञप्तिं कृत्वा साधुविहारं कारितवान् ॥

તથા જેસલમીર આદિ મરૂભૂમિમાં જલ મેળવવું દુર્લભ હોવાથી તે ક્ષેત્ર દુષ્કર જાણી સોમપ્રભસૂરિ ( સુકિત મુકતાવલિના કર્તા ) એ ત્યાં વિહાર કરવાનો સાધુને માટે પ્રતિષેધ કર્યો હતો. આમ હોવાથી કુમત ત્યાં વ્યાપી ગયો અને તેનાથી આર્ય અનાર્ય થયા છે એ વાત જાણી ત્યાંના લોકો પ્રત્યે અનુકંપા લાવી લાભ હેતુએ ત્યાં વિહાર કરવાની સાધુને પુન આજ્ઞા આ આણંદ વિમલ સૂરિએ આપી. તે સાધુઓ પૈકી પ્રથમ લઘુશીક્ષથી પણ સ્થુલભદ્ર જેવા વૈરાગ્યનિધિ, નિસ્પૃહાવધિ, યાવજ્જીવ જઘન્યપણે

છઠના તપના અભિગ્રહપૂર્વક પારણું કરવામાં પણ આચામ્લાદિ તપની વિધિ સાચવનાર મહોપાધ્યાય શ્રી વિદ્યાસાગર ગણિએ એ પ્રમાણે વિહાર કરતાં જેસલમેર આદિમાં ખરતર ગચ્છવાળાને, મેવાત દેશમાં વીજામતવાળા આદિને, મોરબી વગેરેમા લુપાક આદિને પ્રતિબોધી સમ્યકત્વ બીજ વાવી અનેક રીતે સ્વગચ્છમાં વૃદ્ધિ કરી તે અદ્યાપિ પ્રતિત છે. તથા* પાશચંદ્રે વીરમગામને વ્યુદ્ગ્રાહિત કર્યું હતું. તે ગામમાં પાશચંદ્રનેજ વાદમાં નિરૂત્તર કરી ઘણા જૈનોને જૈન ધર્મ પમાડયો. એ રીતે માલવામાં પણ ઉજ્જયિનિ વગેરે વગેરે નગરમાં સવેગાદિ ગુણોથી તેમની કીર્તિ પતાકા પુન અદ્યાપિ સજ્જનોની વાણી રૂપી પવનથી અહીં તહી ઉડતી પ્રવચન રૂપી પ્રાસાદ શિખર પર ઉલ્લસિત છે. શ્રી આણુદવિમલ સૂરિનો જન્મ સં. ૧૫૪૭ માં, વૃત દીક્ષા સં. ૧૫૭૦, સૂરિપદ ૧૫૮૨, ગુરૂની આજ્ઞાથી અસવેગી સાધુ સમુદાયને તજી સુવિહિત સાધુઓમાં અગ્રણી થયા. ચૌદ વર્ષ જઘન્યથી નિયત તપો વિશેષ કર્યા પછી છઠના તપનો અભિગ્રહ લીધો. વિ. સં. ૧૫૯૬ ના ચૈત્ર સુદ ૭ ને દિને આ જન્મ અતિચારને આલોચી અનશન ઠરી નવ ઉપવાસથી ગુરૂ અમદાવાદ નગરમા (નિજામપુરામાં) સ્વર્ગે ગયા.

એમ કહેવાય છે કે જેસલમેરમાં સાધુ વિહારના અભાવથી ત્યાંના ૬૪ દેરાસરોના બારણે કાંટા લાગ્યા હતા, તે આ સૂરિએ કઢાવી નખાવ્યા હતા અને તે મંદિરોમાં પૂજા ચાલુ રખાવી હતી

હેમવિમલસૂરિના પટધર તરીકે આ આનંદવિમલ સૂરિ છે. તેમને આચાર્યપદ પર સ્થાપ્યા પહેલા ઇડરમા કમલકલશ અને

---

* આ પાસચંદે (પાર્શ્વચંદ્ર સૂરિ) સં. ૧૫૭૨ મા એટલે આ સૂરિના સમયમાંજ નાગપુરીય તપાગચ્છથી જુદા થઇ પાસચંદ મત કાઢયો કે જે હમણાં પાયચંદ ગચ્છ કહેવાય છે.

બીજા ઇંદ્રનંદીને હેમવિમલે સંઘના વચનથી આચાર્યપદ પર સ્થાપ્યા હતા અને ત્યાર પછી ખંભાતમાં ગયા અને ત્યાંથી દેવવાણીથી શેત્રુંજય તીર્થની યાત્રા કરી લાલપુરમાં આવતાં સૂરિમંત્રનો જાપ કર્યો સુર પ્રત્યક્ષ થયા અને ખંભનગરવાસી સોની જાગો જીવો અને જયંતે કરેલા આચાર્યપદ મહોત્સવ પૂર્વક આણંદ વિમલસૂરિને સં. ૧૫૮૭ માં આચાર્ય સ્થાપ્યા. તે હેમવિમલ સૂરિએ પંડિતોનું હર્ષ નામનું કુલ સ્થાપ્યું કે જેમાં થનાર સાધુઓનાં નામને છેવટે હર્ષ એ પદ મુકાતું. તે હર્ષકુલમાં સૌભાગ્ય હર્ષ સૂરિને વીસલનગરમાં પાટ ઉપર સ્થાપ્યા. કે જે પદનો ઉત્સવ પટવા, ભીમ, રૂપા, દેવદત્ત, કમરાજ, અને શ્રીપતિએ ઘણા દ્રવ્યનો ખર્ચ કરી ઉજવ્યો હતો. એમ સોમવિમલ સૂરિ પોતાની ગચ્છનાયક પટ્ટાવલિની સઝાયમાં (ઐતિહાસિક સઝાયમાલા પૃ. ૫૦,૫૧) જણાવે છેઃ—

સંઘવચને આચારિય થાપ્યા માંડી નંદિ, શ્રી કમલ કલશને બીજા શ્રી ઇંદ્રનંદિ, વિહરંતા પુહુતા ખંભનયર મઝારિ, ગુરૂ નયર પ્રવેશે ધવલ મંગલદિં નારિં ૪૨ સુરવચને શેત્રુંજ તીરથકેરી યાત્ર, ગુણગાઇ ગૌરી નાચે નવરંગ પાત્ર, લાલપુરે પાઉધારા સૂરિમંત્ર કીજી જાય, સુર પરતિખ હુઆ વાધ્યો અધિક પ્રતાપ. ૪૩ સોનીવર જાગો જીવો જયત સુવિચાર, ખંભ નયર નિવસી પદ ઉચ્છવ વિસ્તાર, આચારિજ થાપ્યા આણંદ વિમલ સૂરીંદ સંત પનર આસી રૂષિ માન હુઆ મુણિંદ ૪૪ વરવિબુધ હર્ષ કુલ કાર સત અર્થ વિચાર, સુલતાન સનાખત વાલ્યા સહુસઅઠાર, ઇમ ગછપતિ કેરા કેતા કહું અવદાત જે, દેશ વિદેસે નર નરપતિ વિખ્યાત ૪૫ શ્રી તપગછ વછલ વીસલિનયરે પહુત, પાટિ સૌભાગ્ય હર્ષ સૂરિ થાપ્યા હરખ બહુત્ત, પટુયા ભીમ રૂપા દેવદત્ત કમરાજ, શ્રી પતિ વિત વેચે કિરિય પદ ઉછવ કાજ ૪૬

## હીરવિજયસૂરિ.

૨૦–૨૧–૨૨ ( પૃ ૧૯૬ થી ૨૦૨ )

ધર્મનો ઉદ્યોત મહાન્ નૃપોને પ્રતિબોધી ધર્મસંમુખ કરવાથી ઘણો થાય છે. કારણ કે 'यथा राजा तथा प्रजा' એટલે જેવો રાજા તેવી પ્રજા થાય છે. અને 'राजा कालस्य कारणं' રાજા કાલનું કારણ છે. એટલે જમાનાને બદલી નાંખવામાં રાજા એ પ્રબલ નિમિત્તભૂત છે. તેથી જે જે સંત મહાત્માઓ સ્વધર્મનું રક્ષણ, પોષણ અને અભિવર્દ્ધન કરવા ઉદ્યુકત થયા છે, તેમણે પ્રથમ પ્રયાસ દેશના નૃપતિઓને મળી પ્રતિબોધવાનો સેવ્યો છે, તેમ કરવામાં પ્રયાસ પણ ભગીરથ જોઇએ.

જૈનશાસનમાં હીરવિજયસૂરિનુ નામ છેલ્લા પ્રભાવક તરીકે ખ્યાતિ પામ્યું છે. તેનું કારણ એ છે કે મહાન્ સમ્રાટ અકબરને પ્રતિબોધવાનો સફલ પ્રયાસ તેમણે કર્યો છે. તે દ્વારા શત્રુંજય, સમ્મેતશિખર, તારંગા આદિ તીર્થો શ્વેતાંબરોને હસ્તગત કરાવ્યાં છે, 'अहिंसा परमो धर्मः' એના સુચક્ર તરીકે જીવોનો વધ થતો અટકાવ્યો છે અને જૈનધર્મ પણ એક આકર્ષક ધર્મ છે એવા સબળ ધ્વનિથી ભારતને સુપ્રસિદ્ધ રીતે ગજાવ્યું છે.

આ સૂરિ સંબંધી હીરસૌભાગ્ય નામનું મહાકાવ્ય, ઋષભદાસ કૃત હીરવિજયસૂરિનો રાસ, વિજયપ્રશસ્તિ વગેરે અનેક ગ્રંથો પ્રસિદ્ધ છે, કે જેમાંથી સવિસ્તર હકીકતો મળી શકે તેમ છે અને તે સર્વના સાર રૂપે લખાએલા જીવન માટે એક પુસ્તક થાય તેટલું ઉપલબ્ધ છે, પરંતુ અત્રે આ પુસ્તકમાં તેમના સંબંધી છપાએલી કૃતિઓના માત્ર સાર રૂપે છપાવી ખીના સહિત લખવામાં આવે છેઃ—

ગૂર્જરદેશના પાલણપુર શહેરમાં ( વૃદ્ધ ) ઓસવાલવંશના કુંવરજી શેઠને ત્યાં તેમની સ્ત્રી નાથીથી સં. ૧૫૮૩ ના માગસર વદ ૯ ને દિને તેમનો જન્મ થયો હતો. તેનુ જન્મનામ હીરજી પાડ-

વામાં આવ્યું. માતપિતા સ્વર્ગસ્થ થયા પછી પોતાના મોટા ભાઇ શ્રીપાલની આજ્ઞા અને પોતાની બ્હેન નામે વિમલા કે જે પાટણપુર પરણી હતી તેની તથા પોતાના ભાઈઓ (નામે સંઘજી અને સુરજી) ની અનુમતિ લઈ પાટણમાં વિજયદાનસૂર પાસે સં. ૧૫૯૬ ના માગસર (અન્ય સ્થળે કાર્તક છે) વદ ૨ ને (સોમ) દિને દીક્ષા લીધી. નામ હીરહર્ષ રાખ્યું. સંયમપૂર્વક વૈરાગ્ય ધારી તપશ્ચર્યા સેવી શાસ્ત્રમાં પંડિત થયા. સં. ૧૬૦૭ માં મરૂધરના નરૂલાઈમાં (નાડલાઇ-નારદપુરી) શ્રીપૂજ્યે સ્વહસ્તથી પંડિતપદ આપ્યું. તેજ ગામમાં સં. ૧૬૦૮ ના માહા સુદ ૫ ને દિને ગચ્છપતિએ ઉપાધ્યાયપદ આપ્યું. શિષ્યમંડળ સહિત વિહાર કરતાં ઉપાધ્યાય શિરોહી નગરમાં આવ્યા. ત્યાં છમાસ ધ્યાન કરી મંત્રારાધન કરતાં શાસન દેવીએ પ્રત્યક્ષ થઇ જણાવ્યું કે હીરહર્ષ અદ્વિતીય છે અને તે તપગચ્છમાં સૂર્ય સમાન થશે. સં. ૧૬૧૦ માં (પોષ સુદી ૫ ને દિને) ત્યાં મહોત્સવપૂર્વક સંઘે આચાર્યપદ આપી હીરવિજયસૂરિ એ નામ આપવામાં આવ્યું. શ્રીપુજ્યે પોતાની પાસે રાખી અંત સમયે ગચ્છની ભલામણ આપી સદ્ગતિ મેળવી.

હવે ગચ્છપતિ તરીકે દેશોદેશમાં વિહાર કરી, બિંબપ્રતિષ્ઠા વગેરે હજારો કાર્ય, કરી અનેકને પ્રતિબોધ્યા. લુંકામતિના ગચ્છપતિ મેઘજી આચાર્યને તપગચ્છમાં આણી પોતાના શિષ્ય બનાવ્યા. આચાર્યપદ વિજયસેનસૂરિને આપ્યું. ગંધાર ચોમાસુ હતું, ત્યારે આગ્રા શહેરમાં એક શ્રાવિકા નામે ચંપાએ છ માસી ઉપવાસનો તપ કર્યો હતો, તેનો ઉત્સવ આડંબરપૂર્વક થઇ રહ્યો હતો. તે અકબર બાદશાહના જોવામાં આવતાં તેણે પ્રશ્ન કર્યો કે આ કોણ છે? તપાસ કરતાં જણાયું કે છ માસ બિલકુલ અનાજ વગર રહી તપ કરનાર જૈનધર્મની એક બાઈ છે. અકબરને અનાજ વગર જીવી શકે એ નવાઇ લાગી, તેથી તે બાઇને બોલાવી પોતાને ત્યાં એક માસ સુધી અનાજ વગર રાખી જોઇ તો માલુમ પડયું કે બાઇની કાંતિ ઘટવાને બદલે વધી છે. તે બાઇને ઘણી

શાબાશી આપી પોતાની બેન માની પૂછ્યું કે અન્ન વગર કેવી રીતે રહી શકી, ત્યારે ચંપાએ ઉલ્લાસથી જણાવ્યું કે ગુરૂદેવ પ્રસાદથી. દેવનું સ્વરૂપ અમારાં મંદિરો સ્થળે સ્થળે છે, તેમાં છે. જ્યારે ગુરૂ માટે પાસે રહેલ શ્રાવક થાનસિંગ માનસિંગે જણાવ્યું કે હીરવિજયસૂરિ મહાન ગુરૂ છે, કે જે હાલ ગંધાર છે. તેમને ગાજતે વાજતે બોલાવવાને ગંધાર પોતાના માણસો ફરમાન સહિત મોકલ્યા. બાદશાહના માણસોએ જણાવતાં સૂરિએ ત્યાં ચોમાસું પુરૂં કરી આગ્રા તરફ વિહાર કર્યો. ફતેપુર ગામ આવ્યું અને પછી આગ્રા સમીપ જતાં અકબરને વધામણી દીધી એટલે મોટા આડંબરથી મોટા અમીર ઉમરાવને મોકલી આચાર્યનો આગ્રામાં પ્રવેશ કરાવ્યો. સં. ૧૬૪૦ (બીજામાં ૧૬૩૯ છે અને તે મારવાડી વર્ષ ગુજરાત વર્ષથી એક વર્ષ ચૈત્રથી વધારે હોય છે એથી જ્યાં એક સાલનો ફેર આવે છે, ત્યાં ચૈત્ર પછીનો માસ જોઇએ તે ફેર આ ગણના પ્રમાણે વ્યાજબી છે એમ સમજવાનું છે) જેઠ સુદ (બીજામાં વદ) ૧૩ ને દિને બાદશાહના મહેલમાં મળવા સૂરિ પધાર્યા, ત્યારે અકબર ઉઠી સામે આવી બે હાથ જોડી પ્રણામ કરતો ઉભો રહ્યો અને આચાર્યને માન આપ્યું. પછી ગાલીચા પર બેસવા કહેતાં આચાર્ય કહે કે તેમ અમે નહિ કરીએ કારણ કે જીવ-જંતુ તેની નીચે હોય. બાદશાહે ગાલીચો કઢાવી નાખ્યો તો માલૂમ પડયું કે કીડીઓ ઘણી હતી. આથી પોતે તાજુબ થઇ ગયો. પણ સોનામહોરો આપવા માંડી એટલે અમે જૈન સાધુ નિષ્કંચન હોઇ એક કોડી પણ પાસે રાખતા નથી, જુઠું કદી બોલતા નથી, પગે પાવડી કે પગરખું નહિ, ઉઘાડે પગે જ અમે ચાલીએ. પાણી, આહાર બીજાને ત્યાંથી જેટલો જોઇએ તેટલો જુદે જુદે ઘેરથી લઇ આવીએ, શિખવાને થોડી કિતાબો રાખીએ બાકી બીજું કંઇ પણ અમે રાખતા નથી, એમ આચાર્ય શ્રીએ જવાબ આપ્યો, પછી જૈનધર્મનાં તત્વો, માર્ગ શું છે તે પ્રકાશ્યો એટલે અકબર ધર્મથી વાસિત થયો. તેનામાં નવીન પ્રકાશ

આંચ્યો દર્શનથી પોતાને ભાગ્યશાલી માની પુસ્તકોનો ભંડાર સૂરિને ભેટ કર્યો. પછી આચાર્યને કંઇક માગવા કહેતાં તેમણે ડાબર સરોવરમાંથી રોજ નંખાતી માછલાંની જાળ દૂર કરવાનું કહેતાં તે સદંતર બંધ કરવાનો બાદશાહી હુકમ તત્ક્ષણ થયો. બાદશાહે ગુરૂને ત્યાં ચોમસું રાખ્યા અને પોતે ઉપદેશ શ્રવણ કરવા લાગ્યો. ગુરૂના પ્રતિબોધથી બાદશાહ જીવદયાપ્રતિપાલક બની ગયો. હજારો લાખો જીવ છોડવ્યા, ખાંન મેલાવ્યા, ગાયવધ કોઇ દેશમાં ન થાય તેવો હુકમ કર્યો, ૭ મહિના અમારિ રાખી, જીજીયા કર કાઢી નાંખ્યો, શત્રુંજય અને ગિરનાર તીર્થો અવિચલ મુકત કર્યાં. ચકલાની જીભ સવા શેર પોતે ખાતો તે ખાવી બંધ કરી અને આચાર્યને 'જગદ્ગુરૂનું' મહાન બિરૂદ આપ્યું. હેમાચાર્યે જેમ કુમારપાળને પ્રતિબોધ્યો, તેમ હીરવિજયે અકબરને પ્રતિબોધ્યો. જિનરાજપ્રભુએ સુર દેવતાને પ્રતિબોધ્યો, જ્યારે આ ગુરૂએ અસુરને પ્રતિબોધ્યો.

આ આચાર્ય ઉન્હા ગામમાં સં. ૧૬૫૨ ની ભાદ્રવા સુદ ૧૧ ને દિને સ્વર્ગે સિધાવ્યા. તે માસમાં સંલેખના કરી દશમીને દિને મધ્યરાત્રે સર્વ સાધુઓને જગાડી બોધ આપી પોતાનો અંત સમય તુરતમાં છે, એમ જણાવી ચોવિહારૂં અનશન લઇ એકાદશીને દિને પદ્માસનમા ધ્યાન ધરતા દેહનો ત્યાગ કર્યો. આ વખતે અચરજ એ થયું કે દેવવિમાન સીંગમેસરના રહેવાસી એક ભટ્ટ બ્રાહ્મણે તેમજ બીજાએ જોયું. શબ માટે માંડવી થઇ ત્યારે મોટો ઘંટાનાદ સંભળાયો. તેજ રાત્રે અકાળે આંબા ફળ્યા. શબને અગ્નિસંસ્કાર કર્યો, તે ભૂમિ પર પારિખ મેઘજીએ એક સુંદર થંભ કરાવ્યો.

આ રીતે શલોકો અને નિર્વાણસમયનો સાર આપ્યો. હવે પુણ્યખાનિ—એટલે તેમણે જે જે પુણ્યનાં કામો (પુણ્યની ખાણ) કર્યાં હતાં, તે માટેની કૃતિનો સાર નીચે આપીએ છીએ.

બાર ભેદે તપ આચરતા, પરદોષ કદી બોલતા નહિ, યાવજ્જીવ એકાશન અને પંચ વિકૃતિ (વિગય) નો ત્યાગ, ૪૨ દોષ રહિત

માત્ર બાર દ્રવ્ય ખાવા માટે છુટ રાખી, વિજયદાનસૂરિ પાસે આલો-ચના લીધી. ત્રણસો ઉપવાસ, ૨૨૫ છઠ, ૫૧ તથા ૨૧ અઠમ; ૨૦,૦૦ આંબિલ, નીવી, એકલ સીધું, એકદત્ત એમ બહુવિધ તપ-શ્ચર્યા કરી. તે ઉપરાંત ૩૬૦૦ ઉપવાસ અને એક આંબિલ ઓલી વીસસ્થાનક તપ નિમિત્ત કરેલ. શ્રીપૂજ્યનિમિત્તે તેર માસ તપ કર્યો, તેમાં ચોથ, આંબિલ, એકાસણુ કરતાં સૂરિમંત્ર આરાધી કાઉસગ્ગ, ઉપવાસ, નીવી, આંબિલ, એકાસણું વિગેરે કરી ત્રણમાસ ધ્યાન ધર્યું. પંચજ્ઞાનનું આરાધન, આંબિલ, નીવી તપથી યોગાભ્યાસ કરી બાવીસ માસ સુધી કર્યું.

અનેક ગ્રંથ શોધ્યા, ચાર ક્રોડ સ્વાધ્યાય કર્યો. ઉત્તમ શિષ્યો ૧૦૮ ને દીક્ષિત કર્યા. ૧૦૮ ને પંડિતપદ, ૭ ને વાચકપદ ને ૧ ને સૂરિપદ (તે વિજયસેનસૂરિને) અર્પ્યાં. ૫૦૦ દેહરાસર- મહાપ્રાસાદ જેવાં પોતાના ઉપદેશથી કરાવ્યાં, ૫૦ જિનબિંબપ્રતિષ્ઠા સ્વહ-સ્તથી પાટણ પ્રમુખ નગરોમાં કરી. સૌરીપુર (સૂરત), મથુરા, ગુહાલેર (ગ્વાલીયર), ચંદુવાર, ચિત્રકૂટ (ચિતોડ), અર્બુદગિરી (આબુ) ની યાત્રા કરી. શત્રુંજય અને ગિરનારની બે બે યાત્રા કરી. બીજા તીર્થની પણ યાત્રા કરી લાખો બિંબને વંદના કરી. લુંકા-મતમાર્ગી મેઘજી ઋષિ પાસે જિનપ્રતિમાપૂજા અંગીકાર કરાવી તેને સ્વગચ્છમાં લીધા. અકબર બાદશાહને પ્રતિબોધ્યો. તે બાદશાહે પ્રસન્ન થઇ ગુરૂને 'જગદ્ગુરૂ' બિરૂદ આપ્યુ. તેમની પાસે ગુરૂએ છ માસની અમારિ પળાવી, ડબ્બર સરોવરમાંથી જાળ બંધ કરાવી, ગાય બળદના વધને પ્રતિબંધ કરાવ્યો. જીજીયાકર માફ કરાવી બંદિવાનોને છોડાવ્યા. શત્રુંજય તીર્થને મુક્ત કરાવ્યું અને તેને માટે બાદશાહનાં ફરમાન લીધાં.

તેમના વખતમાં તેમના ઉપદેશથી ૩૦૩ સંઘપતિ થયા કે જેમણે શત્રુંજય, આબુ અને સમેતાચલ (સમેતશિખર)ની જાત્રા કરી.

પોતાનો શિષ્યપરિવાર વિજયસેનસૂરિ પ્રમુખ બે હજાર હતો. જે જે ગામમાં પ્રવેશ કરતા ત્યાં સંઘ સામૈયાં કરી વધાવતા. સોના

મ્હોરથી અંગપૂજન થતું, પટકૂલ પગે મૂકતા, રૂપીઆના નાણુંથી લૂછણાં લેવાતાં.

ઉપદેશ જૂદે જૂદે સ્થળે જેવા કે ગૂર્જર, સોરઠ, મરૂ વાગડ, દક્ષિણ, કોકણ, મેદપાટ, માલવ, મેવાત, કાન્હમ વિગેરેમાં ગામે ગામ ફરી આપતા.

આ પ્રમાણે હીરવિજયસૂરિ સંબંધી રચાયેલી ત્રણે કૃતિઓનો સાર આપ્યો. તેમાંની પહેલી કૃતિ નામે શ્લોકો હીરસૂરિના જ શિષ્ય વિજયચંદ્ર પંડિતના શિષ્ય નયવિજય પિંડતના શિષ્ય કુંવરવિજય કવિએ રચેલ છે. બીજી કૃતિ નિર્વાણની, તે કવિ હર્ષાણંદના શિષ્ય પંડિત વિવેકહર્ષે રચી, (સંવત ૧૬૫૬ પહેલાં કારણ કે પ્રત લખ્યાનો સંવત તેમાં આપેલ છે) અને ત્રીજી કૃતિ પુણ્યખાણુની, તેના રચનાર કલ્યાણવિજય વાચકના શિષ્ય જયવિજય છે.

---

## તેજરત્નસૂરિ.

૨૮ (પૃ. ૨૧૦-૨૧૧)

આ સૂરિ વિધિપક્ષ એટલે આંચલિક ગચ્છમાં થઇ ગયા, તેનો ટુંક પરિચય પૃ. ૨૧૦ પરની સઝાય પરથી એટલો મળી શકે છે કે–

ગુજરાતના અહિમદાબાદ નગર પાસે એક નાનું પરૂં નામે રાજપુર હતું. તેમાં શ્રીમાલી જ્ઞાતિનો રૂપા નામનો વણિક વસતો હતો. તેને કુંવરિનામની સ્ત્રીથી તેજપાલ નામનો પુત્ર થયો હતો. ત્યાં ભાવરત્નસૂરિ આવતાં અને તેનો ઉપદેશ સાંભળતાં તેજપાલને વૈરાગ્ય ઉપજ્યો. અને સં. ૧૬૨૯ ના આષાઢ શુદિ ૧૦ ને સોમવારે ઉત્તમ સિદ્ધિયોગે તેણે તેમની પાસે દીક્ષા લીધી. દીક્ષા–ઉત્સવ શાહ વમાએ કર્યો, સં. ૧૬૩૫ ના વૈશાખ શુદિ ૫ ને દિને ભાવરત્નસૂરિએ તે મુનિને ગચ્છભાર સોંપ્યો–પોતાની પાટ પર સ્થાપ્યા. ત્યારથી તે તેજરત્નસૂરિ થયા. આ સૂરિપદનો ઉત્સવ લખરાજના પુત્ર કુંઅરજીએ ઘણું વિત્ત વાપરી ઉજવ્યો.

---

## સંયમરત્નસૂરિ.

૨૪ ( પૃ. ૨૧૨–૨૧૪ )

આ સૂરિ આગમ ગચ્છ– ( વિધિપક્ષ–આંચલિક ગચ્છ ) માં થયા છે. સરખેજ ગામમાં ગચ્છની ગાદી હતી અને તે ગાદીપર આ સૂરિ વિરાજમાન હતા ત્યારે આ પૃ. ૨૧૨ પર મૂકેલી સ્તુત રચાએલી છે.

આ આચાર્યનો જન્મ પ્રાગવંશના વણિકકુલમાં સં. ૧૮૯૫ માં થયો હતો. તેણે પોતાના લઘુ બાંધવ વિનયમેરૂસૂરિને ગચ્છ-ભાર સોંપી વિહાર કરવા માંડયો. પ્રથમ ચોમાસું પત્તન ( પાટણ ) માં ગાળ્યું.

આ સ્તુતિ આગમગચ્છના વિનયમેરૂસૂરિ કે જે આ સંયમ-રત્નસૂરિના પાટે આવ્યા તેના શિષ્ય ધર્મહંસે રચી છે. આ વિવેક રત્નસૂરિ ઉપલા વિનયમેરૂનું સૂરિપદ લેતાં પાડેલું નામ હોવું જોઇએ.

## ધર્મલક્ષ્મી મહત્તરા.

૨૫( પૃ. ૨૧૫–૨૨૦ )

રત્નસિંહસૂરિએ રત્નાકરગચ્છ ( જુઓ આમાં રત્નકીર્તિસૂરિમાં ફુટનોટ ) સ્થાપ્યો એ પ્રસિદ્ધ વાત છે. તે સૂરિના શિષ્યો નામે ઉદયવલ્લભસૂરિ અને જ્ઞાનસાગરસૂરિ હતા, તે વખતે ત્રંબાવતી નગરી ( ખંભાત ) માં ઓસવંશી સોની સિંહ ( સીહુ, સીહગ એ પ્રાકૃત નામ છે. ) વસતો હતો. તેને રમાદેવી ( રામવિ ) થી મેલાઈ ( મેલુય ) નામની પુત્રી હતી. તે જયારે સાત વર્ષની થઇ ત્યારે તેણીએ ઉક્ત શ્રીરત્નસિંહસૂરિના હસ્તેજ સંવત ૧૪૯૧ માં દીક્ષા લીધી. નામ ધર્મલક્ષ્મી રાખ્યું. આ વખતે રત્નચૂલા નામની મહત્તરા હતી. તેની જ પાટે આ ધર્મલક્ષ્મી આવ્યાં.

ગુરૂશ્રી રત્નસિંહસૂરિ વિહાર કરી દેલવાડે આવ્યા, ત્યારે ધર્મલક્ષ્મીએ પણ સાથે વિહાર કર્યો. અંગ, ભાષા, લીપિ, પ્રકરણ

ગ્રંથોનો અભ્યાસ કરવાનું તેણીએ ચાલુ રાખ્યું હતું. રત્નસિંહસૂરિએ આ બાલકુમારી સાધ્વી ધર્મલક્ષ્મીને સં. ૧૫૦૧ માં મહત્તરાપદ આપ્યું. ત્યાર પછી માલવદેશમાં વિખ્યાત માંડવગઢમાં સૂરિ અને મહત્તરા બન્ને વિહાર કરી ગયાં. મહત્તરા ધર્મલક્ષ્મીએ શ્રાવિકાઓને અતિ ઉત્તમ ઉપદેશ અને બોધ આપવા માંડયો. તેની અનેક શિષ્યાઓમાં વિવેકશ્રી નામની પ્રવર્તિની હતી. આ માંડવગઢમાં પ્રવેશ કરવાનું વર્ષ સંવત્ ૧૫૦૭ છે. તે વખતે સંઘમાં મંડણ અને ભીમ બન્ને ભાઇઓ સંઘપતિ સોની માણેક ભોજા વગેરેએ આ મહત્તરા પ્રત્યે ઘણો પૂજ્યભાવ દાખવ્યો હતો.

આ કૃતિ રચનાર ઓસવંશી—આનંદમુનિ છે.

## ઉદયચૂલા મહત્તરા.

### ૨૬ ( પૃ. ૨૨૧-૨૨૨ )

શ્રીલક્ષ્મીસાગરસૂરિ યુગપ્રધાન હતા અને તેમણે ઉદયચૂલાને મહત્તરાપદ આપ્યું હતું તેણીના સંસારપક્ષમાં પિતાનું નામ કર્મસી હતું. અને માતાનું નામ કરમાદે હતું. તે શિવચૂલાની પાટે આવ્યા.

આ મહત્તરાના ગુણાનુવાદમાં 'તુહ વાણી અભિનવી સૂખડી, સુણી નીગમઇ ભવિયણ ભૂખડી' એમ જણાવેલું છે તે પરથી એ ચોક્કસ થાય છે કે સાધ્વીઓ પૂર્વે શ્રાવિકાવર્ગાદિ સમુદાયમાં વ્યાખ્યાન આપતી હતી. હાલમાં તેમ થતું નથી, માટે જ આ વાત પર લક્ષ્ય ખેંચવામાં આવે છે.

## ગુણનિધાનસુરિ-સ્તુતિ ( અંચલગચ્છ )

### ૨૭ ( પૃ-૨૨૩ )

આ સુરિ અંચલગચ્છમાં ૬૨ મા પટ્ટધર થયા. તેમનો જન્મ પાટણ નગરમાં શ્રી ( માલી ) વંશમાં નગરાજ નામે શ્રેઠની લીલાદેવી ભાર્યાથી સંવત્ ૧૫૪૮ ના માહ સુદમાં થયો. નામ સોનપાલ હતું: ( આમ અંચલગચ્છની પટ્ટાવલિમાં જણાવ્યું છે. આ સુરિની

સ્તુતિમાં વિશેષ જે સાધરો નામ આવે છે, તે નગરાજ શેઠના પિતાનું નામ જણાય છે.) સોનપાલની કાંતિ ઘણી મનોહર હતી.

સિદ્ધાંતસાગર ગુરુ વિચરતા ત્યાં આવ્યા શ્રેણિક રાજાએ જેમ મહાવીર પ્રભુને મેઘકુમાર અર્પણ કર્યો હતો; તેમ માત-પિતાએ પૂર્વોકત કુમાર આ ગુરુને આપ્યો. વિ. સં. ૧૫૫૨ માં પાટણમાં જ તેને દીક્ષા આપવામાં આવી હતી.

થોડા દિવસોમાં જ વજ્ર સ્વામીની જેમ તે ઘણા ગ્રંથોના જાણ થયા. ત્યાર પછી વિ સં. ૧૫૬૫ માં જંબુનગર ( જંબુ-સર ) માં ભાવસાગરસૂરિ ગચ્છપતિએ તે મુનિને સૂરિપદ આપ્યું હતું. તે વખતે ઉત્સવમાં શ્રીવંશના મંત્રી ધરણે ઘણા ધનનો વ્યય કર્યો હતો. ત્રંબાવતી નગરી (ખંભાત ના પ્રાગ્વંશીય સાહ વિજજાહરે ( ઉત્સવ કરી ) વિ. સં. ૧૫૮૪ માં તેમને ગચ્છનાયક પદ અપાવ્યું હતું. એ ગુણનિધાનસૂરિ પૂર્વસૂરિઓની જેમ શુભ શાંત રસના સાગર હતા. વિમલ કીર્તિને ધારણ કરતા ઘણા વરસો સુધી વિચર્યા હતા. ‘ અતિશયોના પાત્ર, ગુણમણિના રોહણાચલ, શ્રીજિનશાસનરૂપી વનના સૂરિસિંહ ગુણનિધાન ગુરુ વિબુધ જનોને બોધ પમાડતા ચિર કાલ જયવંતા વર્તો.’ સ્તુતિના અંતિમ આ ઉદ્ગારથી ગુણનિધાન સૂરિની વિદ્યમાનતામાં જ તેમના ગચ્છનાયકપદ પછી તેમના ભક્ત કોઈ શિષ્યે આ સ્તુતિ રચી જણાય છે.

[ વિ. સં. ૧૬૮૬ માં વા. દેવસાગરે રચેલા વ્યુત્પત્તિ રત્નાકરની પ્રશસ્તિમાં પ્રસ્તુત સૂરિના ગુણો વર્ણવ્યા છે ( જૂઓ જેસલમેરભાં. સૂચી પૃ. ૬૧). પટ્ટાવલિમાં જે ખબર આપી છે, તેના કરતાં આ સ્તુતિ-માંથી કેટલીક હકીકતો નવી પ્રાપ્ત થઇ છે. તેમાં જણાવવા પ્રમાણે સૂરિપદ અને ગચ્છનાયકપદ બંને સં. ૧૫૮૪ માં મળ્યાં, પણ આમાં ૧૫૬૫માં સૂરિપદ મળ્યું તેમ જણાવ્યું છે. વળી જન્મના વર્ષ ઉપરાંત આમાં માસ પણ મળે છે. ઉત્સવ કરનારાઓનાં નામ પણ મળે છે. પટ્ટાવ-લિમાં જણાવ્યું છે કે આ સૂરિ સં. ૧૬૦૧ માં નિર્વાણ પામ્યા. સિદ્ધાંત-

સાગર તે ૬૦ મા પટ્ટધર—જન્મ સં. ૧૫૦૬ માં, પિતા પાટણ નગરના સોની જાવડ. માતા પૂરલદે, મૂલ નામ સોનપાલ, દીક્ષા સં. ૧૫૧૨, આચાર્યપદ સં. ૧૫૪૧, ગચ્છનાયકપદ સં ૧૫૪૨, સ્વર્ગવાસ સં. ૧૫૬૦ અને ભાવસાગરસૂરિ એ તેના પટ્ટધર ૬૧મા. તે મારવાડ દેશમાં નરસાણી ગામમાં વોરા સાંગાની સિંગારદે ભાર્યાના પુત્ર ભાવડ નામે સં. ૧૫૧૦ માં જન્મ્યા. ૧૫૨૦ માં ખંભાતમાં જયકેસરિસૂરિ હસ્તે દીક્ષા લીધી, ૧૫૬૦ માં માંડલમાં આચાર્યપદ અને ગચ્છેશપદ મળ્યું. ૧૫૮૩ માં સ્વર્ગસ્થ થયા. ]

## જિનેશ્વરસૂરિ—વીવાહલો.

રાસ ૨૮ ( પૃ ૨૨૪-૨૨૭ )

મરુદેશના મરુકોટ્ટ ( મરોટ ) નગરમાં પ્રસિધ્ધ ભંડારી નેમિચંદ્ર (ષષ્ટિશતકના રચનાર) ને ત્યાં તેની ભાર્યા લખમિણી (લક્ષ્મી)થી સંવત ૧૨૪૫ ના માગસર સુદ ૧૧ ને દિને આ સૂરિનો જન્મ થયો. તેનું નામ અંબડ પાડવામાં આવ્યું હતું. બાલ્યાવસ્થામા સંયમશ્રી પરણવાની પ્રબલ ઇચ્છા માતાને નિવેદન કરી હતી. અનુમતિ મળતાં ખેડનગરમાં શાંતિજિનમંદિરમાં નંદી માડી જિનપતિસૂરિ ( ખરતરગચ્છીય ) પાસે ( સં. ૧૨૫૫માં ) દીક્ષા લીધી. કાવએ આ પ્રસંગનું વર્ણન ઘણું સારૂં કર્યું છે. તેનો ઉત્સવ પિતા નેમિચંદ્રે કર્યો. દીક્ષિત થયે વીરપ્રભ નામ રાખવામાં આવ્યું. ગુરુપ્રસાદથી જ્ઞાનસમુદ્રના અવગાહન કર્યા પછી ક્રમે ક્રમે તેમણે જિનપતિસૂરિનો પટ્ટ ઉદ્ધર્યો. આર્યસુહસ્તિની જેમ તેમણે મહીતલને જિનમંદિરોથી મંડિત કરાવ્યું હતું. શ્રીવજ્રસ્વામીની જેમ અનેક રીતે તીર્થ ( શાસન ) ની ઉન્નતિ કરી હતી. જાબાલિપુર (જાલોર) માં વા. પ્રબોધમૂર્તિગણિને પોતાનો અંત સમય જાણી સ્વયં પોતાની પાટપર સ્થાપ્યા. તેમનું નામ જિનપ્રબોધસૂરિ પાડ્યું (૧૩૩૧ના આશ્વિન વદિ ૫ ને દિને ), અને પોતે અનશન કરી સ્વર્ગે સિધાવ્યા ( સં. ૧૩૩૧ ના આશ્વિન વદિ ૬ ને દિને )

[ આ ઉપરાંત ખરતર ગચ્છની પટ્ટાવલિમાંથી એ મળી આવે છે કે આ સૂરિનું પદસ્થાપન સં. ૧૨૭૮ ના માઘ સુદિ ૬ ને દિને

સર્વદેવાચાર્યે જાલોરમાં કર્યું. ખ. પટ્ટાવલીનો આ ઉલ્લેખ પ્રામાણિક જણાય છે. કારણ કે જિનપતિસૂરિના શિષ્ય પૂર્ણચંદ્રગણિએ આ જિનેશ્વરસૂરિની આજ્ઞાથી વિ. સં. ૧૨૮૫માં જેસલમેરમાં પૂર્વોક્ત સર્વદેવાચાર્ય સાથે રહી રચેલા ધન્ય-શાલિભદ્રચરિત્રની પ્રશસ્તિમાં જણાવ્યું છે કે-" જિનપતિસૂરિના સ્વર્ગવાસ ( વિ. સં. ૧૨૭૭ ) પછી વીરપ્રભ સાધુને સર્વદેવાચાર્યે ગુરુપદ આપી વસતિનિવાસસ્થાપક (જિનેશ્વરસૂરિ) ના નામથી પ્રસિદ્ધ કર્યા. " ( જૂઓ જેસલમેરભાં. સૂચી પૃ. ૨, શ્લો૦ ૯ ગા. ઑ. સિરીઝ વડોદરા તરફથી પ્રકાશિત ) આ જિનેશ્વરસૂરિએ વિ. સં. ૧૩૧૩ માં પાલ્હણપુરમાં શ્રાવકધર્મ પ્રકરણ રચ્યું હતું. તેમના સંક્ષિપ્ત પરિચય માટે ઉપર્યુક્ત સૂચીમાં-અપ્રસિદ્ધ-ગ્રન્થગ્રન્થકૃત્પરિચય ( પૃ. ૩૭-૩૮ ) જૂઓ. આ ધાર્મિક વીવાહલાની મનોહર કૃતિ ચરિત્રનાયક સૂરિના શિષ્ય શ્રીસોમમૂર્તિ ગણિએ સદ્ગતના સ્વર્ગવાસ પછી રચી છે. તેથી સં. ૧૪ મા સૈકાના પ્રારંભની ભાષાનો સારો ખ્યાલ આપે તેમ છે.

## જિનોદયસૂરિ.

રાસ ૨૯ ( પૃ. ૨૨૮-૨૩૨ ) ૩૦ વિવાહલો ( પૃ ૨૩૩-૨૩૭ )

રાસકાર પ્રથમ શ્રીશાંતિનાથ અને સરસ્વતીનું મંગલાચરણ કરી જણાવે છે કે ચંદ્રગચ્છની વજ્રશાખામાં અભયદેવસૂરિ (૪૨), જિનવલ્લભસૂરિ, જિનદત્તસૂરિ, જિનચંદ્ર, જિનપતિ, જિનેશ્વર, જિનપ્રબોધ, જિનચંદ્ર, જિનકુશલ ( સિંધુદેશવિહારી ), જિનપદ્મ, જિનલબ્ધિ, જિનચંદ્ર ( ૫૩ ) એ સૂરિઓ અનુક્રમે થયા. એ છેલ્લા જિનચંદ્રની પાટે જિનોદયસૂરિ (૫૪) થયા.

તેમનો જન્મ ગૂજરાતમાં પાલ્હણપુરમાં સ. ૧૩૭૫માં માલ્હુશાખ (ગોત્ર) ધરનાર શા. રૂદપાલને ત્યાં તેની ભાર્યા ધારલદેવીથી થયો નામ સમરો ( સમરિગો ) પાડયું. એક વખતે જિનકુશલસૂરિ ત્યાં પધાર્યા હતા. તેમના ઉપદેશથી બાલ્યાવસ્થામાં જ સંયમશ્રી પરણવા પ્રબલ ભાવના થઇ, તેથી સં. ૧૩૮૨ (એક પટ્ટાવલિમાં ૮૯ લખ્યું છે) માં

પાલ્હણુપુરથી ભીમપલ્લી (એક પટ્ટાવલિમાં ભીનમાલ) નગરીમાં જઇ મહાવીર પ્રાસાદમાં માતાપિતાએ નંદી મહોત્સવ કર્યો. અને તે વખતે સસરાએ કીલ્હુ નામની બ્હેન સાથે, વૈરાગ્ય ઉપજતાં શ્રીજિનકુશલસૂરિ પાસે દીક્ષા લીધી. નામ સોમપ્રભ પાડ્યું. સં. ૧૪૦૬ માં જેસલમેરમાં ગુરુએ વાણારિય (વાચનાચાર્ય) પદ પર સ્થાપિત કર્યા. જિનચંદ્ર સૂરિ વિચરતા ખંભાતમાં પધાર્યા ત્યારે સં. ૧૪૧૫ માં દિલ્હી નિવાસી શ્રીમાલી રૂદપાલ નીંબાના સુત શાહ રતનો તથા પૂનો (પુનિગ) અને સપરિવાર ગુરુદર્શને આવ્યા અને તરુણપ્રભસૂરિને વંદન કરી ગુરુપદસ્થાપનાના મહોત્સવ માટે વિનતિ કરી આદેશ મેળવ્યો. ઘણો સમુદાય એકત્ર થયો. આષાઢ સુ(વ)દ ૧૩ને દિને અજિતનાથના પ્રાસાદ (લુ૦ જેસલે કરાવેલા)માં તે સંઘવી રતના તથા પૂનાએ કરેલા નંદીમહોત્સવમાં વા. સોમપ્રભગણિને તરુણપ્રભાચાર્યે જિનચંદ્રસૂરિની પાટે સ્થાપી તેમનું નામ જિનોદયસૂરિ રાખ્યું. ત્યાર પછી જિનોદય આચાર્યે ગૂજરાત, સિંધ, મેવાડ વિગેરે ઘણા દેશોમાં વિહાર કર્યો. તેમણે પાંચ પ્રતિષ્ઠા કરી હતી. તેમને શિષ્ય ૨૩ અને સાધ્વી ૧૪ હતાં. ( એક પટ્ટાવલિમાં શિષ્યની સંખ્યા ૨૮ જણાવી છે. ) તેમણે અનેકને આચાર્ય, ઉપાધ્યાય, વાણારિય (વાચનાચાર્ય), મહત્તરા, સંઘવી વગેરે પદ આપ્યાં હતાં.

[ વિ. સં. ૧૪૧૨ માં રાજગૃહીના પાર્શ્વનાથ પ્રાસાદની પ્રશસ્તિનો શિલાલેખ કોતરનાર ઠ૦ માલ્હાંગજ વૈજ્ઞાનિક સુશ્રાવક વીધા (વિદ્ધણુ) એ વિ. સં. ૧૪૨૩ માં બિહાર ( મગધ )માં રચેલી જ્ઞાનપંચમીની ચોપાઇમાં પ્રસ્તુત સૂરિની પ્રશંસા કરી છે. વિ. સં. ૧૪૨૨ માં સા. ઉદયસિંહે આ સૂરિને શતકવૃત્તિ પુસ્તક ( તાડપત્રીય ) મૂલ્યથી લઇ અર્પણ કર્યું હતું. ( જૂઓ જેસલમેરભાં. સૂચી પૃ. ૩૬) વિ. સં. ૧૪૨૫ માં ઉકેશવંશીય સં. આંબાકે આ સૂરના ઉપદેશથી દેવરાજપુરમાં તીર્થયાત્રોત્સવ કર્યો હતો અને સં. ૧૪૨૭ માં જિનોદયસૂરિ પાસે પ્રતિષ્ઠા કરાવી હતી. એમ જેસલમેરના

જૈનમંદિર ( શાંતિજિનાલય ) ના શિલાલેખમાં જણાવ્યું છે. જૂઓ જેસલમેરભાં૦ સૂચી પૃ. ૬૫ ]

તેઓ લોકહિતાચાર્યને પોતાના પદની શિક્ષા આપી પાટણમાં સં. ૧૪૩૨ ના ભાદ્રપદ સુદ ( એક પટ્ટાવલિમાં વદ લખ્યું છે ) ૧૧ ને દિને સ્વર્ગવાસ પામ્યા.

તેઓ પંચમી તિથિએ ઉપવાસ કરતા. તેમણે બાર ગામમાં અમારિ ઘોષણા કરાવી હતી. 'સુરતાણુ સનાખત દેસલહરા સારંગની શ્રાએ શ્રીશત્રુંજયની યાત્રા કરી. સા. કોચરે સલખણપુરે પેસારો કીધો. પાંચ પ્રતિષ્ઠાકારક આચારિજ ઉપાધ્યાય વાચક મહત્તરા પ્રવર્તિની પદ સ્થાપક હતા'. એમ એક પટ્ટાવલિ જણાવે છે. તેની પાટે શ્રીજિન-રાજસૂરિ આવ્યા.

આમાંના રાસના કર્તા જ્ઞાનકલશ, ચરિત્રનાયકના શિષ્ય લાગે છે. આ પટ્ટાભિષેકરાસ જિનોદયસૂરિને જિનચંદ્રસૂરિના પટ્ટ પર સ્થાપિત કર્યા, તે અવસરમાં ( સં. ૧૪૧૫ ની આસપાસમાં ) રચાયો હશે એમ જણાય છે. જ્યારે વિવાહલાના કર્તા મેરુનંદનગણિ પોતાને જિનોદયસૂરિના હસ્તદીક્ષિત શિષ્ય તરીકે ઓળખાવે છે. આ વીવાહલો જિનોદયસૂરિના સ્વર્ગવાસ ( વિ. સં. ૧૪૩૨ પછી ( ૪૨ મી ગાથાથી સમજાતા આશય પ્રમાણે સદ્ગતની સ્તૂપ –પ્રતિમા સ્થાપિત થયા પછી ) રચાયેલો જણાય છે. બન્ને કૃતિની રચના બહુ સારી છે. પ્રા. ગૃ. ના અભ્યાસીઓને વિશેષ આનંદ-દાયક છે.

## સંઘપતિ સમરસિંહ.

રાસ ૩૧ ( પૃ ૨૩૮–૨૫૩ )

જૈન સમાજમાં મહામાત્ય વસ્તુપાળની પછી કીર્તિશાળી પદે સંઘપતિ સમરસિંહ જ શોભી શકે છે. હાલમાં જેમ લેખકો પૂર્વાપરની બાબતોને યથાસ્થાને ગોઠવી વીરપુરુષોને અમર કરી શકે

છે, તે પ્રમાણે પ્રાચીન સમયના ચરિત્રકારો જેનું ચરિત્ર આળેખતા હોય છે, તેની સાથે સબંધ ધરાવતી અનેક આવશ્યક બાબતો તરફ દુર્લક્ષ આપતા, આથી ઐતિહાસિક પ્રબંધોને યથાસ્વરૂપ જાણવા માટે અનેક કલ્પનાના ગાડા પર બેસી શંકા-પર્વતોને વટાવવા પડે છે.

રાસકાર પ્રથમ શત્રુંજય શિખર પર વિરાજમાન આદીશ્વર દેવને અને સર્વ અરિહંતોને ભક્તિભાવથી વંદન કરી, સરસ્વતીનું સ્મરણ કરી સંઘપતિદેસલપુત્ર સમરાનું સોહામણું ચરિત્ર સાંભળવા શ્રોતાઓને સાવધાન થવાનું કહે છે.

શ્રીશત્રુંજયતીર્થના ઉદ્ધારક પૂર્વે અનેક થઇ ગયા છે, પરંતુ મુસલમાની ત્રાસના વિકટ વખતમાં સમરસિંહે અવસરોચિત અતિમહત્ત્વનું કાર્ય કર્યું છે. તેથી તેની મહત્તા દર્શાવતા કવિ કહે છે કે-“ ભરત અને સગર એ બન્ને તો અતુલ બલવાન ચક્રવર્તિ રાજા હતા અને પાંડવો પણ પૃથ્વીમાં પ્રચંડ અતિબલ હતા, તેથી તેમણે તીર્થનો ઉદ્ધાર કર્યો. જાવડનો સંયોગ થયો. તે પણ દુષમકાળમા-ઉદયમાં થયો. મંત્રિ બાહડદેવ, તે પણ ભલેરા સમયમાં ઉપન્યા, પરંતુ હવે તો નવી જ વાત છે કે-જે દોહિલા દિવસોમાં ક્ષત્રિયો ખડ્ગ લઇ શકતા નથી અને સાહસિકોનાં સાહસ ગળી જાય છે, તેવા દિવસોમાં જિનધર્મરૂપી વનમાં સમરસિંહે દેખાવ દીધો. અંધારામાં સ્ફટિકમણિની જેમ તેના ગુણોનો પ્રકાશ ઝળહળે છે. જેણે મરુમંડલમાં અમૃતની સારણિ વહાવી, બાહુબલથી કલિયુગને જીતી કૃતયુગનો અવતાર કર્યો. ઓસવાલકુલના ચંદ્ર સચરાચર કલિયુગના કાળા પક્ષમાં ચાંદરણારૂપ સમરસિંહ સમાન અન્યનો ઉદય નથી.”

શત્રુંજયતીર્થના ઉદ્ધાર કરનાર (૧૩) જાવડશાહ અને (૧૪) બાહડદેવ થયા પછી (૧૫ મો) ઉદ્ધાર કરનાર આપણા ચરિત્રનાયક સંઘપતિ દેસલના પુત્ર સમરસિંહ છે. તેના પૂર્વજો પાલ્હણપુર કે જ્યાં પાલ્હવિહાર નામનો પાર્શ્વનાથનો પ્રાસાદ શોભે છે, ત્યાં વસતા હતા.

કર્તા, શરૂઆતમાં ઉપકેશ ગચ્છના સિદ્ધસૂરિ તે વખતે વિચરતા હતા, તેની પરંપરા જણાવે છે કે, રત્નપ્રભ, યક્ષદેવ, કક્ક, સિદ્ધ, દેવગુપ્ત એમ અનુક્રમે થયા પછી સિદ્ધસૂરિ થયા.પછી સમરાશાહની વંશપરંપરા આપે છે કે, ઉપકેશ (ઓશવાળ)વંશમાં વેસટ કુલમાં સલખણો નામનો પ્રતાપી નર થયો, તેનો પુત્ર આજડ હતો, તેને ગોસલ નામનો પુત્ર હતો. તેને ગુણમતી ભાર્યાથી ત્રણ પુત્ર નામે સંઘપતિ આસધર, દેસળ અને લૂણો થયા. એ ત્રણેની પત્નીનાં નામ રત્નશ્રી, ભોલી અને લાચ્છી (લક્ષ્મી).દેસળને પોતાની ભાર્યા ભોલીથી ત્રણપુત્ર થયા-સહજો,સાહણો અને સમરસીહો (આપણો ચરિત્રનાયક).હવે ગોસલના સુત અણહિલપુરમાં આવી વસ્યા અને ત્યાં રત્નપરીક્ષાથી-ઝવેરીના ધંધાથી રાય, રાણાને રંજિત કરતા હતા. અહીં પાદશાહ સુરતાણનો સુબો અલપખાન રાજ્ય કરતો હતો. દેસલસુત સમરસિંહે પોતાની ચતુરાઇથી તેને રંજિત કર્યો હતો. ખાને તેને બહુ પ્રસાદ આપ્યો હતો. તે મીર મલિકથી માન પામતો હતો. તેના જ્યેષ્ઠ બંધુ સહજપાલે દક્ષિણમંડળના દેવગિરિમાં ચોવીસ જિનાલય કરી તેમાં પાર્શ્વનાથની પ્રતિષ્ઠા કરી ધર્મવ્યાપાર કર્યો હતો. અને તેના બંધુ સાહણાએ સાગરથી ગંભીર એવા ખંભાત નગરમાં રહી પૂર્વજોની કીર્તિ પ્રાપ્ત કરી હતી.

" ૧૪ મી શતાબ્દીની મધ્યમાં અત્યાચારી અલ્લાઉદ્દીનનો આસુરી અવતાર થયો. તેણે આર્યાવર્તના આદર્શ અને અનુપમ એવાં અસંખ્ય દેવમંદિરો, કે જેના માટે સ્વર્ગના દેવો પણ આ પુણ્ય ભૂમિમાં જન્મ લેવાની વાંછા કરતા હતા, તેનો નાશ કરવાનો પ્રારંભ કર્યો. જેની રમણીયતાની બરાબરી સ્વર્ગનાં વિમાન પણ કરી શકતાં ન હતાં, તેવાં હજારો મંદિરોને ધૂળમાં મેળવી દીધાં. જે ભવ્ય અને શાંતસ્વરૂપી પ્રતિમાઓને એકજ વાર પ્રશાન્ત મનથી જોવાથી પાપીષ્ટ આત્મા પણ પવિત્ર થઈ જતા હતા, એવી અસંખ્ય દેવમૂર્તિઓને તેના પૂજકોનાં હૃદયો સાથે તેણે વિદીર્ણ કરી નાખી. હાય ! આપત્કાલના પહેલાં ભરતભૂમિ જે જિનભવનોથી સુશોભિત હતી,

તેની વિભૂતિની કલ્પના પણ થવી કઠિન છે. તે અસુરના અધમ અનુજીવીઓએ શત્રુંજયતીર્થને પણ અસ્પૃષ્ટ અને અખંડિત રાખ્યું નહિ. તેઓએ તીર્થપતિ આદિનાથ ભગવાનની પૂજા -પ્રતિમાનો પણ કંઠચ્છેદ કર્યો હતો, અને મહાભાગ બાહડ મંત્રીના (વિ સ. ૧૨૧૩)માં ઉદ્ધાર કરેલા મંદિરના કેટલાક ભાગોને ખંડિત કર્યા. ”-આ દુર્ઘટનાના સંબંધમાં જણાવ્યું છે કે:—

નિસુણો એ સમય પ્રેભવે ની થગયદ ગંજણો એ,
ભગ્ગિયઉ એ કરણાગવે નિઠુરમનો મોહે પડિઓ એ.

સમરસિંહે પોતાના સાગ દિવસો અને સુલતાનની પોતાનાં ઉપર અપૂર્વ પ્રીતિવાળી અનુકૂળ પરિસ્થિતિ જોઇ, તેનો લાભ ઉઠાવવા નિશ્ચય કર્યો. હજુ પણ જેનાં સુકૃત સંકીર્તન ગાવામાં જૈનસમાજ પોતાનું અહોભાગ્ય સમજે છે, તે સુકૃત શત્રુંજયનો ઉદ્ધાર છે. શત્રુંજય તીર્થનો ઉદ્ધાર કરવો એ પોતાનું પ્રથમ અને શ્રેષ્ઠ કર્તવ્ય છે એમ સમજતાં, તેણે તે ઉદ્ધાર કરવાની પ્રતિજ્ઞા લીધી. આદિજિન બિંબનો ઉધ્ધાર કરવાનો અભિગ્રહ લીધો. ત્યાર પછી સમરસિંહ ખાનખાનને ભેટ્યો. તેના ગુણોથી રંજિત થયેલા ખાને પોતાનું મસ્તક ધૂણાવ્યુ. આવવાનું કારણ પૂછતાં સમરસિંહે અરદાસ કરી કે અમ્હારી આશાનું અવલંબન હિંદુઓની હજ ભાગી નાખી છે, તેથી હિંદુ દુનિયા નિરાશ થઈ છે. ખાને સૌમ્ય નજરથી જોઇ સમરાને માન આપ્યું—તીર્થ માંડવાનું ફરમાન આપ્યું. અહિદર મલિકને ખુદ પોતે જ એ સંબંધી આજ્ઞા કરી. ખાન પાસેથી ફરમાન મળતાં પ્રસન્ન થઇ સમરા શાહ ઘરે આવ્યા. ક્ષણમાં જિનમંદિરે જઇ શ્રમણ સંઘને વિનતી કરી. સંઘે બુદ્ધિથી બહુ પ્રકારે વિચાર કરી પસાય કર્યો. આજ્ઞા આપી જણાવ્યું કે—

“શાસનના શ્રેષ્ઠ શણગારરૂપ મંત્રી વસ્તુપાલ અને તેજપાલ એ બન્ને ષડ્દર્શનના દાતાર અને જિનધર્મના બે નિર્મલ નેત્રરૂપ હતા. તેઓ રાય સુલતાનના આદેશથી શ્રેષ્ઠ ફલહી લાવ્યા હતા. આ દુષમ કાળની આણ વર્તતાં આજે તેનો અવસર રહ્યો નથી. તો તું પુણ્યનો પ્રકાશ કર અને જિનવરધર્મને ઉદ્ધર”

શ્રીસિદ્ધસૂરિ( વિ.સં.૧૩૭૧માં શ્રીશત્રુંજય તીર્થના અધિરાજ આદીશ્વર પ્રભુની પ્રતિષ્ઠા કરનાર )ના શિષ્ય શ્રી[1]કક્કસૂરિ (સૂરિપદ[2] વિ. સં. ૧૩૭૧માં ફા. શુ. ૫ )એ વિ. સં. ૧૩૯૩ માં કંજરોટપુરમાં રહીને રચેલા નાભિનંદનોદ્ધાર [3]પ્રબંધમાં (ત્રીજા પ્રસ્તાવના અંતમાં ) જણાવ્યું છે કે તીર્થોદ્ધાર ફરમાન પ્રાપ્ત કરી આવતાં સંઘના મુખ્ય પુરુષોએ સામા જઇ સમરાશાહનો સારો સત્કાર કર્યો હતો. સમરાશાહે પોતાને ત્યાં આવેલ બંધુતુલ્ય મલિક અહિરામને વિવિધ ભેટણાથી પ્રસન્ન કરી વિસર્જન કર્યો હતો. પૌષધાલયમાં જઇ સમરાશાહે સિદ્ધસૂરિને તીર્થોદ્ધાર–ફરમાનની પ્રાપ્તિ સૂચવી. દેવદ્વેષી છતાં ખાને અનુમતિ આપી એથી સિદ્ધસૂરિએ સમરાશાહના ભાગ્યની પ્રશંસા કરી પ્રોત્સાહન કર્યું. ' મં. વસ્તુ-

૧ પ્રસ્તુત સિદ્ધસૂરિનો પરિચય રાસકારે પ્રારંભમાં જ કરાવ્યો છે, તેમના શિષ્ય કક્કસૂરિનું સૂરિપદ પહેલા ' મેરુગિરિ ' નામ હતું વિ. સં. ૧૩૭૧ ના માહ શુ ૧૪ ના દિવસે શ્રીશત્રુંજયતીર્થમાં પ્રતિષ્ઠા કર્યા પછી સિદ્ધસૂરિએ જૂનાગઢમા વિ. સં. ૧૩૭૧ ના ફાગણ શુ. ૫ ( શત્રુંજયપ્રતિષ્ટા પછી ૨૧ મા દિવસે ) સૂરિપદ આપી તેમને ' કક્કસૂરિ ' નામથી પ્રસિદ્ધ કર્યા હતા. એમ તેઓએ સ્વયં પોતાના રચેલ પ્રબંધમાં સૂચવ્યું છે.

૨ त्रयोदशशतैरेकसप्तत्याऽभ्यधिकैर्गतैः ।
फाल्गुने मासि पञ्चम्यां शुक्लायामभवत् पदम् ॥
—નાભિનંદનોદ્ધાર પ્રબંધ ( પ્રસ્તાવ ૫ મો, શ્લોક ૯૨૬ )

૩ श्रीपुण्डरीकगिरिशेखरतीर्थनाथ–संस्थापनाविधिसुसूत्रणसूत्रधारः ।
श्री सिद्धसूरिरभवद् गुरुचक्रवर्ती तच्छिष्य एतदतनोद् गुरुकक्कसूरिः ।
कञ्जरोटपुरस्थेन श्रीमता कक्कसूरिणा ।
त्रिनवतिमङ्ख्ये वर्षे प्रबन्धोऽयं विनिर्मितः॥
—નાભિનંદનોદ્ધાર પ્રબંધ (પ્રસ્તાવ ૫ મો, શ્લોક ૧૦૨૭–૩૩)

પં ભગવાનદાસ હર્ષચંદ્રની કૃપાથી આ પ્રબંધના છેલ્લા બે પ્રસ્તાવ અમ્હારા જોવામાં આવ્યા છે, તેના આધારે આ રાસસારમાં વિશેષ સ્પષ્ટીકરણ થઇ શક્યું છે, એથી આ શ્રેયસ્કર કાર્યમાં તેઓ પણ એક પ્રકારે નિમિત્તભૂત છે, એમ કહેવું અસ્થાને નથી. આશા છે કે તેઓ સ્વલ્પ સમયમાં આ સંસ્કૃત પ્રબંધને સંશોધિત કરી પ્રસિદ્ધિમાં મૂકશે. —લા. ભ. ગાંધી.

પાલે પહેલા આણેલી મમ્માણશૈલફલહી ભોંયરામાં સ્થાપેલી આજે પણ અક્ષતાંગ વિદ્યમાન છે, તો તેને જ મૂલનાયક તરીકે સ્થાપન કરાવું ?' સમરાશાહના આ પ્રશ્નના પ્રત્યુત્તરમાં સિદ્ધસૂરિએ દેસલશાહ વિ.ની સમક્ષમાં જણાવ્યું કે-"પૂર્વોક્ત ફલહી મંત્રીશ્વરે સંઘના ઉત્સંગમાં સ્થાપેલી હોવાથી ચતુર્વિધ સંઘની અનુમતિ લઇ તે ફલહીથી શત્રુંજય તીર્થમાં મૂલનાયક બિંબ કરાવાય." સમરાશાહ સાથે દેસલશાહ ત્યાર પછી ઘરે આવ્યા.

પ્રબંધકાર ૪ થા પ્રસ્તાવમાં જણાવે છે કે-અરિષ્ટનેમિ-જિન મંદિરે આચાર્યો, સંઘના મુખ્ય શ્રાવકો વિગેરે સંઘ મેળવી સમરાશાહે સંઘ આગળ વિજ્ઞપ્તિ કરી કે-'કલિકાલના વશથી ધર્મવૈરી મ્લેચ્છોએ શ્રીશત્રુંજયતીર્થનો ઉચ્છેદ કર્યો છે,[1] તીર્થ-તીર્થનાયકનો ઉચ્છેદ થતાં પૃથ્વીમાં શ્રાવકોના બધા ધર્મો અસ્ત થયા. તીર્થના અભાવમાં દ્રવ્યસ્તવના અધિકારી ભાવી શ્રાવકો દ્રવ્યસ્તવ કેવી રીતે આરાધે ? ચારે પ્રકારના ધર્મોમાં ભાવની મુખ્યતા છે કે જેનાથી શ્રેયસ્કરી પ્રભાવના થઇ શકે છે. ભાવના યાત્રામાં થાય. યાત્રા તીર્થપતિ હોય ત્યારે બને.

---

૧ રાસકારે આ દુર્ઘટનાના દુ:ખદ વર્ષનો ઉલ્લેખ કર્યો નથી, પરંતુ તત્કાલીન વિદ્યમાન શ્રીજિનપ્રભસૂરિએ પોતાના વિવિધતીર્થકલ્પમા શત્રુંજયતીર્થકલ્પ (રચના સં.૧૩૮૫)મા જણાવ્યું છે કે જાવડશાહે સ્થાપેલ બિંબને વિ સં. ૧૩૬૯ મા કલિકાલના વશથી મ્લેચ્છોએ ભાગી નાખ્યું. જુઓ—

" ह्री ! ग्रहर्तु-क्रियास्थानसंख्ये विक्रमवत्सरे ।
जावडिस्थापितं बिम्बं म्लेच्छैर्भग्नं कलेर्वशात् ॥ "

ઉપદેશતરંગિણી (પૃ ૧૩૬ ૧૩૭)માં જણાવ્યુ છે કે—યોગિનીપુર (દિલ્લી)થી સોરઠમા આવેલ એક લાખ એંશી હજાર સાહણે (કોણે ?) સં. પેથડ-ઝાંઝણ-શાહે કરાવેલ સોનાની ખોલથી મઢેલ મંદિર જોઇ શત્રુંજય પર ચઢી જાવડશાહે સ્થાપેલી પ્રતિમાનો ભંગ કર્યો હતો. જૂઓ તે ઉલ્લેખ—

" योगिनीपुरतो लक्षाशीतिसहस्रसाहणेन सुराष्ट्रायां समागतेन स० पेथडदे-झांझणकारितकनकखोलवेष्टितविहारं दृष्ट्वा श्री शत्रुंजयारूढेन जावडिप्रतिमाभङ्गः कृतः । तदा सुरत्राणमहामात्यदेसलहर० सा० समराकेन सुरत्राणफुरमाणात् देवलोकिपु श्रीवस्तुपालप्रतिमास्थापनपरेष्वपि महता बलेन सं. १३७१ वर्षे प्रतिमोद्धारः कृतो महामहोत्सवेन । "

લા. ભ. ગાંધી.

આમ હોવાથી શ્રીસંઘની અનુજ્ઞા થાય તો હું તીર્થાધિપતિ કરાવું. મ. વસ્તુપાલે પહેલાં મમ્માણુ[1] ખાણથી આણેલી ફલહી ભોંયરામાં અક્ષત વિદ્યમાન છે, એ ફલહી મંત્રીશ્વરે શ્રીસંઘના ઉત્સંગમાં સ્થાપી છે; તો શ્રીસંઘના આદેશથી તે અથવા બીજા કરાવું.' સમરાશાહની તથા તેના પિતા દેસલની પ્રશંસા કરી સંઘે પ્રત્યુત્તર આપ્યો કે-" મંત્રીએ રત્નભૂત એ પૂર્વોક્ત ફલહી ઘણા દ્રવ્યના વ્યયથી આણેલી છે,' તેને સ્થાપવાનો અત્યારે અવસર નથી. તો આરાસણ ફલહીથી તું નવી પ્રતિમા કરાવ." સમરાશાહે સંઘના આદેશને શિર ચડાવી ઘરે જઇ પોતાના પિતા દેસલસાહ આગળ તે આદેશ જણાવ્યો.

૨. સકાર ચોથી ભાષામાં જણાવે છે કે-શ્રીસંઘનો આદેશ મળતાં અતિધર્મિષ્ઠ ચિત્તવાળા સં. દેસલ અતિહર્ષિત થયા. સમરશાહ સાથે ઉપાશ્રયમાં જઇ સિદ્ધસૂરિને પ્રણામ કરી તેઓએ વિનંતિ કરી કે-આપના પસાયથી અમ્હે અનેક મનોરથ સફલ કર્યા છે, શત્રુંજયતીર્થ ઉદ્ધરવા ભાવ ઉપજ્યો છે, આપના એક તપોધનને સહાયક તરીકે

---

૧ મંત્રીશ્વર વસ્તુપાલે આ મમ્માણ ફલહી મોજદીન સુલતાન અને સં. પૂનડ દ્વારા કેવી યુક્તિ પ્રયુક્તિથી મેળવી હતી, તે માટે રાજશેખરસૂરિકૃત પ્રબંધ કોષમા 'વસ્તુપાલપ્રબધ' વિગેરે જૂઓ સંક્ષેપમા નીચે પ્રમાણે—

" વસ્તુપાલમંત્રીએ ખંભાતની સમીપ આવેલી મોજદીન સુલતાનની માતાને પહેલાં લુંટાવી હતી, પછી મચળું પાછું વાળવા પૂર્વક પહેરામણી કરી હજ સુધી સાથે જઈ ત્યા ત્રણ લાખનુ તોરણ કરાવી પાછી મોકલી હતી. તેણી દીલ્લી પહોચી, ત્યારે સામે આવેલા મોજદીન સુલતાને પૂચ્છયું કે-અમ્મા! સુખે યાત્રા થઈ, તેણી(મોજદીન સુલતાનની મા)એ કહ્યું કે-'સ્વધર્મપુત્ર વસ્તુપાલના પસાયથી' ત્યાર પછી સુલતાને વસ્તુપાલને બાંધવ તરીકે સ્વીકાર્યો. વસ્તુપાલને દીલ્લીમા સામે જવા પૂર્વક મહોત્સવથી બોલાવ્યો. પોતાનું અર્ધરાજય દેવા લાગતાં મંત્રીએ નાગપુર(નાગોર)ની સમીપ રહેલ મમ્માણિ ખાણની ત્રણ પ્રતિમા માગી. ( मन्त्रिणा नागपुरासन्नमम्माणिखाणिप्रतिमात्रय मार्गितम । ) તુષ્ટ થયેલા સુલતાને ખાણ સોંપી. ત્યાર પછી સ્વસ્થાને આવી મમ્માણી શ્રીશત્રુંજયના યુગાદિજિનની પ્રતિમા, પુંડરીક પ્રતિમા, અને તેજલપુરની પાર્શ્વપ્રતિમા એ ત્રણ પ્રતિમા પ્રતિષ્ઠા કરાવી પૂજ્ય કરી હતી."

—ઉપદેશતરંગિણી ( ય. વિ. ગ્રંથમાલાથી પ્રકાશિત પૃ. ૧૩૨-૧૩૪,

આપો. ત્યાર પછી પં. મદન આદેશ લઇ સુગુરુના વચનને મનમાં દઢ ધારણ કરી આરાસણ પહોંચ્યા. ત્યાં રાણો મહીપાલદેવ રાજા રાજ્ય કરતા હતા, જે વીર સ્વ-પરની જીવદયા જાણતા હતા. તેના સુરાજ્યમાં પાતા નામનો શ્રેષ્ઠ મંત્રી હતો, ચન્દ્રકંઠે રહેલ ચંકારની જેવો જે મંત્રી બહુ કામ સારતો હતો.

રાણો મહીપાલ અને મં. પાતાપ્રબંધકાર જણાવે છે કે-સમરાશાહે સૂ. દેવસૂરિના આદેશ પ્રમાણે આરાસણની ખાણથી જિનબિંબને લાવવા માણસો મોકલ્યા હતા.[1] સમરાશાહ તરફથી વિજ્ઞપ્તિ અને ભેટણું લઇ તે લોકો આરાસણ ખાણના સ્વામી પાસે ચાલ્યા, તે વખતે કુમારપાલસદૃશ મહીપાલદેવ ( આરાસણ ખાણનો સ્વામી ) ત્રિસંગમપુરમાં રાજ્ય કરતો હતો. જે જન્મથી માંસ, વિજયા, મદિરા સ્વયં ખાતો-પીતો નહિ, બીજાઓને તેથી રોકતો હતો. ત્રસ જીવની હિંસા કરતો નહિ, તેના રાજ્યમાં હિંસક સ્થિતિ પામતો નહિ. જેની અમારિ આજ્ઞાથી નાના બોકડા અથવા પાડાને પણ કોઇ હણી શકતું નહિ, જૂને અથવા શય્યાને તડકે નાખી શકતું નહિ. જીવ

---

૧ સાક્ષર શ્રીયુત જિનવિજયજીએ શત્રુંજયતીર્થોદ્ધાર પ્રબંધ ( આત્માનંદ સભા ભાવનગરથી પ્રકાશિત )ના ઉપોદ્ઘાત ( પૃ. ૩૨ )માં જણાવ્યું છે કે-' बादशाहके आधीनमें मम्माणकी पाषाणकी खानें थी. जिनमें बहुत अच्छी जातिका पत्थर निकलता था. समराशाहने वहांसे पत्थर लेनेकी इजाजत मांगी बादशाहने खुशी पूर्वक दे दिया. ' આ ઉલ્લેખ યુક્ત જણાતો નથી. ગ્રન્થ-પ્રબંધકારના ઉપર્યુક્ત કથન પ્રમાણે પહેલાં મંત્રીશ્વર વસ્તુપાલે મોજદ્દીન સુલતાનના આદેશથી મેળવેલી મમ્માણફલહી તે વખતે ભોંયરામાં અદ્યાપિ વિદ્યમાન હતી. છતાં દીર્ઘદર્શી અવસરજ્ઞ સૂરિ તે સ્થાપવાનો નિષેધ કરતાં સમરાશાહે મહીપાલરાણાના આધીનમાં રહેલી આરાસણખાણથી આદિજિન-બિંબ માટે ફલહી-શિલા આણી હતી.

' મમ્માણ ' શબ્દ પરની ટિપ્પણીમાં જિનવિ. જણાવે છે કે-'मम्माण' कहां पर है इसका कुछ पत्ता नहीं लगा. પરંતુ મમ્માણ ખાણ નાગપુર ( નાગોર ) પાસે હતી, એમ ઉપદેશતરંગિણી ( પૃ. ૧૨૨-૨૩ )વિ. માં જણાવ્યું છે. ( પૃ. ૧૨૩ ની ટિપ્પણી જૂઓ )

—લા. ભ. ગાંધી.

ટામાં પણ જુગારીઓ પણ સોગઠીથી રમતા છતાં 'મારૂ' એવી વાણી કદાપિ બોલી શકતા નહિ એના ઘોડાઓ પણ ગલણાથી ગળેલા પાણીને પીતા હતા. માહેશ્વર છતાં પણ જૈનધર્મ પ્રત્યે દઢશ્રદ્ધાવાળો જે રાજા હમ્મેશાં દિવસે જ ભોજન કરતો હતો.

તેનો મં.પાતા ગંભીરપ્રકૃતિ અને ગુણી હતો. સમરાશાહનાં માણસો ભેટણા સાથે વિજ્ઞપ્તિ લઈ રાણા મહીપાલદેવના દર્શને ગયા. રાણાના આદેશથી મંત્રીએ ઉંચા સ્વરે વિજ્ઞપ્તિ વાંચી. તેનો અર્થ જાણી રાણાજી મહીપાલ બોલ્યા—

" સમરસિંહ ધન્ય છે, એનો જન્મ સફલ છે, કે જેની મતિ આ કલિકાલમાં પણ કૃતયુગને અનુકૂલ છે. હું પણ ધન્યવાદને પાત્ર છું, કે જેને આરાસણ પાષાણોની ખાણ છે; અન્યથા આ વિષયમાં હું સ્મરણોચિત ક્યાંથી થાત ? પાતા મંત્રિ ! સમરાશાહનું ભેટણું પાછું આપ, પુણ્ય માટે ધન કેમ લેવાય ? ધન, પરિવાર અને જીવિત વડે પણ ધર્મ કરાય છે, તો તે ભેટણામાત્રથી ફોગટ કેમ હારી જવાય ? તેમ જ બિંબોનો દલવિભાગ ગ્રહણ કરનારાઓ પાસેથી રાજાનો જે વિભાગ ( કર ) લેવાય છે, તે પણ મેં હાલ મૂક્યો છે. આ કાર્ય કરવામાં જે કંઇ પણ જુવે, ત્યાં ત્યાં મ્હને પણ પુણ્યનો અંશ હો એમ હું કહીશ. "

એ પ્રમાણે કહી મહીપાલરાજા સમરનાં માણસો અને મં. પાતા સાથે આરાસણની ખાણે ગયા. ત્યાં દલપાટન કરનાર સર્વ સૂત્રધારોને સન્માન પૂર્વક બોલાવી મૂલબિંબ કલ્પ્યું. સૂત્રધારોએ યથેષ્ટ માગ્યે છતે મહીપાલરાણાએ તેનાથી અધિકની અનુમતિ આપી. શુભ મુહૂર્તે રાજાએ ખાણ–પૂજાપૂર્વક આરંભ કરાવ્યો. તે વખતે સમરાશાહનાં માણસોએ સોનાનાં આભૂષણો, વસ્ત્રો, તાંબૂલો, ભોજનો વિગેરેથી સર્વ સૂત્રધારોનું સન્માન કર્યું હતું. મહોત્સવ કરી દાન આપી સત્રાગાર ભોજનશાલા ખુલ્લી મૂકી હતી.

કાર્યનો આરંભ કરાવી મંત્રી( પાતા )ને ત્યાં સ્થાપી મહીપાલ-રાજા ત્રિસંગમપુરે ગયા. રાજા અને સમરાશાહ પ્રતિદિવસ જતાં

આવતાં માણસોથી તેના સમાચાર મેળવતા અને શિક્ષા-સૂચના કરતા હતા. થોડા દિવસમાં ફલહી કાઢી, પરંતુ તેને જ્યારે પાણીથી ભીંજાવીને જોઇ, ત્યારે તે મધ્યમાં ફૂટેલી રેખાવાળી જણાઇ. સમરાશાહે પણ તેને દોષિત જણાવી આવેલા માણસો સાથે નવી કરાવવા શિક્ષા મોકલી. ફરીથી કામ આરંભતાં ફૂટેલી તે ફલહીના બે કટકા થઇ ગયા.

ત્યાર પછી રાણાનો મંત્રી અને સમરાશાહના અધિકારી માણસો ખિન્ન થયા. અને અષ્ટમ તપ કરી ડાભને સથારે રહ્યા. ત્રીજી રાત્રે સાક્ષાત્ શાસનદેવી અને કપર્દીયક્ષ પ્રત્યક્ષ થઇ મંત્રી પ્રત્યે બોલ્યા કે- 'મંત્રીશ્વર ! આપ શ્રાવકોમાં શિરોમણિ અને જૈનધર્મના વિજ્ઞ હોવા છતાં પણ અજ્ઞની જેમ કેમ થયા ? અમ્હારૂં સ્મરણ કર્યા વિના આરંભ કર્યો ? તેમ કરવું શું તમને ઉચિત છે ? સમરસિંહના ભાગ્યથી કાર્ય-સિદ્ધિ થશે. આબુના અમુક ભાગથી તે બિંબ મેળવો.' શાસનદેવ-દેવીના વચન પ્રમાણે સ્ફટિકરત્નસદશ નિર્દોષ શિલા ફલહી મેળવી.

મંત્રી ( પાતા ) એ પાટણમાં સમરાશાહને સમાચાર પહોંચાડ્યા. દેસલશાહે વધામણી લાવનારને પુત્ર( સમરાશાહ )દ્વારા બે પટ્ટસૂત્ર અને સોનાની જીભ દાંત સાથે અપાવી. આચાર્યો, સાધુઓ, શ્રાવકો વિગેરે સંઘને એકત્ર કરી મહોત્સવ આરંભ્યો. સંઘપૂજા, દાન વિગેરે કર્યા પછી દેસલશાહે સંઘ આગળ બે હાથ જોડી વિજ્ઞાપના કરી કે- 'સંઘના આદેશ--પસાયથી મૂલનાયકની મૂર્તિ માટે ફલહી દૂષણરહિત થઇ છે, તો આ ફલહીથી બિંબ કરાવું કે મંત્રિ ( વસ્તુપાલ ) સંબંધી ફલહીથી ?' સંઘે પૂર્વોક્ત પ્રત્યુત્તર આપ્યો.

તે વખતે સંઘના માણસોએ જણાવ્યું કે-દેવમંદિર વિગેરેના સર્વ પરવ ( ? ) પણ કરાવો. કારણ કે-મ્લેચ્છોએ મુખ્ય પ્રાસાદ વિનાશ પમાડ્યો [1] છે. તેની ફરતી દેવકુલિકા( દેરી )ઓ પણ પાડી નાખી છે, તો યથાયોગ્ય વહેંચીને સર્વના પુણ્ય માટે કર્મસ્થાય કરવા માટે

---

૧ આક્ષર શ્રીયુત જિનવિજયજી શત્રુંજયતીર્થોદ્ધાર પ્રબંધના ઉપોદ્ઘાત ( પૃ. ૨૮ ) મા જણાવે છે કે-' वर्तमानमें जो मुख्य मंदिर है और जिसका चित्र इस पुस्तकके प्रारंभमें लगा हुआ है वह, विश्वस्त प्रमाणोंसे जाना जाता है कि

સંઘ શિક્ષા આપો. ત્યાં કોઈ પુણ્યવાન્ બોલ્યો કે–'મુખ્ય પ્રાસાદનો ઉદ્ધાર હું કરાવીશ, મ્હને અનુમતિ આપો.' સંઘે કહ્યું કે–જે બિંબ ( મૂલનાયક )ને કરાવે છે, તે જ તે( મુખ્ય પ્રાસાદ )નો કરાવનાર થાઓ. જેનું ભોજન, તેનું તાંબૂલ પણ યુક્ત છે. ધર્મકૃત્યની વહેંચણી કરી–કર્તવ્ય સ્વીકારી સૌ પોત પોતાને ઘરે ગયા.

આદેશ મળવાથી દેસલશાહ તથા સમરાશાહને પરમ આનંદ થયો. ફરી પણ માણસો અને ધન મોકલાવ્યું. પાતા મંત્રીએ પણ આ શિલા નીકળતાં સૂત્રધારોને સોનાનાં કંકણો અને વસ્ત્રોના દાનથી પ્રસન્ન કર્યાં હતા. મહીપાલ રાણાજી આ સમાચાર સાંભળી વધાવવા આણે આવ્યા અને તેમણે ફલહીને પ્રત્યક્ષ જિનસમાન માની કાલેય, ઘનસાર, કપૂર–પુષ્પાદિથી પૂજી હતી. મહાદાન, નૃત્યાદ પૂર્વક રાણાએ મહોત્સવ કરાવ્યો.

ત્યાર પછી સૂત્રધારોએ ફલહીને પર્વતથી આદરપૂર્વક નીચે ઉતારી. આરાસણમાં પ્રવેશમહોત્સવ કર્યો. આરાસણની સમીપનાં ગામોમાંથી આવી ભાવિકો તે ફલહીની પણ ફૂલ, કપૂર આદિથી પૂજા કરતા હતા. ગીત–ગાન, વાદ્ય અને હર્ષનો કોલાહલ થતો હતો. મહીપાલ રાણાજી પોતાના મંત્રી પાતાને સઘળી શિક્ષા આપી પોતાના નગરમાં ગયા.

મંત્રીએ શ્રેષ્ઠ રથમાં સ્થપાવેલી આગળ પાછળ દોરડાએ વળગેલા ઘણા માણસો વડે તેમજ બળવાન્ બળદો વડે ખેંચાતી આ શિલાને મહાપરિશ્રમથી પર્વતથી ઉતારી. કુમારસેના ગામના સમભૂમિ ઉપવનમાં રથ સ્થાપ્યો, ત્યાં ત્રિસંગમપુર વિગેરે સ્થાનના નિવાસી સંઘે આવીને

---

गुर्जर महामात्य बाहड ( सस्कृतमें वाग्भट ) मंत्रीके द्वारा उद्धृत है ।' પરંતુ પ્રબંધકારના ઉપર્યુક્ત કથન પ્રમાણે બાહડમંત્રી દ્વારા ઉદ્ધૃત મુખ્ય મંદિરનો પણ મ્લેચ્છોએ નાશ કર્યો હતો. જ્યાંથી એનો ભંગ થયો હતો, ત્યાંથી કલશ પર્યંત મુખ્ય મંદિરના શિખરનો ઉદ્ધાર પાછળથી દેસલશાહ અને સમરશાહે કરાવ્યો હતો, એમ પ્રબંધમાં આગળ જણાવ્યું છે. —લા. ભ. ગાંધી.

સ્પર્ધાપૂર્વક ઉત્સવ કર્યો. મંત્રીએ સમરાશાહને સમાચાર આપવા પાટણ માણસ મોકલ્યો કે ફલહી કુમારસેનામાં આવેલ છે.

સમરાશાહે બળવાન બળદો માટે શોધ કરાવી. લોકોએ સમરાશાહ અને તેના પિતા દેસલશાહની પ્રશંસા કરવા પૂર્વક દ્રવ્ય ન લેતાં ઘણી ખુશીથી બળદો આપ્યા, તેમાંથી ૨૦ બળદો લીધા. જેના બળદો ન લીધા તેને ખિન્નતા થઇ, સમરાશાહે મધુર વચનોથી તેઓનો સત્કાર કર્યો. બળદો સાથે દઢ ગાડું કુમારસેના ગામે મોકલ્યું. માર્ગોપચારકુશલ માણસો સાથે મોકલ્યા ફલહીના વિશેષ ભારથી લોહબદ્ધ ગાડું પણ ચૂર્ણ થઇ ગયું. મંત્રી( પાતા )એ ફરી સમરાશાહ પાસેથી ગાડું મંગાવ્યું, તે પણ ભાંગી ગયું. આ ખબર મળતાં ચિંતાથી સમરાશાહની નિદ્રા દૂર થઇ હતી. શાસનદેવીથી આશ્વાસન મળતાં ઝંઝા ગામથી દેવતાધિષ્ઠિત ગાડું મળ્યું, ત્યાર પછી ગાડું ચાલતાં પદે પદે વંદાતી-પૂજાતી ફલહી પુખેરાલરમાં આવી. સંઘ તરફથી પ્રવેશોત્સવ થયો.

પ્રબંધમાં જણાવેલ ઉપર્યુક્ત વિસ્તૃત વર્ણન રાસમાં નથી. રાસમાં માત્ર સંક્ષેપમાં જણાવ્યું છે કે-રાણાજી ( મહીપાલ ) પોતે જાતે ખાણને કાંઠે હાજર રહ્યા હતા સૂત્રધારો ટાંકણાનો ઉપયોગ કરી ઘન ગાંઠો ભાંગતા હતા. જેમ સમુદ્ર વિલોડન કરી વાસુકિ દ્વારા રત્નો મેળવ્યાં હતાં, તેમ વીર સમરે અતિજયણાપૂર્વક ફલહી આણી કૂઆરસે ( કુમારસેના ગામે ) અને ત્રિસીંગમ( ત્રિસંગમપુર—મહીપાલ રાણાની રાજધાની )નગરમાં ઓચ્છવ થયો. ફલહી દેખીને ધર્મિજનોના મનમાં આનંદ માતો ન હતો. અભયદાનમાં અગ્રેસર કરુણારસમાં ચિત્તવાળા શાહે ખેરાલુમાં ફલહી આવતાં કેદીઓ મૂકાવ્યા હતા. ઘણું ધન આપ્યું હતું.

પ્રબંધકાર જણાવે છે કે કેટલેક દિવસે ફલહી ભાંડૂ ગામે આવી. ત્યારે દર્શનોત્કંઠા થતાં સિદ્ધસૂરિને તથા પાટણના સર્વ લોકોને લઇ દેસલશાહ ભાંડૂ ગામે ગયા હતા, પૂજા કરી પ્રસન્નતા મેળવી હતી. હજારો ગવૈયાઓ બંદિઓ ત્યાં એકત્ર થયા હતા, સમરાશાહે

પિતાના આદેશથી વસ્ત્રો વિગેરેથી તેઓનો સત્કાર કર્યો હતો. સર્વ લોકોએ ફૂલહીનું પૂજન કર્યું. દેસલશાહની પ્રશંસા કરી હતી. સાહમ્મિ-વચ્છલ થયું હતું. પારિતોષિક અપાયાં હતાં. ઠેકાણે ઠેકાણે રાસ-ગીતો ગવાતાં હતાં, એ સાંભળતાં દેસલે ફૂલહીને આગળ ચલાવી પોતે કેટલાક માર્ગ સુધી અનુગમન કર્યું હતું. પછી દેસલશાહ ઘરે આવ્યા. માર્ગમાં ચમત્કાર થયો હતો. રાસકાર આ સંબંધમાં સંક્ષેપમાં જણાવે છે કે, ભાંડૂ ગામમાં ભવ્યજનો ઘણા ભાવથી આવ્યા હતા અને ફૂલહી પૂજી હતી. જેમ જેમ ફૂલહીને પૂજવામાં આવતી હતી, તેમ તેમ કલિકાલ ધ્રૂજતો હતો. નવીન પ્રકારથી નાચ—રંગ થતા હતા. ધાર્મિક લોકોનું આચરણ દેખી ચિત્ત ચમત્કાર પામતું હતું.

પાલિતાણા નગરમાં સંઘે ફૂલહીને વધાવી હતી. બાલચંદ્ર મુનિએ શીઘ્રતાથી શ્રેષ્ઠ કર્મસ્થાય કરાવ્યું હતું. શું કપૂરથી અથવા ક્ષીરસાગરના સારથી દેહ ઘડી હશે એવી ભાસતી સ્વામીની મૂર્તિ સંસાર પર કૃપા કરી પ્રકટ થઇ. વધામણી મળતાં મનમાં હર્ષ માતો ન હતો. દેસલપુત્ર ( સમરાશાહ )ના ચરિત્રથી સહુ રલિયાત થયા હતા.

પ્રબંધકાર જણાવે છે કે—અનુક્રમે ફૂલહી પુંડરીકગિરિની નીચે આવી, પાદલિપ્ત(પાલિતાણા)ના સંઘે આગમનોત્સવ કર્યો. શત્રુંજય-ગિરિએ પહોંચ્યાના સમાચાર શાહને આપ્યા. વધામણી લાવનાર માણસો દ્વારા પર્વત પર ચડાવવાની શિક્ષા—સૂચના મોકલી. સારામાં સારા અતિકુશલ ૧૬ સૂત્રધાર—કારિગરોને પાટણથી બિંબ ઘડવા માટે મોકલ્યા. નવ સોરઠના સ્વામી મંડલીક રાજા જેમને પિતૃવ્ય (કાકા) શબ્દથી બોલાવતા હતા, તે બાલચંદ્ર નામના મુનિને શાહે માણસો મોકલી જૂનાગઢથી જલ્દી શત્રુંજયગિરિ પર આણ્યા હતા.[1] બાલચંદ્ર

---

१ तथा श्रीजीर्णप्राकारात् मण्डलीकमहीभुजा ।
नवसङ्ख्यसुराष्ट्राणामधिपेन य उच्यते ॥
पितृव्य इति तं साधुर्बालचन्द्राभिधं मुनिम् ।
आनाययन्नरान् प्रेष्य शीघ्र शत्रुञ्जये गिरौ ॥
નાભિનંદનોદ્ધાર પ્રબંધ ( પ્રસ્તાવ ૪ થો, શ્લો. ૪૮૩-૪

મુનિએ સુત્રધારો દ્વારા ફલહીને ગાડામાંથી ઉતરાવી પર્વતપર ચઢાવવા યોગ્ય નાની બનાવી હતી. ૮૪ સ્કંધવાહન પુરુષો દ્વારા છ દિવસે ફલહી પર્વત પર ચડી હતી. તે મનુષ્યોનો ભોજન-શયનાદિ સત્કાર કરવામાં આવ્યો હતો. કહે છે કે જાવડશાહે પહેલાં છ મહિને ચઢાવી હતી. દેવમંદિરના દ્વારતોરણના આગળ રહેલી તે ફલહીને શ્રેષ્ઠ વૈજ્ઞાનિકો-શિલ્પવિજ્ઞાનના જાણકાર લોકો ઘડવા લાગ્યા. બાલચંદ્રમુનિની શિક્ષા પ્રમાણે સુઘટિત ઘૃષ્ટ ઉત્તેજિત થયેલા બિંબને મુખ્ય સ્થાનમાં આણ્યું હતું. દુર્જનોએ કંઈક દુર્જનતા કરી હતી, પરંતુ દેસલશાહના પુણ્ય-પ્રભાવથી, સાહણપાલની બુદ્ધિથી, સમરાશાહના સત્ત્વથી દુર્જનતા મૂકી કાર્ય કરનાર થયા હતા. બિંબને મૂલસ્થાનમાં પધરાવી બાલ-ચંદ્ર મુનિએ પાટણમાં દેસલશાહને સમાચાર પહોંચાડ્યા હતા. દેસલશાહે સમરાશાહ પ્રત્યે આનંદવચન ઉચ્ચાર્યું કે હવે 'ચતુર્વિધ સંઘ સાથે યાત્રાએ જઈ પ્રતિષ્ઠા કરાવીએ ત્યારે કૃતકૃત્ય થઈએ.'

ઉદ્ધાર.

ત્યાર પછી પિતા-પુત્ર ( દેસલશાહ અને સમરાશાહ ) પોસહશા-લામાં સિદ્ધસૂરિને વાંદવા આવ્યા. પ્રણામ કરી તેઓ બોલ્યા કે આપ પૂજ્યના ઉપદેશરૂપી પાણીથી સિંચિત થયેલો અમ્હારો આશારૂપી વૃક્ષ જે પહેલાં અંકુરિત થયો હતો, તે નિરંતર તેજ શ્રેષ્ઠ જલથી સિંચાતો બિંબને મૂલસ્થાનમાં સ્થાપવાથી હાલ ફલોન્મુખ થયેલ છે, તેને પ્રતિષ્ઠા કરવાના પ્રસાદરૂપ શ્રેષ્ઠ દોહલાથી શીઘ્ર સફળ કરો. તથા છેદક(ભંગ)થી મુખ્ય મંદિરના શિખરનો ઉદ્ધાર કલશપર્યંત પરિ-પૂર્ણ કરાવેલ છે. તથા દેવની દક્ષિણ દિશામાં અષ્ટાપદના આકારવાળું ચોવીશ જિનેશ્વરોથી યુક્ત નવું ચૈત્ય કરાવ્યું છે. પૂર્વજોના ઉદ્ધાર માટે સિંહે ત્રિભુવન(મંડપ) આગળ બલાનક મંડપનો ઉદ્ધાર કરાવ્યો છે. તથા હાલ પૃથ્વીપર વિચરતા અર્હંતોનું નવું મંદિર જિનની પાછળ કરાવ્યું છે. સ્થિરદેવના પુત્ર સા. લૂંઢકે ચાર દેવકુલિકાઓ કરાવી છે. જૈત્ર અને કૃષ્ણ નામના સંઘવીએ જિનબિંબ સાથે આઠ એક દેહરીઓ કરાવી છે. શા. પૃથ્વીભટ (પેથડ)ની કીર્તિલતાતુલ્ય

સિદ્ધકોટાકોટિ ચૈત્ય જે તુર્કોએ પાડી નાખ્યું હતું, તેને હરિશ્ચંદ્રના પુત્ર સા. કેસવે ઉદ્ધર્યું છે. તેમજ દેવકુલિકાના લેપ વિગેરે બીજું જે નષ્ટ થયેલ હતું, તે સર્વ પુણ્યશાલીઓએ કોઇએ કાંઇ કોઇએ કંઇ એમ કરાવ્યું છે. તીર્થમાં સર્વ સ્થાનકો પૂર્વની: જેમ થઇ ગયાં છે કે, જેથી કોઈ ક્યાંય ભંગ જાણી શકે નહિ; તો કલશની, દંડની તેમજ બીજા સર્વ અર્હંતોની પ્રતિષ્ઠા હાલ કરાવવી છે.

સંગ-પ્રયાણ.

સા. દેસલે શ્રેષ્ઠ સૂરિ, જ્યોતિષી, શ્રાવકો વિગેરેને બોલાવી પ્રતિષ્ઠા મુહૂર્ત જોવરાવ્યું. નિર્ણય થતાં લગ્ન પત્રિકા મુખ્ય જોશીથી લખાવી તેનો સત્કાર કરી ઉત્સવ કર્યો. પ્રતિષ્ઠાસમય સમીપ આવતાં દેસલે સર્વ દેશોમાં પોતાના કુટુંબના માણસો, પુત્ર, પૌત્ર, મંત્રિઓ વિગેરેને મોકલી સંઘને આમંત્રણ કર્યું.

રાસકાર પાંચમી ભાષામાં જણાવે છે કે-સંઘે બહુ ભક્તિથી પાટે બેસાર્યા, ગણધર-આચાર્યે લગ્ન-મુહૂર્ત ગણીને વિચાર્યું. સર્વ શ્વેતાંબર સૂરિ, મુનિઓ હર્ષિત થયા. કેટલાકને ઘરે બેસી મનાવ્યા, કેટલાક ધર્મિષ્ઠ લોકો ધર્મના હર્ષથી દોડી આવ્યા. બહુદેશોમાં કુંકુમપત્રિકાઓ પાઠવી. સારી રીતે સજ્જ થઇને સંઘ મળ્યો. કલ્પતરુ જેમ અમૃતથી સિંચિત થાય, તેમ સંઘપતિ શુભગુરુ સિદ્ધસૂરિના વાસથી અભિષિક્ત થયા. કુલદેવી સચ્ચિયા ભુજામાં ઉતર્યા.

---

૧ પેથડશાહે વિ. સં. ૧૩૨૦ ની આસપાસમાં ભિન્ન ભિન્ન ૮૪ સ્થળોમાં જિન બિંબોને સ્થાપ્યા હતાં, તે સંબંધી એક સં. સ્તોત્ર સોમતિલકસૂરિ(વિ. સં ૧૩૮૭ મા 'સત્તરિસયઠાણું' વિ. ના કર્તા)એ રચ્યું છે. વિ. સ. ૧૪૬૬ માં મુનિસુંદરસૂરિએ પોતાની રચેલી ગુર્વાવલીમાં એ સ્તોત્ર ઉતારી લીધું છે. આ ગુર્વાવલી ય. વિ. ગ્રંથમાળા તરફથી પ્રકાશિત થઈ છે. ઉપર્યુક્ત સ્તોત્રમા પણ આ ચૈત્યનો ઉલ્લેખ છે. " कोटाकोटिजिनेन्द्रमण्डपयुतः शान्तिश्च शत्रुञ्जये ॥ " વિશેષ માટે રત્નમંડનગણિકૃત સુકૃતસાગરકાવ્ય વિ. જોવું. રત્નમંદિરગણિ ( વિ. સં. ૧૫૧૭ માં ભોજપ્રબંધ વિ. ના કર્તા ) ઉપદેશતરંગિણી ( ય. વિ. ગ્રંથમાલાથી પ્રકાશિત પૃ. ૧૩૬-૧૩૭ )મા જણાવે છે કે સોનાની ખોલથી મઢેલા આ મંદિરને જોઇ મ્લેચ્છલોકો મંદિરનો વિનાશ કરવા લલચાયા હતા. ( જૂઓ પૃ. ૧૨૨ ની ટિપ્પણી ) લા. ભ. ગાંધી.

સૌભાગ્યવંતી સ્ત્રીએ શેષ ભરી, તિલક મંગલ કર્યું. પોષ વ. ૭ ને દિવસે સુમુહૂર્તે શુભચિત્તવડે દેવાલયમાં આદિજિનને સ્થાપ્યા. કુંકુમથી પિંજરિત કરેલા કામધેનુપુત્ર ધર્મધોરી બે ધવલ–વૃષભ ધુરાએ જુત્યા. જયરથમાં ચડી ઇંદુ(ઇંદ્ર)ની જેમ સંચર્યા. સૌભાગ્યવંતી સ્ત્રીના શિર પર રહેલ શાલિનો થાલ નિહાળ્યો, શ્રેષ્ઠ ઘોડાએ હણહણાટ કર્યો, વૃષભે શુભ શબ્દ કર્યો. આ શકુન થતાં મહાસિદ્ધિ કહે છે. આગળ મુનિવરનો સંઘ અને શ્રાવકજનો ચાલ્યા. તલ પણ ન ખરે, તેમ ઘણા લોકો એકઠા મળ્યા હતા. મૃદંગ, વાંસળી અને વીણાની ધ્વનિ થતી હતી. ભેરીના ગંભીર અવાજથી આકાશ ગાજતું હતું. નવા પાટણમાં નવો રંગ ઉત્પન્ન થયો હતો. સુખપૂર્વક દેવાલય સંખારે સંચાર્યું. ઘરે બેસી કરીને કેટલાકને સમજાવ્યા. સમરના ગુણથી રંજિત થયેલો કોઈ વિરલો જ રહ્યો હતો. જયતો અને કાન્હો બન્ને સંઘપતિ ચાલ્યા. હરિપાલ અને લુંઢક એ મહાધર દઢ થયા.

પ્રબંધકાર આ સંબંધમાં જણાવે છે કે દેસલશાહે નવું દેવાલય રથસદૃશ કરાવ્યું, તેને સિદ્ધસૂરિની પોસહશાલામાં લઇ જઇ વાસક્ષેપ નંખાવ્યો, સારે દિવસે દેવાલયનું પ્રસ્થાન વિચાર્યું. શુભ દિવસ આવતાં પ્રસ્થાન સાધવા ઇચ્છતા શાહે પોસહશાલામાં સર્વ સંઘ મેળવ્યો. ભક્તિપૂર્વક સંઘનું બહુમાન કરી દેસલશાહ સિદ્ધસૂરિ આગળ વાસક્ષેપ કરાવવા બેઠા. ગુરુએ (ગોરે) તેના લલાટમાં શુભહેતુ તિલક કર્યું. ગુરુ( સિદ્ધસૂરિ )એ સ્વયં તેના મસ્તક ઉપર વાસચૂર્ણ સ્થાપ્યું, પછી સમરશાહના મસ્તક ઉપર વાસક્ષેપ નાખી આશિષ્ આપી કે 'સંઘપતિયોમાં તું મુખ્ય થા.'

ત્યાર પછી ગુરુએ કહેલા સમયે ( પોષ વ. ૭ ) વાજતે ગાજતે ગૃહમંદિરમાંની આદિનાથ પ્રભુની પ્રતિમાને લઈ દેસલશાહે માંગલિક ક્રિયાપૂર્વક દેવાલયમાં સ્થાપી. કપર્દી યક્ષ અને સત્યદેવી શાસનદેવી સમરશાહના શરીરમાં પધાર્યા. રથને બળદ જોડ્યા. સં. દેસલ અને સમરશાહના મસ્તક પર સુવાસિની સ્ત્રીએ અક્ષત નાખી મંગલ કર્યું. સામંતે દેવાલય ચલાવ્યું. શુભ શકુનો થયાં. પ્રથમ

સંઘ ચાલ્યો. માર્ગ સંકીર્ણ થઇ ગયો હતો. દેવાલયની આગળ ચાલતા સંઘથી પરવરેલા અને સુખાસન( પાલખી )માં બેઠેલા દેસલશાહ સંઘનાયક થયા. સમરાશાહ પણ અસ્વાર બની અસ્વારોથી પારવૃત થઇ ચાલ્યા. વાજિંત્રોની ધ્વનિ થઈ. પગલે પગલે પૂજાતું દેવાલય પહેલે દિવસે શંખારિકાએ પહોંચ્યું.

સમરાશાહ શંખારિકાગામથી સંઘ સાથે પાટણ આવ્યા હતા, તેઓએ પોસહશાલામાં જઇ સર્વ સૂરિઓને યાત્રા માટે ખમાસમણ ( વંદન ) આપ્યું હતું. સંઘ સાથે ગૌરવપૂર્વક પ્રત્યેક ઘરે જઇ સર્વ શ્રાવકોને આદરપૂર્વક પ્રાર્થના કરી હતી. સમરાશાહના ગુણોથી ખેંચાઇ તેઓ જલ્દી આવ્યા હતા.

સંઘમાં આવેલા મુખ્ય આચાર્યો.

અગાધ સર્વ સિદ્ધાંતરૂપી મહાસાગરને તરી જવામાં નૌકાસમાન શ્રીવિનયચંદ્રસૂરિ યાત્રા માટે ચાલ્યા હતા. બૃહદ્ગચ્છરૂપી આકાશમાં ચંદ્રસમાન, મનોહર ચારિત્રને ધારણ કરનાર શ્રી રત્નાકરસૂરિ સઘ સાથે ચાલ્યા હતા. સર્વત્ર ગૌરવયુકત અંતઃકરણવાળા શ્રીદેવસૂરિગચ્છના શ્રી પદ્મચંદ્રસૂરિ પણ સાથે ચાલ્યા હતા, જિનદર્શન કરવામાં ઉલ્લસતી વાંછાવાળા ચંચલતારહિત ( ધીર ) શ્રીષં( સં )ડેરગચ્છના શ્રીસુમતિસૂરિ ચાલ્યા. ભાવડારગચ્છની લક્ષ્મીના મુખને વિભૂષિત કરવામાં તિલક સમાન શ્રીવીરસૂરિ પ્રસન્ન અતઃકરણે યાત્રામાં ચાલ્યા હતા. શ્રીથારપદ્રગચ્છના શ્રીસર્વદેવસૂરિ અને બ્રહ્માણગચ્છના શ્રીજગત્સૂરિ ચાલ્યા હતા. શ્રીનિવૃત્તિગચ્છના આમ્રદેવસૂરિ ચાલ્યા હતા, જેઓએ દેસલની યાત્રાનો રાસ[1] કર્યો છે. શ્રીનાણકગણરૂપી આકાશને ભૂષિત કરવામાં સૂર્યસમાન સિદ્ધસેન આચાર્ય દેસલ સાથે ચાલ્યા

૧ શ્રીમન્નિવૃત્તિગચ્છીયા आम्रदेवाख्यसूरयः ।
चेलुर्यैर्देसलस्यास्ति यात्राया रासकः कृतः ॥
—નાભિનંદનોદ્ધાર પ્રબંધ (પ્રસ્તાવ ૬, શ્લોક ૬૦)

આ ઉપરથી સ્પષ્ટ સમજાય તેમ છે કે દેસલની યાત્રાનો રાસ અપર નામ સમરારા સનામનો પ્રસ્તુત રાસ નિવૃત્તિગચ્છના અંબ(આમ્ર)દેવસૂરિએ

હતા. બૃહદ્‌ગણના શ્રીધર્મઘોષસૂરિ ઉચ્છળતા આનંદપૂર્વક ચાલ્યા હતા. રાજગુરુ એવા અપરનામને ધારણ કરનારા નાગેન્દ્રગચ્છના શ્રીપ્રભાનંદસૂરિ ચાલ્યા હતા. શ્રીહેમસૂરિસંતાનીય શુધ્ધભાવનાવાળા પવિત્ર શ્રીવજ્રસેનસૂરિ પધાર્યા હતા. બીજા પણ ભિન્ન ભિન્ન ગચ્છના આચાર્યો સંઘપતિ દેસલ સાથે ચાલ્યા હતા. ચિત્રકૂટ, વાલાક, મરુ, માલવ વિગેરે દેશોમાં રહેલા પદસ્થ પ્રાયઃ સર્વે મુનિઓ મલ્યા હતા. શુભ વાર અને શુભ મુહૂર્તે શ્રી સિદ્ધસૂરિ સર્વ દર્શની અને દેસલની સાથે ચાલ્યા હતા. દેસલે તેમનો પ્રવેશોત્સવ કર્યો હતો.

અન્ય સંઘ અને વ્યવસ્થા

સંઘપતિ જૈત્ર અને કૃષ્ણ સ. દેસલના સ્નેહગુણથી બંધાઇ ચાલ્યા હતા. મોતીઓમાં ગુણસંયોગ કરનાર (પરોવનાર) હરિપાલ, ચતુર સં. દેવપાલ, શ્રીવત્સકુલના સ્થિરદેવના પુત્ર લંઢક યાત્રામાં ચાલ્યા. સમરાશાહના સન્માનથી ઉત્સાહિત થઇ સોની પ્રહ્‌લાદન, સત્યવચની ઉત્તમ શ્રાવક સોઢાક મલ્યા ધર્મવીર વીર શ્રાવક, દાનેશ્વરી દેવરાજ વિગેરે સમરાશાહના અનુરાગથી યાત્રામાં સાથે ચાલ્યા હતા. પ્રબંધકાર કહે છે કે તે વખતે ગૂર્જરભૂમિમાં જે કોઇ પણ શ્રાવકો હતા, તેમાંથી કોઇ પાછળ રહ્યું ન હતું એવી રીતે સકળ દેશોમાંથી સંઘ મલ્યા પછી દેસલે સંઘનું પ્રયાણ આગળ કરાવ્યું. મંડપમાં સ્તંભની જેમ સંઘમાં જૈત્ર, કૃષ્ણ, લંઢક અને હરિપાલ એ ચાર મહાધર હતા.

અલપખાનને અનુજ્ઞાપિત કરવા મોટું ભેટણું લઇ સમરાશાહ રાજમંદિરે ગયા. ખાનની આગળ ભેટણું ધર્યું. ખાને સંતુષ્ટ થઇ ઘોડા સાથે તસરીફ આપી સમરાશાહે રાજા (ખાન) પાસે દુષ્ટ-નિગ્રહ

---

વિ. સં. ૧૩૯૨ પહેલાં પ્રાયઃ વિ. સં. ૧૩૭૧ માં ચૈત્ર વ. ૭ યાત્રા કરી પાટણ પહોંચ્યા પછી રચ્યો હોવો જોઇએ. એથી વિક્રમના ૧૪ ના સૈકાના ઉત્તરાર્ધ્ધની પ્રાચીન ગૂજરાતી ભાષાની મનોહર કૃતિ તરીકે આ રાસને ઉચ્ચ સ્થાન મળી શકે.

—લા. ભ. ગાંધી.

કરી શકે તેવા ચમદારકો (જમાદાર) માગ્યા. ખાને પણ વીર ધીર મુખ્ય દસ મહામીરો સંઘરક્ષા માટે આપ્યા. તેઓને અને પાછળ રહેલા સંઘને લઇ સમરાશાહ સંઘનાયક નિર્દોષ સંઘમાં મળ્યા.

રાસકાર છઠ્ઠી ભાષામાં ચાર કડીથી સંઘ-પ્રયાણનું વર્ણન કરતાં કહે છે કે શંખ વાગ્યા, અસંખ્ય નાદથી કાયરો ખળભળ્યા. ઘોડે ચડીને સેલ્લાર રાજપૂત અસ્વારો સજ્જ થયા. દેવાલય વેગથી ચાલતાં ઘુઘરીઓના અવાજ થતા હતા. સમ વિષમ કોઇ ગણતું નહિ, કોઇ વાર્યો રહેતો નહિ. વાહિની બહુ વેગથી ચાલતાં ધરણી ધડકતી હતી, ધૂલ ઊડતી હતી, માર્ગ સૂઝતો ન હતો. ઘોડા હણહણતા હતા. ઊંટ અવાજ કરતા હતા, બેલ વેગથી ચાલતા હતા. સાદ કર્યો સંભળાતો ન હતો, તેથી બીજો માણસ બોલ-જવાબ દઇ શકતો નહિ. રાત્રે જેમ તારાગણ ઉગ્યો હોય તેમ દીવીઓ ઝલહલતી હતી. પાયદલનો પાર પામી શકાતો ન હતો. સુખાસન(પાલખી) વેગથી ચાલતું હતું. બુદ્ધિવંત બહુ પુણ્યવંત પરિકર્મમાં અતિનિશ્ચલ દેસલશાહ આગેવાન થઇ સંચરતા હતા. પાછેવાન તરીકે સોમસિંહ-સા. સહજાનો પુત્ર સાંગણશાહ-લૂણિગના પુત્ર સોમજીથી યુક્ત થઇ ચાલતા હતા. સમરાશાહ અસવારમાં પોતાની જોડ કરી ઘોડા પર ચડી ચારે તરફ હીંડતા હતા અને સંઘને જે અસુખકર હોય, તે જોતા હતા-તપાસ કરતા હતા.

પ્રબંધકાર જણાવે છે કે-દેસલશાહ સુખાસનમાં આરૂઢ થઇ દેવાલયના માર્ગદર્શીની જેમ આગળ ચાલતા હતા. સોમસિંહ-સહજપાલનો પુત્ર સંઘની પાછળ રક્ષા કરતા હતા. સમરાશાહ શ્રેષ્ઠ ભોજન આચ્છાદનોથી શ્રાવકોની ચૂન્નતા દૂર કરતા હતા, અને સેલ્લાર અસ્વારોથી ચોતરફથી પરવરેલા, તેઓ છત્રથી વિભૂષિત થઇ, અશ્વરત્ન પર આરૂઢ થઇ સંઘની રક્ષા કરતા હતા. વાજિંત્રોના નાદ સાથે ગમન થતું હતું. માર્ગમાં ગામના ઠાકોરો સમરાશાહને આવેલા જોઇ દહીં, દૂધ વિગેરે ભેટ ધરતા હતા. ગામે ગામના ધાર્મિક સંઘ દેસલ સંઘપ-

તેના ચરણ પૂજતા હતા. 'ભૂખ્યો ભોજન કરે' એવી ઉંચા સ્વરે ઉદ્ઘોષણા કરાવવા પૂર્વક સં. દેસલશાહે દાનશાલા ખુલ્લી મૂકી હતી.

રાસકાર જણાવે છે કે-કલિકાલમાં પણ સકલ (સપ્રભાવ) પાર્શ્વ-પ્રભુને સેરીસામાં પૂજ્યા. સરખેજ થઇને સકલ સંઘ ધોલકામાં આવ્યો, ધોલકા થઇ લોલિયાણા પહોંચ્યો, નેમિજિન-મંદિરમાં ઓચ્છવ કરી પિપલાલી પહોંચ્યો.

સેરીસા તીર્થની ઉત્પત્તિ.

પ્રબંધકાર જણાવે છે કે-એવી રીતે અહર્નિશ સંઘ સાથે પ્રયાણ કરતાં સં. દેસલ સેરીસા પહોંચ્યા. ત્યાં પાર્શ્વજિન ઊર્ધ્વ પ્રતિમાએ (કાઉસ્સગ્ગધ્યાને) રહેલા છે. ધરણેંદ્રથી પૂજાતા ચરણવાળા જે પ્રભુ આ કલિકાલમાં પણ સકલ (સપ્રભાવ) છે. જે(બિંબ)ને પહેલાં સૂત્રધારે પોતાની આંખે પાટો બાંધી એકજ રાત્રિમાં દેવના આદેશથી ઘડ્યું હતું. મંત્ર શકિતથી સકલ ઇચ્છિત પ્રાપ્ત કરનાર શ્રીનાગેન્દ્રગણના અધીશ શ્રી દેવેન્દ્ર સૂરિએ જેની પ્રતિષ્ઠા કરી હતી. તે જ દેવેન્દ્રસૂરિએ સમ્મેત ગિરિથી વીશ તીર્થંકરો( બિંબો )ને અને કાંતીપુરીમાં રહેલ ત્રણ તીર્થંકર(બિંબો)ને મંત્રશકિતથી આણ્યા હતા. ત્યારથી આ શ્રેષ્ઠ તીર્થ દેવેન્દ્રસૂરિએ સ્થાપ્યું છે, જે દેવપ્રભાવથી ભવ્ય જનોના વાંછિતને પૂરે છે.[1]

---

१ सङ्घप्रयाणकेष्वेव दीयमानेष्वहर्निशम् । श्रीसेरी साह्वयस्थानं प्राप देसलसङ्घपः ॥ श्रीवामेयजिनस्तस्मिन्नूर्ध्वप्रतिमया स्थितः । धरणेन्द्रार्च्यमानांह्रि सकले यः कलावपि॥ यः पुरा सूत्रधारेण पट्टच्छादितचक्षुषा । एकस्यामेव शर्वर्यां देवादेशादघट्यत ॥ श्रीनागेन्द्रगणाधीशैः श्रीमद्देवेन्द्रसूरिभिः । प्रतिष्ठितो मन्त्रशक्तिसम्पन्नसकलेहितैः ॥ तैरेव सम्मेतगिरेर्विंशतिस्तीर्थनायकाः । आनिन्यिरे मन्त्रशक्त्या त्रयः कान्तीपुरी-स्थिता.

तदाटीदं स्थापितं सत् तीर्थं देवेन्द्रसूरिभिः । देवप्रभाव विभवि सम्प स्थिताः ॥ भ्रजनवाञ्छितम् ॥

—નાભિનંદનોદ્ધાર પ્રબંધ ( પ્રસ્તાવ ૪ થો, શ્લો૦ ૬૪૬-૫૨ )

સં. દેસલે ત્યાં સ્નાત્ર, મહાપૂજા, મહોચ્છવ કરવા પૂર્વક મહાધ્વજા અર્પી આરતી કરી. સમરાશાહે ભોજનાદિ દાન આપ્યું. અષ્ટાહ્નિકા પછી પ્રયાણ કરી સંઘ સાથે દેસલસાહ ક્ષેત્રપુર પહોંચ્યા. ત્યાં પણ અતિભક્તિથી અર્હત્પ્રતિમા પૂજી ધોલકા ગયા. પ્રત્યેક ગામ, નગર વિગેરેમાં ચૈત્યપરિપાટી કરતા, મહાધ્વજા, પૂજા આદિથી પુણ્ય ઉપાર્જન કરતા સં. દેસલ અનુક્રમે પિપ્પલાલીપુરે પહોંચ્યા. ત્યાંથી પુંડરીકગિરિને જોઇ દેસલસાહ અમૃતમગ્ન હોય તેમ પ્રસન્ન થયા. જયંત સમાન સમરને આગળ કરી ચતુર્વિધ સંઘ સાથે મહાકાર્યો સાધતા દેસલશાહે લાપશી કરાવી મહોત્સવ કરી ગિરિરાજને પૂજ્યો. એકદષ્ટિથી પુંડરીકને જોઇ દર્શનથી પરમાનંદને વશ થયા. સમરાશાહે મહાદાનો આપ્યાં.

બીજે દિવસે તીર્થનાથનાં દર્શન કરવાની ઉત્કંઠાથી પ્રયાણ કરી શત્રુંજયગિરિ સમીપ પહોંચ્યા. લલિતાદેવી(વસ્તુપાલની પત્ની)એ કરાવેલા સરોવરના તટ પર સમરશાહે સંઘના આવાસ કરાવ્યા.

પાલિતાણામાં પ્રવેશ.

રાસકાર સાતમી ભાષામાં જણાવે છે કે–સંઘે ત્યાં (પિપલાલીમાં) નગરના પરિસર(પાદર)માં પડાવ નાખ્યો. વિમલગિરિનાં દર્શન થતાં

---

વિ સં ૧૫૧૭ માં ભોજપ્રબંધ વિગેરે રચનાર રત્નમંદિરગણિ ઉપદેશતરંગિણીમાં થોડા ફેરફાર સાથે આ સંબંધમા આ પ્રમાણે જણાવે છે—

"तथा सेरीसकतीर्थे देवचन्द्रक्षुल्लकेनाराधितचक्रेश्वरीदत्तपर्वकार्यसिद्धिवरेण त्रिभूमिमय–चतुर्विंशतिगुरुकायोत्सर्गिश्रीपार्श्वादिप्रातमासुन्दरः प्रासाद एकरात्रिमध्ये कृतः। तत् तीर्थं कलिकालेऽपि निस्तुलप्रभावं दृश्यते।"

—ઉપદેશતરંગિણી ( ય. વિ. ગ્રંથમાલા તરફથી પ્રકાશિત પૃ. ૫ )

અર્થાત્—સેરીસાતીર્થ, દેવચંદ્રક્ષુલ્લકે આરાધેલ ચક્રેશ્વરીએ આપેલ સર્વકાર્યસિદ્ધિવરદાનવડે ચોવીશી તથા કાઉસ્સગ્ગધ્યાને રહેલ શ્રીપાર્શ્વ વિગેરે પ્રતિમાઓથી સુંદર ત્રણભૂમિવાળો મોટો પ્રાસાદ એક રાતમાં કર્યો હતો. તે તીર્થ કલિકાલમાં પણ અતુલ પ્રભાવી જોવાય છે.

—લા. ભ. ગાંધી.

અંગમાં આનંદ માતો ન હતો. પર્વતરાજને પૂજ્યો, બહુભક્તિથી પ્રણામ કર્યો. દેસલે માગણ જનોને દાન દીધાં. અજિતજિનેંદ્રને મનરંગે જુહાર કરી. શત્રુંજય શિખરના સ્વામીનું સ્મરણ કરી પ્રણામ કર્યો.

પાલિતાણા નગરમાં સંઘનો પ્રવેશ થયો, લલિત સરોવરના તીર પર સંઘે નિવેશ( ઉતારો )કર્યો. કાર્યસહાયક લઘુભાઈ સહજો અને સાહણો જલ્દી આવી મલ્યા, ત્યારે ત્રણે ( સમરાશાહ સાથે ) બંધુ ગંગાપ્રવાહની જેમ શોભતા હતા.

પ્રબંધકાર જણાવે છે કે–સં. દેસલ વિમલાચલ પર ચઢ્યા ન હતા, તેવામાં ખંભાતથી વધામણી લાવનાર માણસે આવી જણાવ્યું કે–'દેવગિરિ (દૌલતાબાદ) થી સહજપાલ અને ખંભાતથી સાહણ સંઘ સાથે આવ્યા છે' તે સમાચાર સાંભળી સંઘપ્રેમ અને ભ્રાતૃપ્રેમથી સમરાશાહ અતિહર્ષિત થયા. સંઘ સાથે સં. સમર એક યોજન સામે ગયા, બંધુને મલ્યા, ભાઈઓને ગાઢ ભેટી પ્રણામ કર્યો. તેવું મહત્ત્વ અને તેવી ભક્તિ જોઈ લોક વિસ્મય પામ્યા. તે બન્ને ( સહજપાલ અને સાહણ ) પણ સમરસિંહને ભેટી હાયત થઈ બોલ્યા કે–'ભાઈ! બીજા સંઘપતિને પાળ'

ખંભાતના સંઘનું આગમન

ખંભાતના સંઘમાં જે ઘણા આચાર્યો હતા, તેમને સમરાશાહે વન્દન કર્યું. પાતાકમંત્રીના ભાઇ મં. સાંગણ ખંભાતથી તે બન્ને ( સહજ અને સાહણ ) સાથે આવ્યા હતા. વંશપરંપરાગત સંઘપતિત્વને પ્રાપ્ત કરનાર મં. લાલા, ભાવસાર સં સિંહભટ ઉત્તમ શ્રાવક, મં. વસ્તુપાલના વંશના મં. વીજલ હર્ષથી સંઘમાં આવ્યા હતા. તથા મદન, મોલ્હાક, રત્નસિંહ વિગેરે અસંખ્ય શ્રાવકો ઉત્કંઠિત થઈ પ્રતિષ્ઠાપ્રસંગમાં આવ્યા હતા. સમરાશાહે સર્વનો યથોચિત સત્કાર કર્યો હતો. સહજ અને સાહણ બન્ને ભાઈઓએ સંઘમાં આવી પિતા સં. દેસલનાં ચરણોને ભક્તિપૂર્વક વન્દન કર્યું. દેસલશાહ આનંદિત થયા. વિમલગિરિશિખર પર ચઢવા માટે ઉદ્યમી થયા.

રાસકાર કહે છે કે—સરોવરના તીર પર રહેલ પાર્શ્વ અને વીરજિનને વંદન કર્યું. સરોવર બહુ પાણીથી ભર્યું હતું. પક્ષીઓ જલક્રીડા કરતાં હતાં. શત્રુંજય-શિખર પર ચડી સંઘ સ્વામિ(આદીશ્વર)નાં દર્શન કરવા ઉત્કંઠિત થયો. સુલલિત ગુણગીત ગાતાં દેહ રોમાંચિત થતો હતો. શીતલ વા વાતો હતો, તે સંસારના દાહને ઓલ્હવતો હતો. મરુદેવીમાતાને નમી સંઘ શાંતિભુવન-જિનમંદિરમાં ગયો હતો. જિનબિંબ પૂજી, કપર્દી યક્ષ જુહારી, અનુપમસર તટ પર થઇ સિંહદ્વારે પહોંચ્યા. તોરણતલે ઘણું દાન વરસતાં સંઘ આવી પહોંચતાં આદિ જગનાથને ભેટ્યા. પ્રતિષ્ઠામહોચ્છવ માંડ્યો.

ગિરિરાજ પર ગમન.

રાસકાર આઠમી ભાષામાં જણાવે છે કે—મહા શુ. ૧૪ ને દિવસે દૂર દેશાંતરના સંઘ ત્યાં બાધારહિતપણે મલ્યા. માણેક, મોતીના ચોક પૂર્યા, રત્નમય વેદી, સોવન જવાર સ્થાપ્યા, અશોકવૃક્ષ અને આમ્રવૃક્ષનાં પલ્લવપત્રોથી તોરણમાલા રચી, દેવકન્યા મલી ધવલ-મંગલ દેતી હતી, કિંનર જગદ્ગુરુના ગુણોને ગાતા હતા. લગ્નમુહૂર્ત સુરગુરુ સાધતા હતા. સિદ્ધસૂરિગુરુએ પ્રતિષ્ઠા કરી. ભુવનપતિ. વ્યંતર, જ્યોતિષી દેવો જય જય કરતા હતા. સમરાશાહે ધર્મકંદ ( આદિજિનબિંબ )-ને દૃઢ રોપ્યો. દેવલોકમાં દુદુંભિ વાગ્યા, ત્રિભુવનમાં અમૃતરસ સિંચ્યો

સંક્ષેપમાં પ્રતિષ્ઠા વર્ણન

સંઘપતિ દેસલે મહાધ્વજ દઇ એકોત્તર ( ૧૦૧ ) કુલ ઉદ્ધર્યાં. ઉલટથી શિખર પર ચડી વીરે રૂપું, સોનું ધન-રત્નની વૃષ્ટિ કરી. રૂપ્યમય બે ચામર, મેઘાડંબર છત્ર અને બીજી બે ચામરજોડી આપી. આદિજિનને કુસુમની જેમ ઝલહલતાં કનકમય આભરણોથી પૂજ્યા. ભાવલભર્તારે આરતી ધરી સ્વર્ગમાં રહેલા પૂર્વ પુરુષોને રંજિત કર્યાં. સમરશાહે દાનમંડપમાં રહી યાચક જનોને સોનાના શણગાર આપ્યા હતા. શ્રેષ્ઠ મુનિઓને આહારપાણી આપી, દુઃસ્થિત-દીનજનોને ઉદ્ધર્યા હતા. સિદ્ધક્ષેત્રમાં સુધર્મે વિત્ત વાવરી, ઇંદ્રોત્સવ કરી ઉતર્યા. ભોલીનંદન-સમર ભલે મહોત્સવે આવાસે આવ્યા.

સં. ૧૩૭૧ માં થયેલો આ તીર્થોદ્ધાર જ્યાં સુધી ગગનમાં સૂર્ય-ચંદ્ર છે, ત્યાં સુધી યાવચ્ચન્દ્ર-દિવાકરૌ નંદો-જયવંત વર્તો.

શત્રુંજયની યાત્રા.

પ્રબંધકાર પાંચમા પ્રસ્તાવમાં જણાવે છે કે-પ્રભાતમાં પાદલિપ્ત( પાલિતાણા )પુરનિવાસી પાર્શ્વજિનને પ્રણામ કરી, તીર પર રહેલ વીરજિનને પૂજી સં. દેસલ પર્વત સમીપ ગયા. ત્યાં નેમનાથ પ્રભુને પૂજી સિદ્ધસૂરિ સાથે ગિરિરાજ પર ચડ્યા. પર્વત પરનાં વૃક્ષો, પક્ષીઓ, નિઝરણાં વિગેરેની મનોહરતા નિહાળતાં ત્રણે પુત્રો સાથે ચડતાં પ્રથમ પ્રવેશે યુગાદીશ્વરની માતા( મરુદેવી )નાં દર્શન કરી, પૂજી શ્રીશાંતિનાથના ચૈત્યમાં ગયા. ત્યાં પૂજા કરી સં. દેસલે સંઘ સાથે આદિનાથ વિગેરે જિનોની પૂજા કરી પોતે ઉદ્ધરેલી કપર્દિયક્ષની મૂર્તિનાં દર્શન કર્યાં. ત્યાં રહી સંઘ સાથે સંઘપતિ દેસલ ફરકતી ધ્વજાઓવાળા ચૈત્યને એક દૃષ્ટિથી જ જોતા અનુક્રમે યુગાદિજિનના સિંહદ્વારે ગયા. ત્યાં રહી યુગાદિદેવનાં દર્શન કરી દેસલશાહે હર્ષથી ધન, સોનું, વસ્ત્ર, મોતી, આભૂષણ વિગેરેની વૃષ્ટિ કરી. ત્યાર પછી મંદિરમાં પ્રવેશ કરી પોતાના કરાવેલ આદિજિનને વંદન કરવામાં ઉત્કંઠિત ચિત્તવાળા સંઘપતિ દેસલશાહ ભૂમિ પર લુઠન કરતા યુગાદિનાથ સમીપે ગયા-સર્વાંગે ભેટ્યા. આદીશ્વરને ભક્તિથી પ્રણામ કરી, તે લેપ્યમૂર્તિને પુષ્પોથી પૂજી પ્રદક્ષિણા આપતાં કોટાકોટિ-ચૈત્યમાં રહેલ અર્હંતોને પૂજ્યા. સં. દેસલે પાંડવોની પાંચ મૂર્તિને તથા કુંતીને પૂજ્યાં, રાયણઝાડ નીચે રહેલ યુગાદિજિનની પાદુકા પૂજી, પોતે કરાવેલી લોકોને આશ્ચર્ય પમાડનારી મયૂરમૂર્તિનાં દર્શન કરી હર્ષિત થતાં મોતી, સોનું, વિભૂષણ વિગેરેની વૃષ્ટિ કરી. ‘ રાયણ પણ આદીશ્વરના તીર્થમાં જે ઉગેલ હતી, તે તે પ્રમાણે જ છે ’ એવા વિચારથી દર્શન કરતા દેસલશાહની પરમભક્તિ જોઇ રાયણ અમૃતસમાન દૂધ ઝરતી હતી. મહોત્સવ કરી, યાચકોને વસ્ત્રાદિ દાન આપી, ૨૨ તીર્થંકરોને પૂજી, સર્વ તરફ પ્રદક્ષિણા કરી, આદીશ્વરને પ્રણામ કરી પુત્રો સાથે પોતાના આશ્રમે ગયા, પ્રતિષ્ઠા કરાવવા જલ્દી ઉદ્યમી થયા.

સં. દેસલશાહે પ્રતિષ્ઠાવિધિ કરાવવા પોતાના પુત્ર સમરને આદેશ કર્યો. પિતાના આદેશને પામી સમરાશાહ અતિહર્ષિત થયા. ૧૮ સ્નાત્ર મયૂર (?) પિંડ પક્વાન્ન સાથે મૂલશત વિગેરે પ્રતિષ્ઠાવિધિમાં ઉપયોગિ સર્વ વસ્તુ કરાવીં મેળવી. પ્રતિષ્ઠાવિધિ જોવા ઉત્કંઠિત થઇ સુરાષ્ટ્રાનવકથી અને વાલાકથી પણ ઉત્તમ, મધ્યમ, જઘન્ય માણસો આવ્યા હતા.

પ્રતિષ્ઠાવિધિ

સમરાશાહે માઘ શુ. ૧૩ ને શુરુ (? રવિ) વારે યાત્રા કરવાને ચતુર્વિધ સંઘ મેલવ્યો. સિદ્ધસૂરિ વિગેરે શ્રેષ્ઠ સૂરિ અને સંઘ સાથે સં. દેસલશાહ તથા સમરાશાહ પાણી લાવવા કુંડે ગયા દિક્પાલ, કુંડાધિષ્ઠાયક દેવ વિગેરેની અને ગ્રહો વિ. ની વિધિપૂર્વક પૂજા કરી, સિદ્ધસૂરિએ ઉચ્ચારેલ મંત્રોથા પવિત્ર પાણી વડે સમરાશાહે કુંભો ભર્યા. વાજિંત્રનાદ સાથે કલશોથી શોભતા સૌ ઋષભમંદિરે આવ્યા. કલશોને યોગ્ય સ્થાને સ્થાપ્યા.

દિક્પાલ, ગ્રહ વિ. પૂજન કુંભસ્થાપન.

પ્રતિષ્ઠા–વેલડીની મૂલભૂમિ સદૃશ મૂલશતને સારી રીતે પીસાવવાનો આરંભ કરાવ્યો, ' જે સ્ત્રીઓનાં માતા, પિતા, સસરો, સાસૂ અને પતિ એ પાંચ જીવતાં હોય, તેવી સુવાસિની સ્ત્રી મૂલશત પીસવામાં યોગ્ય છે ' એવી ચારસો સ્ત્રીઓ સમરાશાહને મળી હતી, તેણીઓને ક્રમથી બેસારી, સિદ્ધસૂરિએ અનુક્રમે તે સ્ત્રીઓના મસ્તક પર વાસક્ષેપ નાખ્યો. સ્પર્ધાપૂર્વક અધિક અધિક દ્રવ્યના વ્યયથી પ્રથમશત(? મૂલશત) પામી તે સ્ત્રીઓ મંગલગીત–ગાનપૂર્વક હર્ષથી પીસવા લાગી. સમરાશાહે તેણીઓને વિવિધ પટ્ટસૂત્ર આપી પોતાના પુણ્યનિક્ષેપની જેમ એ શતમૂલચૂર્ણ શરાવમાં નાખ્યું.

શતમૂલ ચૂર્ણ.

જિનાલયની ચોતરફ નવાંગ વેદીઓ સ્થાપી જવારા સ્થાપ્યા. દેવની આગળ નંદ્યાવર્ત પટ્ટ રાખવા માટે મંડપના મધ્ય ભાગમાં એક હાથ ઊંચી ચોરસ વેદી સમરાશાહે કરાવી. તે વેદીના ઉપર ચોરસ

વેદિકા, નંદ્યાવર્ત વિ. તૈયારી.

થાંભલાઓવાળો, સોનાના કલશના શિખરવાળો, તીર્થંકરોના માન પ્રમાણે મંડપ( માંડવો ) બનાવ્યો, જેને વિવિધ વસ્ત્રો, કેળો વિગેરેથી સુશોભિત કર્યો હતો. તેની પાસે ઋષભદેવપ્રભુના મુખ્ય મંદિરના ધ્વજયુક્ત મહાદંડને પ્રતિષ્ઠા કરવા માટે સજ્જ કરી સુત્રધારો દ્વારા સ્થપાવ્યો. આદીશ્વર જિનમંદિરની ચોતરફ પ્રતિષ્ઠા કરવા તેણે બીજાઓની પણ વેદિકાઓ મૂલ, ડાભ સાથે સારી વેણુ પાથરેલી તૈયાર કરાવી. દ્વારમાં આંબાનાં મનોહર પાનવડે વંદન-માલિકા( તોરણ ) સ્થાપી હતી. ગોરોચન, કુંકુમ, ચંદ્ર ( કપૂર ), કસ્તૂરી, ચંદન વિગેરે વસ્તુઓના લેપપૂર્વક મહામૂલ્યવાળી વસ્તુથી નંદ્યાવર્તપટ્ટ સિદ્ધસૂરિએ આળેખ્યો.

પ્રતિષ્ઠાવિધિનું વિશેષ વર્ણન.

ત્યાર પછી ઘટીકારે ઘટો વારિપૂર્ણ કુંડમાં નિરંતર ભર્યે છતે વેલા જોઈ અતિશુદ્ધબુદ્ધિ સિદ્ધસૂરિ જિનમંદિરે ગયા, તે વખતે બીજા આચાર્યો પણ પ્રતિષ્ઠા કરવા ચૈત્યમાં જઇ પોતપોતાને આસને રહ્યા. સં. દેસલ પુત્રો સાથે સ્નાન કરી પવિત્ર થઈ મનોહર વિશુદ્ધ વસ્ત્ર પહેરી શ્રીખંડમુગ-ચંદન તિલકથી લલાટને અલંકૃત કરી ભક્તિપૂર્વક ચૈત્યમાં આવ્યા, અન્ય શ્રાવકો આવ્યા. સિદ્ધસૂરિ જિનની સામે રહ્યા, દેસલશાહ સાહણ પુત્ર સાથે આદીશ્વરની જમણી બાજૂએ અને સમર સાથે સહજ ડાબી બાજૂએ રહી જિનેશ્વરના મજ્જનમાં સજ્જ થયા. સાંગણ બંધુ સાથે સામંત ચામર લઇ જિનની આગળ રહ્યો. ચક્ષુરક્ષામાટે અરિષ્ટ( અરીઠા )ની માલા ઉરઃસ્થલે સ્થાપી. કપૂર, ચંદન, ફલ, અક્ષત, ધૂપ કાલેયક, અગરુ, કસ્તુરી વગેરે પ્રતિષ્ઠાયોગ્ય વસ્તુઓ તૈયાર કરી. ગુરુએ ( ? ગોરે દેસલ વિગેરે શ્રાવકોને કંકણ વિનાના હાથમાં મદનફલ ( મીંઢોળ ) કૌસુંભસૂત્ર બાંધ્યું.

એવી રીતે પ્રતિષ્ઠા-સામગ્રી કરી સિદ્ધસૂરિએ સ્નાત્રકારો દ્વારા મન્ત્રપૂર્વક સ્નાત્રનો આરંભ કરાવ્યો. જિનનાં સર્વ સ્નાત્ર કરાવ્યાં. સિદ્ધસૂરિએ સ્વયં અન્ય સૂરિયોગ્ય તે જલ્દી મોકલ્યાં. લગ્નઘટી સ્થાપી એકાગ્રચિત્તવાળા સિદ્ધસૂરિએ અધિવાસનામુહૂર્ત સાધ્યું,

જિનપ્રતિમાને શ્રેષ્ઠ રાતા વસ્ત્રથી ઢાંકી શ્રીખંડ, વાસ વિગેરેથી પૂજી મંત્રોથી સફલ કરી. સમરાશાહ ગુરુની પોસહશાલામાં જઈ નંદ્યાવર્તનો પટ્ટ સુવાસિની સ્ત્રીના મસ્તકપર મૂકાવી જલ્દી ઋષભદેવ પ્રભુના મંદિરે ગયા, વાજતે ગાજતે મંડપ-વેદીમાં મૂકાવ્યો. સિદ્ધસૂરિએ પટ્ટની સમીપ આવી વિધિપૂર્વક આલેખાયેલા સુયંત્રને કપૂરસમૂહથી પૂજ્યો. સિદ્ધાચાર્યે નંદ્યાવર્ત મંડલ માંડીને, માંત્રિક તાંત્રિકોએ કપૂર વિગેરેથી પૂજીને દોષ દૂર કર્યા. સર્વ આચાર્યોએ નંદ્યાવર્તની પૂજા કરી. પછી ફરી સિદ્ધસૂરિ ઋષભદેવપ્રભુ પાસે આવી લગ્ન સાધવા સાવધાન થયા. કૌસુંભ કંકણ બંધાયાં.

અંજનશલાકા પ્રતિષ્ઠા.

લગ્નસમયે એક હાથમાં રૂપાની કચ્ચોળી અને બીજા હાથમાં સોનાની સળી લઇ સિદ્ધસૂરિ તત્પર થયા. પ્રતિષ્ઠા સંબંધી સમય સમીપ આવ્યો, ત્યારે પ્રભુ આદીશ્વર આગળ રહેલા લોકો ઉંચા સ્વરે 'સમયો' 'સમયો' પ્રવર્ત્યો એ પ્રમાણે બધી દિશામાં બોલવા લાગ્યા. પ્રતિષ્ઠા સમયે [1]સિદ્ધસૂરિએ જિનેશ્વરથી વસ્ત્ર દૂર કરી બન્ને નેત્રોને

---

૧ વિ. સં. ૧૩૭૧ ની આ પ્રતિષ્ઠા ઉપકેશગચ્છના શ્રીસિદ્ધસૂરિદ્વારા થઇ હતી, એ ઉપર દર્શાવેલ પ્રામાણિક રાસ-પ્રબંધના ઉલ્લેખથી સુસ્પષ્ટ છે, છતાં વિ. સં. ૧૪૪૯ માં રચાયેલ, ગિરનાર પરના વિમલનાથ પ્રાસાદની પ્રશસ્તિ ( બૃહત્પોશાલિક પટ્ટાવલીમાં સૂચિત શ્લોક ૬૨ )માં, પં. વિવેકધીર ગણિએ વિ. સ. ૧૫૮૭ મા રચેલ શત્રુંજયતીર્થોદ્ધારપ્રબંધ( સાક્ષર જિનવિજયજી સંપાદિત, આત્માનંદ સભા, ભાવનગરથી પ્રકાશિત ઉલ્લાસ ૧, શ્લોક ૬૩ )માં, વિ. સં. ૧૬૩૮ મા નયસુંદરગણિએ રચેલ શત્રુંજય રાસમાં અને એને અનુસરતા પાશ્ચાત્ય લેખકોએ રત્નાકરસૂરિને પ્રતિષ્ઠા કરનાર જણાવ્યા છે, તે પૂર્વોક્ત રાસ-પ્રબંધ જોયા વિના જણાવ્યું હોય તેમ જણાય છે તેમના ઉલ્લેખો આ પ્રમાણે છે—

" आसन् वृद्धतपागणे सुगुरवो रत्नाकराह्वा पुरा
ऽयं रत्नाकरनामभृत् प्रववृते येन गणो निर्मल. ।
तैश्चक्रे समराख्यसाधुरचितोद्धारे प्रतिष्ठा शशि-
द्वीप-त्र्येकमितेषु १३७१ विक्रमनृपादब्देष्वतीतेषु च ॥६३॥

प्रशस्त्यन्तरेऽपि-

સૌવીર-સિતાયુક્ત ઉન્મીલન કર્યું, ગાજતે વાજતે વિ. સં. ૧૩૭૧ ના તપ( માહ )માસ શુ. ૧૪ સોમવારે યુગાદીશ્વર પ્રભુની પ્રતિષ્ઠા કરી. અહિં પહેલાં શ્રીવજ્રસ્વામીએ અને હાલમાં સિદ્ધસૂરિએ પ્રતિષ્ઠા કરી, તેથી તે બન્નેની સમતા કહી શકાય. તે વખતે મુખ્ય મંદિરના દંડની પ્રતિષ્ઠા સિદ્ધસૂરિની અનુજ્ઞાથી વાચનાચાર્ય નાગેન્દ્રે કરી હતી.

---

वर्षे विक्रमत कु-सप्त-दहनैकस्मिन १३७१ युगादिप्रभुं
श्रीशत्रुंजयमूलनायकमतिप्रौढप्रतिष्ठोत्सवम ।
साधुः श्रीसमराभिधास्त्रिभुवनीमान्यो वदान्यः क्षितौ
श्रीरत्नाकरसूरिभिर्गणधरैर्यैः स्थापयामासिवान् ॥

[ ગિરનાર-વિમલનાથપ્રાસાદની. પ્રશસ્તિ. ]

પં. વિવેકધીરગણિકૃત શત્રુંજયોદ્ધારપ્રબંધ ( સંપાદક મુ. જિનવિજય, પ્રકાશક આત્માનંદ સભા, ભાવનગર )

ભાવાર્થ—બૃહત્તપાગણમાં પહેલાં રત્નાકર સુગુરુ થયા. જેમનાથી આ નિર્મલ રત્નાકર નામનો ગણ( ગચ્છ ) પ્રવર્ત્યો; તેઓએ સમરશાહના રચેલા ઉદ્ધારમાં વિ. સં. ૧૩૭૧ માં પ્રતિષ્ઠા કરી અન્ય પ્રશસ્તિમાં પણ કહ્યું છે કે– વિ સં. ૧૩૭૧ માં ત્રિભુવનમાન્ય, પૃથ્વીમાં વદાન્ય સમરાશાહે અતિપ્રૌઢ પ્રતિષ્ઠા ઉત્સવપૂર્વક શ્રીશત્રુંજયમાં મૂલનાયક યુગાદિપ્રભુને જે રત્નાકરસૂરિદ્વારા સ્થપાવ્યા હતા.

" સંવત તેર ઇકોત્તરે, શ્રીઓસવંશ—શણગાર રે;
શાહ સમરો દ્રવ્ય—વ્યય કરે, પંચદશમો ઉદ્ધાર રે. ધન્ય૦
શ્રીરત્નાકરસૂરીશ્વર, વડતપગચ્છ શણગાર રે;
સ્વામી ઋષભ જ થાપીયા, સમરેશાહે ઉદાર રે. ધન્ય૦ "

વિ. સં. ૧૬૩૮ માં કવિનય સુંદરે રચેલ શત્રુંજયરાસ (ઢાલ ૯, કડી ૯૩-૯૪)

કક્કસૂરિએ નાભિનંદનોદ્ધાર પ્રબંધ ( પ્રસ્તાવ ૪, શ્લોક ૫૯૫ ) માં જણાવ્યું છે કે– ' બૃહદ્ગચ્છના રત્નાકરસૂરિ સંઘ સાથે ચાલ્યા હતા. ' પ્રતિષ્ઠા પ્રસંગમાં અન્ય આચાર્યો સાથે આ આચાર્ય પણ સંમિલિત હતા. આમાં જણાવેલ બૃહદ્ગચ્છના રત્નાકરસૂરિ અને બૃહત્તપાગણ( વડતપગચ્છ )માં થયેલ રત્નાકરગચ્છના પ્રવર્તક રત્નાકરસૂરિ એ બન્ને એક હોય તો પણ વિ.

સં. દેસલે બધા પુત્રો સાથે ચન્દન, ઘનસારાદિ વિલેપન, પુષ્પ, નૈવેદ્ય, ફલ વિગેરેથી પૂજા કરી. પ્રથમ જિનના હાથને કંકણુબંધસહિત જોઇ ભવ્યોને આનંદ થયો, નૃત્ય–ગીત થયાં, કસ્તૂરી વિગેરેથી વિલેપન, પુષ્પાદિથી પૂજન કરી લોકો મૂર્તિ કરાવનારના–ચૈત્યોદ્ધાર કરાવનારના પુણ્યની પ્રશંસા કરતા હતા. મહોત્સવપૂર્વક દેસલશાહ દંડ ચઢાવવા તત્પર થયા. સિદ્ધસૂરિના હસ્તાશ્રયને પામેલા સં. દેસલ પુત્રો સાથે દંડવડે મંદિરના શિખરપર ચઢ્યા. સિદ્ધસૂરિએ મંદિરના કલશ પર વાસક્ષેપ નાખ્યો. સં. દેસલે સૂત્રધારો દ્વારા દંડ સ્થપાવ્યો, ધ્વજા બાંધી. પાંચ પુત્રો સાથે રહેલ દેસલશાહ અપૂર્વ શોભતા હતા. પહેલાં જાવડે વાયુપત્નીની સાથે નાચ કર્યો હતો, તેને કોઇ જાણતું નથી; પરંતુ સં. દેસલ મનોરથસિદ્ધિ થતાં સકલ સંઘ અને પુત્રો સાથે હર્ષથી નાચ્યા હતા. એ પ્રત્યક્ષ જોવાતું હતું. નાચતાં આમલસારમાં રહ્યા છતાં ચૈત્ય ઉપરથી સોનું, ઘોડા, વસ્ત્ર, વિભૂષણ વિગેરે દાન આપતા હતા. અને કલ્પવૃક્ષની જેમ સુવર્ણ, રત્ન, આભરણ, વસ્ત્રો વરસાવ્યાં હતાં. પાંડવસદૃશ સહજપાલ, સાહણ, સમર, સામંત અને સાંગણ એ પાંચે ધનવૃષ્ટિ કરી.

પૂજનાદિ તથા દંડ–કલશાદિ સ્થાપન.

સં. દેસલ શિખરથી ઉતરી પ્રભુ સામે ગયા. દેવ–શિરોભાગથી માંડી, બલાનક મંડપના આગળના ભાગથી કાઢી ચૈત્યદંડ સુધી પટ્ટદુકૂલમયી મહાધ્વજાઓ બાંધી. દેસલે હિમાંશુ, પટ્ટાંશુ, હાટકાંશુ અનેક ચિત્રવાળાં ત્રણ છત્ર આપ્યાં, અને આદિનાથને ઉજ્જવલ બે ચામર આપ્યા, તથા

છત્ર–ચામરાદિ અર્પણ મેરુ પૂરવો.

---

સં. ૧૩૭૧ માં શત્રુંજયતીર્થના મૂલનાયક આદીશ્વર પ્રભુની પ્રતિષ્ઠા કરનાર ઉપકેશગચ્છના સિદ્ધસૂરિ જ મુખ્ય જણાય છે. આ પ્રસંગમાં રત્નાકરસૂરિએ અન્ય પ્રતિમાઓને પ્રતિષ્ઠા કરી હોય એમ સંભવી શકે—એથી પાશ્ચાત્ય ગ્રંથકાર–લેખકોએ આ ઘટનાને સ્વગચ્છગૌરવ દર્શાવવા યત્કિંચિત આધાર લઇ વર્ણવી જણાય છે. સત્ય સ્વીકારવું ઘટે. – લા. ભ. ગાંધી

સોનાના દાંડાવાળા, રૂપાના તાંતણાઓથી બનાવેલ બીજા બે ચામરો આપ્યા, સોના-રૂપાના અને પિત્તલના કલશો આપ્યા. રૂપ્યમય મનોહર આરતી, મંગલદીવો વિગેરે આપ્યું. સઘળી ચોકીઓ અને મંડપોમાં પટ્ટદુકૂલવાળા, મોતીઓના ઝુમખાવાળા ચંદરવા બાંધ્યા જિનેશ્વરની આગળ અખંડ અક્ષત, મગ, સોપારી, નાળિયેર, વિભૂષણો. વિગેરેથી સં. દેસલે મેરુ પૂર્યો. મેરુ પર થયેલ જિનજન્માભિષેકનું અનુકરણ કર્યું.

ઓચ્છવ ભક્તિ

ઉપવાસી વ્રતનિષ્ઠ સં. દેસલે પુત્ર પૌત્ર સાથે બીજા સર્વ જિનોને પૂજી દસ દિવસનો ઓચ્છવ કર્યો. ઘનસાર, શ્રીખંડ, પુષ્પ, કપૂરથી વિલેપન કર્યું. રાત્રે (?) આહણપાલે કસ્તૂરીના વિલેપનથી શોભાવ્યું. 'વિવિધ લાખ ફૂલોથી સાહણે વિચિત્ર મહાપૂજા કરી. સમરાશાહે જિનેશ્વરની આગળ ઘનસારથી શ્રેષ્ઠ કાલાગરુ ધૂપ પ્રજવલિત કર્યો. દેસલે સહજપાલ સાથે મંડપમાં બેસી, અરિહંત પ્રભુ તરફ દૃષ્ટિ સ્થાપી, તીર્થનાથના ગુણોમાં સાવધાન થઇ પ્રેક્ષણક્ષણ કરાવ્યો.

દાન વિગેરે

સવારે (બીજે દિવસે) દેસલે સિદ્ધસૂરિ ગુરુને પગે લાગી સુવિહિત સર્વ સાધુઓને સંપૂર્ણ તૃપ્તિકારક ભક્તપાનથી પડિલાભી પુત્રો સાથે પારણું કર્યું, ચારણ, ગાયક, ભાટ વિ સર્વને યથેષ્ટ ભોજનાદિ આપ્યું. દીન, અનાથ, દરિદ્રો માટે સત્રાગાર (દાનશાળા) ખુલ્લું મૂક્યું.

દશ દિવસ ઓચ્છવ થયા પછી ૧૧ મા દિવસે પ્રભાતે સિદ્ધસૂરિગુરુના હાથે દેસલશાહે સંઘસાથે પ્રભુનો કંકણબંધ-મોક્ષ કરાવ્યો. સં દેસલે બિંબપ્રભુને પોતાનાં કરાવેલાં નવાં આભૂષણો મુકુટ, હાર, ગ્રૈવેયક (કંઠો), અંગદ, કુંડલ વિગેરેથી પૂજ્યા. બીજા ભવ્યોએ પણ અનુક્રમે મનોહર મહાધ્વજો બાંધ્યા, મેરુ ભરાવ્યા, સ્નાત્રો કરાવ્યાં, સંઘમાં આવેલા સંઘપુરુષોએ પોતપોતાના વારાએ સર્વ મહાપૂજા-દાનસત્રો કરાવ્યાં.

સંઘ સાથે સુગુરુની પાસે રહેલા દેસલે આદિજિનની સામે રહી હાથમાં આરતી રાખી આરતી ઉતારી, તે વખતે સાહણ અને સાંગણ બે પુત્રો બે બાજૂએ ચામરધારી બન્યા હતા. સામંત અને સહજપાલ એ બન્ને પુત્રો હાથમાં શ્રેષ્ઠ ભૃંગાર ધરી રહ્યા હતા. ભક્તિમાન્ સમરાશાહે પિતાના પગથી આરંભી નવે અંગોને ચંદનનાં તિલકોથી પૂજ્યાં,[1] ચંદનતિલકવાળા લલાટમાં અખંડ અક્ષત ચોડ્યા, પિતાને પુષ્પમાલા પહેરાવી. બીજા પણ સંઘના પુરુષોએ સાહ( દેસલ )ના પદ અને લલાટમાં તિલક કરી, આરતી પૂજી તેના કંઠમાં માલા નાખી હતી, સુવર્ણવૃષ્ટિ કરી હતી. જિનેંદ્રના ગુણ ગાનાર ગવૈયાઓને સમરાશાહે સોનાનાં કંકણો, ઘોડા અને વસ્ત્રોના દાનથી પ્રસન્ન કર્યાં હતા. દેસલે આદિદેવની આરતી કરી, પૂજી પ્રણામ કરી મંગલદીવો લીધો. દ્વારભટ્ટ( બારોટ ), ભાટ વિગેરે યુગાદીશ્વરની ગુણાવલી ભણતા હતા, બંદીજનો દેસલ અને સમરાશાહની કીર્તિ ઉચ્ચરતા હતા. સમરાશાહે હર્ષથી રૂપું, સોનું, રત્ન, ઘોડા, હાથી, વસ્ત્રો વિગેરે દાન બારોટ વિગેરે ભાટોને આપ્યું. વાગતાં વાજિંત્રો સાથે દેસલે કપૂર સળગાવી મંગલદીવો ઉતાર્યો. સંઘ સાથે શક્રસ્તવથી આદિજિનની સ્તુતિ કરી, સિદ્ધસૂરિ પણ શક્રસ્તવ પછી સ્તવન( અમૃતાષ્ટક )થી સ્તુતિ કરી દેસલશાહ સાથે પાછા આવ્યા. પાંચે પુત્રોએ પણ એવી રીતે સંઘ સાથે આરતી ઉતારી.

આરતી, તીર્થમાલ.

એવી રીતે આદિનાથજિનની પ્રતિષ્ઠા કરી પુત્રો અને સંઘ સાથે દેસલશાહે નાચ કરી વિજ્ઞપ્તિ કરી કે—' પ્રભો ! પુનઃ પુનઃ દર્શન દેજે ' યુગાદિદેવની એવી રીતે રજા લઇ દેસલ કપર્દિયક્ષના સ્થાને આવ્યા. મોદક, નાલિયેર, લાપશી વિગેરેથી યક્ષને પૂજી, યક્ષના મંદિરે અપૂર્વ

નૃત્ય, વિજ્ઞપ્તિ, પૂર્ણાહુતિ

---

[1] चन्दनस्य पितुः पादावारभ्याथ नवाप्यसौ । अङ्गानि तिलकैः साधुर्भक्तिमनार्चयत् समरः ॥

નાભિનંદનોદ્ધાર પ્રબંધ ( પ્રસ્તાવ ૫, શ્લો. ૮૧૮ )

પર્વમયી મહાધ્વજા બાંધી જિનપૂજા-બદ્ધકક્ષ યક્ષને વિજ્ઞપ્તિ કરી કે-' પૂર્વ ધર્મકાર્યોમાં સહાયક થજે, વિઘ્ન-વિનાશક થજે ' એવી રીતે યક્ષને પ્રાર્થના કરી સં. દેસલ સિદ્ધસૂરિ સાથે પર્વતથી ઉતર્યા. પુત્રો સાથે દેસલશાહ તીર્થમાં વીશ દિવસ રહી સર્વ અરિહંતોનાં બિંબોને નમી પ્રભાતે પર્વતથી ઉતર્યા. પાંચ પુત્રો અને સંઘ સાથે, સેંકડો ઘોડેસ્વારોથી પરવરેલા સં. દેસલ વાજિંત્રો વાગતાં મહોત્સવ પૂર્વક સંઘના આવાસે આવ્યા.

ગુરુભક્તિ દાન વિ.

દેસલે મુનિવરોને સ્વયં પ્રાર્થના કરી પકવાન્ન વિગેરેથી સત્કાર કર્યો. પરિવાર સાથે સકલ સંઘને મધુર વચનોથી ભક્તિ પૂર્વક વિવિધ ભોજન કરાવ્યું. ચારણો, ગાયકો, ભાટો, યાચકો વિગેરેને યથેચ્છાએ ભોજન કરાવ્યું. વિદેશથી આવેલ દીન, દુઃસ્થિત, જોગી વિગેરે માટે અવારિત સત્રાગાર કરાવ્યું.

આચાર્ય, વાચનાચાર્ય, ઉપાધ્યાય વિગેરે પદસ્થ પાંચસો સાધુઓ આ મહોત્સવમાં આવેલા હતા. સાહ સહજપાલે મહારાષ્ટ્ર, તિલંગથી જે ચારુ સૂક્ષ્મ વસ્ત્રો આણ્યાં હતાં, તે શ્રેષ્ઠ વસ્ત્રો વડે સં. દેસલે પદસ્થ પાંચસો સાધુઓને પરમભક્તિથી આનંદપૂર્વક પડિલાભ્યા હતા. બીજા પણ બે હજાર પ્રમાણ સાધુઓને વિવિધ વસ્ત્રો અર્પણ કર્યાં હતાં.

દાન, ફૂલવાડીઓની વ્યવસ્થા.

સમરાશાહે દાનમંડપમાં બેસી સાત સો ચારણો, ત્રણ હજાર બંદી, એક હજારથી વધારે ગવૈયાઓ એ સર્વને ઘોડા, સોનું, વસ્ત્રો વિગેરે દાન આપી સન્માન કર્યું. ભાંગી ગયેલી અરઘટ્ટ( રેંટ )વાળી,

---

૧ રત્નમંદિરગણિ જણાવે છે કે—તે ( પ્રતિમોદ્ધાર ) ઉત્સવમાં સંઘપૂજામાં ૧૪૦૦ સોનાના નક્કર વેઢ આપ્યા. તે અવસરે વિસ્મૃતિથી વણિક્ પુત્રો( વાણોતર-મહેતાઓ )એ પરદેશી મલ્લ નામના ભાટને લાખથી ભરેલો વેઢ આપ્યો. ત્યાર પછી સાધર્મિક વાત્સલ્ય ( સંઘજમણ ) થતાં ભાટોના ભોજન વખતે ઉના ચોખા-દાલ પીરસાતાં તે ભાટે તે વેઢને હાથથી ઉતારી ભૂમિ ઉપર મૂક્યો, સમરાશાહે તે જોયો, કારણ પૂછ્યું. ભાટે કહ્યું કે-તમ્હારું પુણ્ય ઘરે ગયા પછી દેશાંતરમાં તમ્હારા સાધર્મિકોને અનુમોદન

ફૂવાના અભાવથી ઉખડી ગયેલ ઝાડવાળી, વાઠ વગરની ત્યાં જે વાડી હતી, તે સઘળી વાડીઓને પ્રભુની નિત્યપૂજા માટે માળીઓને ધન આપી ફરી નવી બનાવી હતી. જિનેંદ્રની સેવામાં તત્પર સઘળા પૂજારી, ગાયન કરનારા, સૂત્રધાર, ભાટ વિગેરેને ઇચ્છિત આજીવિકા આપવાથી વાગ્ભટની જેમ લોકોને સ્થાપ્યા હતા. એવી રીતે સં. દેસલ આ ( શત્રુંજય ) તીર્થમાં પુણ્યવૃક્ષ રોપી ઉજ્જયંતતીર્થ નમવા ચાલ્યા.

રાસકાર નવમી ભાષામાં જણાવે છે કે-વીરે ( સં. સમરે ) ભલુ

ગિરનાર તરફ પ્રયાણ રા. મંડલિક અને મહીપાલદેવે કરેલ મહિમા.

સંઘવાત્સલ્ય કર્યા પછી સંઘ સોરઠ દેશમાં સંચર્યો. ચઉંઠ( ? )માં વહાણું વાયુ. આદિભક્ત દેસલજાયો સમર અમરેલીએ આવ્યો. સોરઠરાય મંડલિક ઉત્કંઠાથી મલ્યા. ઠામઠામ ઓચ્છવ થયા. જૂનાગઢે પહોંચ્યા, સંઘ પ્રત્યે અનુરક્ત રાઉલ મહીપાલ સામે આવ્યા હતા. મહીપ અને સમર મલ્યા છતા ઇંદ્ર અને ગોવિંદની જેમ શોભતા હતા. તેજથી અગંજિત સંઘ તેજલપુરમાં આનંદપૂર્ણ થયો.

પ્રબંધકાર કહે છે કે-શુભમુહૂર્તે દેવાલય આગળ ચાલ્યું, તેની પાછળ દેસલશાહ સર્વ સંઘ લોકો સાથે ચાલ્યા. અમરાવતી

---

કરવા માટે પ્રકટ કરવાનું છે જો ન ઉતારવામા આવે તો ગરમ પદાર્થના યોગથી લાખ ઓગળી જાય, પછી ખાલી વેઢ શોભારહિત હલકા દેખાય."
ત્યારપછી સમરાશાહે દસ આંગલીઓમા દસ નવા વેઢ આપ્યા. ત્યારપછી ભાટ સર્વ સંઘ સમક્ષ બોલ્યો કે—હે શ્રી સંઘલોકો ' સાંભળો સાંભળો ! '

अधिकं रेखया मन्ये समरं सगरादपि ।
कलौ म्लेच्छबलाकीर्णे येन तीर्थं समुद्धृतम् ॥

અર્થાત" સગરથી પણ સમરાશાહને રેખાવડે અધિક માનું છું, જેણે મ્લેચ્છોના બલથી વ્યાપ્ત કલિકાલમાં તીર્થને ઉદ્ધર્યું." તુષ્ટ થઇને યાવજ્જીવ યોગ્ય આપ્યું.

—ઉપદેશતરંગિણી ( ય. વિ. ગ્રંથમાળાથી પ્રકાશિત પૃ. ૧૩૭ )

પં. શુભશીલગણિએ વિ. સં. ૧૫૨૯ મા રચેલ પંચશતી પ્રબંધ ( કથાકોષ ) માં ૨૫૬ મા સંબંધમાં ઉપર્યુક્ત શ્લોક સંઘપૂજા વખતે રામભટ્ટે કહ્યો હતો. એમ જણાવે છે.

—લા. ભ. ગાંધી.

(અમરેલી) વિગેરે નગર-ગામોમાં અદ્ભુત કૃત્યોથી જિનશાસન દીપાવતા ઉજ્જયંતગિરિ ગયા. જૂનાગઢ નગરના સ્વામી મહીપ (મહીપાલ) દેવ, સં. તેજલ-અમરના ગુણોથી આકર્ષિત થઈ સંઘ સાથે આવતા સંઘપતિના સામે આવ્યા હતા. ઇન્દ્ર-ઉપેન્દ્રની જેમ શોભતા વજ્ર ચક્રયુક્ત હાથવાળા મહીપાલ અને અમરશાહ પ્રીતિ-તત્પર બની મળ્યા, પરસ્પર ભેટી આસને બેઠા. ક્ષેમકુશલ વિગેરે આલાપોથી બન્ને પ્રીતિ-હર્ષયુક્ત થયા. વિવિધ ભેટથી સાહે (અમરે) મહીપાલને પ્રસન્ન કર્યો. મહીપાલે પણ દ્વિગુણ પ્રસાદ આપી અમરને પ્રસન્ન કર્યો. અમરશાહ સાથે ગમન કરતા મહીપાલદેવે સં. તેજલનો પ્રવેશમહિમા કર્યો. અમરકાશ સંઘનો વાસ તેજપાલપુર પાસે કરાવી રાજા સ્વયં સ્વાવાસે ગયા.

રાસમાં જણાવ્યું છે કે—વણથલીની ચૈત્યપરિપાટિ કરી, તલહટી-ગઢમાં થઈ ચતુર્વિધ સંઘ ઉજ્જયંતગિરિ (ગિરનારગિરિ) ઉપર ચાલ્યા. દામોદર હરિ

રૈવત-વર્ણન

પાંચમો કાલમેઘ ક્ષેત્રપાલ જોયા. ત્યાં સુવર્ણરેખા નદી વહેતી હતી, તરુવરોની શાખી નજરે પડતી હતી. પાજ ચડતાં પગલે પગલે ધર્મિ જનોનાં સુકૃત શોભતાં હતાં. ઊંચે પર્વત-શિખર પર ચઢીને નીચી જતિ શાળતા આદરપૂર્વક-નેમિનાથનું ભુવન પામી, ત્રણ પ્રદ-ક્ષિણા દઈ, શિવાદેવીસુત-નેમિજિનને ભેટી ગઢમાં ઉતર્યા. ગજેન્દ્રપદ (કુંડ)માં કલશ ભરી નેમિજિનને ન્હવણ કર્યું. પૂજા કરી, મહાધ્વજ આપી, છત્ર, ચામર મેલ્યા

અંબા, અવલોકન શિખર, સાંબ-પ્રદ્યુમ્નની ટુંકે ચઢ્યા. સર્વ વન-રાજી વિકસિત થયેલી હોવાથી સહસ્રારામ મનોહર જણાતો હતો કોકિલનો સાદ મોહામણો લાગતો હતો, ભમરાઓનો ઝંકાર સંભ-ળાતો હતો. નેમિકુમારના આ તપોવનમાં-દીક્ષાસ્થાનમાં દુષ્ટ જીવ સ્થાન પામતા નહિ. આવા ત્રિભુવનદુર્લભ તીર્થમાં નિશદિન દાન દેવાતું હતું.

‘ સમુદ્રવિજય રાજાના કુલમાં તિલકસમાન હે પ્રભો ! વીનતડી અવધારો, આરતીના મિષથી ભવિજનો કહે છે કે-ચાર ગતિના ફેરાને વારો. જો જગતમાં માત્ર એક આપનું જ મુખ જોઈયે, તોય તૃપ્તિ ન પામીયે હે સામલ ધીર ! નેમિજિન ! તું સાર કરજે, વળી વળી દર્શન દેજે ’ ઇત્યાદિ વિનતિ કરી પુરુષપ્રધાન સમર રલિયામણા રૈવતગિરિથી ઉતર્યા. ઘોડા સાંકલે સીકરી રાઉલે બહુ માન દીધું.

પ્રબંધમાં જણાવ્યું છે કે-ઉજ્જયંતગિરિ- શિખરના મૌલિરૂપ નેમિજિનને નમસ્કાર કરવા દેસલ ગુરુ અને સકળ સંઘ સાથે ગિરિ-પર ચઢ્યા. શત્રુંજયતીર્થની જેમ મહાધ્વજા, પૂજા, દાન વિગેરે સર્વ વિધિ સં. દેસલશાહે ત્યાં કર્યો. પ્રદ્યુમ્ન, શાંબ, ઊંચા અવલોકન શિખરમાં, ત્રણુ કલ્યાણુક વિગેરે સઘળા મંદિરોમાં યાત્રા કરતા સં. દેસલે મહાપૂજા, મહાધ્વજા આપી પોતાના પૂર્વજોને ઉદ્ધર્યા.

અંબાદર્શન, પુત્ર-પ્રાપ્તિ-વધામણી.

સંઘપતિ દેસલે જ્યારે પુત્ર-પૌત્ર સાથે અંબાદેવીને પૂજી, તે જ વખતે સમરને પુત્રલાભ આપવા દ્વારા પ્રસન્ન થયેલી દેવીએ સંઘમા વૃદ્ધિ કરી. ‘ ખોળામાં રહેલ પુત્રવાળી અંબા-માતા પુત્રને આપે એ ચુક્ત જ છે-વિશ્વમાં વિખ્યાત છે ’ સમરાશાહને ત્યાં પુત્રપ્રાપ્તિથી પ્રસન્ન થયેલ દેસલશાહે અંબાની વિશેષે પૂજા કરી, ‘ધર્મ શીઘ્ર ફળે છે’ એવું વિચારતાં પુત્રલાભ થવાથી વર્ધાપન કરાવ્યું. ગજેંદ્રપદકુંડના પાણીમાં દેસલશાહે અને સહજ વિગેરે પુત્રોએ પણ સ્નાન કર્યું. આનંદ પામ્યા. દસ દિવસ આ તીર્થમાં રહી સં. દેસલ નેમિનાથ પ્રભુની રજા લઇ ગિરનારથી ઉતર્યા.

દેવપત્તનના રાજાનુ આમંત્રણ, મહીપાલ દેવ તરફથી સન્માન

તે વખતે દેવપત્તનનો અધિપતિ મુગ્ધરાજ સમરસિંહના દર્શનનો ઉત્કંઠિત થયો, મુગ્ધરાજે પોતાના પ્રધાનો સાથે વિજ્ઞપ્તિવાળો લેખ મોકલી સમરાશાહને જણાવ્યું કે-‘ સમરશાહ ! પવિત્ર કલાધર (ચંદ્ર) એવા આપે તેવી રીતે કરવું કે જેથી મ્હારો ચિત્તરૂપી ચકોર પ્રીતિમાન્ થાય. ’

લેખનો અર્થ જાણી સમરાશાહ ત્યાં જવામાં ઉત્સુક થયા. ભૂખ્યાને ભોજન સમાન આ નિમંત્રણ થયું હતું. કામદેવસદૃશ સમરાશાહ ભેટણું હાથમાં લઇ મહીપાલદેવની રજા લેવા ગયા, સંતુષ્ટ થયેલ [1]મહીપાલે સમરાશાહને સ્વયં ત્રિપદ (?) વસ્ત્રથી સંબદ્ધ ઘોડો શ્રીકરી સાથે આપ્યો.

દેવપાટણમાં ગમન, રાણા મુગ્ધરાજનું સામે આવવું.

રાસકાર દશમી ભાષામાં જણાવે છે કે-સુગંધી પુષ્પના પરિમલને પૂરનાર વસંતઋતુનું આગમન થતાં સ્મર(સ્મર)ની વિજય ઢક્કા વાગી. માર્ગમાં આવતાં વિવિધ વૃક્ષો, નવાં નવાં ગામ અને નીઝરણાની શોભા જોતો સંઘ ચાલ્યો. દેવાલય દેવપટ્ટણમાં આવ્યું, ત્યાં અપૂર્વ એ થયું કે સોમેશ્વરછત્ર મહારાણો મૂધરાજ સ્વયં ગૌરવકારણે સામે આવ્યો હતો. પાન, ફૂલ, કાપડ

---

૧ આ મહિપાલ તે રાખેંગાર પછી ગાદીએ આવેલા રા. મંડળીકના પુત્ર રા. નોઘણનો પુત્ર રા. મંડળીકના વખતમાં દિલ્હીના બાદશાહ સુલતાન અલ્લાઉદ્દીન ખીલજીએ અલફખાનને ગૂજરાત ઉપર સ્વારી કરવા મોકલ્યો હતો. તેણે સોમનાથનું દહેરું જે મહમદ ગિઝનવીએ તોડયા પછી પાછું સમરાવ્યું હતું તે તોડી પાડયું. અને ઘોઘા તથા માધવપુર વચ્ચેનો દરીઆ કાંઠાનો પ્રદેશ સર કીધો. કહે છે કે આ વખતે રા. મંડળિકે અલફખાનના લસ્કરની એક ટુકડીને હરાવી હતી પણ સંભવ એવો જણાય છે કે તેણે અલફખાને મુકેલા હાકેમો પૈકી એકને હરાવ્યો હશે. ગમે તેમ હોય પણ રેવતીકુંડના ઉપરના લેખમાં મંડળિકને મોગલોનો જીતનાર કહ્યો છે. ગિરનાર ઉપરના એક લેખમાં લખ્યું છે કે તેણે નેમિનાથના દહેરાને સોનાનાં પતરાથી સુશોભિત કર્યું હતું. રા. મંડળિક પછી તેનો પુત્ર રા. નોઘણ ચોથો ગાદીએ બેઠો. ગિરનારના લેખમાં લખ્યું છે કે એ મહા શૂરવીર યોધ્ધો હતો. એ બે વર્ષ સુધી રાજ્ય કરી મરણ પામ્યો. એટલે એનો પુત્ર મહીપાલ ત્રીજો ગાદીએ આવ્યો. રા. મહીપાલે સોમનાથનું દહેરું સમરાવ્યું ને ઘણા પૈસા ધર્મદાનમાં ખરચ્યા. એણે સત્તર વર્ષ સુધી રાજ્ય કર્યું. એના પછી એનો કુંવર રાખેંગાર ઇ. સ. ૧૩૨૫ માં ગાદીપતિ થયો. તેણે ૧૩૫૧ સુધી રાજ્ય કર્યું. (કાઠીઆવાડ સર્વ સંગ્રહ પૃ. ૪૦૦-૪૦૧ આવૃત્તિ ૧૮૮૬)

બહુ અપાતું હતું, કપૂર ભુસુસમ ગણાતું હતું, જવાધિથી મસ્તકે લેપ કરવામાં આવતો હતો. તાલ-તબલાં મનોહર વાગતાં હતાં. ઠામ ઠામ સ્થિરતા કરવામાં આવતી હતી. પગલે પગલે પાયદલનું પ્રેક્ષણ થતું હતું. માણુસો, ઘોડાઓ વિગેરેની અત્યંત ભીડ હતી. દર્શનીઓ સાથે દેવાલય ચાલ્યું. જિનશાસન જગતમાં રંગે મહાલતું હતું. શિવભુવનની જગતિમાં આવ્યા, સોમેશ્વરદેવનાં દર્શન કરી, કુવડીબારે જલનિધિને જોઈ સંઘ પ્રિયમેલકે ઉતર્યો. ચંદ્રપ્રભ પ્રભુને પ્રણામ કરી, કુસુમકરંડે પૂજા રચી જિનભુવનમાં ઓચ્છવ કર્યો. પંચરંગી મહાધ્વજા શિવદેવલમાં આપી અપૂર્વ ઉત્સવ કરાવ્યો. જિનવરધર્મની પ્રભાવના કરી જયપતાકા રવિતલમાં બાંધી-ફરકાવી.

પ્રબંધકાર જણાવે છે કે-મુગ્ધરાજ રાજાનો લેખ આવવાથી અધિક હર્ષિત થયેલા દેસલશાહ સકળ સંઘ સાથે દેવપત્તનપુર તરફ ચાલ્યા. શ્રીધામ વામનપુરી(વણથલી) વિગેરે સર્વ સ્થાનોમાં ચૈત્યપરિપાટિ મહોત્સવો કરતા ઉજ્જવલ કીર્તિવાળા સંઘપતિ દેવપત્તન પહોંચ્યા. સમરાશાહને સમીપ આવેલા સાંભળી મુગ્ધરાજ રાજા દર્શનાતુર થયો. છત્ર, ચામર વિગેરે વિભૂતિયુક્ત સોમેશ્વર રાજા પરિવારસહિત સંઘ સામે આવ્યો. સમર અને મુગ્ધરાજ બન્ને મળ્યા. મુગ્ધરાજ સમરાશાહને ભેટી હર્ષિત થયો. મુગ્ધરાજથી કુશલ પૂછાયેલો શાહ અમૃતમગ્ન હોય તેવો થયો. પરસ્પર ભેટ આપવા વડે પ્રીતિમાન્ એવા તે બન્નેએ પોતાના સંગમને શુભ ભવિષ્યવાળો માન્યો.

જૈન શૈવોનું સંમેલન.

સં. દેસલે સમરાશાહને આગળ કરી ચતુર્વિધ સંઘ અને દેવાલય સાથે, તેની આગળ ચાલતા મુખ્ય જટાધર અને સ્વયં ઉત્સવ કરનાર ગંડો ( ગુંડાઓ? )-થી ઉત્સાહ વૃદ્ધિ પામતાં દ્વારો પર તોરણુવાળા અને પતાકાઓથી શોભતા દેવપત્તનપુરમાં ઇંદ્રની જેમ પ્રવેશ કર્યો.

સજ્જનોથી સન્માન પામતા શાહ મુગ્ધરાજના હર્ષવડે સોમેશ્વર દેવના આગળ એક પહોર સુધી ઉત્સવ પૂર્વક રહ્યા. પહેલાં સંપ્રતિ, સાત(શાલિ)વાહન, શિલાદિત્ય, આમરાજ વિગેરે રાજાઓએ અને કૃતયુગમાં ઉત્પન્ન થયેલ ઘણા ધનપતિ જૈનોએ પણ તેમજ ચૌલુક્ય કુમારપાલ રાજાએ જે કર્યું ન હતું, તે હાલ કલિકાલમાં પણ દેસલના ભાગ્યથી થયું. શ્રીજિનશાસન અને ઈશશાસનનું પરસ્પરનું સ્વાભાવિક વૈર દૂર કરી મિત્રમંડલની જેમ દીપતું કર્યું. સંઘપતિએ સંઘને પ્રિયમેલકમાં સ્થાપ્યો. ભવ્યયુગમાં જે ન થયું, તે સમરાશાહના ભાગ્યથી થયું. તેથી કહ્યું છે કે—" આ ક્ષોણિતલમાં કેટલા સંઘપતિયો નથી થયા?, પરંતુ હે વીર સમરશાહ! તમારા માર્ગને એક પણ અનુસર્યા નથી. શ્રીઆદિજિનનો ઉધ્ધાર, પ્રત્યેક પુરમાં તેના સ્વામિનું સામે આવવું, શ્રીસોમેશ્વરપુર(દેવપત્તન)માં પ્રવેશ એ જે આપની કીર્તિ ફુરકે છે, તેવી અન્યની ફુરકતી [1]નથી."

દેવપત્તનથી પ્રયાણ અજાહરા પાર્શ્વનાથ, કોડીનાર અંબા.

દેવપત્તનમાં પણ અવારિત દાન આપવા પૂર્વક જિનચૈત્યોમાં અષ્ટાહ્નિકામહોત્સવ કર્યો અને સોમેશ્વરની પૂજા કરી. મુગ્ધરાજ રાજા પાસેથી શ્રીકરી ઘોડો પામી સમરાશાહ સં. દેસલ સાથે પાર્શ્વપ્રભુને નમવા અજાધર (અજાર) પુર તરફ ચાલ્યા. જે પાર્શ્વનાથ, સમુદ્રમાર્ગે પ્રયાણ કરતા તરીશને આદેશ આપી સમુદ્રમાંથી નીકળ્યા અને તેણે કરાવેલા અસાધારણ ચૈત્યમાં ત્યાં રહેલ છે, ત્યાં મહાધ્વજા આપી મહાપૂજા વિગેરે મહોત્સવ કરી દેસલશાહ સંઘ સાથે કોડીનાર ગયા. ત્યાં બ્રાહ્મણપત્ની અંબા

---

૧ તથા ચોક્તમ્—નૈવસ્મિન્ કતિ નામ સङ्घपतयः क्षोणितले जज्ञिरे
किन्त्वेकोऽपि न साधु वीर समर ! त्वन्मार्गमन्वग् ययौ ।
श्रीनाभेयजिनोद्धृतिः प्रतिपुरं तत्स्वामिनोऽभ्यागतिः
श्रीसोमेशपुरप्रवेश इति या कीर्तिर्नवा वल्गति ॥
—નાભિનંદનોદ્ધારપ્રબંધ (પ્રસ્તાવ ૫, શ્લોક ૯૦૪)

મુનિઓને અન્નદાન આપતાં પતિના રોષથી બે પુત્રો સાથે ઉજ્જયંત (ગિરનાર) આવી નેમિજિનનું સ્મરણ કરતી જિનને નમી આંબાના ઝાડ નીચે ગઇ. ક્ષણમાં ફલોથી પુત્રોને ખુશી કરી આવતા પતિને જોઇ ભયથી વિરક્તચિત્તવાળી બની. નેમિનાથનું શરણ લઇ પર્વતના શિખરથી કૂવામાં ઝંપાપાત કર્યો. તે મૃત્યુ પામી એ તીર્થમાં અધિષ્ઠાયક દેવી થઇ. કોડીનારમાં પણ તેના પૂર્વવાસને લીધે તેનું ચૈત્ય થયું. દેસલે તેને અનેક પ્રકારે કપૂર, કુંકુમ વિ. થી પૂજી મહાધ્વજા આપી.

દીવમાં મૂલરાજ અને હરિપાલે કરેલ સત્કાર.

અનુક્રમે દ્વીપવેલાકૂલ(દીવબંદર) આવ્યા. સમરસિંહની પ્રીતિથી દીવના સ્વામી મૂલરાજ એક હોડીથી બીજી હોડી જોડી ઉપર કઠ (સાહડી) સ્થાપી તે ઉપર દેવાલયને તથા સંઘને મહોત્સવપૂર્વક સ્થાપી આકાશમાર્ગની જેમ જલમાર્ગે મધ્યમાં (બેટમાં) લાવ્યા. દીવમાં રહેલા કરોડપતિ વ્યવહારી હરિપાલે સંઘ સાથે દેસલનું વાત્સલ્ય કર્યું હતું. ત્યાં પણ અષ્ટાહ્નિકા કરી યાચકોને અભીષ્ટ દાન આપી સંઘપતિ પુનઃ શત્રુંજયતીર્થે ગયા હતા.

આ સંબંધમાં રાસકાર સંક્ષેપમાં જણાવે છે કે–દીવ ભણી પ્રયાણ કર્યું, કોડીનારનિવાસિની અંબિકાદેવીને આંબાના આશ્રમમાં નમી સંઘ દીવબંદર આવ્યો. ૧૧ મી ભાષામાં વિશેષ વર્ણન કર્યું છે કે- અતિ ગંભીર ગુણથી શોભતો સંઘ રત્નાકરને તીરે આવ્યો. સંઘપતિ શબ્દ સાંભળી દીવનો નરેંદ્ર સામો આવ્યો. હરપાલ ચિત્તમાં હર્ષિત થયો, સંઘ આગળ પહોંચ્યો અને હાથ મેળવી બોલ્યો કે–દીવની નારીઓ સંઘના દર્શન કરવાને ઉતાવળી થઇ બોલે છે કે–હે બહેન! જલ્દી આવ અને બેડલી ચડાવ તે પુણ્યશાલી પુરુષ કેવો છે, તેને જોઇ નયન સફલ કરીએ, નેત્રે ન્યુછણાં કરીશું, કપૂરે ઓવારણાં ઉતારીશું.' એક બેડા(હોડી)થી બીજી હોડી જોડી બલવાન્ બંધિયારો દીધો. દેવાલયને લઇ સંઘપતિ સંઘ સાથે તેમાં બેઠા. વહેરા

આકાશે પહોંચવા લાગી. પ્રવહણ વિમાનની જેમ જવા લાગ્યું. જલમાર્ગે નવરંગે રાસ દાંડીઆરસે નાટક જોવાતું હતું. નિરૂપમ પ્રવેશ થયો. રૂડાં ધવલમંદિર દીસતાં હતાં. ત્યાં રૂડું કુમરવિહાર અને રૂડાં જિનભુવન શોભી રહ્યાં હતાં. ત્યાં સ્વયંભૂ આદિજિનને અને અન્ય તીર્થંકરોને વાંદ્યા. મેદિનીએ ઉર પર ધરેલ વેણિ-વચ્છરાજ મંદિર દીઠું. અપૂર્વ દૃશ્યનું પ્રેક્ષણ કરી સંઘ સમુદ્રને પેલે તટે ઉતર્યો.

રાસકાર ૧૨ મી ભાષામાં જણાવે છે કે-અજાહર શ્રેષ્ઠ તીર્થમાં પાર્શ્વજિન પ્રણમ્યા, ત્યાં પૂજા પ્રભાવના કરી પુણ્ય ઉપાર્જી પોતાનો મનોરથ સફલ કર્યો. ગામ, આકર, પુર વટાવી પાછા ફરી શત્રુંજયે પહોંચ્યા. આદિપુરીની પાજે ચઢ્યા, મરુદેવીપુત્ર (ઋષભદેવ)ને વાંદ્યા, અગર, કપૂર, ચંદન, મૃગમદ(કસ્તુરી)થી, કાશ્મીરી કુંકુમના રસથી કીચ કરી અંગે વિલેપન કર્યું. જાઈ, બકુલ, સેવંત્રી આદિનાં પુષ્પોથી આદીશ્વરને પૂજ્યા. મનુષ્યજન્મનું ફલ પામ્યા. સુકૃત ભંડાર ભર્યો.

પ્રબંધકાર જણાવે છે કે-સંઘપતિ પુનઃ શત્રુંજય તરફ જતાં પહેલાં સિદ્ધસૂરિ કંઇક રોગથી પીડિત થતાં જીર્ણદુર્ગ (જૂનાગઢ)માં રહ્યા હતા. સંઘે અને પરિવારે એકત્ર થઇ એક વખત વિજ્ઞપ્તિ કરી કે-પ્રભો! આપનું શરીર બાધાયુક્ત છે, જ્ઞાનહીનતા હોવાથી હાલમાં કોઇ આયુષ્ય જાણતું નથી; તો સૂરિમંત્ર કોઇ શિષ્યને આપો. ગુરુ મહારાજે સર્વસમક્ષ પોતાનો અભિપ્રાય કહ્યો કે-મ્હારૂં આયુષ્ય પાંચ વરસ, એક માસ અને નવ દિવસ છે. સત્યાદેવીએ કહેલ શિષ્ય પણ વિદ્યમાન છે, તેને હું સમીપથી મૂકતો નથી, સમયે તેને સૂરિપદ આપીશ.

પ્રબંધકારનું સૂરિપદ

સર્વ સંઘે પુનઃ વિજ્ઞપ્તિ કરી કે-એમ હોવા છતાં કાંઇક વિજ્ઞપ્તિ કરવામાં આવે છે કે-શ્રીપૂજ્યે જેમ હાલ સ્થાવરતીર્થ

સ્થાપ્યું, તેમ અગ્હારા ઉપર પ્રસાદ કરી જંગમતીર્થ પણ સ્થાપો. એ વિજ્ઞપ્તિથી પ્રસન્ન થઇ સિદ્ધસૂરિએ મેરુગિરિ નામના પોતાના શિષ્યને કક્કસૂરિ કર્યા. વિ. સં. ૧૩૭૧ માં ફા. શુ. ૫ મે પદ થયું.[1] તે વખતે ચૈત્રગચ્છીય ભીમદેવ પઃસ્થાપનાનો શ્લોક બોલ્યા હતા. જેમાં કક્કસૂરિની પ્રશંસા કરી હતી કે જેના ઉદયમાં સર્વ કલ્યાણસિદ્ધિ થાય છે. સૂરિપદ–મહોત્સવ મં. ધારસિંહે કર્યો હતો. પાંચ દિવસ ત્યાં જ ઉત્સવપૂર્વક રહી દેસલશાહ પુનઃ શત્રુંજયમાં સંઘને મલ્યા હતા. અને પુનઃ યાત્રા કરી હતી.

રાસકાર જણાવે છે કે–ત્યાર પછી સમરાશાહ ગૂજરાતમાં આવ્યા, પિપલાલી અને લોલિયાણાપુરમાં રાજલોકને રંજિત કર્યો હતા. છડે પ્રયાણે સંચરતાં રાણપુર પહોંચ્યા. વઢવાણે વિલંબ કર્યો નહિ. કરીર ગામે જમ્યા. માંડલ થઇ પાડલ(પાટડી)માં જીવત્સ્વામિ નેમિનાથને નમ્યા. ત્યાંથી સંખેસરમાં સફલ કરનાર પાર્શ્વજિનેંદ્રને પૂજ્યા. ત્યાં ફણિમણિવૃંદ દેખતાં સહજેશાહ હર્ષિત થયા.

પ્રબંધકાર કહે છે કે–શત્રુંજયની પુનઃ યાત્રા કર્યા પછી દેસલશાહ ગુરુ સાથે પાટલાપુર ગયા. પૂર્વે જરાસંઘ સાથેના યુદ્ધમાં કૃષ્ણનું સકલ સૈન્ય શત્રુઓથી વિહ્વલ બન્યું હતું, તે વખતે નેમિનાથે શંખ પૂરી જ્યાં લાખ રાજાઓને જીત્યા હતા,[2] ત્યાં વિષ્ણુ–કૃષ્ણે નેમિજિનને સ્થાપ્યા હતા; ત્યાં જિનેશ્વરને પૂજી શંખેશ્વરપુર ગયા. શંખેશ્વરપુરના અલંકાર શ્રીમાન્ પાર્શ્વજિનેશ્વર છે, જે પ્રાણત દેવલોકના સ્વામીથી પૂર્વે લાંબા વખત સુધી પૂજાયેલ છે, ૫૪ લાખ વર્ષો સુધી પ્રથમ ગો(કલ્પ)માં તેના સ્વામીથી

પાટલાપુર (પાટડી)માં નેમિનાથ, સંખેસરમાં પાર્શ્વનાથ.

---

૧ त्रयोदशशतैरेकसप्तत्याऽभ्यधिकैर्गतैः । फाल्गुने मासि पञ्चम्यां शुक्लायामभवत् पदम् ॥ —નાભિનંદનોદ્ધાર પ્રબંધ પ્ર૦ ૫, શ્લો. ૯૨૬

૨ शङ्खः श्रीनेमिनाथेन यज्जरासिन्धुविग्रहे । नृपलक्षजयोऽपूरि तस्मात् शङ्खेश्वरं पुरम् ॥ —નાભિનંદનોદ્ધારપ્રબંધ પ્ર. ૫, શ્લો. ૯૦૪

પૂજાયા. તેટલા લાખ વર્ષો સુધી ચન્દ્રે, સૂર્યેન્દ્રે અને પાતાલમાં તક્ષક નાગપતિએ પણ પૂજ્યા હતા. પ્રતિવાસુદેવ સાથેના યુદ્ધ વખતે મારિના ભયથી સૈન્ય પીડાતા તેની શાંતિ માટે જે પાર્શ્વનાથ પ્રભુને શ્રીનેમિનાથની આજ્ઞાવડે વાસુદેવે પાતાલથી પ્રકટ કર્યા હતા; અને તેમના સ્નાત્રના પાણીના છાંટાના સંયોગથી સમસ્ત લોકને નીરોગી કર્યા હતા. તે પાર્શ્વનાથ લક્ષ્મી માટે હો.[1] તે તીર્થમાં મુહાદાન, મહાપૂજા, મહાધ્વજા વિ. સર્વ વિધિ કરી શ્રીપાર્શ્વનાથને પ્રણામ કરી હારીજ નામના ગામમાં જઇ શ્રીઋષભજિનને નમી પત્તનપુર તરફ પ્રયાણ કર્યું.

-રાસકારે પાટણ તરફનું પ્રયાણ અને પ્રવેશ સંક્ષેપમાં વર્ણવી

પાટણ તરફ પ્રયાણ.

રાસ સમાપ્ત કરતાં જણાવ્યું છે કે-ડુંગરે ડર્યા વિના, ક્ષોભથી સ્ખલિત થયા વિના ગિરિવરે ગર્વ (ધૈર્ય) ન ગાલતાં અપૂર્વ રીતે-સંઘપતિએ સંઘને સુહેલે (સોઇલગામે) આણ્યો. ત્યાં સજ્જન સજ્જનો સાથે અંગે અંગથી ભેટી મલ્યા. ઘણા ઉલટથી કંઠમાં માલા પહેરાવતાં મન અત્યંત આનંદ પામતું હતું. મંત્રિપુત્ર મીર અને શ્રેષ્ઠ વેપારીઓ મલ્યા. સંઘપતિ સાથે સંઘને વધાવ્યો. કંઠમાં જયમાલા પહેરાવી. ઘોડાઓની ઘટા તરવરી. સમરાશાહે પ્રવેશ કર્યો. અણહિલપુરમાં વધામણું (ઉત્સવ) થયું. નવીન પુણ્યનો નિવાસ થયો. સં. [૧૩]૭૧માં ઋષભજિનેંદ્રને સ્થાપ્યા. ચૈત્રવ. ૭ મે ઘરે પહોંચ્યા. યાવચ્ચંદ્ર-દિવાકરો નંદો

નેઉઅ(નિવૃંતિ)ગચ્છના પાસડસૂરિ ગણધરના શિષ્ય અંબ-(આમ્ર)દેવસૂરિએ આ સમરારાસ રચ્યો છે. આ રાસને જે ભણે, ગણે, નાચતાં જિનમંદિરમાં દે, કાને સાંભળે, તે બેઠાં છતાં પણ તીર્થયાત્રાનું ફળ હોઇ શકે.

---

१ पातालात् प्रतिवासुदेवसमरे श्रीवासुदेवेन यः ।
सैन्यैर्मारिभयादितै विलसति श्रीनेमिनाथाज्ञया, ॥
तच्छान्त्यै प्रकटीकृतोऽथ सहसा तत्स्नात्रवारिच्छटा ।
संयोगेन जनोऽखिलोऽपि विदधे नीरुक् स पार्श्वः श्रिये ॥
—નાભિ પ્ર. ૫, શ્લો. ૯૩૯

પ્રબંધકાર વિસ્તારથી વર્ણન કરતાં કહે છે કે પત્તનપુર પાસે સોઇલ ગામમાં દેસલશાહે સંઘનો આવાસ કરાવ્યો. સંઘ સાથે દેસલશાહને ક્ષેમકુશલે સમીપ આવેલા સાંભળી પત્તનવાસી જનો સંઘસામે આવ્યા. સ્પર્ધાપૂર્વક આવેલા લોકોએ તે વખતે સં. દેસલ અને સમરના ચરણને ચંદન તથા સુવર્ણપુષ્પથી પૂજ્યા હતા. તેમના ચરણને પોતાના કરથી સ્પર્શી વિમલાચલતીર્થની યાત્રા કરી એમ માનતાં હર્ષથી પૌરલોકોએ તેમના કંઠમાં પુષ્પમાલા પહેરાવી આણેલાં મોદકયુક્ત ભોજનોથી સ્વાગત કર્યું. નગરમાં પ્રાયે તેવો કોઇ વણિક્, બ્રાહ્મણ, શૂદ્ર કે યવન વિ. મનુષ્ય ન હતો કે જે દેસલ અને સમરના ગુણોથી ખેંચાઇ તેમના સામે આવ્યો ન હતો. સંઘપતિ દેસલે અને સમરાશાહે પણ પ્રત્યેકને તાંબૂલ, વસ્ત્ર વિગેરે આપી તેઓનું ગૌરવ સન્માન કર્યું હતું.

સોઇલ ગામમાં સામૈયું.

શુભ મુહૂર્તે પુરપ્રવેશ કરતાં ઘોડા વિગેરે વાહનપર આરૂઢ થયેલ સમરાશાહ વિગેરે આગળ ચાલતા સંઘ માણસોથી શોભતા, આનના સુખાસન( પાલખી )માં બેઠેલા સંઘપતિ( દેસલશાહ ) પાછળ ચાલ્યા. સિદ્ધસૂરિ પ્રમુખ મુનીશ્વરો અને શ્રાવકોથી દેવાલય શોભતો હતો, ચામરધારિણીઓથી ચામર વીંઝાતા હતા. મૃદંગ, ભેરી, પડહ વિગેરે વાજિંત્રો વાગતાં, તાલાચરોથી નૃત્ત કરાતાં સંઘપતિ દેસલશાહ અને સમરાશાહને પત્તનમાં પ્રવેશ કરતા સાંભળી, લોકો માર્ગમાં ઘર પર ચડી જોવા આતુર બન્યા હતા. લોકોએ ઘરે ઘરે કુંકુમગહુંલી, વંદનમાલા ( તોરણો ), પૂર્ણકલશો, અને ધ્વજા-પતાકાઓથી નગરને સુશોભિત કર્યું હતું. ક્ષમોદ્રહથી શોભતા પાર્શ્વવાળા સુમિત્રાંગજ સહિત સમરાશાહે પ્રવેશ કર્યો. તેની પાછળ સંઘપતિએ દેવાલય અને ગુરુવર્ય સાથે પત્તનપુરમાં પ્રવેશ કર્યો. નારીઓથી ન્યુંછણા ( ઓવારણા ) કરાતા, સજ્જનોથી કરાતી યાત્રાપ્રશંસા સાંભળતા, મંગલો ગ્રહણ કરતા અનુક્રમે પોતાના આવાસે આવ્યા. સુવાસિની સ્ત્રીઓએ

પત્તનમાં પ્રવેશ.

દીવો, દૂર્વા, અક્ષત, ચંદન વિગેરે સ્થાલમાં સ્થાપી સં. દેસલ અને સમરના લલાટમાં અક્ષતયુક્ત તિલક કર્યું. ગીત-મંગલ, બંદિપાઠ થતાં, પંચપરમેષ્ઠિમંત્રનું સ્મરણ કરતાં દેસલશાહે પોતાનું ઘર અલંકૃત કર્યું.

દેસલશાહે દેવાલયમાંથી ઉતારીને આદિજિનને કપર્દિયક્ષ સાથે ઘરદેહરાસરમાં સ્થાપ્યા. પુત્રો સાથે આસન પર બેઠેલા સંઘપતિને નગરલોકોએ ન્યુંછણા કરી આશીર્વાદપૂર્વક વંદન કર્યું. સમરાશાહે પણ તે લોકોને વસ્ત્ર, તાંબૂલ આપવાથી કૃતાર્થ માનતાં સન્માન કર્યું. બન્દી, ગાયકો, બ્રાહ્મણો, યાચકો અને અન્ય આશીર્વાદ આપનાર સર્વને પ્રસન્ન કર્યા. સહજપાલ વિગેરે પુત્રોએ અનુક્રમે વિનય પૂર્વક પિતાના ચરણને દૂધથી પખાલ્યા. શાહે ત્રીજે દિવસે દેવભોજ્ય કરાવ્યું. તેમાં ઇચ્છાએ ભક્ત-પાન વિ. થી સાધુઓને પડિલાભ્યા-સત્કૃત કર્યા. નગરના પાંચ હજાર લોકોને ભક્તિથી જમાડ્યા. અવારિત સત્રાગારમાં તો લોકોની સંખ્યા જ કરી શકાતી ન હતી. સંઘપતિ દેસલશાહે આ તીર્થોદ્ધારમાં ૨૭૭૦૦૦૦ સત્તાવીશ લાખ, સીત્તર હજાર દ્રવ્યનો વ્યય કર્યો હતો[1]. પોતાના આત્માને કૃતકૃત્ય માનતા શાહ નિત્ય ધર્મકાર્યમાં તત્પર થઇ ગૃહકાર્યમાં ઉદ્યમી થયા.

રાસકારે માત્ર વિ. સં. ૧૩૭૧ નું શત્રુંજયતીર્થોદ્ધાર-યાત્રા કરી પુનઃ પાટણ પહોંચતા સુધીનું જ વર્ણન રાસમાં આપ્યું છે. પ્રબંધકારે ત્યાર પછીનું પણ સમરાશાહના સ્વર્ગવાસ પર્યન્ત અધિક વૃત્તાન્ત આ પ્રમાણે જણાવ્યું છે—

દેસલશાહની પુનઃ તીર્થયાત્રા.

સમરાશાહ રાજ્યસન્માનથી ઉન્નતિ પામતા પરોપકારસાર દિવસો વીતાવતા હતા. વિ. સં. ૧૩૭૫માં દેસલશાહ ફરીથી પણ સાત સંઘપતિ, ગુરુ અને બે હજાર મનુષ્યો સાથે સર્વ મહાતીર્થોમાં ગયા હતા. પૂર્વની જેમ બે યાત્રા કરી હતી. તે યાત્રામાં દેસલશાહે

---

૧ सप्तविंशतिलक्षाणि सहस्राणि च सप्ततिः । तीर्थोद्धारे व्ययति स्म द्रेसलः सङ्घनायकः ॥—નાભિનંદનોદ્ધારપ્રબંધ પ્ર. ૫, શ્લો० ૬૭.

રૂ. ૧૧૦૦૦૦૦ અગીઆર લાખથી અધિક દ્રવ્યવ્યય કર્યો [1]હતો તે વખતે સોરઠ દેશમાં મ્લેચ્છોથી બંધાયેલ સઘળા જિ(ર્જે)નને મૂકાવી સમર મેઘ બન્યો હતો.

સિદ્ધસૂરિ સાથે ઓસિયા જવું, દેસલશાહનું દેવલોકગમન.

સિદ્ધસૂરિ પોતાનું આયુષ્ય ત્રણ માસનું જાણી દેસલશાહ પ્રત્યે બોલ્યા કે તમ્હારૂં આયુષ્ય પણ એક મહિનાનુ છે તો ઊકેશપુર( ઓસિયા )માં જઈને હું સ્વયં કક્કસૂરિ (પ્રબંધકાર)ને મુખ્ય ચતુષ્કિકામાં સમાધિએ સ્થાપીશ. આપની પણ ઇચ્છા હોય તો જલ્દી ચાલો, જ્યાં દેવનિર્મિત વીર ઉત્તમ તીર્થ છે.' સમગ્ર સામગ્રી કરી મેળવેલા સંઘ અને દેસલશાહ સાથે સિદ્ધસૂરિ ચાલ્યા. માર્ગમાં દેસલશાહ સ્વર્ગવાસી થયા.

પદ સ્થાપન, પદપ્રદાન, પુનઃ પાટણમાં.

સિદ્ધસૂરિએ માઘપૂર્ણિમાએ કક્કસૂરિને પોતાના હાથે મુખ્ય સ્થાનમાં સ્થાપ્યા. મુનિરત્નને ઉપાધ્યાયપદ અને શ્રીકુમાર તથા સોમેન્દુ એ બનેને વાચનાચાર્યપદ આપ્યું. દેસલશાહના પુત્ર સહજે અઢાર કુટુંબી જનો સાથે યથાવિધિ વીરનું સ્નાત્ર કરાવ્યું. આચાર્યોને પ્રતિલાભી( આહારાદિ આપી )ઉત્સાહથી તેણે સાધર્મિક વાત્સલ્ય કર્યું. ત્યાં આચાર્યે અષ્ટાહ્નિકા કરી. સૂરિ સહજ સાથે ફલવર્ધિકા ( ફલોધી ) ગયા, ત્યાં પાર્શ્વપ્રભુને વાંદ્યા. યાત્રા કરી અવિચ્છિન્ન પ્રયાણોથી પાછા ફરી સિદ્ધસૂરિ સંઘ સાથે પત્તનપુર પધાર્યા.

---

૧ पञ्चसप्ततिसहस्रयेऽब्दे देसल पुनरथ ।
सप्तभि. सङ्घपतिभिरन्वितो गुरुभि नर ॥
महातीर्थेषु सर्वेषु सहस्रद्वितीयेन मः ।
सार्धं याति करोति स्म द्वियात्रा.मेव पूर्ववत् ।
व्ययस्तु तत्र यात्राया लक्षा एकादशाधिक: ।
द्विलक्ष्या द्रम्मसङ्का: स्वय देसलसाधुना ॥

—નાભિનંદનોદ્ધારપ્રબંધ પ્ર૦ ૫, શ્લો૦ ૯૭૩-૭૫

એક માસનું આયુષ્ય બાકી રહ્યું ત્યારે સિદ્ધસૂરિએ કક્કસૂરિ (પ્રબંધકાર)ને તે પ્રમાણે કહી જણાવ્યું કે આઠ દિવસ બાકી રહે ત્યારે સંઘક્ષામણા પૂર્વક મ્હને અનશન આપવું. શું હાલ કલિકાલમાં જ્ઞાન હોય? એમ વિચારી કક્કસૂરિએ (પ્રબંધકારે) કહેલા દિવસે અણુસણ નં આપ્યું. ગુરુએ સ્વયમેવ બે ઉપવાસ કર્યાં, ત્યાર પછી સંઘસમક્ષ અનશન આપ્યું. સહજ વિગેરે સર્વ ભક્ત શ્રાવકોએ સ્પર્ધાપૂર્વક મહોત્સવ કર્યો. નગરમાં ચારે વર્ણના જે લોકો રહેતા હતા, તે બાલ, યુવક, વૃદ્ધ સર્વે વન્દન કરવા આવ્યા હતા. પાંચ યોજન સુધીમાં રહેલાં ગામોમાં તેવો કોઇ રહ્યો ન હતો, કે જે નમવા આવ્યો ન હતો. ૭ દિવસે કહેલ સમયે નમસ્કાર ઉચ્ચરતા સૂરિ સમાધિએ સ્વર્ગે સંચર્યા. સૂરિના જ્ઞાનની પ્રશંસા કરતા સંઘે ઉત્સવ કર્યો. મુનિઓથી સારી રીતે પૂજાયેલા સૂરિશરીરને ૭ દિવસોમાં તૈયાર થયેલ એકવીશ મંડપવાળા વિમાન(માંડવી)માં સ્થાપ્યું. સ્થાને સ્થાને થતા સ્ત્રીઓના હલ્લીસક (રાસડા), લકુટરાસ (દાંડીઆરાસ), પ્રેક્ષણકો અને આગળ વાગતાં વાજિંત્રો સાથે સૂરિ વિમાનમાં રહેલ પ્રત્યક્ષ દેવની જેમ દેવલોકમાં જવા નગરમાં થઇ નીસર્યા. સ્પર્ધાપૂર્વક સ્કંધ આપતા શ્રાવકો વિમાનને એક કોશ પર લઇ ગયા. માત્ર ચંદન, અગરનાં લાકડાંઓથી અને કપૂરથી પૂજ્ય (સિદ્ધસૂરિ)ના દેહનો દાહ થયો હતો. વિ. સં. ૧૩૭૬ માં ચૈત્ર શુ. ૧૩ ને દિવસે સિદ્ધસૂરિજી સ્વર્ગે[1] પધાર્યા.

સિદ્ધસૂરિનો સ્વર્ગવાસ

સિદ્ધસૂરિના સ્વર્ગવાસ પછી કક્કસૂરિ (પ્રબંધકાર) ગચ્છનું પાલન કરે છે તે વખતે સાર્વભૌમ કુતબુદ્દીન (કુતુબુદ્દીન) પાતશાહે સમરશાહના ગુણો સાંભળી તેના દર્શનની ઉત્સુકતાથી ફરમાન

કુતુબુદ્દીન અને સમરાશાહ

---

૧ "षट्सप्ततियुतेषु त्रयोदशशतेष्वथ । चैत्रशुक्लत्रयोदश्यां सूरयः स्वर्भुवं ययुः ॥"

—નાભિનંદનોદ્ધારપ્રબંધ પ્ર૦ ૫, શ્લો૦ ૧૦૦૪

મોકલી સમરાશાહને બોલાવ્યા. સમરાશાહ પણ સામગ્રી કરી દીલ્લી તરફ ચાલ્યા. ત્યાં પહોંચતાં જ મીરત્રાણ( ? સુલતાન ) રાજાએ ગૌરવ પૂર્વક બોલાવી સમરાશાહનાં દર્શન કર્યાં. રાજા આગળ વિવિધ ભેટણાં મૂકી નમન કરતા સમર તરફ રાજાએ ઉત્કંઠાપૂર્વક જોયું. સંતુષ્ટ થયેલા સુલતાને સમરને સ્વયં પ્રસાદ આપવા પૂર્વક સર્વ દેશના વ્યવહારિયોમાં મુખ્યતા આપી. ત્યાં રહેતાં સ્વામી( પાતશાહ )થી અપાતા નવા નવા પ્રસાદોથી પ્રસન્ન થતા સમરનો કેટલોક સમય ત્યાં વીત્યો. દાનવીર સમરે ગવૈયાને એક વાર ઘાવ ( કવિત્ત ) કહેતાં બક્ષીસમાં હજાર ટંક આપ્યા હતા.

કુતબદીનની રાજ્યલક્ષ્મીના તિલકરૂપ ગ્યાસદીન પાતશાહ થયો.

ગ્યાસુદ્દીન અને સમરાશાહ.

તે સમયે તેણે અતિ પ્રમોદથી સમરાશાહનું ગારવ સન્માન કરી ખાનની જેમ એ( સમરાશાહ )ને પુત્ર તરીકે સ્વીકાર્યો. બુદ્ધિશાલી સમરે સુલતાનના બંદી તરીકે બંધાયેલ પાંડુદેશના સ્વામી વીરવલ્લ( બીરબલ ) નામના રાજાને બાદશાહ પાસેથી મુક્ત કરાવી પુનઃ તેને પોતાના દેશમાં સ્થપાવી રાજસંસ્થાપનાચાર્યતા ઉપાર્જન કરી હતી.

પાતશાહના ફરમાનથી ધર્મવીર સમરે જિનેશ્વરોની જન્મભૂમિ મથુરા અને હસ્તિનાપુરમાં સંઘપતિ થઇ ઘણા સંઘપુરુષો અને જિનપ્રભ[1]સૂરિસાથે તીર્થયાત્રા કરી હતી.

ત્યાર પછી સમરાશાહ તિલંગદેશમાં ગ્યાસદીનના પુત્ર ઉલ્લખાનના આશ્રિત થયા હતા. ખાને પણ સમરને વિશ્વાસપાત્ર પોતાના ભાઇ તરીકે સ્વીકાર્યો હતો અને સમરને તિલંગદેશનો સ્વામી ( સૂબો ) બનાવ્યો હતો. ત્યાં તુર્કોથી બંદી તરીકે પકડાયેલ ૧૧૦૦૦૦૦ અગીઆર લાખ મનુષ્યોને સમરાશાહે

ઉલ્લખાન અને સમરાશાહ, તિલંગ દેશનું આધિપત્ય.

---

૧ જિનપ્રભસૂરિના સંક્ષિપ્ત પરિચય માટે જેસલમેરભંડારની સૂચિ પૃ. ૫૮ જુઓ.

મૂકાવ્યા હતા. તથા અનેક રાજા, રાણાઓને અને વ્યવહારિયોને પણ અનેકવાર ઉપકાર કર્યો હતા.

સમરાશાહે સર્વ દેશોમાંથી બોલાવી શ્રાવકોના કુટુંબોને તિલંગદેશમાં સ્થાપી ઉરંગલપુરમાં જિનાલયો કરાવી જૈનશાસનનું સામ્રાજ્ય એકછત્ર કરાવ્યું હતું. તિલંગદેશનું આધિપત્ય પામી પર-નારીસહોદર સર્વોપકારસાર સમરાશાહે પોતાના પૂર્વજોને દીપાવ્યા હતા.

જન્મથી માંડી પ્રતિદિવસ ઉદય પામતા ભાગ્યવાળા સમર જિનશાસનમાં ચક્રવર્તી જેવા થયા. વિશ્વપ્રેમ કરનાર સમરે કોના ચિત્તમાં સ્થાન મેળવ્યું ન હતું ? નીતિપૂર્વક તિલંગદેશનું રક્ષણ કરતા સમરે રામચંદ્રનું આચરણ કર્યું હતું, પાત્રોમાં અસાધારણ દાન આપતાં કર્ણનું અને જીવોનું રક્ષણ કરતાં મેઘનું અનુકરણ કર્યું હતું. ભરતેશ્વર-પ્રતિનિધિ સમરાશાહની સ્તુતિ કોણ કરી શકે ?

સમરાશાહનો સ્વર્ગ-વાસ.

આ પૃથ્વી પર કલિમાં પણ કૃતયુગનો અવતાર કરી સ્વર્ગમાં તેમ કરવાની ઇચ્છાથી સમરાશાહ સ્વર્ગે ગયા. પૂર્વે જે ભરતેશ્વર વિગેરે શત્રુંજયના ઉદ્ધારકો થયા, તે સુષમ-શુભ સમયમાં થયા તેમજ તેઓ રાજરાજેશ્વરો હતા; કિંતુ આ વિષમ કાલમાં વણિક્ શ્રેષ્ઠ આ સમરાશાહે પણ અદ્‌ભુત કૃત્યો કર્યાં તેથી વર્ણનીય આ શાહ કોની સમાન કહી શકાય ?

પ્રબંધરચના પૂર્ણાહુતિ.

વિમલાચલમંડન આદિજિનના ઉદ્ધારકારક આ દેસલશાહનું આ પ્રમાણે કાંઈક ચરિત કુતુકથી નિવેદિત કર્યું છે. શ્રીપુંડરીકગિરિના મુકુટરૂપ તીર્થનાથની સંસ્થાપના વિધિવિધાનના સૂત્રધાર શ્રીસિદ્ધસૂરિ ગુરુચક્રવર્તી થયા, તેમના શિષ્ય શ્રીકક્કસૂરિએ આ ચરિત વિસ્તાર્યું છે. કંજરોટપુરમાં રહીને શ્રીકક્કસૂરિએ [સં. ૧૩] ૯૩મા વર્ષે આ

પ્રબંધ રચ્યો છે. આત્મહિતાર્થી મુનિકલશ સાધુએ આ ગ્રંથમાં લખવાનો ઉદ્યમ કરવાથી સતત સહાય કરેલ છે.

ઘણા ખેદનો વિષય છે કે–સમરાશાહે સ્થાપેલ આદીશ્વરના બિંબને પણ કાલક્રમે દુષ્ટ મ્લેચ્છોએ ખંડિત કર્યું હતું; તેથી વિ. સં. ૧૫૮૭ માં કર્માશાહે તીર્થોદ્ધાર કરાવી વિદ્યામંડનસૂરિદ્વારા આદીશ્વર પ્રભુની મૂર્તિની પ્રતિષ્ઠા કરાવી હતી. ( એ સંબંધી વિસ્તૃત વૃત્તાન્ત માટે પં વિવેકધીરગણિ–વિરચિત, શ્રીયુત સાક્ષર જિનવિજયજી સંપાદિત, આત્માનંદસભા ભાવનગરદ્વારા પ્રકાશિત શત્રુંજય તીર્થોદ્ધારપ્રબંધ જુઓ. )

## ઐતિહાસિક પ્રમાણો.

દેસલશાહે કરાવેલ ઉદ્ધારનાં અવશિષ્ટ સ્મરણચિન્હો તરીકે પ્રામાણિક તત્કાલીન ત્રણ લેખો શત્રુંજયની મોટી ટુંકમાંથી મળી આવ્યા છે, જે પ્રાચીન ગૂર્જરકાવ્યસંગ્રહ( સદ્‌ગત સાક્ષર ચીમનલાલ દલાલદ્વારા સંપાદિત અને ગા. ઓ. સિરીઝદ્વારા પ્રકાશિત)-ના પરિશિષ્ટમાં પ્રકાશિત થયા છે. તેમાંનો એક કુલદેવી સચ્ચિકા દેવીની મૂર્તિ પર, બીજો સપત્નીક સં. આસાધર ( સં. દેસલના મોટાભાઇ)ની મૂર્તિ પર અને ત્રીજો જૈનોની કૃતજ્ઞતા દર્શાવતો રાણા મહીપાલદેવ (આરાસણખાણના સ્વામી, વિનામૂલ્ય પ્રભુમૂર્તિદલ-વિતરણ કરનાર)ની મૂર્તિપર છે. તે આ પ્રમાણેઃ–

( ૧ )

॥ संवत् १३७१ वर्षे माहसुदि १४ सोमे श्रीमदूकेशवंशे वेसट-गोत्रीयसा० सलषणपुत्रसा० आजडतनयसा० गोसलभार्यागुणमतीकुक्षिस-म्भवेन संघपतिआसाधरानुजेन सा० लूणसीहाग्रजेन संघपतिसाधुश्रीदेस-लेन पुत्रसा० सहजपाल सा० साहणपाल सा० सामंत सा० समर सा० सांगणप्रमुखकुटुंबसमुदायोपेतेन निजकुलदेवीश्रीसच्चिका-मूर्तिः कारिता। यावद् व्योम्नि चन्द्रार्कौ यावन्मेरुर्महीतले। तावत् श्रीसच्चिकामूर्ति.......... ....

( २ )

संवत् १३७१ वर्षे माहसुदि १४ सोमे श्रीमदूकेशवंशे वेसटगोत्रे सा० सल्यणपुत्रसा० आजडतनयसा० गोसलभार्यागुणमतीकुक्षिसमुत्पन्नेन संघपतिसा० आसाधरानुजेन सा० लूणसीहाग्रजेन संघपतिसाधुश्रीदेसलेन सा० सहजपाल सा० साहणपाल सा० सामंत सा० समरसीह सा० सांगण सा० सोमप्रभृतिकुटुंबसमुदायोपेतेन वृद्धभ्रातृसंघपतिआसाधरमूर्तिः श्रेष्ठिमाढलपुत्रीसंघ० रत्नश्रीमूर्तिसमन्विता कारिता ॥ आसाधरः कल्पतरु.......युगादिदेवं प्रणमति ॥

( ३ )

संवत् १३७१ वर्षे माहसुदि १४ सोमे...................

........ राणकश्रीमहीपालदेवमूर्तिः संघपतिश्रीदेसलेन कारिता श्रीयुगादिदेवचैत्ये ॥

આ ત્રણ લેખો સિવાય સમરશાહના સ્વર્ગવાસ પછી વિ. સં. ૧૪૧૪ માં સમરશાહની તેમની ધર્મપત્ની સાથેની એક મૂર્તિ કે જે સાલિગ અને સજ્જનસિંહે ( સમરાશાહના પુત્રોએ ) કરાવેલી અને કક્કસૂરિ ( વિ. સં. ૧૩૯૩ માં નાભિનંદનોદ્ધાર પ્રબંધકાર ) ના શિષ્ય દેવગુપ્તસૂરિથી પ્રતિષ્ઠિત થયેલી ત્યાં જ જોવામાં આવે છે. જેનો લેખ આ પ્રમાણે છે—

संवत् १४१४ वर्षे वैशाखसुदि १० गुरौ संघपतिदेसलसुतसा० समरासमरश्रीयुग्मं सा० सालिगसा० सज्जनसिंहाभ्यां कारितं प्रतिष्ठितं श्रीकक्कसूरिशिष्यैः श्रीदेवगुप्तसूरिभिः ॥ शुभं भवतु

## સિદ્ધસૂરિ.

વિ. સં. ૧૩૭૧ માં શત્રુંજયના મૂલનાયક આદીશ્વરની મૂર્તિની પ્રતિષ્ઠા કરનાર ઉપકેશગચ્છના સિદ્ધસૂરિએ વિ. સં. ૧૩૫૬ માં તથા ૧૩૭૩ માં પ્રતિષ્ઠિત કરેલ શાંતિનાથબિંબ અનુક્રમે ખંભાત

ખારવાડા સ્તંભનપાર્શ્વજિનાલયમાં અને વડોદરા પીપળાશેરીમાં ચિંતામણિપાર્શ્વનાથ મંદિરમાં વિદ્યમાન છે. ( જુઓ બુદ્ધિસાગર સૂરિસંગૃહીત જૈનપ્રતિમાલેખસંગ્રહ ભા. ૨, લે. ૧૦૪૪, ૧૬૬ )

ઉપકેશગચ્છના કક્કસૂરિએ વિ. સં. ૧૩૧(? ૯)૫માં પ્રતિષ્ઠિત કરેલ સિદ્ધસૂરિની મૂર્તિ પાલણપુર જિનમંદિરમાં વિદ્યમાન છે. ( જુઓ સાક્ષર જિનવિજયજી સંપાદિત પ્રાચીનજૈનલેખસંગ્રહ ભા. ૨, લે. ૫૫૩)એ ઉપર્યુક્ત સિદ્ધસૂરિની હોવાનું અનુમાન છે.

કક્કસૂરિ.

વિ. સં. ૧૩૯૩ માં ઉપર્યુક્ત નાભિનંદનોદ્ધાર પ્રબંધ રચનાર કક્કસૂરિએ પ્રતિષ્ઠિત કરેલ પ્રતિમાઓ—

વિ. સં. ૧૩૭૮ માં પ્રતિષ્ઠા કરેલ આદિનાથબિંબ આબૂગિરિ પર 'વિમલવસહી' માં વિદ્યમાન છે. ( જુઓ (જનવિ. લે. સં. ભા.૨, લે. ૨૦૬ )

વિ. સં. ૧૩૭૯ માં પ્રતિષ્ઠિત ચતુર્વિંશતિપટ્ટ પાટણમાં ફેનાસાના પાડામાં શ્રીશાંતિનાથજીના દેહરામાં વિદ્યમાન છે. ( જુઓ બુદ્ધિસા૦ લે. સં. ભા. ૧, લે. ૩૧૨ )

વિ. સં. ૧૩૮૦ માં પ્રતિષ્ઠિત દેસલશાહના કુટુંબે કરાવેલ ચતુર્વિંશતિપટ્ટ ખંભાત ચિંતામણિપાર્શ્વનાથ મંદિરમાં વિદ્યમાન છે. ( જુઓ બુદ્ધિ૦ લે. ભા. ૨, લે. ૫૩૧ )

વિ. સં. ૧૩૮૦ માં પ્રતિષ્ઠિત શાંતિનાથબિંબ પેથાપુરના બાવનજિનાલયમાં અસ્તિત્વ ધરાવે છે. ( જુઓ બુદ્ધિ૦ ભા. ૨, લે. ૭૧૧–૭૦૬ પુનરાવૃત્તિ છે. )

વિ. સં. ૧૩૮૭ માં પ્રતિષ્ઠિત અજિતનાથબિંબ વડોદરામાં જાનીશેરીના ચંદ્રપ્રભજિનાલયમા છે. ( બુદ્ધિ૦ લે. ભા. ૨, લે. ૧૪૩ )

વિ. સં. ૧૪૦૦ માં પ્રતિષ્ઠિત દેસલશાહના પુત્ર સહજપાલની ભાર્યા નયણદેવીએ કરાવેલ સમવસરણ ખંભાત, ખારવાડામાં સીમંધરસ્વામિજિનાલયમાં છે. ( બુદ્ધિ૦ ભા. ૨, લે. ૧૦૭૬ )

વિ. સં. ૧૪૦૧ માં પ્રતિષ્ઠિત શાંતિનાથબિંબ બાલોતરા (મારવાડ)માં શીતલનાથ મંદિરમાં છે. (જુઓ પૂરણચંદજી નાહરનો લેખસંગ્રહ લે ૭૨૯)

વિ. સં. ૧૪૦૫ માં પ્રતિષ્ઠિત ઋષભજિનબિંબ જયપુરના વેપારી પાસે છે. (પૂ. નાહર લે. ૪૦૦)

## દેવગુપ્તસૂરિ.

પ્રસ્તુત કક્કસૂરિના શિષ્ય દેવગુપ્તસૂરિએ વિ. સં. ૧૪૧૪, ૧૪૨૨, ૧૪૩૨, ૧૪૩૯, ૧૪૫૨, ૧૪૬૮ અને ૧૪૭૧ માં પ્રતિષ્ઠિત કરેલી જૈનમૂર્તિઓ જાણવા-જોવામાં આવી છે. તેમાંથી સં. ૧૪૧૪નો લેખ ઉપર દર્શાવ્યો છે. સં. ૧૪૩૨ માં પ્રતિષ્ઠિત આદિનાથબિંબ પ્રસ્તુત સમરસિંહના પુત્ર ડુંગરસિંહની ભાર્યા ડૂલ્હદેવીએ સુ. સમરસિંહના શ્રેય માટે કરાવ્યું હતું (બુદ્ધિ૦ ભા. ૨, લે. ૬૩૫)

વિ. સં. ૧૪૫૨માં પ્રતિષ્ઠિત સંઘે કરાવેલી ઉપર્યુક્ત કક્કસૂરિની મૂર્તિ પાટણમાં પંચાસરા પાર્શ્વનાથ મંદિરમાં છે. (જિનવિ. ભા. ૨, લે. ૫૧૬)

વિ. સં. ૧૪૬૮ માં પ્રતિષ્ઠિત આદિનાથપ્રમુખ ચતુર્વિંશતિ પટ્ટ પ્રસ્તુત સમરસિંહના પુત્ર સજનસિંહના પુત્ર સગરે પોતાના માત-પિતાના શ્રેય માટે કરાવ્યો હતો. તે ખંભાતમાં ચિંતામણિ-પાર્શ્વનાથમંદિરમાં વિદ્યમાન છે. (જુઓ બુદ્ધિ૦ ભા. ૨, લે. ૫૬૦)

## ભિન્ન ભિન્ન ગચ્છના આચાર્યો.

વિ. સં. ૧૩૭૧માં શત્રુંજય તીર્થોદ્ધારયાત્રા-પ્રતિષ્ઠા પ્રસંગમાં દેસલશાહના સંઘમાં એકત્ર પધારેલા ભિન્ન ભિન્ન ગચ્છના આચાર્યો કે જેમનાં નામો પ્રબંધકાર કક્કસૂરિએ દર્શાવેલાં ઉપર (પૃ. ૧૩૩-૩૪)માં સૂચવ્યાં છે. તેમાંથી—

## પાસડ (પાર્શ્વદત્ત) સૂરિ.

'સમરસિંહરાસ' ના રચનાર નિર્વૃતિગચ્છના અંબ (આમ્ર) દેવસૂરિની પ્રતિષ્ઠિત મૂર્તિઓ વિગેરેના લેખો હજુ જાણવામાં

આવ્યા નથી, પરંતુ તેમના ગુરુ પાસડસૂરિએ વિ. સં. ૧૩૩૦ માં પ્રતિષ્ઠિત આદિનાથબિંબ વીજાપુરમાં પદ્માવતીના દેહરામાં વિદ્યમાન છે. (વીજાપુર વૃત્તાન્ત તથા બુદ્ધિ૦ ભાગ ૧, લે. ૪૧૬).

નિવૃત્તિગચ્છના આ જ પાસડ( સં. પાર્શ્વદત્ત )સૂરિએ વિ. સં. ૧૩૮(?૪)૯ માં પ્રતિષ્ઠિત પદ્મપ્રભબિંબ વડોદરામાં મનમોહન-પાર્શ્વનાથમંદિરમાં વિદ્યમાન છે. ( તેનો ઉલ્લેખ બુદ્ધિ૦ ભા૦ ૨, લે. ૮૧ માં પ્રકટ કરવામાં આવેલ છે. )

## વિનયચંદ્રસૂરિ.

વિ. સં. ૧૩૭૩ માં શુભચંદ્રસૂરિએ પ્રતિષ્ઠિત કરેલી સૈદ્ધાંતિક શ્રીવિનયચંદ્રસૂરિની મૂર્તિ પાટણમાં વાસુપૂજ્યજિન-મંદિરમાં વિદ્યમાન છે. ( જિનવિ. ભા. ૨, લે. ૫૨૮ )

## પદ્મચંદ્રસૂરિ.

બૃહદ્‌ગચ્છના પદ્મચંદ્રસૂરિએ વિ. સં. ૧૩૫૬ માં પ્રતિષ્ઠિત પાર્શ્વનાથબિંબ ખંભાતમાં ચોકસીની પોળમાં ચિંતામણિ પાર્શ્વજિ-નાલયમાં વિદ્યમાન છે. ( બુદ્ધિ. ભા. ૨, લે. ૮૦૩ ) પ્રબન્ધકારે દેવસૂરિગચ્છના પદ્મચંદ્રસૂરિ જણાવ્યા છે, તે કદાચ આ જ આચાર્ય હશે.

## સુમતિસૂરિ.

સંડેરગચ્છના સુમતિસૂરિએ વિ. સં. ૧૩૫૦ માં પ્રતિષ્ઠિત કરેલ અજિતનાથ બિંબ દિલ્લીમાં લાલા હજારીમલજીના ઘરદેહરાસરમાં છે. તથા વિ. સં. ૧૩૭૯ માં પ્રતિષ્ઠિત બિંબ બનારસ રામઘાટ પર આવેલ 'કુશલાજીકા બડા મંદિર' નામથી ઓળખાતા મંદિરમાં વિદ્યમાન છે. ( પૂ. નાહર લે. ૫૧૯, ૬૧૫ )

## વીરસૂરિ.

ભાવડારગચ્છના વીરસૂરિએ વિ. સં. ૧૨૬૩ માં પ્રતિષ્ઠિત પાર્શ્વનાથબિંબ વડોદરામાં દાદા પાર્શ્વનાથના દેહરામાં છે. ( બુદ્ધિ. ભા. ૨, લે. ૧૩૨ )

## સર્વદેવસૂરિ.

થારાપદ્રગચ્છના શાંતિસૂરિના શિષ્ય આ સર્વદેવસૂરિએ વિ. સં. ૧૩૫૯ માં પ્રતિષ્ઠિત કરેલ સુપાર્શ્વનાથબિંબ વીરમગામમાં અજિતનાથમંદિરમાં વિદ્યમાન છે. (બુદ્ધિ૦ ભાગ. ૧, લે. ૧૪૯૩).

## સિદ્ધસેનસૂરિ.

નાણકીયગચ્છના સિદ્ધસેનસૂરિએ વિ. સં. ૧૩૧(?૭)૨ માં પ્રતિષ્ઠિત શાંતિનાથબિંબ દશાપરા જિનમંદિરમાં છે. (બુદ્ધિ. ભા. ૨, લે. ૨૫)

## જગ્ગિગ(જગત)સૂરિ.

બ્રહ્માણગચ્છના જજ્જગ(?)સૂરિએ વિ. સં. ૧૩૩૦ માં પ્રતિષ્ઠિત કરેલ બિંબો સલખણપુર, સંખેશ્વર અને પાટણના જિનમંદિરોમાં છે. (જિનવિ. ભા. ૨, લે. ૪૭૦, ૪૮૦, ૪૯૦, ૪૯૭, ૫૧૮, ૫૧૯) તથા વિ. સં. ૧૩૪૯ માં પ્રતિષ્ઠિત નેમિનાથબિંબ અને પં. રત્નની મૂર્તિ સલખણપુર અને પાટણમાં પંચાસરા પાર્શ્વનાથ મંદિરમાં વિદ્યમાન છે. (જિનવિ૦ ભા ૨, લે. ૪૭૩, ૫૦૯) વિ. સં. ૧૩૮૨ માં પ્રતિષ્ઠિત શાંતિનાથબિંબ ખંભાતમાં નવપલ્લવ પાર્શ્વજિનાલયમાં છે. (બુદ્ધિ૦ ભા. ૨, લે. ૧૦૯૩) આ જજ્જગસૂરિને પ્રબંધકારે જગતસૂરિ એવા નામથી ઓળખાવ્યા જણાય છે.

દેસલશાહ અને સમરાશાહના પરિવારમાં થયેલા તેમના વંશજો વિક્રમના સોળમા સૈકાના ઉત્તરાર્ધમાં પણ વિદ્યમાન હતા, એમ મળી આવતા લેખો ઉપરથી સિદ્ધ થાય છે. વિશેષ ગવેષણા કરવાથી અન્ય ઇતિહાસ પણ મળી શકે, પરંતુ અધિક વિસ્તૃત થવાના ભયથી અહિંજ વિરમીશું.

---

## કલ્યાણસાગરસૂરિ

(રાસ ૩૨, પૃ. ૨૫૮ થી ૨૬૪)

મારવાડમાં લાલપુર નગરના નિવાસી ઓસવાલ સા. લાલજી શ્રેષ્ઠી(ગોત્રે)ને ત્યાં તેની ભાર્યા લીલાગદેએ બે પુત્રોને જન્મ આપ્યો હતો. રાજવિક્ષેપ થવાથી શેઠ પરદેશ ગયા એમ રાસકાર

જણાવે છે. પછી બાલ પુત્રોને લઇ નિર્ભય સ્થાન વિલોકતી માતા રાજનગરી( અમદાવાદ )માં રહે છે. જિનયાત્રા કરતાં મહાવીરને દેહરે દર્શન વંદન કરી પાસેની પોસહશાલામાં સાગરગચ્છના [1]લક્ષ્મીસાગરસૂરિની દેશના સાંભળી લઘુપુત્રે દીક્ષા લેવા માતા પાસે અનુમતિ માગી. છેવટ માતા સાથે બન્ને ભાઇઓએ વિ. સં. ૧૭૫૨ માં વૈશાખ સુ. ૧૦ ગુરુવારે દીક્ષા લીધી. મોટાભાઇનું નામ ક્ષીરસાગર અને લઘુભ્રાતાનું નામ પ્રમોદસાગર પ્રસિધ્ધ કરવામાં આવ્યું.

શિક્ષા ગ્રહણ કરી, યોગ વહન કરી, વિનય વેયાવચ્ચ કરતા આગમના જાણકાર થયા. પ્રમોદસાગર બુદ્ધિપ્રકાશ વધતાં લક્ષણ, કાવ્ય, તર્ક, સાહિત્ય, અલંકાર, સામુદ્રિક, જ્યોતિષ વિ. શાસ્ત્રોમાં કુશલ થયા. વાદશક્તિ ધરાવતા, નવરસથી રાજાઓને રંજિત કરતા, કાવ્યપ્રબંધ રચતા હતા. પંડિતો તેમના પાય સેવતા હતા. વ્યાખ્યાનમાં ચતુર થયા. તે વખતે ગુરુએ પંડિત પદવી દીધી, જગત્‌માં કીર્તિ વિસ્તરી.

સોલ વરસની વયના સંયમી આ મુનિરાજ ભવિજનોને પ્રતિબોધ આપતા, મોટા મોટા પણ તેમના પાય પ્રણમતા હતા. ગુર્વો-

---

૧ આ લક્ષ્મીસાગરસૂરિ તપા(સાગર)ગચ્છમાં થયેલ વૃદ્ધિસાગરસૂરિના પટ્ટધર હતા, કે જે વૃદ્ધિસા. નો નિર્વાણરાસ આ જ લક્ષ્મીસા. સૂરિની સત્તામાં પં. દીપસૌભાગ્યે રચ્યો હતો અને તે ઐતિહાસિક રાસસંગ્રહ ભા. ૩ માં સદ્‌ગત જૈનાચાર્ય શ્રીવિજયધર્મસૂરિ દ્વારા સંશોધિત થઇ સાર, ઐતિહાસિક ઉપયોગી ટિપ્પણીઓથી વિભૂષિત થઇ ભાવનગર યશોવિજય જૈન ગ્રંથમાલા તરફથી પ્રકાશિત થયેલ છે. આ સંચયમાં પણ વૃદ્ધિસાગરસૂરિના ગુરુ રાજસાગરસૂરિનો રાસ અને ગાર પ્રકટ થયેલ છે.

લક્ષ્મીસાગરસૂરિનું પૂર્વનામ નિધિસાગર હતું. એમનો જન્મ ખંભાતમાં વિ. સં. ૧૭૨૮ માં, દીક્ષા વડોદરામાં સં ૧૭૩૬ માં, આચાર્યપદ અમદાવાદમાં(?) સં. ૧૭૪૫ માં અને સ્વર્ગવાસ સૂરતમાં સં. ૧૭૮૮ માં થયો. ( વિશેષ માટે ઉપર્યુક્ત ગ્રંથ, તથા શ્રીયુત માસ્તર મોહનલાલ દલીચંદ દેશાઇ દ્વારા સંપાદિત ઐતિહાસિક રાસમાળા ભા. ૧, નિવેદન પૃ. ૨૦–૨૧ જૂઓ).

—સા. ભ. ગાંધી.

ગ્રાગી, તપ, જપ, સંયમ આદરતા પૃથ્વીતલમાં વિચરતા ગુરુ સાથે સૂરત આવ્યા. પંન્યાસજી પ્રમોદસાગરને સંઘના આગ્રહથી ગુરુએ ઉપાધ્યાય પદ આપ્યું. વ્યાખ્યાનાદિક કાર્યની પૂજ્યે અનુજ્ઞા આપી, સમુદાયનું પાલન કરતા ગહન જૈન ગ્રંથો ઉદ્યમે સંભાળવા લાગ્યા.

ગુરુ સાથે સિદ્ધાચલ, ગિરનાર, અર્બુદ, તારગા, પંચાસરા, સંખેશ્વર, અંતરિક્ષ ઇત્યાદિ શ્રેષ્ઠ તીર્થોની યાત્રા કરી બહુ પરિવાર સાથે સૂરત આવ્યા. એ અવસરે શ્રીપૂજ્યજીએ વિ. સં. ૧૭૮૮ માં વિજયદશમી ગુરુવારે સંઘે કરેલા મહોચ્છવ પૂર્વક ઉપાધ્યાય પ્રમોદસાગરને આચાર્યપદ આપી કલ્યાણસાગરસૂરિ નામ સ્થાપ્યું.

કલ્યાણસાગરસૂરિ સૂરતમાં ચોમાસું પૂર્ણ કરી ગૂર્જરધરામાં વિચર્યા. શિષ્યોને દીક્ષા દીધી, યોગ વહન કરાવ્યાં, શ્રુતદાન આપ્યું, ઉપધાન વહેવરાવ્યાં, બહુપ્રકારે માલ પહેરાવી, ઘણાં બિંબોની પ્રતિષ્ઠા કરી, બાર વ્રતો ઉચ્ચરાવ્યાં, અનેક શુભ કાર્યો કરાવ્યાં, કવિએ સૂરના અંગોપાંગનું રૂપ લાવણ્યાદિનું સારૂં વર્ણન કર્યું છે.

પૃથ્વીતલમાં વિચરતા બહુ પરિવાર સાથે સૂરિ અમદાવાદમાં પધાર્યા. વિ. સં. ૧૮૦૮ માં વિજયદશમીને ગુરુવારે પોતાના શિષ્યને સૂરિપદ આપી પુણ્યસાગરસૂરિ નામ સ્થાપ્યું. એવામાં સૂરતનો સંઘ સિદ્ધાચલની યાત્રા કરી અમદાવાદમાં આવ્યો. ગુરુએ સંઘની વીનતી સ્વીકારી સૂરત તરફ વિહાર કર્યો. માર્ગમાં ગામો ગામ આદરમાન પામતા સામૈયાથી સન્માન કરાતા સૂરિ સૂરત શહેરમાં પધાર્યા. સંઘે મહોચ્છવ કર્યો.

વૃદ્ધાવસ્થામાં દેહ અતિ ક્ષીણ થતાં અવસર જોઇ સૂરિ ધ્યાનસમાધિમાં લીન થયા. શિષ્યવર્ગને તથા પૂર્વ પરિચિત સર્વને ગુરુએ અંતિમ શિક્ષા આપી કે–"દુર્લભ માનવભવ, આર્યકુલ અને શ્રુતનો બોધ પામી તેને અફલ ગુમાવશો નહિ. વિષય–કષાયના તાપથી ગુણ–દાહ કરશો નહિ. પઠિત આગમ વીસરશો નહિ. વ્રતમાં ઉત્સાહ રાખજો, સમાચારી આરાધજો. બહુશ્રુતના પાય સેવજો, કલેશ–કદાગ્રહ વારજ્યો, મન માયારહિત રાખજ્યો, લોકમાં અધિક પ્રતિષ્ઠા થતાં લગારે ગર્વ કરશો નહિ. જ્ઞાનની વિરાધના

વારજો. ગચ્છ સમારી રાખજો, અમ્હે સ્વર્ગે પહોંચ્યા પછી આકરો ખેદ ધરશો નહિ. અમ્હે જેને પાટે સ્થાપ્યા છે, તેથી ઉમેદ ધરજ્યો. તમ્હારી સાથે જે કંઇ વિપરીત કર્યું હોય, તે મ્હારૂ દુષ્કૃત્ય મિથ્યા થાઓ. ક્ષીરસાગરને દુહવશો નહિ એ કથનનું રહસ્ય છે." એમ કહી અણુસણ કર્યું, વચનોચ્ચાર બંધ કર્યો. શુભ ધ્યાનમાં લીન થયા. યોગ સમારી રાખ્યા. વિ. સં. ૧૮૧૧ માં જેઠ વ. ૨ કલ્યાણસાગરસૂરિ સ્વર્ગે પધાર્યા. પં. ક્ષીરસાગરજી ઘણા દિલગીર થયા અતિ વિલાપ કર્યો. પરિવારે શાંત કર્યા. સુજાણ શ્રાવકોએ સંસ્કારની સામગ્રી સજ્જ કરી, નવરંગી માંડવી રચી સોવને શણગારી પૂજ્યનું શરીર પધરાવ્યું. મનમાં ખેદ માતો ન હતો. સોવન-ફૂલ ઉછાલતા શુભ ભૂમિએ લઇ ગયા સંસ્કાર કરી પાછા વલ્યા. દેવવંદન અવસરે બહુ અખ્યાણાં આવ્યાં. મોહનિવારક ગુરુની દેશના સાંભળી ગુરુ-ગુણગણને સંભારતા સર્વ સ્વસ્થાને પહોંચ્યા.

૧૦ વર્ષ કુમારાવસ્થામાં, ૫ વર્ષ મુનિપદમાં, ૩ વર્ષ પંડિત પદમાં, ૨૪ વર્ષ ઉપાધ્યાયપણામા, ૨૪ વર્ષ ગચ્છાધિપતિત્વમાં-કુલ ૬૭ વર્ષનું આયુષ્ય સૂરિજીએ પાલ્યું. હીર-વિહારમાં ઘણું દ્રવ્ય ખર્ચી ગુરુજીની પાદુકા સ્થાપી.

કલ્યાણસાગરસૂરિની પાટે જયવંતા પુણ્યસાગર[1] સૂરિના સમયમાં વિ. સં. ૧૮૧૭ માં ફા. વ. ૫. બુધવારે પંન્યાસજી ક્ષીરસાગર ( કલ્યાણસાગરજીના વૃદ્ધ સહોદર અને સતીર્થ્ય )ના શિષ્ય માણિક્યસાગરે ગુરુગુણગીતરૂપ આ રાસ રચ્યો છે.

## પં. હેમચંદ્રગણિ.

( રાસ ૩૩, પૃ. ૨૬૫થી ૨૮૪ )

માલવાદેશમાં દિલ્લીશ્વરના રાજ્યસમયમાં ઉજ્જેણીની સમીપ આવેલા સુદર્શનપુરમાં જીવનનંદ બ્રાહ્મણની સ્ત્રી જીવાંબાઇએ એક

૧ આ પુણ્યસાગરસૂરિના ઉપદેશથી રાધનપુરમા શાંતિનાથ મંદિર કરાવવામાં આવ્યું છે આ સૂરિએ વિ. સં. ૧૮૩૮ મા માઘ વધારે પ્રતિષ્ઠિત કરેલી જૈન મૂર્તિયો અને ગુરુપાદુકાઓ પણ એ જ મંદિરના સ્થાપેલી છે. એ મંદિરની પ્રશસ્તિ તેમના શિષ્ય અમૃતસાગરે રચેલી ત્યા જ શિલામાં કોતરેલી છે. ( લેખ માટે જૂઓ જિનવિ. ભા. ૨, લે ૪૬૮ ) —સા. મ. ઓઝા

રાત્રે સિંહનું સ્વપ્ન જોઈ પતિને સ્વપ્ન-ફલ પૂછ્યું. જીવનનદે શુભ પુત્રપ્રાપ્તિ સૂચવી. અનુક્રમે પુત્રરત્ન પ્રાપ્ત થતાં માત-પિતાએ હેમ-રાજ નામ રાખ્યું. બાલવયમા બુધ્ધિપ્રકાશ થતાં અભ્યાસ કરતાં એક દિવસ મુનિરાજનાં દર્શન થતાં હેમરાજે મુનિને વંદન કર્યું. મન સંયમ તરફ આકર્ષાતાં તે બાદ તાતની અનુમતિ માગી.

પિતાએ પુત્રનો દૃઢ દીક્ષાભિલાષ જાણી સુદર્શનપુરમા પધારેલા પંન્યાસ સુંદરચંદ્ર પાસે આવી પુત્રભિક્ષા આપી. હેમરાજ કુમાર ગુરુ પાસે રહી આનંદ પૂર્વક ભણવાનો ઉદ્યમ કરવા લાગ્યા ગુરુએ શુભ લગ્ને સંયમ આપ્યો, આલસ્ દૂર કરી વિધિપૂર્વક વિહાર કરવા લાગ્યા. માંડલિયોગ-વહન કરતાં વડી દીક્ષા થઇ.

ભગવતીસૂત્રનો ષટ માસનો યોગ-વહન કર્યો ત્યારે ગચ્છનાયકે પંડિતપદ આપ્યું. મહીમંડલમાં વિહાર કરતા અનુક્રમે માલવદેશમાં ઉજ્જેણીમાં ચોમાસું કર્યું. ત્યાંથી દક્ષિણદેશમા બગનપુરમાં આનંદે આવ્યા. ગુરુ કાલધર્મ પામતાં વૈરાગ્ય આવતાં કપડાં કાથીઆં કર્યાં. સર્વ મમતાભાવ ટાલ્યો, પરિગ્રહ-ત્યાગ કર્યો. તેઓ બાર પ્રકારનો તપ તપતા, જ્ઞાનીનો વિનય-વૈયાવચ્ચ કરતા, આગમ-સ્વાધ્યાય કરતા, શુક્લધ્યાન ધ્યાતા, ઉપસર્ગો સહન કરતા, પંચ મહાવ્રત પાલતા, સુમતિ-ગુપ્તિ શુદ્ધ આચરતા, છકાયજીવનું હિત ધરતા. ચાર વિકથા પરિહરી, આત્મ-ધ્યાન ધરી નિત્ય સંવરભાવે રહેતા હતા. સમતા રસમાં આનંદ માનતા હતા.

હેમચંદ્ર મુનીશ્વર દેશ વિદેશ વિચરવા લાગ્યા. સત્તર ભેદે શુદ્ધ સંયમ પાલતા હતા. પાંચ પ્રમાદને પરિહરી, ચાર વિકથાથી મન વાળી, નવ વાડીની વિધિ આચરી અખંડ શીલ પાલતા હતા. પચ્ચીસ ક્રિયાઓને ટાલવા ઉદ્યમ કરતા. ઉપશમરસસંડાર હેમચંદ્રમુનિ દસ પ્રકારનો શુદ્ધ સાધુધર્મ આચરતા હતા. જિનાજ્ઞા સદા મનમાં ધારી, સહજ શુધ્ધ આચાર્ય થઇ નિશ્ચયનય અંગ વિચારી, ત્રણ (શલ્ય દૂર નિવારી, ત્રણ ગારવ દૂર કરી, ત્રણ વિરાધના ટાલી, જ્ઞાન,) દર્શન, ચારિત્ર પાલતાં તેઓએ આત્મા ઉજ્જવલ કર્યો.

શૂરતાથી બાવીશે પરિસહો સહ્યા, આત્મહિત સાધવા યત્ન કર્યો. નવપદ મંત્રનો જાપ જપતાં નિરંતર મન આનંદમાં રાખતા, પરનિંદાને પરિહરી બાર ભાવના ભાવતા હતા.

અર્બુદ, સોવનગિરિ, શત્રુંજય, ગિરનાર, સમેતશિખર, રાણુકપુર, સંખેસર, અજાહર, મગસી, ઋષભનાથ (કેસરીઆજી), અવંતી, અંતરિક્ષ ઇત્યાદિ તીર્થસ્થલોમા યાત્રા કરી ભાવપૂર્વક પ્રભુને ભેટ્યા.

દેશ, નગર, પુર પાટણમાં વિચરતા મુનિરાજે સૂરતમાં ચોમાસું કરી ઉત્તમ કાર્યો કર્યાં. બર્હાનપુર પધાર્યા, ચોમાસુ કર્યું, ઘણા પ્રાણીઓને પ્રતિબોધ્યા, ભવિજન ઉલ્લાસ પામ્યા. એમ વિહરતા હેમચંદ્રમુનિ અવ(ઔ)રગાબાદ આવ્યા. ત્યારે હર્ષિત થઇ ૮૪ ગચ્છના સર્વ શ્રાવકો આવતા હતા, ગર્વ મૂકી વંદન કરતા હતા, અમૃતવાણી સાંભળતા હતા. ધાર્મિક ક્રિયાઓ, સાહમ્મિવચ્છલો થયાં. તપગચ્છની શોભા વધી, જગતમાં જસ પસર્યો, જૈનધર્મ દીપાવ્યો. ઉનાલે આતાપના લઇ, શિયાળાની અતિ શીતમાં કાઉસગ્ગ કરતા, ઉઘાડે ડીલે ધીરજ ધરી બન્ને વખત પડિક્કમણાં કરતા હતા. સંથારો પાથરી નિદ્રા વિના લગાર પણ સુતા નહિ. એકાંતરે છટ્ઠ, અઠ્ઠમ આદરતા પારણામાં અલ્પ આહાર કરતા વિગયનો પરિહાર કરી સ્વાદરહિત ભોજન કરતા, સર્વત્ર સમભાવ રાખતા હતા. આત્મરમણ કરતાં ઉચ્ચ પ્રકારે મુનિધર્મ પાલ્યો.

શાહ લક્ષ્મીદાસના પુત્ર ઝવેરશાહે પોતાને ઘરે ચોમાસું પધરાવ્યા. તેમના ઉપદેશથી પ્રભાવના, પૂજા, આંગી, દાન, જીવદયા વિગેરે ધર્મકાર્યો થયાં. ધર્મધ્યાન, સાધુદર્શન, વ્યાખ્યાનશ્રવણ, પ્રતિક્રમણાદિ ક્રિયાઓ થઇ હતી. આરંભ છોડી ભવિજનો જ્ઞાનાભ્યાસ કરતા હતા અનેક ભવ્ય આત્માઓએ વિવિધ પ્રકારનાં વ્રત-પચ્ચક્ખાણ કર્યાં. ધર્મસાધનમા તત્પર થઇ વિશેષ પ્રકારે દેવ-ગુરુની સ્તવના ભક્તિ કરી. ધનજીશાહના પુત્ર કાનજીશાહે વૈરાગ્ય થતાં પુત્રાદિની અનુમતિ લીધી, સર્વ સંઘને પુત્રની ભલામણ કરી. ચોમાસુ પૂરું કરી સિંધપુરમા માસકલ્પ થતા અનેક સ્વજન-સજ્જનોને બોલાવી મહોચ્છવપૂર્વક હેમચંદ્રમુનિ પાસે કાન્હજીશાહે

શુભ મુહૂર્તે ચારિત્ર લીધું ઉત્તમચંદ નામ રાખવામાં આવ્યું. મહીમંડલમાં વિચરતા ધર્મવૃધ્ધિ કરાવતા બન્ને મુનિવરો ફરી અવ(ઔ)રંગાબાદ પધાર્યા. બેગમપુરમાં ચોમાસું રહ્યા. છ માસ મૌન ધરી આષાઢ વ. ૧૩ ને દિવસે હેમચંદ્ર મુનીશ્વર મુખથી બોલ્યા ત્યારે જય જય શબ્દપૂર્વક શ્રાવકોએ ઓચ્છવ કર્યો, અનેક શુભકરણી કરી.

દક્ષિણ દેશના વડા અધિપતિ નવાબ નિજામ અતિ આડંબરે ઝવેરશાહ સાથે આવ્યા અને હેમચંદ મુનિને વાંદ્યા. ઉત્તમ કામ થયાં. કુશલ ક્ષેમ પૂછ્યું. ચોમાસું પૂર્ણ થતાં ઝવેરશાહે પોતાને ત્યાં વિનંતી કરી પધરાવ્યા. ત્યાં પાંચ દિવસ રહી પત્થર પોલ, જસવંતપુર, ચિકલઠાણે શ્રાવકોના અતિ આગ્રહે વાસો રહી ત્યાંથી જલગામ પધાર્યા. ત્યાં સુધી ઝવેરશાહ સાથે હતા. ત્યાંથી મુનિ જાલણે પધાર્યા. 'બાલબ્રહ્મચારી સંવેગી ઉપશમરસરાગી એ ઉત્તમ મુનીશ્વર ક્રોડ દીવાલી જીવો ' એવા આશીર્વાદ પૂર્વક રાસ સમાપ્ત કર્યો છે, એથી હેમચંદ્રમુનિની વિદ્યમાનતામાં આ રાસ રચ્યો જણાય છે.

તપગચ્છપતિ વિજયક્ષેમ(ક્ષમા) સૂરિના પટ્ટધર [1]વિજયદયાસૂરિની વિદ્યમાનતામાં પં. વૃદ્ધિકુશલના શિષ્ય વલ્લભકુશલે વિ. સં. ૧૭૯૩ ના મૃગ. શુ. ર ને સોમવારે ઝવેરશાહની પ્રેરણાથી આ રાસ રચ્યો છે.

---

૧ વિજયક્ષમાસૂરિનું આચાર્યપદ સં.૧૭૭૩ મા ઉદયપુરમાં મહારાણા સંગ્રામસિંહની અધ્યક્ષતામા થયું હતું. એમનો જન્મ પાલી( મારવાડ )માં અને સ્વર્ગવાસ દીવબંદરમાં વિ. સં. ૧૭૮૫મા થયો હતો. એમની સ્તુતિરૂપ ત્રણ સજઝાયો ઐતિહાસિક સજઝાયમાલા ભા. ૧ (સાક્ષર મુનિરાજ શ્રીવિદ્યાવિજયજી દ્વારા સંશોધિત, ભાવનગર યશોવિજય જૈન ગ્રંથમાલા તરફથી પ્રકાશિત ) માં પ્રસિદ્ધ થયેલ છે વિ. આ પુસ્તકમાં પ્રકટ થયેલ વિજયરત્ન રાસ તથા સાર જુઓ.

વિજયદયાસૂરિનું સૂરિપદ સં.૧૭૮૫ માં દીવબંદરમાં, વિશેષ વાસ સૂરતમાં, અને સ્વર્ગવાસ સં. ૧૮૦૯ માં થયો હતો. અજબસાગરજીએ રચેલી એમની એક સજઝાય ઉપર્યુક્ત સજઝાયમાલામાં પ્રકટ થયેલ છે.—લા. ભ. ગાંધી.

# કઠિન શબ્દ-કોશ

શબ્દ. અર્થ.

અ

અખ્ખયત-અક્ષત, ચોખા.
અખલિય-અસ્ખલિત
અખીઆણો- નાલિએર, ચોખા વિ. ની ભેટ કરવી તે.
અછેરા-આશ્ચર્યપ્રદ પ્રસંગ.
અત્થિ-અસ્તિ, છે.
અણાહ-અનાથ.
અણુઆણે-અડવાણે, ઉઘાડા-ખાલી પગે ચાલવું તે.
અણુક્કમિ-અનુક્રમે.
અનુ-પછી, અને.
અભીહ-ભય ન પામે તેવો.
અરદાસો-વિજ્ઞપ્તિ, અરજ.
અરહટ-અરઘટ્ટ.
અલજઉ-મનોરથ, ઇચ્છા.
અવયરિઉ-અવતર્યો.
અવદાત-ગુણ.
અવિહડ-અવિહત.
અસરાલ-ધારાખંધ
અહિઠાણ-અધિષ્ઠાન.

આ.

આણુા-આજ્ઞા.
આય-આવક, ઉપજ, પેદાશ.

ઇ.

ઇક્કુ-એક.
ઇહ-આ, અહીં.

ઉઅર-ઉદર.
ઉંણિ-આજ.
ઉમાહલો-હોંસ.
ઉક્કંઠિઉ-ઉત્કંઠિત.
ઉંબરા-ઉમરાવ.
ઉવએસ-ઉપદેશ.

એ.

એકભગત-એક વખત જમવું તે.

ઓ.

ઓસિંકલ-ઓશીઆળા (ઋણરહિત)

ક.

કંઠીર [ વ ]-સિંહ.
કન્ન-કન્યા.
કપ્પતરૂ-કલ્પતરૂ
કલાવ-કલાપ, સમૂહ.
કવિયણ-કવિજન.
કામકુંભ-ઇચ્છાઓને પૂર્ણ કરનાર.
કુચ્છિસરે-કુક્ષિ-સરોવરે.
કુંતલ-અંબોડો.
કુયર-કુંવર.
કુલતિલુ-કુલતિલક.
કોક-ચક્રવાક.

ખ.

ખેહ-ખેદ.
ખોલુ-છાપરૂં.

ગ.

ગયણુ-ગગન.
ગયણિંગણિ-ગગનાંગણ

ગયવર-ગજવર.
ગહગહિઆ-આનંદિત થયા.
ગાહી-ગ્રહણ કરી.
ગેહ-ગૃહ
ગેહિણિ-ગૃહિણી.
ગોમટી-ઘુમટવાળી દેરડી.

**ઘ.**

ઘરણી-ગૃહિણી

**ચ.**

ચઉસાલ-ચારે બાજુ.
ચરિઉ-ચરિત.
ચરીય-ચરિત.
ચંદવયણી-ચંદ્રવદની
ચાઉલિ-ચોખા.
ચાટમચોલ-ધામધૂમ.
ચાવો-પ્રસિદ્ધ.
ચુવિહ-ચતુર્વિધ.
ચૂંથો-તપાસો.
ચૂયા-એક જાતનો સૌગંધિક પદાર્થ

**છ.**

છેહ-છેદ, વિયોગ.

**જ.**

જસવાઉ-યશોવાદ
જાયાનિં-પુત્રને
જિણહર-જિનગૃહ.
જીપિઓ-જીત્યો.
જોયણુ-ભોજન.

**ઝ.**

ઝાણનલિ-ધ્યાનરૂપ અગ્નિ.
ઝાલહિ-ઉપાડવું, વહેવું.
ઝુણિ-ધ્વનિ.

**ઠ**

ઠકઉ-ઠેરઠેર, ઠેકાણે

**ડ**

ડિભ-બાળક.

**ત.**

તયણંતર-તદનંતર.
તવ-તપ, ત્યારે.
તામો-ત્યારે, તે સમયે.
તાય-તાત
તારાયણ-તારાગણ.
તિહુયણિ-ત્રિભુવને.
તેઉ-અગ્નિ
તેય-તેજ

**થ.**

થુણસ્યું-સ્તવીશું.
થોક-સમૂહ.

**દ**

દદામા-નગારાં
દાહિની-જમણી.
દિણયર-દિનકર.
દિણિંદ-સૂર્ય.
દિવંગત-સ્વર્ગગત.
દિવાયરો-દિવાકર
દુરિય-દુરિત
દુલતિ-દોલત
દુહ-દુઃખ.
દેસણ-દેશના, ઉપદેશ.

**ધ**

ધણિ-ધનમાં.
ધરેવિ-ધરીને.

ધ્રાણુ-સ્તન
ધીંગડમલ-પોષાયેલ, ખખડદ્વજ.

ન.

નિયજણુણિ-નિજજનની
નિરવદ્ય-નિર્મલ, પાપરહિત

પ.

પઇવ-પ્રદીપ.
પઉમિણિ-પદ્મિની.
પચ્ચુવયાર-પ્રત્યુપકાર.
પડલ-પટલ, આચ્છાદન
પડવડા-પ્રસિદ્ધ.
પડિબોહ-પ્રતિબોધ.
પડૂર-પટહ, પ્રખ્યાત.
પભણુ-ભણીશ.
પભણે-કહે.
પત્તુ-પ્રાપ્ત થયો.
પયડુ-પ્રકટ.
પયાર-પ્રકાર.
પયોહર-પયોધર.
પરસંસ-પ્રશંસા.
પરસરિ-પાદરે.
પરિ-રીત, પ્રમાણે.
પલાય-દૂર થાય.
પસાય-પ્રસાદ, અનુગ્રહ.
પંડિયહ-પંડિતના
પ્રવચન-શાસ્ત્ર.
પાંહઈ-પાસે,
પુણ્યસિલોકા-પુણ્યશ્લોક.
પિણિ-પણ.
પુન્નલચ્છીકેલીહર-પુણ્યલક્ષ્મી-
કેલી-ઘર.

ભ.

ભત્તિ-ભક્તિ
ભવિઅણુ-ભવ્યજન, મુમુક્ષુ.
ભાસન-પ્રકાશન.
ભાંમણે-ઓવારણું
ભીખ્યા-ભિક્ષા.
ભૂરિ-બહુ, વધારે.
ભેક દેડકો.

મ.

મઉરી-મયૂરી
મયણુ-મદન.
મયખંડણુ-મદખંડન.
મહવ્વય-મહાવ્રત.
મહિમાનિલો-મહિમાવાળો.
મહિઅલિ-મહીતળે
મંડાણુ-મંડન, શોભા.
મંદર-મેરૂ.
મિચ્છત્તમૂલ-મિથ્યાત્વમૂળ
મુહતઉ-મ્હેતો.

ર

રઇ-રતિ, ક્રીડા.
રઢ-હઠ, હઠે
રયણુ-રત્ન
રયણુહ-રત્નનો.
રયણાયર-રત્નાકર.
રલિયાત-આનંદિત
રાકાકુ-પૂર્ણિમાના ચન્દ્નો
રેવ-રેવાનદી.

લ.

લચ્છિ-લક્ષ્મી.
લહુ-લઘુ.

લહુક-લઘુ
લહુવયિ-નાની ઉમરે.
લાહ-લાભ
લાહણિ-પ્રભાવના.

વ.

વડ-વડું, મોટું.
વડવખતી-પ્રખ્યાત, મ્હોટા.
વણ-વન.
વણરાઇ-વનરાજી.
વયણ-વચન
વસુભંડાર-કુબેરનો ભંડાર
વાર-ઉત્તમ.
વાન રૂપ, વર્ણ.
વાહિની-નદી, સૈન્ય
વિચિ-વચ્ચે.
વિછોહ-વિયોગ.
વિજ્જાનિન્દ્રિઅ-વિદ્યાનિન્દિત.
વિહિ-વિધિ
વિહ-વિધ, પ્રકાર.
વિષાસ-વિષાદ.
વિષિ-વિષય.
વિસોહણ-વિશોધન.
વિદ્વાંસો-વિદ્વાનો.
વિરુદ્ધ વિપરીત.
વિવાહણ વિવાહ.
વિહિમગ્ગદ-વિધિમાર્ગના.

શ.

શરભ-અષ્ટાપદ પશુ.

સ.

સણાહ-સનાથ.
સદ્દહણા-શ્રદ્ધા.
સથવણ-સ્તવન.
સયલ-સકલ.
સમધર-શ્રીમંધર.
સંકાણા-શંકિત થયાં.
સંઘાહિવઇ-સંઘાધિપતિ.
સંતિકરણ-શાંતિકર.
સાજન-સજ્જન, સ્વજન.
સાહમી-સ્વધર્મી.
સાવજ્જયોગ-પાપવાળો વ્યાપાર.
સામુદ્ર-સામુદ્રિક લક્ષણ.
સારય-શારદ.
સાંમ-શ્યામ.
સીય-સીતા.
સુઅસાયર-શ્રુતસાગર.
સુકડી-સુખડ, ચંદન
સુપરે-સારી રીતે
સુવિયક્ખણ સુવિચક્ષણ.
સુહદિણિ-શુભદિને.
સુહવી-સધવા.
સુંગ-સારી રીતે.
સુરિંદ-સુરેન્દ્ર.
સેજ-શય્યા.
સેતી-સાથે.
સેયંબર-શ્વેતાંબર.
સોચી-વિચાર કરી.
સોહગ્ગસિરિ-સૌભાગ્યશ્રી.
સોહિ-શોભે.

હ.

હડ્ડીસ-હીરદંઠા, ઢોંગ.
હુંડુદાર-હોણહાર, ભાવિ, જે થવાનું હોય તે.
હોડિ-હોડ.